# ઉદ્બોધન




असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय । बृहदारण्यक. १. ३. २८.
कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन । श्रीमद्भगवद्गीता. अ. २.

पुस्तक २. अंक १. | તંત્રવાહક અને પ્રકાશક. એક યુવક વર્ગ. | संवत १९६४. वैशाख शुद्ध, ३. मे, १९०८.

વિષયાનુક્રમ.



વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. ૧-૦-૦. ટપાલ ખર્ચ ૦-૪-૦.

# ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

આ માસિકના છેલ્લા અંક સાથે તેનું એક વર્ષ પૂરૂં થયું છે અને આ અંક સાથે તેણે દ્વિતીય વર્ષમાં પ્રવેશ કર્યો છે. જૈનસમાજને ઉપયોગી હરેક વિષયોની ચર્ચા કરવાના ઉદ્દેશથી કેવળ પરોપકારાર્થે કાઢેલા આ માસિકે ગત વર્ષમાં કેવું કાર્ય બજાવ્યું છે તે અમારા સુજ્ઞ વાચકોને વિદિત હશે. અને વિશેષમા તેમાથી કોઇપણ રીતે નફો કરવાનો તેના પ્રવર્તકોનો વિચાર જ નથી તે, તેનો આરંભ બે ફોર્મથી થએલો તે ગ્રાહકોની સંખ્યામાં વધારો થવા સાથે અઢી અને ત્રણ ફોર્મપર જઇ સરેરાશ અઢી ફોર્મપર આવેલો, તે પરથીજ સ્પષ્ટ થશે. આ વર્ષથી તેને ચાર ફોર્મનું કરવામાં આવ્યું છે, અને જેમ જેમ ગ્રાહકોની સંખ્યામાં હજી પણ વૃદ્ધિ થતી જશે તેમ તેમ તેના કદમાં વળી વિશેષ વધારો કરવામાં આવશે.

વિશેષમાં અમે આ વરસથી તેમાં લેવાના વિષયોનો મનનપૂર્વક અભ્યાસ કરી તેની નિયમસર વહેંચણી કરી છે, અને તેને લખાવવા માટે સારા લેખકો સાથે ગોઠવણ કરી છે, જે બીનાની સફલતા આ અંકપરથી જ જણાઇ જશે. ટુંકામાં તેને સર્વાંશે ઉપયોગી અને સુંદર બનાવવાનો અમે સંકલ્પ કર્યો છે, અને તે છતાં તેનું લવાજમ જેટલું જૂજ હતું તેટલું જ, એટલે પ્રતિવર્ષ રૂપિયો એક પ્રમાણે રાખવાનો નિશ્ચય કર્યો છે. અમે આશા રાખીએ છીએ કે તે અમારા પ્રયત્નમાં અમે ઇશ્વર કૃપાથી અને અમારા ઉદારચિત ગ્રાહકોના આશ્રયથી વિજયી નીવડીશું

અંતમાં અમે અમારા ગ્રાહકોને નમ્ર સૂચના કરવા રજા લઇએ છીએ કે દરેક પ્રકારના આવા પરોપકારી પ્રયત્નો દ્રવ્યની મદદથીજ પાર પડે છે અને તેમાં કોઇ માણસ એકલો કાંઇ કરી શકતો નથી માટે અમારા કદરદાન ગ્રાહકોએ અત્યાર સુધી આ માસિકને જેવો આશ્રય આપ્યો છે તેવો સતત આશ્રય આપે જશે એવી તેમને વિનંતિ કરી અમે અત્રે વિરમીએ છીએ.

## ચાલુ વર્ષના ગ્રાહકોના લવાજમની પહોંચ.

૧ રા. સ્વામીનારાયણ જેઠાલાલ ચીમનલાલ. અમદાવાદ.
૨ રા. ગોકળદાસ અચરતલાલ. અમદાવાદ.
૩ રા. કૃપાશંકર બેચરલાલ પંડિત. અમદાવાદ
૪ રા. નારણલાલ જગજીવન મહેતા નડિઆદ.
૫ રા. સાવલે લક્ષ્મણ મહાદેવ. યુગંડા ( આફ્રિકા. )
૬ રા. કમળાશંકર મગનલાલ દેસાઇ. મોમ્બાસા ( આફ્રિકા. )
૭ રા. બળીલાલ મણીલાલ મહેતા. અમદાવાદ.
૮ રા મોતીલાલ ભોળાનાથ જાડાવાળા. અમદાવાદ.
૯ રા. ચંદ્રમણીશંકર જેઠાલાલ પંડિત. અમદાવાદ.
૧૦ રા. કનૈયાલાલ હરીલાલ અમદાવાદ.
૧૧ ડો. શંભુપ્રસાદ દશરથલાલ અમદાવાદ.
૧૨ રા. હિંમતસિંગ ભગવાનજી વાઘેલા. સાણંદ.
૧૩ રા. જમનાદાસ ઝવેરદાસ પટેલ. અમદાવાદ.
૧૪ રા. જીવણરામ જેઠાશંકર વકીલ. અમદાવાદ
૧૫ રા. રણછોડલાલ મગનલાલ શાહ. અમદાવાદ

# ઉદ્બોધન.

" પેખ ઉદયગિરિ દૃષ્ટિ ઉંચી કરી,
" સૂર્ય ધીમે ધીમે આમ આવે. "

વર્ષ ૨ જું. ] વૈશાખ. ૧૯૬૪. [ અંક ૧ લો.

## નવિન વર્ષ.

" Love is the greatest thing in the world "

એક વર્ષની વિવિધ દર્શનયુક્ત બારે રાશીઓ પૂર્ણ થઇ છે. નવિન વર્ષના નવિન ચક્ર ઉપર આરોહણ કરવાનો દિવસ સમીપ આવ્યો છે. ભૂમંડળની વિજ્ઞાનની નવિન વાટિકાઓમાં તે રાશીચક્ર ઉપર બેશી જઇશું, ત્યા ફરીશું, ત્યાંના સ્ફુર્તિપ્રદ વાતાવરણથી ક્ષણે ક્ષણે વિકાસ પામતા જઇશું.

ભારતભાનુ ક્યારનોએ ઉગી ચૂક્યો છે. જન સમાજના અંતઃકરણ જાગ્રત થયાં છે. કંઇક અવનવું જીવન સ્ફુરતું ચાલ્યું છે. ચેતનમૂર્તિ છતાં જડ વ્યામોહથી જડ બનેલા ભારતતનુજો આજે જ્યા ત્યાં નવિન ઉદયકાળમા, નવિન મંદ મંદ વાયુની લહરીયોમાં, અહિથી તહિ અને તહિથી અહિ એમ અનેક વૃક્ષોની કુંજ ઘટાઓમાં બેશી તત્પરતા મેળવવા એક ચિત્ત કરી બેઠા છે. સામી બાજુએ એક ઉચ્ચ શિલા ઉપર વિરાજી ભારતમાતા પોતાની પ્રિય સંતતિને કંઇક બોધ આપવો શરૂ કરતા હોય એવું જણાય છે.

ભારતમાતાએ પોતાની સૌમ્ય વાણીથી કહેવા માંડયું—પ્રિય પુત્રો, અને પ્રિય પુત્રીઓ, આજ જ એક અતિ દીર્ઘ કાળ પછી એવો દિવસ પ્રાપ્ત થયો છે કે જે વેળા પુત્રો અને પુત્રિઓ પોતાની માતાને ઓળખી કાઢી જોઇ શકયા છે અને માતા પોતાના પુત્રો અને પુત્રીઓને ઓળખી કાઢી જોઇ શકી છે. દીર્ઘ રાત્રિ વીતી ગઇ છે. કષ્ટનાં સ્થાનો નજરે પડવા લાગ્યા છે. રાત્રિના નિશાચરો અને ચૌરકર્મ કરનારાઓ હવે ઉઘાડા પડવા લાગ્યા છે. તમને પુરતી સ્ફુર્તિનો અવકાશ મળી ચૂક્યો છે. હજી વિસ્તૃત ભરતખંડની કેટલીક બાજુઓમા તિમિરાંધ રહેલું છે તમારામાં પણ દીર્ઘ રાત્રિના કાંઇક દુષ્ટ સંસ્કારો અંતઃકરણ ઉપર બાકી રહી તરવરી રહેલા મને જણાય છે. એ નકકી સમજજો કે હવે એ અજ્ઞાન કાળ જરી પણ રહેવાનો નથી. ક્ષણવાર કદાચ વ્યામોહ થાય અને

તમારૂં જાતિ સ્વરૂપ ભૂલી જવાય તો હું તમને એક દિવ્ય રહસ્યાત્મક મંત્ર આપું છુ તેનો જાપ કરી તમારા વ્યામોહને દૂર કરજો. અને હજી અજ્ઞાનના તિમિરમાં રહેલા તમારા બંધુઓને તેનો બોધ કરી સ્વદેશની દિશા આપજો—"Lovo is the greatest thing in tho world", પ્રેમ—બંધુભાવ એ સમસ્ત વિશ્વમાં એક શ્રેષ્ઠ વસ્તુ છે." આ તમારા પૂજ્ય મહર્ષિઓનોજ નવિન ભાષાની અંદર રચાયલો બોધમંત્ર છે, જેમ જેમ એનો જાપ કરતા જશો અને બીજાઓને એ દિશા તરફ વાળતા જશો તેમ તેમ તમારાં આર્ય હૃદય પીગળી તમારૂં જીવન રસમય થતું જશે. આમ સર્વ દિશાઓમાં અનેક હૃદયો પીગળી તેમાથી બંધુભાવના અનેક ઝરણાઓ ઝરી સમસ્ત ભારતવર્ષ રસમય થઇ જશે. વ્યક્તિપરત્વે મહારૂં ત્હારૂં નાશ પામી સમષ્ટિ પરત્વે મમતા બંધાશે સ્વદેશ રૂપે ૐકારનો નીકળેલો ધ્વનિ આઘાત અને પ્રત્યાઘાતરૂપે દશે દિશામાં વ્યાપ્ત થશે, તેમાંથી એક નવિન સૃષ્ટિનું મહાન્ વૃક્ષ ઉત્પન્ન થશે. તે વૃક્ષની રેશાઓ દરેકના હૃદય સાથે ગુંથાઈ જશે પછી કેવું સુખ ! કેવુ ઐક્ય ! કેવી વજ્રમય દ્રઢતા ! ત્યાં પછી ભારતવર્ષના મધ્યભાગમા સ્વતંત્રતા દેવીનું સ્થાપન થશે. અને તેનું દર્શન પ્રતિબિંબરૂપે દરેકના હૃદયમંદિરમા થશે. તમારા માટે હવે રાત્રિ નહિ પણ દિવસજ છે. તમારા માટે હવે દુઃખ નહિ પણ સુખજ, લાંબા દીર્ઘ કાળનાં દુઃખ પછી સુખની સીમા બતાવશે. ચાલો ઉઠો, હવે આ શશી ચક્ર ફરવા માંડ્યું છે, તેના મધ્ય ભાગમાં હું બેશી જાઉ છું. તમે પણ તે ચક્રને અવલંબી આગળ વધો. હાલ આટલોજ બોધ બસ છે. પણ ઉપરના મંત્રનો જાપ ભૂલશો નહિ. બોલો वंदे मातरम्।

---

# स्वदेशसेवाष्टकम्।

स्वतंत्रतासौम्यफलोपभोगं
संदर्शयन्ती नियतं जनानाम्।
अपारदुःखोदधिनाशदक्षा
स्वदेशसेवैव महाव्रतं स्यात्॥ १॥

ददाति याभीष्टमनोरथांश्च
दरिद्रतादुष्टरिपुं च दाति।
उन्मूलितानर्थपरंपरा च
स्वदेशसेवैव महाव्रतं स्यात्॥ २॥

अरीन् बलिष्ठान् भजिहीर्षमाणान्
समूलनष्टांस्त्वरया करोति।
परं च या मङ्गलहेतुभूता
स्वदेशसेवैव महाव्रतं स्यात्॥ ३॥

उपास्य यां रामरमेशमुख्याः
पुरातना भूपतयो विशुद्धाः ।
चक्रुर्मही ध्वस्तनिशाचरां सा
स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ ४ ॥

स्थिरप्रतिज्ञो महितः प्रताप:[1]
संश्रित्य यस्या युयुधे पदाब्जम् ।
स्वधर्ममार्यस्य ततो ररक्ष
स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ ५ ॥

यस्याः प्रभावेण शिवावतारो
नृपो दुरालोकभुजो भवान्या[2] ।
म्लेच्छान ममर्दाशु महोग्रतेजाः
स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ ६ ॥

निधाय यां चित्तसरोजमध्ये
लक्ष्मीश्च[3] राज्ञी करवालहस्ता ।
संचूर्णयामास रिपोर्बलानि
स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ ७ ॥

अमोघवीर्या विपदाकुलानां
विपत्तिहा सा सुखदा सदा नः ।
गतप्रतिष्ठैः पुरुषैः सुसेव्या
स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ ८ ॥

मनः स्थिरीकृत्य पठेज्जनो य
इमां स्तुतिं पापचयाग्किल्पाम् ।
ध्रुवं समासादितदिव्यशक्तिः
स्वदेशमोक्षाय भवेत् समर्थः ॥ ९ ॥

---

૧ મેવાડનો પ્રતાપસિંહ. ૨ ભવાની=શિવાજીની તલવાર ૩ ઝાંસીની રા

## બે ચિત્ર.

( રાગ લાવણીની ઢુન. )

વિજય ડંકના નાદ સુણી નર્યાં ભડ ભડકતા ભારી,
દિવ્ય વપુની રમણીયતાથી ઇંદ્રબુદ્ધિ ગઇ હારી,
ધર્મ નીતિને ટેક શૂર રહ્યું વિસ્મયી જગત નિહાળી,

બ્હાર હાક શા ત્યારે

સુવર્ણથી અંકિત રત્નજડિત શોભે મુકુટ રૂપેરી શીરે,
ભાળ વિશાળે મંગળ ટપકાં સ્નેહાબ્ધર ધર્યાં વીરે

× × × × × ×

સમય હાન કળકળતો આવ્યો બોલ્યું નર સુણાએ,
દુર્બળ કાયે નિર્બળ હૃદયે દુઃખ પોકારે જાયે,
ધર્મ નીતિને ટેક ચૂકથી મર્દ કાયરો હાયે,

વીર રડત નિહાળું

ફાટ્યાં ભાગ્યાં વસ્ત્ર સજી પ્રિય ફરે ઉઘાડે શિરે,
દુબળીઆ અર મલિન વેષમાં હિંદ હૃદય હા ! ચીરે

## ભાસ્કરાચાર્ય અથવા ભારતવર્ષનો ગેલીલીઓ

આ મહાન્ વિદ્વાન્ નિઝામ રાજ્યમાં બેદરગામમાં અગીઆરમી સદીમાં જન્મ્યા હતા તેમના પિતાનું નામ મહેશ્વર ભટ્ટ હતું મહેશ્વર ભટ્ટ સર્વ શાસ્ત્રમાં નિષ્ણાત હતા, અને મુખ્યત્વે કરીને જ્યોતિષ શાસ્ત્રમાં પારંગત ગણાતા હતા પુત્રની બુદ્ધિ અતિ તીવ્ર જોઇ નાનપણથી જ એને તેઓએ પોષવા માંડી હતી પુત્રે પણ સર્વ શાસ્ત્રસંપન્ન થઇ પોતાનું જીવન દીપાવ્યું હતું એમણે પોતાની છત્રીસ વર્ષની ઉમરે **સિદ્ધાંત શિરોમણી** નામનો જ્યોતિષ શાસ્ત્રનો અતિ ઉપયોગી ગ્રંથ બહાર પાડ્યો હતો એ ગ્રંથ બે ભાગમાં વિભક્ત થએલો છે, ગોળાધ્યાય અને ગણિતાધ્યાય આ મહાન્ જ્યોતિષીને બીજી કંઇ પણ સંતતિ ન છતાં એક લીલાવતી નામની એમના જેવી જ કુશળ વિચાર વાળી પુત્રી હતી આ પુત્રી ગણિત શાસ્ત્ર પણ સારૂં જાણતી હતી એમ કહેવાય છે ગણિતાધ્યાયને પોતાની પુત્રીનું નામ આપી વિદ્વાન્ પિતાએ પોતાની પ્રિય પુત્રીને અમર કરી છે, અને તે ગ્રંથ લીલાવતી નામથી હાલ સુપ્રસિદ્ધ છે આ ગ્રંથ પહેલ વહેલા કલકત્તામાં છપાયો હતો વળી આ વિદ્વાન્ પુરૂષે બીજગણિત પણ રચેલું છે બીજગણિત અને લીલાવતી એ સિદ્ધાંત શિરોમણીને ઉપોદ્ઘાત રૂપે છે લીલાવતી ઉપર લી

સિદ્ધાંત નામના ગ્રંથભાગ ઉપર ગૂઢાર્થ પ્રકાશિકા નામની ટીકા જોવામાં આવે છે. તે રંગનાથ નામના પંડિતે બનાવેલી છે. તિથિતત્વ અને જ્યોતિષતત્વ એ નામના બીજા બે ગ્રંથો એ બુદ્ધિમાને રચ્યા છે.

આ વિદ્વાને જે જે ગ્રંથો રચ્યા છે- તે ઘણા પ્રમાણભૂત અને આધારભૂત છે. સાધન વગરના પ્રાચીન કાળમાં રચાયલા આ ગ્રંથો અને તેના સિદ્ધાંતો સાધનથી પરિપૂર્ણ એવા અર્વાચીન કાળમાં ઘણે ભાગે સર્વાંશે મળતા આવે છે પ્રચંડ દૃષ્ટિપ્રકાશક દુરબીન વિગેરે સાધનો તે વખતમાં કંઇ ન હતા. વાંસની નળીકા બનાવી તેને અમુક સ્થિતિમાં ગોઠવી ગ્રહોની શોધ આ મહાન શોધક નરે કરેલી છે. અને માત્ર એજ સાધન વડે ગ્રહોની લંબાઈ, પહોળાઇ, ઉંચાઈ વિગેરેના આ તીવ્ર બુદ્ધિવાળા વિદ્વાને સિદ્ધાંત કરેલા છે.

પ્રપંચી બુદ્ધિવાળા પાદરી લોકો અને કાંઇક તેમને જ પગલે ચાલનારા સુધારકો અજ્ઞાન લોકોમાં એમ જાહેર કરે છે કે હાલની શોધ ખોળની દૃષ્ટિએ જોતાં આપણાં શાસ્ત્રોમાં કેવળ ગપાટા ઠોકેલાં છે અને તેઓ લાક્ષણિક શાસ્ત્ર ( Symbolic Science ) અને અર્થસૂચકતાના શાસ્ત્ર ( Figurative Science ) ઉપર ઘણે ભાગે રચાયલા પુરાણોમાંથી કેટલાક ફકરાઓ કાઢી વગર સમજે અજ્ઞાન લોકોના મનપર એવા વિચાર ઠસાવે છે. એક પક્ષે જોતાં એમના બતાવેલા ફકરાઓ કબુલ કરીએ પરંતુ તેથી એમ ન કહી શકાય કે હિંદુઓના બધા શાસ્ત્રોમાં ગપ્પા ઠોકેલા છે. ઘણાક પુસ્તકોની અંદરથી પાદરી લોકોએ પૃથ્વી તથા ગ્રહણ વિગેરેની લોકોની મૂઢમાન્યતા ટાંકી સાયન્સની દૃષ્ટિથી તેનું ખંડન કરી ભારતવર્ષના ઉચ્ચ ગૌરવને હસી કાઢયું છે જૂદા મતોને લઇને જૂદા જૂદા અભિપ્રાયો હોઇ શકે અને તે હાલ પણ આપણે આટલી બધી શોધખોળ આગળ વધેલી છે તેના સમયમા દરેક વિદ્વાનના થોડે ઘણે અંશે જૂદા જૂદા મત જોઇએ છીએ. પોતાની મૂઢમાન્યતા તરફ નં જોતાં બીજાના ખોટા દોષો બતાવવા એ પોતાનીજ મૂર્ખતા બતાવવા જેવુ છે. અજ્ઞાન કાળમા લોકોને જેમ કહેતા તેમ સાભળતા, પણ હાલ તે કાળ ગયો છે. ભારત વર્ષના ઉદયનો અને જ્ઞાનનો સૂર્ય કાંઇક- ક્ષિતિજ ઉપર આવ્યો છે. લોકોની દૃષ્ટિમાં પ્રકાશ પડવા લાગ્યો છે, પોતાની જાત પરખાવા લાગી છે, અને પોતાના પૂર્વજોનું તથા પોતાના શાસ્ત્રોનું ખરૂં ગૌરવ સમજી ભારતવર્ષનું જીવન અતિ ઉજ્વલ થતું ચાલ્યું છે.

સોળમી સદીમાં પાશ્ચિમાત્ય મહાન્ ખગોળવેત્તા ગેલીલીઓ થઈ ગયો તેની પૂર્વ અવસ્થામાં સમસ્ત યુરોપ પૃથ્વી ચપટી અને સ્થિર છે એમ માનતું હતું. પરંતુ ઘણા પ્રાચીન કાળથી હિંદુસ્થાનમાં ખગોળનું ઘણું સારૂં જ્ઞાન હતું ભાસ્કરાચાર્યે પૃથ્વી ગોળ છે એમ દાખલા દલીલથી સાબીત કરી આપેલું છે. ભૂગોળ એ સંસ્કૃત સાહિત્યમાં પ્રચલિત શબ્દ છે. એટલા ઉપરથી વાચકને જણાયા વગર રહેશે નહિ કે પૃથ્વી ગોળ છે એમ લોકોની સામાન્ય માન્યતા પ્રચલિત હતી, પણ ઘણા કાળથી અજ્ઞાનને અંગે દૃષ્ટિ જડ થઇ જવાથી તે શબ્દના અર્થનો લોકોને પ્રકાશ થયો નહિ.

અર્વાચીન શાસ્ત્રિય સિદ્ધાંતો સાથે ભાસ્કરાચાર્યના સિદ્ધાંતો કેટલા બધા મળતા છે

તે વાચક તપાસી લેશે તે મહાન્ પુરૂષના સિદ્ધાંતો નીચે પ્રમાણે છે—પૃથ્વી ગોળ છે, અને તે આકાશના ભાગમાં નિરાધાર અવસ્થામા રહી પોતાની ધરી ઉપર રાતને દહાડો ફર્યા કર છે ધારણાત્મિકા નામની આકર્ષણ શક્તિથી પૃથ્વી અધર રહેલી છે બીજા ગ્રહોની માફક પૃથ્વી પણ એક ગ્રહ છે જે વેળાએ પૃથ્વી ફરતી ફરતી સૂર્ય અને ચન્દ્રના વચમા આવે છે ત્યારે પૃથ્વીની છાયા ચન્દ્ર ઉપર પડે છે, અને ચન્દ્રગ્રહણ થાય છે અને જે વેળા સૂર્ય અને પૃથ્વીની વચમા ચન્દ્ર આવી જાય છે તે વેળા સૂર્યગ્રહણ થાય છે દરેક વસ્તુ, ઉપરથી પૃથ્વી ઉપર પડે છે તેનુ કારણ પૃથ્વીનુ ગુરૂત્વાકર્ષણ છે ઉત્તર અને દક્ષિણ ધ્રુવમા છ છ મહિનાની રાત્રિ અને દિવસ છે, માણસ જ્યા રહે છે ત્યા પૃથ્વીને પોતાની નીચે, અને પોતાને તેના ઉપર માને છે તેથી પૃથ્વીની બન્ને બાજુ ઉપર રહેનારા માણસો અરસપરસ એક બીજાને ઉપર નીચે સામસામા ( Antipodes ) સમજે છે વિગેરે વિગેરે

પ્રિય વાચક, સૂર્ય સમાન શુદ્ધતત્વોનો ભાસ આપનાર આ ભાસ્કરાચાર્યે કયા કયા વિષયમા પોતાના જ્ઞાનનો પ્રકાશ પાડયો છે તે ત્હે જોયુ હશે તે મહાન્ ગણિતશાસ્ત્રી હતા તે એક મહાન્ ખગોળવેત્તા હતા તે ગુરૂત્વાકર્ષણને જાણનાર ન્યુટન હતા તેમના સમયમા ગ્રહોના ગણિતનો થોડી ઘણી ધણી ભૂલોનો ફેર પડતો હતો તે આ મહાન્ શોધકે દૂર કર્યો છે આ આર્યશિરોમણી પુરૂષે પોતાનુ જીવતું કૃતાર્થ કરી અને ભવિષ્યની આર્યસતતિને માટે દિવાદાંડી સમાન પોતાના ઉત્તમ શોધોના ગ્રથો મૂકી પ્રાંસઠ વર્ષની ઉમર બેદરગામમા પોતાનો દેહોત્સર્ગ કર્યો હતો હે વાચનાર, જો ત્હારી ભૂમિને પૂર્વવત્ ભૂમડળ ઉપર શિરોમણી બનાવવી હોય તો આ મહાન્ શોધક નરના ગ્રથોને આધારભૂત ગણી જ્યાથી ઇમારત ચણાવી બાકી રહી હોય ત્યાથી તે ઇમારતને ચણી આગળ વધી ત્હારા જીવનને કૃતાર્થ કર, વૃથા શોર બકોર છોડી દે. વિશ્વના અનંત શુદ્ધ જ્ઞાન મન્દિરોને જોવા ઉત્સુક થા એકવાર આગળ વધ્યા પછી ફરી પાછુ આવવાનુ મન નહિ થાય

## આબાદ હિંદ.

### ( સર વીલીયમ ડીગબીના મૂળ અંગ્રેજી ઉપરથી ભાષાન્તર. )

અનુસંધાન પુ० ૧, અક ૮, પૃ० ૧૬૩ થી

હિંદમા, સરકાર તરફથી, જે જાહેર કામો હાથ ધરવામા આવે છે તેમાં, દરોગેશન ( નહેરોના બાધકામ ) ના જેવુ નફાકારક બીજુ એકે કામ નથી, કારણ જમીનની સામાન્ય જમા ઉપરાંત વધુ નફો, તેમાથી સરકારને પ્રાપ્ત થાય છે તેના ફેરફારના આંકડા નીચે મુજબ છે.—

## નેહેરોનું બાંધ કામ ખાતું.

| મ્હેસુલી પરીણામ. | હીસાબ. ૧૮૯૯–૧૯૦૦ | સુધારેલા અંદાજી આંકડા, ૧૯૦૦–૧૯૦૧ |
|---|---|---|
| મોટાં કામો. | રૂ. | રૂ. |
| શીધી ઉપજ. | રૂ. ૨૩૬,૭૭૯,૩૫ | રૂ. ૨૫૭,૫૮૦,૦૦ |
| જમીનની જમાની ઉપજ | રૂ. ૧૦૦,૫૨૬,૧૦ | રૂ. ૧૦૯,૫૯૦,૦૦ |
| કુલ્લે ઉપજ. | રૂ. ૩૩૭,૩૦૫,૪૫ | રૂ. ૩૬૭,૧૭૦,૦૦ |
| કુલ્લે ખર્ચ. | ૯૯,૭૧૪,૪૫ | ૧૦૪,૨૮૦,૦૦ |
| | ૨૩,૭૫૯,૧૦૦ | ૨૬,૨૮૯,૦૦૦ |
| કરજ ઉપરનું વ્યાજ | ૧૩૪,૫૧૨,૩૫ | ૧૩૮૨૭૦૦૦ |
| ચોખી ઉપજ | રૂ. ૧૦૩૦૭૮,૬૫ | રૂ. ૧૨૪૬૨૦૦૦ |
| નાના બાંધ કામો વિ. ખર્ચ. | ૮,૨૬૨,૨૧૦ | ૭૮૪૩૫૦૦ |
| કુલે ચોખા ઉપજ | રૂ. ૨૦,૪૫,૬૫૫, | ૪૬,૧૮,૫૦૦ |

આવા લાભકારક અને પરોપકારી કામો ઉપર સરકાર ઘણીજ કંજુસાઇથી ખરચ કરે છે અને હરેક વર્ષે સરકાર એ બાબતમા ગોકલગાય અથવા કાચબાની ઝડપથી ગતિ કરે છે.

હિંદ સંબંધી ઇગ્લંડમાં જે જે પુસ્તકો પ્રકટ થયાં છે તેમાં બ્રીટીશ જેવા ડાહ્યા અને પરોપકારી રાજ્યકર્તાની હકુમત તળે થયેલા લાભો સંપૂર્ણ રીતે વર્ણવેલા છે. કારણ કે જુદી જુદી કોમના લોકો તેમના છત્રતળે એક થઇ રહેછે. ઇન્ડીઆ ઓફીસ પણ પ્રતિવર્ષ તેમના પોતાના કામના તથા તેમના નોકરોએ કરેલા કામના બણગા ફુંક્યા કરે છે. પરંતુ આ બણગા ફુંકનારાઓ સમજી શકતા નથી કે તેઓ અથવા તેઓના નોકરો જે કાંઇ કરે છે તે મારેનું સઘળું ખર્ચ હિંદના લોકો આપે છે. ઇન્ડીયાના એક પત્રે એક વખત નીચે પ્રમાણે માર્મિક ટીકા કરી, "ઇગ્રેજો કહે છે કે અમારે જે જે કરવું જોઇએ તે સઘળું કર્યું નથી પણ અમે ( ઈગ્રેજો ) હિંદીઓને કેળવણી આપી છે." એ વાક્યમા "અમે" શબ્દ ઉપર ભાર મુકવામાં આવ્યો છે પણ "અમે" એટલે કોણ ? તેનો જવાબ એ છે કે "અમે" જે કાંઈ કર્યું છે તે એ છે કે હિંદીઓને કેળવણી આપવાને હિંદીઓના પૈસા ઉપયોગમા લીધા છે અને તેમ છતા "અમે તેમની દષ્ટિબિન્દુથી તે હકીગત જોતા નથી. "અમે" એ સઘળું કર્યું હતું એ દષ્ટિબિન્દુને દુરાગ્રહપૂર્વક વળગી રહેવું એ ઠીક ગણાતું નથી. હું જાણુંછું કે હજારો લોકો અગાઉ કહી ગયા છે અને ઘણા લોકો હજુ પણ કહે છે તેની સંક્ષેપમાં પણ પુનરૂક્તિ કરવી એ કાગળ બિગાડવા જેવું છે. છતાં હિંદ ઉપર મેં જે જે પુસ્તકો લખ્યાં છે તે હરેકમાં અગ્રેજી રાજ્યથી કરીને જે કાંઇ સારાં પરિણામો આવ્યાં છે તે અસ્સલ કરીને લખેલા છે. હું તે બાબત બીલકુલ ઇનકાર કરતો નથી, તેમ તેમનો ઇનકાર કરવાની મારી ઈચ્છા પણ નથી. હું તેમ શા મારે કરૂ ? કારણ કે હું

" વાની બંધી (૧૮) નીચ વર્ણ તરફનો ધિક્કાર (૧૯) ઉચ વર્ણના લોકોને પુરાવો
" આપવાની ફરજમાથી મુકત કરવાનો રિવાજ. ઉપર ગણાવેલા સાંસારિક સુધારા કોઈ
" રીતે ઓછા કહી શકાય નહિ અને તેથી હરેકને સંપૂર્ણ રીતે ખાત્રી થશે કે અંગ્રેજ-
" ના રાજ્યમાં જુનામાં જુના રિવાજો પણ જે લોકહિતને નુકશાનકારક હોય તો તે
" નભી શકશે નહિ. ઉપરના રિવાજો પૈકી કેટલાએકને કાયદાના મજબુત હાથથી દાબી
" દેવામાં આવ્યા નહોતા પરંતુ પશ્ચિમના ક્રીસ્ચીયન સુધારાની અસરથી વખત જતાં
" નાબુદ થયા છે. હજુ ઘણુ કરવાનું બાકી રહેલું છે. પણ બ્રીટીશ રાજ્યની સઘળી
" કોમો તરફની એક સરખી ન્યાયી વર્તણુકથી ગઈ સદી કરતાં આ વીસમી સદીમાં
" સંસારીક, ઔદ્યોગિક અને ધાર્મિક સુધારાઓ વધુ પ્રમાણમાં થયા વિના રહેશે નહિ"×

" ઇગ્લીશમેન " પત્રમાથી ઉતારો.

અંગ્રેજ રાજકર્તાએ જે જે સુધારાઓ કર્યા છે તથા હિંદનું ભલુ કરવાની તેમની ઇચ્છા છે એ બન્ને બાબતો ઇનકાર કરવાનો અમારો ઇરાદો નથી. હિંદને શી શી બાબતો અનુકુળ છે તે બાબત તેઓએ અગાઉથી જ નક્કી કરેલા વિચારોને અનુસરીને ભલું કરવાની ઇચ્છા છે. આ પુસ્તકમાં તે તમામ હકીગતો સ્વીકારેલી છે અને આ આખા પુસ્તકમાં ઇરાદાપુર્વક કોઇ પણ સ્થળે અંગત ટીકા કરવામાં આવી નથી. જુઠા હેતુઓનો આરોપ કરવામાં આવ્યો નથી. મારા અંગ્રેજ બધુઓએ જે જે કાર્યો કર્યાં છે તેમાંથી મક્ષિકાની માફક કેવળ છિદ્રશોધક બુદ્ધિથી મેં મારી ટીકાઓ કરી નથી. મારી સંપૂર્ણ ખાત્રી છે કે જો તમામ હકીકત ખરા સ્વરૂપમા અંગ્રેજ લોકો જાણશે તો પછી હિંદીઓને ન્યાય જરૂર મળશે. દૃષ્ટાન્ત તરીકે મારા અમલદાર વર્ગના અને બીન-સરકારી બન્ધુઓ નીચેની હકીકત કેટલી અર્થસૂચક છે તે જોઇ શકતા નથી અથવા તો તે માનવાની તેમની મરજી નથી.

## ૧૮૦૦ થી ૧૮૨૫ સુધીમાં ચાર દુષ્કાળ, ૧૮૭૫ થી ૧૯૦૦ સુધીમાં બાવીશ દુષ્કાળ.

મારા માનવા પ્રમાણે ચારના બાવીશ દુષ્કાળ થવાનું કારણ આપણી અંગીકૃત રાજ્યનીતિનું ફળ છે તથા આપણે જે કર્યું છે અને જે કર્યું નથી તેનું પરિણામ છે. લેશ માત્ર ઇર્ષ્યા અથવા દ્વેશબુદ્ધિ વિના હું નીચેની હકીકત લખું છું કારણ કે કરોડો દુઃખી થતા હિંદીઓના દુઃખથી મારૂં અંતઃકરણ ભરાઈ જાય છે અને તેમાં હિંદીઓનો કાંઈ પણ દોષ નથી. માત્ર તેઓ જોઇએ તે કરતાં વધારે ધૈર્યથી દુઃખ સહન કર્યા કરે છે. હિંદની હકીકત જેવી હું જાણું છું તેવી હું કહું છું. મને એવી આગાહી થાય છે કે મારો પ્રયત્ન નિષ્ફળ જશે અને મારા અથાગ શ્રમનું કાંઇ પરિણામ આવશે નહિ. છતાં પણ મેં પ્રયત્ન કર્યો છે અને શ્રમ વેઠયો છે.

ટીકા કરવામાં મેં જે પદ્ધતિ અખત્યાર કરી છે તે મને પસંદ પડતી વાત નથી. પણ તેમ કરવાનું મુખ્ય કારણ એટલુજ છે કે હું જે કાંઇ કહુંછું તે તરફ સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડીયા, વાઇસરોય અથવા ગવરનરો બીલકુલ ધ્યાન આપતા નથી. મારી તકરારો જવાબ દઇ શકાય તેવી નથી, પરંતુ હું ખાત્રીપુર્વક કહી શકતો નથી કે તે

તરફ કારોબારી ખાતું ધ્યાન આપશે. સને ૧૮૮૫ માં મેં હિંદ ઉપર એક ન્હાનું પુસ્તક લખ્યું હતું. ઉક્ત પુસ્તક પ્રકટ થયા પછી પાર્લામેન્ટના એક મર્હુમ સભાસદ નામે જ્હૉન સ્લેગ તે તે વખતના હિંદી પ્રધાનના અન્ડર સેક્રેટરી મી. ક્રોસને મળ્યા અને તેમને પુછ્યું કે " ઉક્ત પુસ્તક તેમણે વાંચ્યું, અને વાંચ્યું હોય તો તે બાબત તમે શું કરવા માગો છો ? " મી. ક્રોસે જવાબ આપ્યો " અમે કાંઈજ કરવાના નથી. " મી. ડીગબીએ અમારા દફતરોને આધારે હકીગતો મેળવી છે પરંતુ તેણે જે કાંઇ " કર્યું છે તેની અમો ઉપેક્ષા કરીશું. " હું આમની સભાનો સભાસદ નહોતો, તેમજ ગોરો માણસ નહોતો તેથી તે પુસ્તકની કેવળ ઉપેક્ષા કરવામાં આવી.

સંપૂર્ણ.

---

# महाराष्ट्रीयोदय.

( અનુસંધાન ગત અંક ૧૨ ના પૃષ્ઠ ૨૨૯ થી. )

જ્યારે મુસલમાની ઈતિહાસો આપણે વાંચીએ છીએ ત્યારે તેમાં શીવાજી મહારાજનું એક લુટારા તરીકે વર્ણન કરેલું જોવામાં આવે છે. પણ દેશી બખ્ખરો ઉપરથી જણાય છે કે પૃથ્વીએ ગાયનું રૂપ ધારણ કરીને પરમાત્મા કને પોતાના સંરક્ષણ માટે પ્રાર્થના કરી અને કૃપાસાગર જગદીશ્વરે વચન આપ્યું કે હું જાતે આફતમાં સપડાયેલા મારા ભક્તોનો બચાવ કરવા માટે અવતાર ધારણ કરીશ. વળી શીવાજી મહારાજ ઉદેપુરના તેજસ્વી રાણાઓના વંશમાં ઉત્પન્ન થયેલા હતા એવી સાબીતી પણ દેશી ઇતિહાસકારોએ આપી છે. શીવાજી મહારાજનો જન્મ શાહજીના ઉચ્ચ કુટુંબમાં થયો હતો અને લખોજી જાદવરાયની કુલવાન્ પુત્રી તેમનાં જનની હતાં. શીવાજી મહારાજનાં ધર્મપત્ની જયદેવરાવ નાયક નિમ્બાલકરનાં પુત્રી હતાં. આ ઉપરાંત શીવાજી મહારાજની ખરી શક્તિ એ હતી કે તેમણે તે વખતે લોકોના ઉત્સાહને પૂર્ણ ટેકો આપ્યો અને તે પ્રમાણે જાતે વર્તવા અને વર્તાવાની તેમને ફરજ પાડવા મુખ્ય ભાગ પોતે લીધો. શીવાજીના જેવા મહાપુરૂષોનો જન્મ જ્યારે પ્રજામત તેમનાં કાર્યો કરવા માટે તૈયાર થયેલો હોય છે ત્યારે જ થાય છે. જ્યારે સાધારણ જનસમાજની લાગણી ઉશ્કેરાયેલી હોય છે તે વખતે કુદરતી રીતે જ શીવાજી મહારાજના જેવા આગેવાન કાર્યદક્ષ નરરત્નો જન્મ ધારણ કરી સર્વના કામને ક્ષણભર સમયમાં પુરૂં કરે છે.

જે કારણથી જનોને તે સમય આશાજનક લાગ્યો તે ફક્ત ડહાપણનું પરિણામ ન હતું. જે શિક્ષકના હાથમાં શાહજીએ શીવાજી મહારાજને નાનપણમાં સોંપ્યા હતા તે શિક્ષકમાં ડહાપણ ઘણું હતું. શીવાજી મહારાજના શિક્ષકના મગજમાં ભૂતકાળની બાબતો હાજર હતી પણ શીવાજીનું મન ઘણું જ આશાપૂર્ણ હતું અને ભવિષ્યમાં મહત્વનાં કાર્યો કરવાના વિચાર હમેશાં તેમની સમક્ષ હતા. શીવાજી મહારાજની મા જીજાબાઈના

બાપ લખોજી જાદવરાવ અને શાહજી ઘણા ડાહ્યા મનુષ્યો હતા. તેઓ જેમ એક રાજ્યની પડતી થતી તેમ તે રાજ્યને છોડી દેતા અને જે રાજ્યની ચઢતી થતી તે રાજ્યમાં જતા અને તે શિવાય તેમને પોતાની જાતમેહનતમાં અને જાતશક્તિમાં વધારે શ્રદ્ધા ન હતી. પણ દરેક ઈતિહાસકારનું પુસ્તક વાંચતાં સ્પષ્ટ જણાઈ આવે છે કે નાનપણથી જ શીવાજી મહારાજને રામાયણ અને મહાભારત સાંભળવાનો અતિશય શોખ હતો. ખાસ હુશીઆર કથા કહેનારની કથા સાંભળવા માટે ઘણા કોસ મુસાફરી કરીને શીવાજી મહારાજ જતા આ કારણથી શીવાજી મહારાજની પ્રકૃતિ ઘણીજ ધાર્મિક થઈ હતી અને વિવિધ પ્રકારના સર્વે કાર્યો કરતાં છતાં, તેઓ સદા ધર્મપરાયણ રહ્યા હતા. જે જે આશા અને ડહાપણ તેના શિક્ષકના મનમા હતાં તેના કરતાં વધારે દેદીપ્યમાન શ્રદ્ધા શીવાજી મહારાજે પ્રાપ્ત કરી તેનું કારણ એટલુ જ હતું કે જેવી રીતે રામાયણ અને મહાભારતમાં અડગ નિશ્ચયથી અને હિમ્મતથી ન બની શકે તેવાં કાર્યો કરવાને અર્જુનાદિ સમર્થ વીરો શક્તિમાન્ થયા છે તેવી રીતે કલિયુગમાં પણ કરી શકાય તેમ છે. પોતાને ધર્મમાં અતિશય શ્રદ્ધા હોવાથી તેમને ખાસ એવો નિશ્ચય થયો કે યવનોના હસ્તમાં રીબાતી માતૃભૂમિનું સંરક્ષણ કરવા માટે જ મારો ભારતવર્ષમાં જન્મ થયો છે, તેથી કોઈ યવન રાજાની નોકરી કરીને હિંદુસ્તાનમાં યવનોની સત્તાને મજબુત બનાવવાની ઈચ્છા તેમના હૃદયમાં પ્રવેશ કરી શકી જ નહી. સાધારણ રીતે તેમની પોતાની જાતના લાભ માટે તેમના પિતાની માફક યવનની સેવા કરી હોત તો સુખચેનમાં ભવ્ય મહેલમાં અને મોજમજામાં તેમની આખી જીંદગી પસાર કરી શકત પણ તેવુ ડહાપણ જેને દોઢ ડહાપણ કહેવામાં આવે છે તે ડહાપણ તેમના પિતામાં અને દાદા લખોજી જાદવરાવમાં હતું પણ તેમનામા તેવા દોઢ ડહાપણને સ્થાન મળ્યુ જ નહતું.

आगतोऽहं समुद्धर्तुं विपन्नां पृथिवीमिमाम् ।
रोचन्ते न ततो मह्यं क्षुद्रविषयवस्तूनि ॥

"વિપત્તિમાં પડેલી આ ભૂમિનો ઉદ્ધાર કરવા માટે હું આવેલો છુ તેથી મને ક્ષુદ્ર વિષયના પદાર્થો ગમતા નથી", એવો દઢ સંકલ્પ શીવાજી મહારાજે કર્યો. ત્રણ વખત શીવાજી મહારાજે સંસારનો ત્યાગ કરી સાધુ થવાની અને મુક્તિ મેળવવા માટે ઈશ્વરભક્તિ કરવાનો વિચાર કર્યો હતો પણ તે વખતે તેમના ગુરૂ મહર્ષિ રામદાસ સ્વામીએ ગીતાજીમાં શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને કરેલા ઉપદેશ જેવો ઉપદેશ કરીને પરમાર્થના કાર્યો કરવામાં જ ખરો સંન્યાસ સમાયેલો છે એવું સાબીત કરી આપીને અટકાવ્યા હતા. તેમની જીંદગીમાં ઘણી વખત ભયાનક આફતો આવી પડતી અને એવા પ્રસંગો બનતા કે તે પ્રસંગોમાં એક સાધારણ ભૂલ થાય તો બધી બાજી બગડી જાય. આવા પ્રસંગે શીવાજી મહારાજ ઇશ્વરસ્તુતિ કરતા અને કોઈ અલૌકિક શક્તિ તેમને તેવા સમયે મદદ કરે છે એવું સઘળાને જણાતું. ઈશ્વરસ્તુતિમા લીન થયા પછી પોતે પોતાના પ્રધાનોને હુકમ લખાવતા અને તે હુકમો પ્રમાણે અક્ષરશઃ વર્તન કરવા સઘળાને ફરમાવતા. સંપૂર્ણ શ્રદ્ધાથી તે વખતે ઇશ્વરાજ્ઞા થતી તે પ્રમાણે શીવાજી મહારાજ વર્તતા. ઔરંગઝેબ સાથે સલાહ કરવી અથવા તો દીલ્હી જઈને ઔરંગઝેબના હાથે કેદ પકડાવું, એવો

ગમે તે પ્રકારનો જેહુકમ મળતો તે પ્રમાણે સંશય રાખ્યા વિના શીવાજી મહારાજ તૈયાર થતા. આવી બધી વાર્તાઓથી સ્પષ્ટ માલુમ પડે છે કે શ્રીવાજી મહારાજ ઈશ્વરી શક્તિ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી કાર્ય કરતા અને તેથી એવું એક પણ કાર્ય તેમણે કર્યું નથી જેમાં ફત્તેહ તેમને મળી નથી. ખરેખર ઈશ્વર ઉપર આધાર રાખી સત્કાર્યમા પુરૂષપ્રયત્ન કરનાર મનુષ્ય પોતાના કામમાં કદી પાછો હઠતો નથી.

( અપૂર્ણ. )

# लीटन कृत रीएन्झी.

( સર્વ હક્ક સ્વાધીન. )

અ. સં. ગત અંકના પૃ. ૨૩૭ થી.

## ચતુર્થ પરિચ્છેદ.

### એક સાહસ.

તે વિખરાઇ ગએલા ટોળાના વિભક્ત થએલા પ્રવાહને બાજુએ છોડી દઇ જે જગા પર હમણા તોફાન જામ્યુ હતું તેનાથી ઘણે દૂર આવેલા પોતાના મહેલ તરફ વળતા એક વાંકડા માર્ગ તરફ એડ્રીઅન કોલોનાએ જલદી પ્રયાણ કરવા માંડયુ. તેની જીંદગીમાં મળેલા શિક્ષણે તેને પોતાના દેશના પક્ષો અને ઝઘડામા જ નહિ પણ તેણે હમણા જે દેખાવ દીઠો હતો, અને રીએન્ઝી જે સત્તા ચલાવતો હતો, તેમા પણ તેને ગહન ફિલસોફી ધરાવતો કર્યો હતો.

કોલોનાના વંશના ન્હાના પણ પૈસાદાર કુટુંબમાં જન્મેલો માબાપ વિનાનો છોકરો એડ્રીઅન, તેનો સંબંધી પેલો પોકિયો પણ બહાદર સ્ટીવન કોલોના, જે પોપની મહેરબાની તેમજ સ્વદ્રવ્યથી શસ્ત્રવાળા જે ભાડુતીઓ પોતે રાખી શકતો હતો તેના લીધે રોમના સર્વ અમીરોમાં ઘણોજ બળવાન હતો, તેની સંભાળ અને વાલીપણા નીચે મોટો થએલો હતો. એડ્રીઅને ન્હાનપણથી જ બુદ્ધિવિષયક કાર્યોમાં તે સમયમાં અસાધારણ ગણાતી એવી પ્રવૃત્તિ બતાવી હતી અને પોતાના દેશની પ્રાચીન ભાષા અને તવારીખમાંનું જે થોડું તે વખતમાં જ્ઞાનગમ્ય હતું તેમાંનું ઘણું પ્રાપ્ત કર્યું હતું.

જો કે જે સમયે એડ્રીઅનની આપણા વાચકોની સાથે પ્રથમ ઓળખાણ કરાવવામાં આવી હતી તે વખતે તે ફક્ત બાળક હતો તોપણ તેણે રીએન્ઝીની તેના ભાઇના મૃત્યુ સમયની લાગણીઓ નીહાળી હતી, કોલાના દુઃખને માટે અનુકંપાથી અને પોતાના સંબંધીઓના કજીઆના પરિણામ તરફ તેમની બેપરવાઇથી ઉત્પન્ન થએલી શરમને લીધે તેનું આપણુ હૃદય દ્રવ્યુ હતું. તેણે શુદ્ધ મનથી રીએન્ઝીની મૈત્રી મેળવવા યત્ન

કર્યો હતો અને તેની ન્હાની વય છતાં તેના હૃદયની સત્તા અને જુસ્સો તે પીછાની શક્યો હતો. પણ જો કે રીએન્ઝી થોડા સમય પછી તેના ભાઇના મૃત્યુ વિષે લગારપણ લાગણી ધરાવતો જણાતો નહતો—જો કે તેણે પુનઃ કોલોનાના ભુવનમાં જવા આવવા માંડયું હતું અને તેઓની તિરસ્કારયુક્ત આગતાસ્વાગતામાં ભાગ લેવા માંડયો હતો, તોપણ તેણે પોતાના આચારમાં અમુક અતડાઈ અને નિગ્રહ રાખવા માંડયાં હતાં જે એડ્રીઅન જાતે પણ પરાણે વશ કરી શકતો હતો. સેવા, કૃપા અગર ઉન્નતિ પ્રાપ્ત કરાવવાની દરેકે દરેક ઇચ્છાને તેણે ( રીએન્ઝીએ )નાકબૂલ કરી અને એડ્રીઅન તરફનું અનુગ્રહનું કોઈ પણ જાતનું અપૂર્વ ચિન્હ તેની સાથે તેનો પરિચય વધારવાને બદલે ઉલટું તેને વધારે વિરક્ત અલગપણું રાખવાને પ્રેરવા જેટલું દુઃખ કરતું હતું. પોતાની જીંદગી લ્હડવાની અને ઉજાણીઓ કરવાની વચમાં ગુજારતા લોકોની સમક્ષ તેને ઇષ્ટ અભ્યાગત બનાવવાને માટે જે નૈસર્ગિક વિનોદીપણું અને આલાપની છટા તેનામાં હતાં તે હવે અન્યોક્તિમય, કરડાકીવાળી અને કઠોર પ્રકૃતિમાં બદલાઇ ગયાં હતાં, પણ સુસ્ત અમીર જનો તેના બુદ્ધિ ચાતુર્યમાં સરખી રીતે આનંદ માનતા હતા અને એડ્રીઅન એકલોજ એવો હતો જે તેના હાસ્યની નીચે સર્પને છુપાવેલો જોઇ શકતો હતો.

વારંવાર રીએન્ઝી ઉત્સવોમાં જાણે તે પ્રત્યેક મેમાનના દરેક દ્રષ્ટિપાતની તલાસ કરતો હોય, દરેક શબ્દની તુલના કરતો હોય, અને બુદ્ધિ, વ્યવહાર ચાતુર્ય, અને સ્વભાવનું પરિમાણ લેતો હોય અને કયાસ કરતો હોય તે પ્રમાણે શાંત પણ બારીકાઇથી નિરીક્ષણ કરનાર તરીકે બેસતો હતો. અને જ્યારે તે પોતે સંતોષ પામ્યો હોય તેમ જણાતો ત્યારે તેનો જુસ્સો વધતો, તેના શબ્દ બહાર વહેતા, અને જ્યારે તેનો આંજી નાખે તેવો પણ કરડો બુદ્ધિવિલાસ તે આનંદમાં પ્રકાશનો ઓજ નાંખતો ત્યારે તે આનંદરહિત તેજનો ચળકાટ આવતા તોફાનનું સૂચક ચિન્હ છે એમ કોઇપણ કળી શકતું નહિ. પણ તે સઘળા વખતમાં વર્તમાનનાં ચિત્ર અને ભૂતકાળની અદ્‌ભૂત કહ‍ણીઓથી ગરીબ શહેરીજનોનાં મન ઉશ્કેરવા, તેમની કલ્પના શક્તિને જ્વલિત કરવા અને માનની વૃત્તિને સતેજ કરવા તેઓની સાથે ભળવાને એક પણ તક ગુમાવતો ન હતો. તેની લોકપ્રિયતા અને કીર્તિ વધવા માંડયાં, અને હજી પણ અમીર જનો તરફથી માન પામતો હોઇ જનસમૂહપર તેની સત્તા ઘણી હતી. કદાચ એટલાજ માટે કોલોનાનો મેમાન થવાનું તેણે ચાલુ રાખ્યું હતું.

હાલના સમયના પહેલાં છ વર્ષપર જ્યારે સીઝરોની કેપિટોલે પેટ્રાર્કનો વિજય-સમારંભ નીરખ્યો તે વખતે યુવાન રીએન્ઝીની પાણ્ડિત્યદર્શી કીર્તિએ તેને તે કવિની સાથે તદન નીરાળા જીવનક્રમોમાં અંત સુધી ચાલુ રહેલી એવી મૈત્રી સંપાદન કરી આપી; અને પછી એવિગ્નોન ગએલા પ્રતિનિધિઓમાંનો એક તે હોઇ છઠ્ઠા કલેમન્ટને રોમમાં તેનું પવિત્ર સ્થાનક ફેરવવાને માટે અરજ ગુજારવાનું કામ તેને પેટ્રાર્કની સાથે સોંપવામાં આવ્યું હતું. આ કાર્યમાં તેણે પહેલી વખત તેની વક્તૃત્વ શક્તિ અને મન વશ કરવાની અદ્‌ભુત કળા બતાવી હતી. કીર્તિ કરતાં સુખને માટે વધારે ઇચ્છા ધરાવતો પોપ જો કે તેની દલીલોથી વશ ન થયો તોપણ તે દલીલો રજુ કરનારથી અંજાઇ ગયો; અને રીએન્ઝી ખુબ માનપાન અને ઉંચા જોખમદાર ઓહદાની પ્રતિષ્ઠ મેળવી

રોમમાં પાછો આવ્યો. થાત નિશાળીઓ અગર આનંદી ગોઠીઆ સમાન હવે ખીતકુલ ન હોઇ તે તેના સમોવડીઆ શહેરી કરતા વધારે ઉત્કર્ષતાને પહોંચ્યો ખાંના અડગ પ્રમાણિકપણા અને પાક ઉત્સાહથી અત્યાર પહેલાં કોઇ પણ દિવસ અધિકાર ચલાવનામા આવ્યો નહતો. તેણે તેના કાર્યભાળુઓપર તે પદ્ધતિની ઉચ્ચના ઠરાવ સાનો પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો હવે તેણે પોતાના પક્ષમા દઢ બની ખુલ્લી રીતે લોકોની મદદ માગવા માંડી, અને ક્યારનુ એ એક નવીન પ્રકારનુ જીવન રોમની પ્રજાને સજીવન કરતુ દેખાયુ

જ્યારે રીએન્ઝીનો પુણ્યોદય આ પ્રમાણે શરૂ થયો હતો ત્યારે એડ્રીઅન તેનાથી ઘણી મુદતથી છુટો પડી રોમમાથી ગેરહાજર હતો

કોલોનાના વંશજે વહેનશાહી પક્ષના અડગ પક્ષધારીઓ હતા અને એડ્રીઅન ડી કેસ્ટલોને શહેનશાહના દરબારનુ આમંત્રણ મળ્યુ હતુ અને તે તેણે સ્વીકાર્યું હતુ તે રાજાના હાથ નીચે તે લડવાની કળામા પ્રવીણ થયો હતો અને જર્મનીના સરદારો પાસેથી તે ઇટાલીઅનની નૈસર્ગિક ધૂર્તતાને ઉત્તર તરફના શૌર્યના અમીરી ગુણોથી માફકસર કરતા શીખ્યો હતો

બાવેરીઆ છોડતી વખતે તેણે થોડો સમય ઇટલીના એક અતિ સુંદર સરોવરની પાસે આવેલી તેની જાગીરના એકાંતમાં વિરામ લીધો હતો, અને ત્યાંથી ચંચળ જીંદગી તેમજ અભ્યાસથી સુધરેલી વિચારશક્તિ સાથે તેણે ઇટલીના ઘણાખરા સ્વસ્થાનોની મુલાકાત લીધી, અને પોતાના પક્ષના વિચારોથી ઓછા દુરાગ્રહી વિચારો ગ્રહણ કર્યા, અને અંતરમા બીજા માણસોની રહેણી અને કૃત્યો બારીકાઇથી અવલોકતો પોતાને માટે તેણે જલદી ખ્યાતિ સંપાદન કરી એનામા ઇટલીના અમીરના શ્રેષ્ઠ ગુણો સંયુક્ત થયા હતા વાહિત્યની અભિવૃદ્ધિમા અતિશય આસક્ત, વ્યવહારમા હુશીઆર અને નિપુણ, વૃત્તાંતમા નમ્ર અને મિલનસાર, મોજમજાની રુચિને રસજ્ઞતાની અમુક ઉચ્ચતાથી દિવ્ય દશાએ પહોંચાડતો, તેનામા વળી આચારની જવામર્દી અને ઇજ્જતની શુદ્ધતા તથા ત્યાગીપણા તરફ અણગમો, જે ઇટાલીઅનના પ્રકૃતિસ્વભાવમા ભાગ્યે જ જણાતા હતા અને જેને ઉત્તર તરફના સભ્ય સરદારો પણ અંદર અંદર બાળવી નાખતા હોઇ સામાન્ય રીતે બુદ્ધિપૂર્વક લુચ્ચાઈ અને પ્રમાણિકપણાનો અન્દર જે ઘાતકી છતા પ્રપંચી દૃષ્ટિ જુના લોકોને પ્રકૃતિસિદ્ધ હતા તેના સંસર્ગમા આવતા તજી દેતા હતા, તેના ઉમદા ગુણો તેનામા હતા. આ ગુણ સાથે તેનામા તેના દેશીભાઈઓના વધારે કેમળ ભાવ મિશ્રિત થયેલા હતા,—તે મૃગલોચનાનો, પરમ ઉપાસક હતો અને કામદેવનો અનન્ય ભક્ત હતો

કરવાનું ઈચ્છયું; કારણ કે, થોડાં અંશમાં તેનો પોતાનો પક્ષ રીએન્ઝી વિષે જે વ્હેમ ધરાવતો હતો તેનો ચેપ તેને લાગ્યો હતો અને થોડે ભાગે જનસમૂહના વિશ્વાસુ ઉત્સાહમાં તેને શ્રદ્ધા હતી.

" ખરેખર, " તે વિચાર કરતો કરતો આગળ ચાલ્યો તેમ મનમાં બોલ્યો, "ખરેખર, આપણા સડી ગયેલા રાજ્યબંધારણને સુધારવા, આપણા માંહોમાંહીના કજીઆ શાંત પાડવા, અને આપણા શહેરીઓને તેમના પૂર્વજોના સદ્દગુણો તરફ જાગ્રત કરવા એના કરતાં કોઇ માણસ વધારે શક્તિમાન નથી. પણ તેજ શક્તિ–તેજ સત્તા–કેટલી ભયંકર છે ! ઇટલીના સ્વતંત્ર સ્વસ્થાનોમાં લોકોનું રક્ષણ કરવા સત્તા ધારણ કરવાને આમંત્રેલા, અને જેઓ શરૂઆતમાં પ્રમાણિક હતા તેવા એકાએક પદવીથી છકી જઇ જે પક્ષે તેમને ચઢાવ્યા તેનેજ દગો દેતાં માણસો શું મ્હેં નથી દીઠા ? ખરૂં છે કે તે મનુષ્યો સરદારો અને અમીરો હતા; પણ શું પ્લેબીઅનોમાં મનુષ્યત્વ ઓછા પ્રમાણમાં છે ? તોપણ મ્હેં દૂરથી બહુ સાંભળ્યું છે અને જોયું છે;—હું હવે નજીક જઇશ અને તે માણસને મ્હારી મેળે તપાસીશ.

આ પ્રમાણે પોતાના મન સાથે બોલતો એડ્રીઅન, જે વિવિધ જાતના ગ્રહસ્થો જેમ જેમ સાંજ નમતી ગઈ તેમ તેમ થોડાને થોડા ઘર તરફ જલદી પ્રયાણ કરતા હતા તેમાંના કોઈની તરફ થોડું જ લક્ષ આપતો હતો. આ બધાંની અંદર બે સ્ત્રીઓ હતી જે એકલી એડ્રીઅને પ્રવેશેલી લાંબી અને ભયાનક પોળમાં થઇને જતી હતી. ચંદ્રમા ક્યારનોએ આકાશમાં ઝગઝગી રહ્યો હતો, અને તે સ્ત્રીઓ ચપળ અને ઉતાવળાં પગલાં ભરી તે ઘોડેસ્વાર પાસે થઈને પસાર થઇ તે વખતે તેમાંની નાની સ્ત્રીએ પાછું જોયું અને આતુર અને બીકણ નજરથી તે નિર્મળ પ્રકાશમાં એડ્રીઅન પ્રત્યે લક્ષપૂર્વક નિહાળ્યું.

( અપૂર્ણ. )

## પ્રૉફેસર જગદીશચંદ્ર બોઝની શોધખોળની ટુંક નોંધ.

પ્રૉ. જગદીશચંદ્ર બોઝનું નામ ઘણું પ્રખ્યાત છે. તેઓ હિંદુસ્તાનમાં જાણીતા છે એટલું જ નહિ પણ આખી દુનિયામાં તેમણે પોતાની ચમત્કારિક શોધખોળોથી પોતાનું નામ અમર કર્યું છે, અને હિંદ ભૂમિને દીપાવી છે. સાયન્સનાં હાલનાં પ્રકૃતિ વિજ્ઞાન શાસ્ત્ર અને બીજાં પુસ્તકોમાં હિંદુસ્તાનના આ જ વીરનરનું નામ દીપે છે. તેમણે Wireless Telegraphy ( દોરડાં વિનાનું તારનું વિદ્યુત યંત્ર ) માં પણ શોધખોળ કરી છે; જો કે માર્કોનીનું નામ આ બાબતમાં બહાર પડ્યું છે તે છતાં પણ Wireless Telegraphy નું ખરૂં સ્વરૂપ બતાવી આપનાર આ ગૃહસ્થ જ હતા. હિંદુઓમાં તીવ્ર બુદ્ધિ છે, તેઓને બીજી પ્રજાના વિદ્યાર્થીઓનાં જેવાં સાધનો મળે તો તેઓ કોઇ પણ પ્રજાને બુદ્ધિબળમાં હઠાવી શકે તેમાં કાંઇ શક નથી તે તેમણે જણાવી આપ્યું છે. પ્રૉ. બોઝ કલકત્તા યુનીવર્સીટીમાં વિદ્યાર્થી હતા; ત્યાં તેઓએ ઍમ. એ. ની પરિક્ષા પાસ કરી. તેમનામાં શાસ્ત્રને માટે ઘણો પ્રેમ જોઇને તેમ જ તેમનામાં ઘણી હોશીઆરી

રોમમાં પાછો આવ્યો. શાંત નિશાળીઓ અગર આનંદી શોખીઆ સમાન હવે બીલકુલ ન હોય તે તેના સમોવડીઆ શહેરી કરતા વધારે ઉત્કર્ષતાને પહોંચ્યો આના અડગ પ્રમાણિકપણા અને પાક ઉત્સાહથી અત્યાર પહેલા કોઈ પણ દિવસ અધિકાર ચલાવવામા આવ્યો નહતો. તેણે તેના કાર્યબંધુઓપર તે પદ્ધતિની ઉચ્ચતા ઠસાવવાનો પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો. હવે તેણે પોતાના પદમા દઢ બની ખુલ્લી રીતે લોકોની મદદ માગવા માંડી, અને ત્યારનું એ એક નવીન પ્રકારનું જીવન રોમની પ્રજાને સજીવન કરતુ દેખાયુ.

જ્યારે રીએન્ઝીનો પુણ્યોદય આ પ્રમાણે શરૂ થયો હતો ત્યારે એડ્રીઅન તેનાથી ઘણી મુદતથી છુટું પડી રોમમાથી ગેરહાજર હતો.

કોલોનાના વંશજો શહેનશાહી પક્ષના અડગ પક્ષધારીઓ હતા અને એડ્રીઅન ડી કેસ્ટેલોને શહેનશાહના દરબારનું આમંત્રણ મળ્યુ હતું અને તે તેણે સ્વીકાર્યું હતું. તે રાજાના હાથ નીચે તે લ્હડવાની કળામા પ્રવીણ થયો હતો અને જર્મનીના સરદારો પાસેથી તે ઇટાલીઅનની નૈસર્ગિક ધૂર્તતાને ઉત્તર તરફનો શૌર્યના અમીરી ગુણોથી માફકસર કરતા શીખ્યો હતો

કરવાનું ઇચ્છ્યું; કારણ કે, થોડાં અંશમાં તેનો પોતાનો પક્ષ ફ્રીએન્ઝી વિષે જે વ્હેમ ધરાવતો હતો તેનો ચેપ તેને લાગ્યો હતો અને થોડે ભાગે જનસમૂહના વિશ્વાસુ ઉત્સાહમા તેને શ્રદ્ધા હતી.

" ખરેખર, " તે વિચાર કરતો કરતો આગળ ચાલ્યો તેમ મનમાં બોલ્યો, "ખરેખર, આપણા સડી ગયેલા રાજ્યબંધારણને સુધારવા, આપણા માંહેમાંહીના કજીઆ શાંત પાડવા, અને આપણા શહેરીઓને તેમના પૂર્વજોના સદ્‌ગુણો તરફ નમ્રત કરવા એના કરતાં કોઇ માણસ વધારે શક્તિમાન નથી. પણ તેજ શક્તિ–તેજ સત્તા–કેટલી ભયંકર છે ! ઇટલીના સ્વતંત્ર સ્વસ્થાનોમાં લોકોનું રક્ષણ કરવા સત્તા ધારણ કરવાને આમંત્રેલા, અને જેઓ શરૂઆતમાં પ્રમાણિક હતા તેવા એકાએક પદવીથી છકી જઇ જે પક્ષે તેમને ચઢાવ્યા તેનેજ દગો દેતાં માણસો શું મ્હેં નથી દીઠા ? ખરૂં છે કે તે મનુષ્યો સરદારો અને અમીરો હતા; પણ શું પ્લેબીઅનોમાં મનુષ્યત્વ ઓછા પ્રમાણમાં છે ? તોપણ મ્હેં દૂરથી બહુ સાંભળ્યુ છે અને જોયુ છે,—હું હવે નજીક જઇશ અને તે માણસને મ્હારી મેળે તપાસીશ.

આ પ્રમાણે પોતાના મન સાથે બોલતો એડ્રીઅન, જે વિવિધ જાતના ગૃહસ્થો જેમ જેમ સાંજ નમતી ગઈ તેમ તેમ થોડાને થોડા ઘર તરફ જલદી પ્રયાણ કરતા હતા તેમાંના કોઈની તરફ થોડું જ લક્ષ આપતો હતો. આ બધાની અંદર બે સ્ત્રીઓ હતી જે એકલી એડ્રીઅને પ્રવેશેલી લાંબી અને ભયાનક પોળમા થઈને જતી હતી. ચંદ્રમા ક્યારનોએ આકાશમાં ઝગઝગી રહ્યો હતો, અને તે સ્ત્રીઓ ચપળ અને ઊતાવળાં પગલા ભરી તે ઘોડેસ્વાર પાસે થઈને પસાર થઇ તે વખતે તેમાની નાની સ્ત્રીએ પાછું જોયું અને આતુર અને બીકણ નજરથી તે નિર્મળ પ્રકાશમા એડ્રીઅન પ્રત્યે લક્ષપૂર્વક નિહાળ્યું.

ઇને ગવર્નમેન્ટ ઑફ ઇંડીઆની સ્કૉલરશીપને માટે તેમને ચુંટી કાઢવામા આવ્યા, અને તેથી તેમને વિલાયત જવાની તક મળી ત્યાં તેઓએ પ્રૉ. જે જે. ટૉમસનના હાથ નીચે કામ કર્યું અને ત્યા પણ પોતાની બુદ્ધિથી પોતાના પ્રૉફેસરોનો પ્રેમ મેળવ્યો. પ્રૉ પ્રાન્જપેને પણ વિલાયત જવાની તક મળી તો તેમણે પણ પોતાના વિષયમાં પરદેશના વિદ્યાર્થીઓની સાથે હરીફાઇમા ઉતરી કુશળતા બતાવી આપી અને ગીનીઅર રેંગલર થયા, અને હિંદુઓ હજુ પણ ગણિત શાસ્ત્રમા ઉતરે એવા નથી એ બતાવી આપ્યુ આવી જાતની સગવડો જો હિંદુઓને પોતાના દેશમાજ મળે તો તેઓ કોઇપણ વિષયમા ઝળકી નીકળે તેમા કાંઇ પણ સંશય નથી આવી સગવડને અભાવે હિંદુસ્તાનમાં કેટલા નરરત્નો ખૂણે પડી રહેતા હશે ! હમણાના વખતમા જે શાસ્ત્રોમા પ્રયોગો કરવાની જરૂર પડે છે તેમાં સાધનો સિવાય કાંઇ બની શકતુ નથી તે સાધનોની ખોટને લીધે તેમજ ઉંચી પંક્તિના પ્રૉફેસરોના અભાવને લીધે, તેમજ જ્ઞાનના રસનો અભાવને લીધે આપણા વિદ્યાર્થીઓએ શાસ્ત્રના વિષયમા કાંઇપણ કીધુ નથી જગદીશચંદ્ર બોઝે પોતાનો સઘળો વખત શાસ્ત્રની શોધખોળમા ગાળ્યો છે, અને શાસ્ત્રની શોધખોળ કરવામા તેઓ પોતે આનંદ માને છે, જોકે તેથી તેમને પૈસાનો લાભ મળે યા ન મળે તેની તેઓ દરકાર કરતા નથી તેઓ હાલ કલકત્તા યુનીવર્સીટીમા ફીઝીક્સના પ્રૉફેસર છે, અને પોતાના વિદ્યાર્થીઓને તેઓ પોતાના વિષયમા એટલા બધા ગુલતાન કરી દે છે કે તેઓ તેમના હાથ નીચે એક તનથી કામ કર્યા કરે છે એક વખત કલકત્તા જવાનો મારે પ્રસંગ આવ્યો હતો તે વખતે મે તેમના વિદ્યાર્થીઓને તેમની શોધખોળનુ કામ કરતા જોયા હતા તેઓ પોતાના વિદ્યાર્થીઓની બુદ્ધિ ખીલવવામા, તેમને ચોક્કસ બનાવવામા, તેમની વિચારશક્તિ સીધે રસ્તે દોરવામા, તેમજ તેમનુ કામ પક્કુ કરવામા ઘણી ખંતથી કામ લે છે

પ્રૉ બોઝે જે શોધ ખોળ કરી છે તેમાં તેમની મોટામા મોટી એ છે કે તેમણે કુદરતમા [1]ઐક્ય' અને '[2]સામ્યતા' બતાવી આપ્યા છે તેમજ જીવવાળા અને નિર્જીવ પદાર્થો વચ્ચે ભેદ નથી એમ તેમણે બતાવી આપ્યુ છે. આ ગૂઢ વિષયનો પૂરેપૂરો ખ્યાલ લાવવા સારૂ બે શાસ્ત્રો જાણવાની ખાસ જરૂર છે—જીવન [3]શાસ્ત્ર અને સૃષ્ટિ વિજ્ઞાન [4]શાસ્ત્ર નીચેના મથાળા યાદ રાખીશુ તો તેમની શોધ ખોળ સમજવામા સરળતા થઇ પડશે. ૧ પદાર્થની [5]ઘટના વિશે તેમની કલ્પના ૨ [6]ઉત્તેજકની મદદથી પદાર્થમાથી આપણને [7]પ્રત્યુત્તર મળે છે તે ૩ પ્રત્યુત્તરનુ મૂળ અને તેનો માર્ગ શોધવાની તેમની મુખ્ય રીત. ૪ [8]વિદ્યુતની મદદ, તેમના યંત્રો જેવા કે વિદ્યુત પ્રવાહ [9]દર્શક યંત્ર, સંકોચ દર્શક યંત્ર, શોષ દર્શક, મૃત્યુ દર્શક, વર્ધન દર્શક વિગેરે યંત્રો જે બધા ઘણા નાજુક, ચોક્કસ અને પોતાની મેળે કામ કરે તેવા છે આ બધા યંત્રોથી જે મોટામા મોટી શોધખોળ થઇ છે તે એ છે કે જીવવાળા અને નિર્જીવમાથી એક જાતનો પ્રત્યુત્તર મળે છે, અને દુનિયામા કોઇ શક્તિનો ભંડાર વધતો નથી તેમ ઘટતો નથી તે નિયમના પ્રમાણથી તેમણે જીવન શાસ્ત્રના ઘણા ગુંચવણ ભરેલા સવાલોનુ નિરાકરણ કર્યું છે, જેવા કે જીવ અને મૃત્યુ, તંદુરસ્તી અને એવી તરેહના બીજા ઉત્તેજકથી કોઇ પણ પદાર્થની પરમા-

૧ Unity ૨ Uniformity ૩ Biology ૪ Physics ૫ Structure ૬ Stimulus
૭ Response ૮ Electricity ૯ Galvanometer

ણુની ઘટનામાં ફેરફાર થાય છે જે આખા પદાર્થમાં ફેલાય છે. એક દાખલો લઈએ તો તે સમજાશે. જો આપણે એક પોલાદની કમાન લઈએ અને તેને છેડે એક વજન લગાડીએ તો તેથી નીચેનો છેડો પોતાની પહેલાંની જગાએથી નીચે ઉતરશે. જો બહારનું વજન લઈ લેવામાં આવે તો કમાન પાછી પોતાની અસલ જગાએ આવી જશે. કમાનમાં ત્રણ પ્રકારના ફેરફાર થયા. પહેલોઃ—કમાનની અંદરના પરમાણુઓમાં ઉત્તેજન. બીજોઃ—પરમાણુની જગાઓમાં ફેરફાર. ત્રીજોઃ—બાહ્ય ઉત્તેજન કાઢી લીધા પછી કમાનના પરમાણુઓનું પોતાની અસલની જગાએ પાછું આવવું. પણ આ ફેરફાર ઉપરાંત ઉષ્ણતાના અને વિદ્યુત્‌ના ફેરફાર પણ થાય છે. પ્રૉ. બોઝની અભ્યાસ કરવાની રીત ઉપર પ્રમાણે નથી, પણ જે ફેરફાર થાય છે તેને વિજળીના ફેરફાર તરીકે ગણવાની અને તેનું માપ કાઢવાની છે.

આપણે એક પદાર્થ લઈએ અને તેના બે છેડાને ઘણાજ સારા વિદ્યુત પ્રવાહ દર્શક યંત્રના બે છેડાની સાથે જોડીએ. જો તે પદાર્થની બરાબર મધ્યમાં કોઈ ઉત્તેજક પદાર્થ લગાડીએ તો વિદ્યુતપ્રવાહદર્શક યંત્રમા કાઈપણ ફેરફાર થતો નથી કારણ કે બન્ને બાજુએ અસર એક સરખી થાય છે પણ જો એક છેડે બાહ્ય ઉત્તેજક લગાડીએ તો વિદ્યુતપ્રવાહદર્શક યંત્રની સોય હાલતી માલૂમ પડશે

આપણે ઉપર કમાનનો દાખલો લીધો. પણ કમાનને બદલે જો એક સીસાનો ઘણોજ બારીક તાર લીધો હોય તો તે સ્થિતિસ્થાપક નહિ હોવાથી તેમા ફેરફાર-પ્રત્યુત્તર ઘણોજ ધીમે થશે, તથા પોતાની અસલ જગાએ ઘણોજ મોડો પાછો આવશે. આ ઉપરથી આપણને માલૂમ પડશે કે [1]સ્થિતિસ્થાપક અને સ્થિતિસ્થાપક નહિ એ બે પદાર્થમાં ઘણો અગત્યનો ભેદ રહેલો છે. આપણા શરીરના તંતુઓ ઘણાં સ્થિતિસ્થાપક છે, તેઓને બાહ્ય ઉત્તેજક લગાડીએ તો તેઓ તરત પ્રત્યુત્તર આપે છે, તેમજ પોતાની અસલની જગાએ પણ ઘણી ઝડપથી આવી જાય છે. જો પોલાદની કમાન હોય તો તેમાં આપણને માલૂમ પડશે કે બાહ્ય ઉત્તેજક લઈ લીધા પછી પણ થોડી વાર સુધી તે હાલતી માલૂમ પડશે. તેવીજ રીતે [2]સ્નાયુમાં પણ થાય છે. સવારમાં જો આપણે સૂર્યની સામે જોઈએ અને પછી એકદમ આંખ બંધ કરીએ તો આપણને કાળી અને રાતી એવી જાતની આકૃતિઓ દેખાશે; તેનું કારણ એ છે કે આપણી આંખની અંદર જે સ્થિતિસ્થાપક તંતુઓ હોય છે તેના ઉપર બાહ્ય પ્રકાશનું ઉત્તેજક લાગ્યા પછી જોકે આપણે આંખ બંધ કરીએ છીએ તોપણ તેની અસર એકદમ બંધ થતી નથી. પ્રયોગમાં જે ઉત્તેજક લગાડવામાં આવે છે તે જુદીજુદી જાતના હોય છે જેવાકે, ઉષ્ણતાના, વજનનાં, રસાયણીક, વિદ્યુત અને એવાં બીજાં. આ બધામાંથી વિદ્યુત ઉત્તેજક પ્રયોગના કામને સારૂ ઘણુંજ સગવડ ભરેલું છે. પ્રૉ. બોઝે જે જાતનું ઉત્તેજક વાપર્યું છે તે તેમણે પોતેજ શોધી કાઢયું છે અને તે બીજા શાસ્ત્રવેત્તાઓને અત્યાર સુધી માલૂમ પડયું નહોતું. [3]ઉત્તેજન કરવાની તેમની રીત એ છે કે તેઓ એક પાતળા પ્લૅટીનમના તારનો એક [4]આમળો લે છે. અને તેને એક ક્ષણિક વિદ્યુત પ્રવાહથી એકદમ ગરમ કરે છે. વસ્તુના

1 elastic 2 Nerve 3 Stimulation 4 Loop

ઉપર તેની જે અસર થાય છે તે અસર પણ ક્ષણિક હોય છે, જેથી પ્રયોગ કરી રહ્યા પછી તે પદાર્થના ઉપર ખરાબ અસર થતી નથી. ક્લોરોફોર્મથી આપણા તંતુઓ મંદ પડી જાય છે અને આલ્કોહોલથી તેજીમાં આવે છે, એ બતાવવાને સારૂ એમણે નીચેનો પ્રયોગ કર્યો છે. જો ક્લોરોફોર્મને કોઇપણ પદાર્થના એક છેડાપર મૂકીએ અને તે પદાર્થને વચમાંથી ઉત્તેજીત કરીએ તો ક્લોરોફોર્મની અસરથી એકબાજુ મંદ પડી જવાથી તેમાં વિદ્યુત[1] પ્રવાહ માલુમ પડે છે. આજ પ્રમાણે આલ્કોહોલ લગાડવાથી પ્રવાહ બીજી દીશામાંથી આવતો માલુમ પડે છે. આ ઉપરથી આપણને માલુમ પડે છે કે ક્લોરોફોર્મ પ્રત્યુત્તરને મંદ કરે છે અને આલ્કોહોલ વધન કરે છે. જે પદાર્થ ઉપર પ્રયોગ કરવામાં આવે તે છોડ હોય અથવા તો શરીરનો સ્નાયુ હોય અથવા તો ધાતુનો કટકો હોય તો પણ પ્રવાહનું ગમન આપણને માલુમ પડે છે. જીવતાં પ્રાણીના ઉપર જો આપણે દવાઓ લગાડીને પ્રયોગો કરીએ તો તેથી આપણને સારાં પરિણામ માલુમ પડે પણ આ રીત ખરચાળ તથા નિર્દય હોવાથી છોડવા અથવા ધાતુના ઉપર પ્રયોગ કરવા તે વધારે સારૂં છે. આલ્કોહોલ અને ક્લોરોફોર્મની અસર તાદસ્ય કરવાને સારૂ જો ફોટોગ્રાફની મદદ લઇને કાગળના ઉપર [2]વાંક કાઢવાની ગોઠવણ રાખી હોય તો તેથી આપણને આલ્કોહોલનો વાંક ઉંચો જતો અને ક્લોરોફોર્મનો નીચો જતો માલુમ પડે છે. થાકી ગયેલા સ્નાયુનો વાંક નીચો હોય છે અને ધીમે ધીમે વધારે નીચે જતો જાય છે. પણ જો મૃત્યુ પ્રાપ્ત થાય છે તો—જેમ કે કોઈ પણ પદાર્થમાં કોઇ પણ જાતનું વિષ દાખલ કર્યું હોય તો તેમાં કોઇ પણ જાતનો વાંક માલુમ પડતો નથી, એટલે તેમાં કાંઇ-પણ જાતનો પ્રત્યુત્તર મળતો નથી. આ ઉપરથી સહજ જણાશે કે જે જે પદાર્થોના ઉપર આપણે પ્રયોગ કર્યાં હોય તે તે પદાર્થોના પરમાણુઓની સ્થિતિ જાણવા સારૂ વાંક પણા ઉપયોગી છે વાંક ઉંચો જતો માલુમ પડતો હોય તો એમ સમજવું કે પરમાણુઓનો અંદરનો ફેરફાર ઘણો મોટો છે અને નીચે જતો માલુમ પડતો હોય તો એમ સમજવું કે પરમાણુઓનો ફેરફાર ઘણો થોડો છે. જો વાંક નીચો અને નીચો જતો માલુમ પડતો હોય તો આપણે સમજવું કે સ્નાયુ અથવા જે કોઇ પદાર્થ લીધો હોય તે થાકી ગયો છે અથવા પરમાણુઓનો [3]રોધ વધી ગયો છે. પણ જ્યારે મૃત્યુ પ્રાપ્ત થાય છે એટલે કે પરમાણુઓની ગતિ તદન બંધ થઈ જાય છે ત્યારે પરમાણુઓનો એક ગઠ્ઠો થાય છે અને તેથી પ્રત્યુત્તરનો અભાવ માલુમ પડે છે.

પોતાના પહેલા પુસ્તકમાં પ્રોફેસર બોઝે ઉપર બતાવેલા પ્રયોગ કરીને પોતાનો વાદ સિધ્ધ કરી આપ્યો છે. પોતાના "Plant Responses" નામના પુસ્તકમાં એવું સિદ્ધ કરી આપ્યું છે કે જ્યાં સુધી દરેક વસ્તુ ઉપર દર્શાવેલા પ્રત્યુત્તર આપે છે ત્યાંસુધી તેમાં જીવ છે અને પ્રત્યુત્તર આપવાના બંધ થાય છે ત્યારે મૃત્યુ થયું છે, અને તંદુરસ્તી અથવા આરોગ્યતા એટલે પોતાના શરીરમા અથવા કોઇપણ પ્રાણીમાં કામ કરવાની કેટલી શક્તિનો ભંડાર ભર્યો છે એમ સમજવું.

એમના બધા પ્રયોગોનો ખરો ઉપયોગ વૈદક શાસ્ત્રમાં થવો જોઇએ છે. તેમના

---

૧ Courrent ૨ Curve ૩ Resistance.

ધારવા પ્રમાણે દરેક રોગ અથવા વ્યાધિ મટાડવાને સારૂ તે પ્રાણીની તંદુરસ્તી એટલે કે તેની અંદરની કામ કરવાની શક્તિ વધારવી જોઇએ અને તે વધારવાને સારૂ આલ્કોહોલ જેવા ઉત્તેજકોનો ઘણો વિવેકથી ઉપયોગ થવો જોઈએ. ઉત્તમ રીત એ છે કે આ ઔષધો ઘણાં જ થોડાં પ્રમાણમાં આપવાં, જેથી કાર્યશક્તિનો નાશ કર્યા શિવાય તે પ્રાણીની શક્તિ ધીમે ધીમે વધી શકે. મરણ સમયે એક આશ્ચર્યકારક બનાવ નજરે પડે છે. વાકમાં તે એક કાપા તરીકે માલૂમ પડે છે, જેને આપણે હેડકી કહીએ છીએ. જ્યારે મૃત્યુ ઘણા દિવસના મંદવાડથી નીપજે છે ત્યારે તે કાપો એટલો ચોખ્ખો માલુમ પડતો નથી; પણ જ્યારે મૃત્યુ ઝેરથી અથવા બીજા કોઇ કારણને લીધે એકાએક પ્રાપ્ત થાય છે ત્યારે કાપો ચોખ્ખો માલૂમ પડે છે. આપણા અનુભવમાં પણ આ વાત આપણને માલુમ પડે છે. ઘરડા અથવા તો નબળા માણસના કેસમાં કાર્યશક્તિ ધીમે ધીમે મંદ પડીને મૃત્યુ આવે છે, પણ જ્યારે કોઇ જબરો માણસ એકાએક અચાનક ઝેરથી અથવા તો બીજા કોઇ કારણને લીધે મરણ પામે છે ત્યારે ઘણુંજ ભયંકર ચેન આપણી નજરે આવે છે. આ નિયમ સૃષ્ટિમાં-મનુષ્યોમાં, જનાવરોમાં, છોડવાઓમાં અને ધાતુઓમાં, બધે વ્યાપે છે.

પ્રોફેસર બોઝે આ બધી શોધખોળો કરી છે તે બધામા એ બતાવી આપ્યું છે કે કુદરતના દરેક બનાવોમાં ભિન્નતાને બદલે ઐક્યતા છે. પ્રોફેસર બોઝ જેવાના આવાં શાસ્ત્રીય નિર્ણયથી પોતાના સ્વદેશભાઇઓમાં પ્રેમ તેમજ માનની લાગણી ઉત્પન્ન થઈ છે. ગેલીલીઓ ફાંસીએ ચઢયો હતો, બ્રુનોને બાળી મુકયો હતો તે યુરોપના લોકોની શાસ્ત્રીય શોધખોળ કરનાર તરફની લાગણી બતાવે છે. એમાંનું કાઇ પણ હિંદુસ્તાનમાં માલુમ પડતું નથી. હિંદુસ્તાનમાં તો આપણે જાણીએ છીએ કે અસલ મોટા મોટા રાજાઓ શાસ્ત્રીઓને નમતા હતા અને વિદ્વાને માન આપતા હતા. જે લોકો જ્ઞાનની પાછળ નિઃસ્વાર્થપણે મચ્યા રહે છે તેઓ હમેશાં માનને પાત્ર થાય છે; પછી તેઓ જે જે શોધ કરે તે ગમે તેવી ચમત્કારિક હોય અથવા શાસ્ત્રની વિરૂદ્ધ હોય. હિંદુસ્તાનમાં એવી ઋજુતા રહી છે કે તેઓ સિદ્ધ કરેલા સત્યને હમેશાં તાબે રહે છે અને નવા વિચારને ગ્રહણ કરવાને હમેશાં તત્પર રહે છે. ઇંગ્રેજીને પ્રચાર થયાં ને હજી સો વર્ષ થયાં નથી તેટલામાં આપણી આર્યભૂમીએ પ્રૉ. બોઝના જેવા 'શાસ્ત્રીય જ્ઞાનસંપન્ન નરને ઉત્પન્ન કર્યા છે તે કાંઇ થોડું મગરૂર થવા જેવું નથી. અમે આશા રાખીએ છીએ કે અત્યારના વિદ્યાર્થીઓમાંથી પ્રૉ. બોઝના જેવા ઉંચી અભિલાષાવાળા અને પોતાની અભિલાષાઓ પુરી પાડવા સારૂ તન, મન અને ધનથી મચ્યા રહે એવા મોટી સંખ્યામાં નીકળી આવશે.

---

# વિજ્ઞાનશાસ્ત્ર અને તેની આવશ્યકતા.

આ સૃષ્ટિના ક્રમનું અવલોકન કરતાં જોનારને માલુમ પડશે કે જે દેશની ઉન્નતિ થઇ છે તેજ દેશની અવનતિ પણ થઇ છે, અને જેની અવનતિ તેની ઉન્નતિ છે, આ એક સાધારણ પરંતુ કુદરતી નિયમ છે જેને આધારે આખી સૃષ્ટિનો વ્યવહાર ચાલે છે. આ કુદરતી નિયમ દરેક વસ્તુને લાગુ પડવા માટે અન્ય પ્રકારના કારણો તેમજ આસપાસના સંયોગો સાધનભૂત થાય છે. દાખલા તરીકે હિંદુસ્થાન લઈશું તો આપણને સ્પષ્ટ જણાય છે કે એક વખત એવો પણ હતો કે જ્યારે હિંદુસ્થાનમાં પૂર્ણ જાહોજલાલી હતી, વેપાર તેને હસ્તગત હતો, પરદેશી લોકો આ ભારતવર્ષથી નિકાસ થતી વસ્તુઓ પર છવતા. આ જ ભારતવર્ષ એક વખતે ખગોળ, ભૂસ્તર, વૈદક અને અન્ય પ્રકારની વિદ્યાની શોધખોળમા અગ્ર ભાગ લેતું હતું. જે વખતે દુનિયાના અન્ય ભાગો અંધાધુંધી ભોગવતા હતા, રાજા સામે પ્રજા અને પ્રજા સામે રાજા, એમ અન્યોન્ય ઝઘડા ચાલતા હતા ત્યારે આ ભારતવર્ષ શોધખોળનું સ્થાન ગણાતું હતું અને તેજ નવિન શોધ ખોળને વ્યવહારિક રૂપ આપી તેનો લાભ લેતા. આજ કારણને લીધે હિંદુસ્થાન દુનિયાના સુધરી ગયેલા દેશોની સંખ્યામા ઉંચા સ્થાને મુકાયું છે આ શોધખોળનો રસ ધીરે ધીરે ઓછો થવા લાગ્યો, તેની તરફ જેમ જેમ ધ્યાન ઓછું થતું ગયું, અને આસપાસના સંયોગો અને સાહિત્યો ઘટવા લાગ્યા તેમ તેમ શોધખોળો ઓછી થવા લાગી અને દિન પ્રતિદિન, અવનતિના પંજામા હિંદુસ્થાન સપડાવા લાગ્યું.

જે નિયમે હિંદુસ્થાનને ઉચ્ચ સ્થાને મુકયું હતું તેજ નિયમે દુનિયાના અન્ય દેશોને ઉંચી પદવીએ મુકયા છે દાખલા તરીકે, જ્યારે પૂર્વ તરફ શોધખોળની નવિન ખબરો મેળવવામાં આવતી નથી ત્યારે પશ્ચિમમાં એક પછી એક, એમ નિરંતર શોધો થતી જાય છે, તેને વ્યવહારિક રૂપ અપાય છે, અને માણસોના ફાયદામાં કામે લગાડાય છે. જે દેશમાં શોધખોળો વિશેષ છે, જ્યા તેને ઉત્તેજન અપાય છે, અનુકુળ ગોઠવણો કરી અપાય છે, ત્યાં શોધ ખોળો થઇ અંતે વિજય થાય છે આવી શોધોને લીધે ઇંગ્લાંડ, જર્મની, અમેરીકા વિગેરે દુનીયાના બીજા ભાગપર એકતા ભોગવે છે. દુનીયાના અન્ય ભાગોના વેપાર અને કળાઓ તોડી પાડવા વિજયી નીવડયા છે તે દેશોમાં સાંચાકામની શોધને લીધે ઘણા ખરા દેશોમાં હાથથી થતા કામને ઘણો ધોકો લાગ્યો છે. એજ ઢાકાનું મલમલ કે જેના ઉપર અંગ્રેજ વેપારીઓ ખુશ થતા હતા તેની એવી દશા હાલ આવી છે કે સાંચા કામની મદદથી હાથથી ચાલતા તે ઉદ્યોગને ધોકો લાગ્યો છે ત્યારે તારણ એમ નીકળે છે કે જો દેશનો પુનરુદ્ધાર કરવો હોય, અને દુનીયાના પત્રકમા, હિંદુસ્થાન એક ચઢી આતો દેશ છે એવું જણાવવા આકાંક્ષા ને ઉમેદ હોય તો જુદાં જુદાં શાખાઓમા આગળ વધો અને શોધ ખોળ કરો. તે શોધખોળ માણસને ઉપયોગી થઇ પડે તેવા સાધનો બનાવવામાં કામે લગાડો.

આ શોધખોળની દરેક વિષયમા આવશ્યકતા છે પરંતુ દેશની આર્થિક સ્થિતિ સુધારવાને અને બીજા દેશોની સાથે હરિફાઇમા ઉતરી વિજય મેળવવા માટે વિજ્ઞાનશાસ્ત્ર

ખીલવવાની ઘણી જરૂર છે. આ વિજ્ઞાનશાસ્ત્રની ખીલવણી પશ્ચિમ દેશોમાં તો અવધિએ પહોંચતી જાય છે, અને તે શાસ્ત્રરૂપી શસ્ત્રવડે ઘણા દેશોને તેઓએ વશ કરી લીધા છે. એજ શસ્ત્ર જો આપણે ગ્રહણ કરીએ અને એજ શસ્ત્રથી તેમની સામે લડીએ તો જરૂર દુનીયાના દેશોની હરિફાઇમાં આપણે ફાવી શકીએ. વિજ્ઞાનશાસ્ત્રને લગતાં ઘણાં સાધનો આપણે ઉભાં કરવાનાં છે. આ સાધનો ઉભાં કરવામાં જોઇતી વસ્તુઓ હિંદુસ્થાનમાં મળી આવે છે. માત્ર તેના પ્રયોજકો અને અભ્યાસીઓની ખોટ છે. દરેક જણને માલુમ છે કે હિંદુસ્થાનમાં કાચની વપરાશ કેટલી બધી છે. ગરીબમાં ગરીબને ત્યાં પણ તે જોવામાં આવે છે. કાચમાં મુખ્ય વસ્તુ રેતી અને એક ખાર છે. રેતીની ખોટ નથી. ખારની તંગી નથી. પરંતુ આ સંબંધી અભ્યાસકોની ખોટ છે. અભ્યાસકોની સંખ્યા વધે અને નવીન નવીન હીકમતો શોધી કાઢવાપર લક્ષ અપાય તો દેશના લોકની આર્થિક તેમજ માનસિક સ્થિતિમાં ફેર પડી સારૂ પરિણામ આવે. બીજો દાખલો કોલટાર જેને ગુજરાતીમાં ડામર કહે છે તે છે. ડામર, પાણુના કોલસામાંથી થાય છે. આ એટલી કાળી વસ્તુ છે કે જો તેનો ડાઘ અડે તો તે ડાઘવાળી જગ્યાને તદ્દન નષ્ટ કરો તો પણ તેના અણુ પોતાની કાળાશને છોડશે નહિ. આજ કાળી વસ્તુમાંથી અનેક તરેહના રંગ, જેવા કે લાલ, ઉદા, પીળા, વીગેરે બનાવવામાં આવે છે. એજ કોલટારની મદદ સાબુ બનાવવામાં લેવાય છે જેને લીધે તે સાબુ " કોલટાર સોપ " કહેવાય છે. તેજ ડામર દવા બનાવવામાં કામે લાગે છે. કોના ખ્યાલમાં પણ આવી શકે કે આવી ડામર જેવી કાળી વસ્તુમાંથી લાલ, પીળા રંગ બનાવી શકાય ! જે વિચાર સાધારણ અને પ્રથમજ જોનારને તદ્દન સ્વપ્નવત્ અને હાસ્યપાત્ર લાગે છે. જેને આપણે અડકીએ નહિ તેજ વસ્તુએ દાખ જર્મનીને પૈસાદાર કરી દીધું છે. જર્મન લોકોએ ડામરનું પૃથ્થકરણ કર્યું અને અથાગ મહેનત કરી આ અવનવી શોધ કરી રંગ બનાવવા લાગ્યા અને દુનિયામાં પોતાના બનાવટી રંગો પ્રસિદ્ધિમાં લાવી આખી દુનીયાને આંજી દીધી છે. આ પ્રતાપ માત્ર શોધખોળનો, માત્ર વિજ્ઞાનશાસ્ત્રની ખીલવણીનો જ છે. ખનીજ - કોલસાની હિંદુસ્થાનમાં કાંઇ ખોટ નથી એટલે ડામર જે કોલસામાંથી થાય છે તેની ખોટ નથી. ડામરની તંગી નથી. તેનો અર્થ એ કે રંગો અને અન્ય પદાર્થો બનાવવામાં જોઇતી વસ્તુઓની તંગી નથી. ત્યારે તંગી કઇ વસ્તુની છે ? આનો જવાબ દરેક જણનું હૃદય પોતપોતાને કહે છે કે, વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસીઓની. વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ કરો, શોધ ખોળમાં નિશ્ચિતપણે મચ્યા રહો અને છેવટે વિજયી નીવડો એજ લેખકની શુભ વાન્છના છે.

## દિશાવલોકન.

એક વખત એશિઆ ખંડનો બ્હાર હતો. જગતમાં સુધારો, નીતિ, કલાકૌશલ્ય, વિદ્યા, જ્ઞાન, ધર્મ વિગેરે પ્રસરાવવામાં આ ખંડમાં વસતી મહા પ્રજા-

પાછો એશિઆ ખંડનો વારો— સ્વતંત્ર જાગૃતિ.

ઓને પ્રતાપે ઘણું ઘણું બનેલું છે. પછી યુરોપ અમેરિકાનો વારો આવ્યો. એ ખંડની પ્રજાઓ હમણાં હમણાંનાં ૧૦૦, ૨૦૦ વર્ષથી બહુ તેજમાં આવી છે. તેઓએ આ પૂર્વ તરફના મુલકોની પ્રજાઓને એવી

તો આંજી નાખી છે, એવી તો દબાવી દીધી છે કે કંઇ કહેવાની વાત નથી. મહાન્ ઇંગ્રેજ લેખક મર એડવીન આરનોલ્ડે એ હેતુને એશિઆને લખ્યું હતું કે:—

The East bowed low before the blast,
In patient deep disdain;
She heard the legions thunder past
And plunged in thought again.

પરન્તુ ધીમે ધીમે પાછો એ સ્થિતિમાં ફેર પડવા લાગ્યો છે. એશિઆને કરવાનું હતું તેથી વધારે કરવાની જ્યારે એનામાં શક્તિ ના રહી ત્યારે જગત્‌ની ઉન્નતિ કરવાનું કામ તાજી તૈયાર થયેલી પાશ્ચાત્ય પ્રજાને હાથ આવ્યું. તે એણે બહુ ચમત્કારીક રીતે બજાવ્યું; અને હજી બજાવે છે. પરન્તુ સુધારાની જે સ્થીતિએ આ બધી ફતેહ પાથર્યા પછી આપણે હાલ પહોંચ્યા છીએ તે પણ સુખદાયક નથી. પોતાને સુધારાની ટોચે ચ્હડેલી માનતી પ્રજાઓમાં હજી ઘણો સ્વાર્થ, ઘણું મમત્વ, ઘણો અહંકાર અને ઘણો મદ રહેલો છે. તે દૂર કરી જગત્‌માં સર્વત્ર પ્રેમ, સમભાવ, પરોપકાર અને શાન્તિ પ્રસરી રહે એવું કરવાનો જ જો ઉન્નતિક્રમનો હેતુ માનીએ તો તે કરવાની શક્તિ આ પાશ્ચાત્ય પ્રજાઓમાં હોય એમ લાગતું નથી. જીવનનાં સુખ વધારવાની આશાએ એ લોકોએ કંઇ કંઇ મોજ શોખની અને નાના પ્રકારનાં ભોગવિલાસની સામગ્રીઓ તૈયાર કરી દીધી છે। છતાં હજી એવાં દરદો, એવાં દુઃખો રહ્યાં છે કે જે એમનાં વિજ્ઞાનશાસ્ત્રોથી દૂર થવાં અશક્ય છે. ઇંગ્લંડમાં દુનિઆદારીમાં ટકવા માટે જોઇતી વ્યવહારિક બુદ્ધિ ઘણી છે ફ્રાન્સનું મગજ જોઇએ એવા તર્ક વિતર્ક કરીને ચોખ્ખા સિદ્ધાન્તો બાંધી શકે છે. જર્મનીમાં સાહસકર્મો કરવાની હિમ્મત છે. રૂશીઆમાં હૃદયબળ પુષ્કળ છે. અને અમેરિકામાં પોતાની વ્યાપાર કરવાની અલૌકિક શક્તિ છે એ બધાંએ મળીને જગત્‌ની ઉન્નતિ સાધવામાં બન્યું એટલું કર્યું છે. પણ હજી એવું કંઇક રહ્યું છે કે જે યુરોપ અમેરિકાથી આપી શકાય એવું નથી. આવી વખતે એશિઆએ પાછું જાગૃત થવા માંડ્યું છે તે ઉપરથી લાગે છે કે દુનિઆને હવે એની જરૂર છે. જગત્‌નાં મનુષ્યોને મનની બેચેનીમાંથી મુક્ત કરી આત્માનાં પાપ, તાપ, પરિતાપ દૂર કરવાનું અને ઉંડી શાન્તિ આપવાનું અદ્‌ભુત કાર્ય એક વખત એણે બજાવ્યું હતું. તો હમણાં આ ચારે દિશાએ પ્રસરી રહેલા " અધર્મનો નાશ કરી ધર્મની સ્થાપના કરવાનું " મહાન્ કાર્ય એણે પાછું કરવું પડશે એણેજ એકવાર ફરીથી જગત્‌નાં આ ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં લોકોને પરસ્પરનાં કર્તવ્ય કેવાં છે એનો બોધ દેવા શરૂઆત કરવી પડશે.

* * * * *

જાપાન.

જાપાને એ કામમાં પહેલ કરી છે, અને એના સ્વેચ્છંદ સાહસથી એકલું રશીઅન રીંછ જ ભાગ્યું છે એમ નથી પણ બધી પાશ્ચાત્ય પ્રજા ન્હાનાં છોકરાં " હાઉ " જોઇને જેમ બ્હીએ છે તેમજ " પીળા ભય " થી ( Yellow Peril થી ) ભડકી છે। પણ એ બળવાન પ્રજાઓ ભડકીનેજ બેશી રહે એવી નથી. પોતપોતાનાં બળની પરીક્ષા કરી લેઇને તેઓએ પાછી ગફલત કે આળસ દૂર કરી દીધાં છે અને પહેલાંની માફક પાછી ખબરદારી રાખવા માંડી છે.

* * * * *

ચીન.

આ તરફ જાપાનનો રૂશીયા સામેનો ખેલ જોઇને એશીઆ ખંડની મહા પ્રજાઓ બધી ખુશ ખુશ થઇ ગઇ છે, અને ઘણા કાળથી ભોગવેલી મંદતાને લીધે થએલો નિરૂત્સાહ તજી તેઓ હુશિઆર બનતી જાય છે. કેટલીએક સદીઓ થયાં વ્હેમ અને અંધકારમાં ડુબેલું ચીન પોતાની જાહોજલાલી વાળા પૂર્વ કાળની અનેક વાતો સંભારી સંભારી પોતાનું વિસારે પડેલું માહાત્મ્ય તાજું કરે છે. હવાઇ લ્હેરોમાં ઝોકાં ખવડાવતા અફીણને લાત મારીને તેણે દૂર કાહાડયું છે. અને પોતાની પુરાણ પ્રસિદ્ધ માતૃભૂમિની આસપાસ ચારે તરફથી વાઘ વરૂઓની માફક પેરી વળેલાં રાજ્યોમાંથી કેમ બચાવ કરવો એની તદબીરો હાથમાં રચે છે. પરદેશી માલનો " બોયકોટ " પ્રથમ ચીનેજ આરંભ્યો હતો અને એનુંજ અનુકરણ કરીને આપણે હિન્દુસ્તાનમાં બોયકોટની હીલચાલ શરૂ કરેલી છે.

દેશપરદેશથી શસ્ત્ર, અસ્ત્ર, વિદ્યા, હુન્નર વિગેરે શીખવા હજારો વિદ્યાર્થીઓ ચારે તરફ છુટયા છે. ઇ. સ્વી. ૧૯૦૪ માં ૨૫૦૦, ૧૯૦૫ માં ૮૦૦૦, અને ૧૯૦૬ માં ૧૦,૦૦૦ વિદ્યાર્થીઓ એકલા જાપાનમાં ગયા હતા. હમણાં હમણાં તો આ સંખ્યા એથીએ બમણીને ત્રણ ગણી થઈ ગઇ છે. ચીના વિદ્યાર્થીઓનો મ્હોટો ભાગ જાપાનમાં તો છેજ, પણ યુરોપ અમેરિકાની મ્હોટી મ્હોટી શાળાઓમાં કે કારખાનાઓમાં જ્યાં જુવો ત્યાં ચીના વિદ્યાર્થીઓ નજરે આવ્યા વગર રહેતા નથી.

ચીન તળમાં પણ સંસાર સુધારાના, રાજકીય સુધારાના અને ઉદ્યોગીક ઉન્નતિના અનેક તરેહના પ્રયાસો શરૂ થઇ ચુકયા છે. ચીનની રાજમાતા અને બાળરાજા તરફથી પણ પ્રજાને આ કાર્યોમાં ઉત્તેજન મળે છે અને હમણાં હમણાં તેઓ તરફથી પાર્લામેન્ટને ધોરણે એક રાજસભા સ્થાપન કરવામાં આવી છે. રાજના નૌકા સૈન્યમાં અને લશ્કરમાં બહુજ સુધારો કરવામાં આવ્યો છે અને જાપાનીઝ, જર્મન અને ફ્રેન્ચ લોકોમાંથી કુશળ માણસોને નૌકાસૈન્યમાં તેમજ લશ્કરમાં નોકરીઓપર રાખી લીધા છે

* * * * *

ઈજીપ્ત.

એક કાળે ગગનચુંબી પીરામીડો જેટલી ઉંચી જેની કીર્તિ પ્હોંચી હતી તે ઇજીપ્ત દેશની પ્રજા પાછી પોતાનો હક્ક અને સ્વદેશ એ બે મંત્રોથી ઉત્તજીત થઇ પડી છે. એ દેશને નવું જીવન આપનાર મુસ્તફા કામીલ પાશા નામનો એક વીર મહાત્મા હમણાંજ આ મૃત્યુલોક છોડી ચાલ્યો ગયો છે. પરન્તુ એના દેહનો નાશ થતાની જ સાથે એના અવિનાશ આત્માની અલૌકિક જ્યોતિ આખા મિસર દેશમાં પ્રસરી રહી છે. મિસરવાસીઓનાં હૃદયમાં આત્મોન્નતિની અને સ્વદેશ ઉન્નતિની જ્વાલા પ્રગટાવનો અગ્નિ પ્રદીપ્ત થઈ ચુકયો છે. અને ઠેર ઠેર સ્વદેશ અને સ્વરાજ્યની વાતો ચાલી રહી છે.

* * * * *

ઈરાન.

" શીરાઝી " નો પ્રેમઘેલો કવિરાજ હાફીઝ જે શરબેનિબાતનો સુપોક અને મુસલ્લાનાં સુન્દર લતા મંડપ છોડી સ્વર્ગમાં જવાની પણ ઇચ્છા ન્હોતો કરતો એવા ફળદ્રુપ અને રમણીય ઇરાનની દશા પણ યુરોપી પ્રજાઓએ સુખમય રહેવા દીધી ન્હોતી.

* * * * *

અફઘાનીસ્થાન

અફઘાનીસ્થાનનો મર્હુમ અમીર અબ્દુલ રહેમાનખાન બહુ કુશળ રાજદ્વારી થઇ ગયો. એક તરફથી રૂશીઅન રીંછ અને બીજી તરફથી ઈંગ્રેજ સિંહની વચ્ચે પોતાનો ટેક અને માન બહુ ઉત્તમ પ્રકારે તે જાળવી શક્યો હતો. હાલના અમીર હબીબુલ્લાખાન વળી તેનાથી એ ગ્હડે એવા નીકળ્યા છે. પ્રજા આબાદ અને સુખી છે લોકોમા લડાયક જુસ્સો જોઈએ એવો છે દેશનું ચોગરદમથી કીલ્લા તથા ગઢો બાંધીને ઉત્તમ પ્રકારે રક્ષણ કરેલુ છે, નવીનવી જાતનો દારૂગોળો, ઉત્તમ હથીઆરો અને લડાઇનો ઉપયોગી સરંજામ વર્ષોવર્ષ તે વધાર્યેજ જાય છે, નવા નવા ઉદ્યોગ હુન્નર રાજ્યમા દાખલ કરે છે. પ્રજાજનોને બીજા દેશોની રાજકારી વાતોથી માહીતગાર કરે છે અને હમણાં દેશમાથી કેટલાક આગેવાનોને બોલાવી એમણે પણ પોતાની ન્હાની સરખી પાર્લામેન્ટ બનાવી છે.

* * * * *

હિન્દુસ્થાન

એશીઆખંડના જુદાંજુદા રાજ્યોની ઉન્નતિ જ્યારે આ રીતે શરૂ થઈ છે ત્યારે આપણા પુરાતન આર્યાવર્તની શી ખબર છે? આપણો દેશ વિસ્તારમાં અને વસ્તીમાં બીજા મુલકો કરતાં ઘણો મ્હોટો છે આપણામાં દોઢ કરોડ મનુષ્યો તો કેળવાયલા છે તેમાથી દસ લાખ મનુષ્યો ઈંગ્રેજી ભણેલાં છે. આપણી શાળાઓ, પાઠશાળાઓમાં જે કેળવણી અપાય છે તે એક જાપાનને બાદ કરીએ

તો બીજા કોઇપણું એશીઆના રાજ્ય કરતાં ઉતરતા પ્રકારની નથી. આપણો ધર્મ, આપણું તત્વજ્ઞાન, કે આપણી સાંસારિક સ્થિતિ પણ હરેક રીતે એમનાથી ચઢીયાતી છે. આપણામાં આજકાલ ઘણાજ મહાન્ પુરૂષો ઉત્પન્ન થાય છે; તેઓ આપણી રાજકીય, સાંસારિક, અને ઔદ્યોગીક ઉન્નતિને માટે હરેક પ્રકારનો પ્રયાસ કરી રહ્યા છે. લોકોમાં પણ પ્રજાજીવન ઉત્પન્ન થયું છે. સ્વદેશાભિમાન અને સ્વદેશધર્મ જાગૃત થયા છે. કોન્ગ્રેસના જન્મ પછી ઘણાં ઘણાં મંડળો સ્થાપન થયાં છે. બહુ ઇલાકા, બહુ પ્રાન્તો, બહુ ન્યાતો, બહુ ધર્મો જે જે દેશોન્નતિને બાધક ગણાતા તે બધાં આજે મદદ રૂપ થઈ પડયાં છે. જ્યારે દશા અનુકૂળ થાય છે ત્યારે જે જે વસ્તુઓ શત્રુનાં કામ સારતી તે બધી મિત્રરૂપ બને છે. ચોતરફ ઉત્સાહ, આશા અને ઉમંગ વ્યાપી ગયા છે. ખરેજ ! ખરી વસ્તુ સ્થિતિનું જ્ઞાન સર્વ વાતે આપણને થવા આવ્યું છે. અને જ્ઞાન એ બળ છે. સાંસારિક સ્થિતિનું જ્ઞાન સંસારસુધારો કરવા પ્રેરે છે, દેશની નિર્ધન અવસ્થાનું જ્ઞાન દેશમાં ઉદ્યોગ, હુન્નર, ખેતી, કારીગરી વિગેરેમાં સુધારો કરવા સૂચવે છે. એથી જ સ્વદેશી હીલચાલ જોસભેર ચાલી છે. મનુષ્યોની અજ્ઞાન અવસ્થા ઉન્નતિમાં બાધક હોવાથી, અને સરકાર તરફથી કેળવણીનું કામ બહુ રીતે અપૂર્ણ સમજાવવાથી જ પ્રજાકીય કેળવણીની સ્થાપના થઇ છે. સ્વદેશ ઉન્નતિમાં સરકારની સાહ્ય બહુજ મોળી, અને લોકોનાં સુખ વધારવામાં " સ્વરાજ " તે બહુજ જરૂરનું છે, એવું જ્ઞાન થવાથીજ આ બધો રાજકીય ખળભળાટ ઉત્પન્ન થયો છે. આવા પુણ્યયોગમાં આપણો જન્મ થયો છે તે આપણું મ્હોટું ભાગ્ય માનવાનું છે. આ મંથનકાળના સમયમાં કંઇક કંઇક સત્યો દૃષ્ટિગોચર થાય છે, કંઇ કંઇ થવાનાં હજી બાકી છે.

"Blessed are they who get in touch with the reality in religion, in science, in art, in politics. We are now in painful but rousing contact with the basic truths of British rule. (*Modern Review.*)

" ધર્મના, વિજ્ઞાનના, કલાવિધાનના કે રાજ્ય તંત્રના તત્વને જેઓ પામે છે તેઓને ધન્ય છે ! આપણે હાલમાં બહુજ દુઃખદાયક પણ જાગૃતિ ઉત્પન્ન કરનાર બ્રીટીશ રાજ્યતંત્રના ખરાં મૂળતત્વોને પામ્યા છીએ."

× × × × ×

એશીઆ ખંડની જાગૃતિમાં—જગતની ઉન્નતિમાં આપણો પ્રિય સ્વદેશ પણ અગ્રણીની માફક માર્ગદર્શક અને સાહાય્યક થાવ ! એજ ઇશ્વર પાસે પ્રાર્થના !

---

## ધર્મ.

" ધર્મોજગતઃ પ્રતિષ્ઠા । "

સમસ્ત જગતના ઇતિહાસ તરફ દૃષ્ટિ નાખીએ તો આપણને જણાશે કે ધર્મ એ દરેક પ્રજાનો પહેલાંજ અગત્યનો પ્રશ્ન થઈ પડયો છે. દેશ, કાલ, ન્યાત, જાત, ભાષા તથા વિચાર એ સર્વેની ભિન્નતા છતાં જગતમાં કોઈપણ એક વસ્તુ સમસ્ત પ્રજાઓને

અભિન્ન હોય તો તે ધર્મ છે. હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી, યાહુદી વિગેરે પ્રજાઓમાં આબાલવૃદ્ધ સર્વેને જો કોઈ પણ વિષય એકસરખો ચરચાનો થઇ પડ્યો હોય તો તે ધર્મનો વિષય છે. અજ્ઞાન કે જ્ઞાનવાન એ સર્વે તેના અનુપાલક છે; સુધરેલી તેમજ જંગલી અવસ્થામાં તેનો આવિર્ભાવ દીઠામાં આવે છે. કોઇ તેનો ફરજીઆત તરીકે સ્વીકાર કરે છે તો કોઇ તેનો સ્વભાવસિદ્ધ ગણી સ્વીકાર કરે છે. જગતનો અમુક ભાગ અમુક કાલ તેના તરફ ભલે નાસ્તિક જણાય; પણ તેના જીવનહૃદય તરફ કાન માંડીને સાંભળીશું તો રૂધિરના ધબકારાની સાથે જ અંતરગૂઢ ધર્મનો પણ ધબકારો સાંભળવામાં આવશે; તેના જીવન નાડીઓના રૂધિર પ્રવહનમાં તેની પ્રેરણા જણાશે.

આપણે બધા અમુક કાલ સુધી તેને વીસારીએ છીએ પણ તે આપણને વીસારતો નથી. આપણે અમુક કાલ સુધી એનાથી અજ્ઞાન રહીએ પણ તેથી કરીને તેના અસ્તિત્વને કોઇપણ રીતે હાનિ પહોંચતી નથી આર્યભટ્ટ, ભાસ્કરાચાર્ય, ગેલીલીઓ વિગેરેએ પૃથ્વી સ્થિર નહિ પણ ફરે છે એમ શોધી કાઢી,—જાણી જગતને જાહેર કર્યું. શું તે વખતેજ પૃથ્વી ફરવા લાગી હશે? કદી નહિ. પૃથ્વી તો ફરતીજ હતી, પણ જગત તેથી અજ્ઞાન હતું. તમે જાણો યા ન જાણો, પણ તે તો ફર્યાજ કરવાની. તેવી રીતેજ ધર્મને નાસ્તિક કે આસ્તિક, અજ્ઞાન કે જ્ઞાનવાન્ એ કશા સાથે સંબંધ નથી તેનું અસ્તિત્વ સદા કાયમજ છે. તેના અસ્તિત્વે જગતનું અસ્તિત્વ છે. પંચમહાભૂત જગતના અસ્તિત્વમાં જેવી રીતે અવશ્ય કારણભૂત છે, તેવી રીતે, ધર્મ પણ જગતના અસ્તિત્વમાં અવશ્ય કારણભૂત છે. ( અપૂર્ણ. )

---

## સ્વદેશી.

### ( દોષાપનયન. )

આજકાલ 'સ્વદેશી' તે એક ઘણોજ અગત્યનો પ્રશ્ન થઈ પડ્યો છે, તેથી કરીને તેના વિષે કાંઇક વિવેચન આવશ્યક છે. 'સ્વદેશી' તે એક નિર્જીવ ચેતનરહિત વસ્તુ નથી, પણ એક જીવતી અને જાગતી વસ્તુ છે જેના ઉપર આધુનિક ભારતવર્ષના ઉદયનો સઘળો આધાર છે. તે એક, આપણી દૃષ્ટિમર્યાદાને સંકુચિત કરી સ્વાર્થબુદ્ધિથી સઘળા આપણા પ્રયાસોનું કેન્દ્રસ્થાન સ્વયંપ્રતિ પ્રેરનારી, અધમ વસ્તુ નથી, પણ સાંપ્રત સમયમાં આપણી ઉત્તરોત્તર હીન અને નિરાધાર સ્થિતિ કે જેમાં આપણે સર્વ રીતે પરદેશીઓપર આધાર રાખી બેઠા છીએ તેમાંથી આપણો ઉદ્ધાર કરી આપણને આપણા પંડમાં વિશ્વાસ ઉપજાવી વધારે ને વધારે આપણા સુખ માટે સ્વાશ્રયી બનાવનારી ઉમદા વસ્તુ છે. તે કોઇ અમુક વ્યક્તિ પ્રત્યે દ્વેષના પરિપાક રૂપે નથી, પણ લાંબા સમયની આપણી ગાઢ નિદ્રામાંથી પ્રબુદ્ધ થતાં બીજી પ્રજાઓએ તેમની સાવધાન અવસ્થામાં તેઓની ક્રિયાત્મક પ્રવૃત્તિઓમાં મચ્યા રહી આપણાથી જે મહાન પ્રમાણમાં ઉન્નતિ મેળવી છે તેને પહોંચી વળવા માટેના શુદ્ધ હરિફાઇના ભાવરૂપે છે. ટુંકામાં તે આપણી હાલની આર્થિક આજાર સ્થિતિમાંથી નિરોગી અવસ્થા પ્રાપ્ત કરી આપનાર એકનોએક રામબાણ ઇલાજ છે

મોહીનીથી મૂર્છિત થએલા આપણા દેશીઓને ચેતન આપનાર એક જાદુઇ ઇલમ ; સ્વધર્મવિમુખ થએલા હિંદીઓને કર્તવ્યપરાયણ થવાને સજ્જ કરનાર રણશિંગડાન એક ઉગ્રતર ઘોષ છે, પ્રબુદ્ધ ભારતની જાગ્રતિનું એક શુભ ચિન્હ છે, તેના અભ્યુદયનં મંગલધ્વનિ છે, અને આધુનિક હિંદની આર્થિક ગીતા છે. હે ભારતસંતાન ! તું કે હોય કે પુરુષ હોય, બાલ હોય કે વૃદ્ધ હોય, યોગી હોય કે ભોગી હોય, ગમે તે હોય, પ તું એના તરફ દુર્લક્ષ કરીશ મા. હમેશાં ત્હારી લાગણી તેના તરફ તીવ્ર રાખજે કારણ એમાંજ ત્હારા આધુનિક જીવનના પ્રશ્નનો નિર્ણય સમાએલો છે, એમાંજ ત્હારા હાલન સમયના ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ (મુક્તિ), સર્વ સમાએલા છે

'સ્વદેશી'નો કોઇ પણ રીતે ન્હાનો સૂનો પ્રશ્ન નથી, તેમજં તે કોઈપણ રીતે અ ગણનાને યોગ્ય નથી. જો કોઇ તેની હાંસી કરે, તેના પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી જુએ,— પછી ગમે તો તે પૈસાના તોરને લીધે હોય, અગર 'છાણનો કીડો છાણમાં મરે' તે ન્યા યાનુસારે પોતાની શક્તિમાં વિશ્વાસનો અભાવ તથા કૂપમંડુકવત્ સાંકડી વૃત્તિને લીં હોય, અથવા તો મનના કોઇક તરંગને લીધે હોય, ગમે તેના લીધે હોય, તો તે પોતે જ સર્વથા તિરસ્કારને પાત્ર છે, પોતાના દેશનો દ્રોહ કરનાર છે, અને આત્મઘાતી છે. 'સ્વ દેશી'માં એવો સવાલ સમાએલો છે કે આપણે હજીપણ અનેક સૈકાથી પ્રવૃત્ત થએલ ઘોર નિદ્રાની કુટેવનો ત્યાગ ન કરતાં દિનપ્રતિદિન વધારે ને વધારે તેના ગુલામ બની આપણી આર્થિક સંપત્તિનો સંપૂર્ણ વિનાશ કરી દાસત્વ અને પરાધીનતાના કારાગૃહમાં સડયા કરીશું, કે પછી આપણી કુંભકર્ણની નિદ્રામાથી જાગ્રત થઇ મનુષ્ય તરીકે આપણે મારે સંર્જીત સ્વકાર્ય કરી પરાધીનતાની શૃંખલાનાં બંધન તોડી નાંખી સ્વાધીનતાના મન્દ મન્દ સમીરનું આસ્વાદન કરીશું ? અનેક શતાબ્દિઓના અંધતમિસ્રમાં ફાંફાં માર્યા બાદ આ નવીન સૂર્યના ઉદયને સાનંદ વધાવવાને આપણે તે તરફ ધાવન કરીશું કે પછી તેનો અનાદર કરી હજીપણ આપણાં મન્દ ભાગ્યને લીધે આપણા ઉદયના પ્રભાતને આપણાથી વધારે ને વધારે દૂર રાખીશું ? આપણે એક પ્રજા તરીકે વિશ્વપ્રજાના સમગ્ર કાર્યમાં આપણા વ્યાજબી ભાગનો ફાળો આપી તેઓના સમાન લેખાઇ આપણી ઉન્નતિને સિદ્ધ દશાએ પહોંચાડીશું, કે પછી આપણી જુની પુરાણી આળસમાં વધારે ને વધારે પચ્યા રહી નિરાધાર અવસ્થા પ્રાપ્ત કરી આગળ જતાં આપણી જીંદગીને માટે પણ બીજાની દયાપર રહેવાનું કરી આપણો સદંતર નાશ વહોરી લઇશું ? શાસ્ત્ર માત્રનો આદેશ છે કે આ જગતમાં પ્રત્યેક મનુષ્યે પોતાનો નિર્વાહ પ્રાપ્ત કરવામાં મહેનત કરવી જોઇએ, જે, પ્રજાઓની બાબતમાં પણ એટલાજ પ્રમાણમાં સત્ય છે, અને જે વિચારનો ભાવ બૈબલમા * "In tho sweat of thy brow shalt thou eat thy bread," તે શબ્દોમાં બરોબર રીતે જણાવવામાં આવેલો છે તેવા ઉત્તમ આદેશનો અનાદર કરી આપણી જૂની રીત રીવાજોના બંધનોને વળગી રહી આપણી પોતાની જરૂરીયાતો માટે તદન બીજાપર આધાર રાખી કેવળ માંખો માર્યા કરીશું અને આપણી અને આપણી કાર્યસિદ્ધિના વચમાં મહા વિષમ અને દુર્ગ પર્વતો આડે આવેલા હોય અને તે કદી પણ ઓળંગી શકાય એમ ન હોય એવી રીતે ગભરાઇને કાયર પુરુષની પેઠે હાથ પગ જોડી

---

* "ત્હારા પરસેવાનો રોટલો તું ખાઇશ."

બેસી રહીશું કે પછી વીર પુરૂષની માફક દરેક પ્રકારની અડચણો જે સામી આવે તેનો પરાજય કરી આપણી સર્વ આકાંક્ષાઓ આપણે જાતે પૂરી પાડવા " अर्थं साधयामि वा देहं पातयामि " એવા અડગ નિશ્ચયથી આપણું કાર્ય સાધવા સજ્જ થઇશું ? આની જેવા અનેક સવાલો આ 'સ્વદેશી'ના મતમા સમાએલા છે જેનું વિચારપૂર્વક મનન કરવું ઉચિત છે.

( અપૂર્ણ. )

## નવનીત.

### ઇંગ્લાંડ અને તેનો બીનજકાતી વહેપાર.



આધુનિક અર્થશાસ્ત્રના પિતા એડમ સ્મીથના હાથે અર્થશાસ્ત્ર સંબંધી કેટલાક ભૂલભરેલા વિચારો દૂર થયા પછી ઇંગ્લાંડ અનિયન્ત્રિત ( બીનજકાતી ) વેપારના ધોરણ તરફ વળવા માંડયું. બીનજકાતી વેપાર ( Free trade ) નો સિદ્ધાંત એવો છે કે દરેક દેશે અને દરેક મનુષ્યે પોતે જેને માટે કુદરતથી યોગ્ય બનેલા હોય તેવી સંપત્તિ ઉત્પન્ન કરવી અને કોઈ પણ પ્રકારના અસ્વભાવિક, અર્થાત્ જેને માટે તેઓને બધી રીતની અનુકુળતા ન હોય તેવા, ઉદ્યોગ ખીલવવા યત્ન કરવો નહિ આ પ્રમાણે તેઓએ ' મજુરીના વિભાગ ' ( division of labour ) ના સૂત્રથી ઉપજતા લાભને વ્યવહારમા બતાવી મેળવવા ઇચ્છયું જેના પરિણામે તેઓ સસ્તામા સસ્તા બજારમાં પોતાને જોઇતો માલ ખરીદ કરી શકે અને મોંઘામાં મોંઘા બજારમા પોતાનો માલ વેચી શકે. આ વ્યાપારની નીતિ તેઓએ છેલ્લા સૈકાના મધ્ય ભાગમા રોબર્ટ પીલની અને લોર્ડ જોન રસલની મદદથી અમલમા મ્હેલી તે પહેલાં ઇંગ્લાંડ ચુસ્ત (Protectionist) સ્વઉદ્યોગરક્ષક હતું. સ્વઉદ્યોગરક્ષણનો સિદ્ધાત એવો છે કે નબળા અગર અસ્વભાવિક સ્વઉદ્યોગોને રાજ્ય તરફથી બક્ષિસો અગર ખાસ હક્ક આપી ખીલવવા અને બીજા દેશોમાથી આવતા માલ પર જકાત અથવા બીજી પ્રકારની અગવડો નાંખી તેને આવતો અટકાવવો

ઇંગ્લાંડે આ સિદ્ધાંત કોરે મ્હેલી છેલ્લા સૈકામાં જ્યારથી બીનજકાતી વહેપારની રૂઢી દાખલ કરી ત્યારથી તે આજ સુધી તે ચુસ્ત બીનજકાતી વહેપારની નીતિનુ પ્રતિપાદક થયુ છે. પણ સમય જતા તેને ધીરે ધીરે સમજાવા માંડયુ કે બીજા રાજ્યો જેવા કે જર્મની, અમેરીકા વિગેરે શુદ્ધ હરીફાઇમાં આવતાં વહેપારની બાબતમા તેને પણ મ્હાત કરે એવા છે અને તેથી કરીને છેલ્લા સૈકાના અંતમા ચેમ્બરલેન આદિ કન્ઝરવેટીવ રાજ્યનીતિજ્ઞ પુરુષો હવે સ્વઉદ્યોગના રક્ષણની નીતિનું પ્રતિપાદન કરવા બહાર પડયા છે. આ ઇંગ્લંડની બદલાએલી નીતિના સબંધમાં જોન રસ્કિન નામનો એક પ્રખ્યાત ઇંગ્રેજ લેખક તેની " સિસેમી એન્ડ લીલીઝ " નામના પુસ્તકમા લખે છે –

" તમારાથી બનતું હોય તો દરેક બીજી પ્રજાઓના મ્હોમાથી તેમનો કોળીઓ છીનવી લેવ[illegible] તમે ચૂકો નહિ. " – [illegible]આણુની નીચે જે ફુટનોટ ( ટિપ્પણ ) મૂક[illegible] [illegible]ારે છે, " અ[illegible] ' (free trade) વિષે આપણો

ખરેખર એવો વિચાર હતો કે—' સઘળો વેપાર મ્હારા કબજામાં.' હવે તમને જણાવા માંડયું કે સ્પર્ધાથી બીજી પ્રજાઓ પણ તમારી માફક પોતાનો માલ વેચી શકે છે—અને તેથી હવે આપણે ફરીથી વેપારના રક્ષણ ( protection ) ને માટે બુમો પાડીએ છીએ—હરામીઓ ! "

* * * * * * * *

## મિસીસ બિસેન્ટની કેળવણી સંબંધી યોજના.

મિસીસ બિસેન્ટની બાદશાહી સણદથી એક પ્રજાકીય વિદ્યાલય સ્થાપવાની યોજના કરી છે જેની તરફ લોર્ડ મિન્ટો અને મી. મોર્લીએ સહાનુભૂતિ બતાવી છે. આના સંબધમાં ' મોડર્ન રીવ્યુ ' ટીકા કરતા લખે છે, "જેઓ પ્રજાકીય કેળવણીની તરફેણમાં છે તેઓને બાદશાહી સણદની લેશ પણ જરૂર નથી. પરદેશીઓનો અંકુશ, એવો તેનો અર્થ થાય છે. તે ફક્ત ભ્રમ અને મોહપાશ છે. જે કોઈ જાતની બક્ષિસ આપી શકે છે તે નુકશાન પણ કરી શકે છે. જો હિંદનો શહેનશાહ અગર તેના પ્રતિનિધિઓ આપણી જાતના જ હોત તો બાદશાહી સણદથી આપણા હાથ પગને બેડી ન ઠોકાય. પણ હાલની વસ્તુસ્થિતિ જુદા પ્રકારની હોવાથી પ્રજાકીય કેળવણીની સંસ્થાને બાદશાહી અનુગ્રહની કાંઇ પણ જરૂર નથી. "

મિસીસ બિસેન્ટે વળી હિંદી વિદ્યાર્થીઓને કેળવણી માટે ઈંગ્લાંડ મોકલવાની યોજના બહાર પાડી છે તેમાં તેઓને ત્યાં હિંદી-અગ્રેજોની દેખરેખ નીચે રહેવાનું ઠરાવ્યું છે. આના સંબંધમાં ' મોડર્ન રીવ્યુ ' વ્યાજબી રીતે વાંધો ઉઠાવતા લખે છે કે "આપણે હવે પરદેશીઓના અંકુશથી દૂર રહેવુ જોઇએ. આપણે હવે પરદેશીઓની સહાનુભૂતિ અને સાહાય્યથી પણ બીવા માંડયા છીએ. જન્મ્યા ત્યારથી તે લાકડાં ભેગા થતા સુધી આપણા પર પરદેશીઓનો અંકુશ, પરદેશીઓની દેખરેખ, પરદેશીઓની મદદ ! મહેરમાની કરીને અમને જણાવો કે માણસની ઓળમા આવવાની અમને રજા કયારે મળવાની ? અમને તો હવે છુટા મ્હેલતા, અમે અમારી મેળે સ્હેજ ખત્તા ખાઈશું તો પણ હરકત નથી. અરેરે ! બીજી દુનિઆમાં પણ આપણી સામે ભય ડોળા કહાડી રહ્યો છે. ત્યાં પણ આપણને દોરવા અને લથડતાં અટકાવવા, કે જેથી આપણે આડે રસ્તે ન ચઢીએ, તેને માટે કદાચ હિંદી-અગ્રેજો હશે ! અમને ભય રહે છે કે એ પ્રમાણે જો હશે તો આપણે તો રખડેલનો ભાવ ભજવી સ્વર્ગમાં જ સમૂળગા નહિ જઇએ. "

વળી આના વિષે મજાક કરતાં તે લખે છે, " ખરેખર કોઈ આપણી દાઝ જાણનાર ( ? ) સ્વેચ્છાચારી અધિકારીએ મિસીસ બીસેન્ટ પર (બેશક, તેના ધ્યાન બહાર) તેની વકતૃત્વ શક્તિનો પ્રજાકીય કેળવણીની હિલચાલને ભાંગી પાડવા માટે ઉપયોગ કરવાને ભૂરકી નાંખી હોય એમ લાગે છે. "

આના પરથી કયો માણસ એમ નહી ધારી શકે કે મિસીસ બીસેન્ટ આપણી રાજકીય ઉન્નતિની વિરોધી છે અને તેના સબંધમા તે દૂધમાં ને દહીંમાં પગ રાખે છે!

( મોડર્ન રીવ્યુ. પુ. ૩ અ. ૪. પરથી. )

## વિશ્વયાત્રા.

સગનની વસ્તી ઈ સ ૧૭૮૮ મા ૭ લાખની હતી, તે આબાદીની બરબાદી થઈને બ્રિટિશ રાજ્યની અખિહારીથી ઈ સ ૧૯૦૧ મા ૧,૨૮,૩૦૬ ની રહી હતી

**હિંદના પોસ્ટ ખાતામાં** ડાક પગચાડનારા વીસહજાર માણસો છે

**ઇંગ્લાંડના સેનાપતિઓએ** ઠરાવ કર્યો છે કે—જાપાની સગીનોના નમુના પ્રમાણે આપણી સગીનો હોવી જોઇએ જાપાનની વિદ્યાક્ષાને ધન્ય છે કે તેનુ અનુકરણ ઈંગ્લાડ જેવા સુધરેના મહારાજ્યને પણ કરવુ પડે છે !

**ફ્રાન્સ જર્મની અને ઇંગ્લાંડ** વગેરે દેશોમા ગમે તે દિશામા લેઇ જવાય એવા વિમાનો તૈયાર કરવાના કારખાના ઝપાટાબધ ચાલી રહ્યા છે, લાગે છે કે આથી કરીને લડાઇને નવુ સ્વરૂપ મળશે અને જબરા જગ મચશે !

**વિલાયતમાં એક લીલામમાં** કાચના કેટલીક દુવાતો અને ચમુ વેચવાના હતા, તેની કિમત પહેલ પ્રથમ બાર શિલીંગ પણ નહોતી આવતી, પણ એ જણુસો સત્તરમા સૈકાની છે એમ સમજ્યા પછી તેની કિમત ચારસો ગિની આવી ! જોયુ પુરાણી ચીજોનું મહત્વ અને લોકોનો મોહ

**એલેકઝાંડરા મહારાણીને** બરાબર સભળાતું નથી, તેથી કરી બાદશાહ એ ડવર્ડ સાતમની સાથે બોલવાની અડચણ પડે છે, તે દૂર થઈ જવી જોઇએ એટલ માટે એક અક્કલબાજ અમેરિકને તારનું એક યત્ર બનાવ્યુ છે, તે હવે જલદી ઈંગ્લાડમ જઇ પહોચશે

**જર્મન બાદશાહે** ઈંગ્લાડમા કેટલાક દહાડા રહ્યા પછી પોતાના પ્રધાનને કહ્યુ કે —અંગ્રેજ લોકોની રહેણી બધી રીતે જર્મનો કરતા ઘણીજ સારી છે, ત્યાના ગાડીવાળા અહીંવાળા કરતા ગાડીઓ સારી હાકે છે, અને આપઘાત તો ક્યારેક જ થાય છે

**ઇંગ્રેજી રાજ્યમાંથી** આખા જગતમાં ત્રીજો ભાગ મોતી, નવમો ભાગ તાણુ, આઠમો ભાગ લોઢુ, નવમો ભાગ ચાંદી અને અડધો ભાગ સોનુ જાય છે, આ સઉ પરમેશ્વરની પરમ કૃપાનુ જ ફળ છે

**રોગી પાંચ મીનીટ સુધી** શ્વાસ ન લે, તો સમજવુ કે મરી ગયો, કારણ કે શ્વાસ રોક્યા પછી નાડી પાચ મિનિટથી વધારે કદી નથી ચાલતી

**મણિપુર ખાતે** એક સદ્દગૃહસ્થ બ્રાહ્મણના ઘરમા ખાતર પાડી બે કોન્સ્ટેબલોએ પેસી ચોરી કરવા માડી, એટલામા ઘરધણીઆણી જાગી ઉઠી અને પોતાના પતિને જગાડ્યો, પછી તેમણે પેલા ચોર પોલીસોને પકડી ચોરેલો માલ તેમની પાસેથી પાછો લીધો પોલીસનો આવી રીતે છુટકો થતા પછી તેમણે પોલીસ સ્ટેશનનો રસ્તો લીધો એ હકીકત પોલીસ કમીશનરે જાણી પણ તેમને નસિયત નહિ આપતા ઉલટો એ ચોર પોલીસોના પગારમા વધારો કર્યો છે એમ કહેવાય છે

## સ્વદેશાષ્ટકનું ગુજરાતી ભાષાન્તર.

૧ માણસ જાતને સ્વતંત્રતાનાં મિષ્ટ ફળોનો અવશ્ય કરી જે સ્વાદ ચખાડનારી અને અસંખ્ય દુઃખ રૂપી મહાસાગરનો નાશ કરવા સમર્થ એવી સ્વદેશસેવા તેજ અમારૂં મહાન્ વ્રત હો.

૨ જે આપણા ઇષ્ટ મનોરથોને પ્રાપ્ત કરાવે છે, જે દરિદ્રતા રૂપી દુષ્ટ શત્રુને સંહારે છે અને અનેક આપત્તિઓના સમુદાયનું ઉન્મૂલન કરે છે તે સ્વદેશ સેવા જ અમારૂં મહાન્ વ્રત હો.

૩ જે પ્રહાર કરવાને ઇચ્છા રાખનાર બલવાન્ શત્રુઓને ક્ષણવારમાં સમૂળગા નષ્ટ કરી નાંખે છે અને જે માંગલિક પ્રસંગોની કારણભૂત છે તે સ્વદેશસેવા જ અમારૂં મહાન્ વ્રત હો.

૪ જેની ઉપાસના કરીને રામકૃષ્ણાદિ પ્રાચીન વિશુદ્ધ નૃપતિઓએ પૃથ્વી ઉપર રાક્ષસોનો ધ્વંસ કર્યો તે સ્વદેશસેવા જ અમારૂં મહાન્ વ્રત હો.

૫ જેના ચરણકમલનો આશ્રય લેઇને સ્થિર પ્રતિજ્ઞાવાળા અને પોતાની કીર્તિથી દશેદિશા ધવલિત કરનારા ક્ષત્રિયકુલદીપક મહારાણા પ્રતાપસિંહે યુદ્ધ કરી આર્યના સનાતન ધર્મનું સંરક્ષણ કર્યું તે સ્વદેશસેવા જ અમારૂં મહાન્ વ્રત હો.

૬ જેના પ્રતાપથી શિવના અવતાર રૂપ પ્રચંડ તેજશાલી અને ભવાનીતલવારના તેજથી ઉગ્રહસ્તવાળા ( શિવાજી ) રાજાએ મ્લેચ્છોને એકદમ મર્દી નાખ્યા એવી સ્વદેશસેવા જ અમારૂં મહાન્ વ્રત હો.

૭ જેને પોતાના હૃદયકમળમાં સ્થાન આપીને લક્ષ્મીબાઈ રાણીએ હસ્તમાં ખડ્ગ ધારણ કરી રીપુના બળના ચૂરેચૂરા કરી નાંખ્યા એવી સ્વદેશસેવા જ અમારૂં મહાન્ વ્રત હો.

૮ અમોઘ વીર્યવાળી, અને વિપત્તિથી વ્યાકુળ થએલાઓની આપદાને હણનારી તથા આપણને સદા સુખ આપનારી તેમ જ પ્રતિષ્ઠાહીણ પુરૂષોને સુસેવ્ય એવી સ્વદેશ સેવા જ અમારૂં મહા વ્રત હો.

૯ જે, એકાગ્ર ચિત્તથી પાપના ઢગલામાં અગ્નિ સમાન એવી આ સ્તુતિનું પઠન કરે તે દિવ્ય શક્તિ પ્રાપ્ત કરી સ્વદેશમોક્ષને માટે સમર્થ થાય એમાં લેશ પણ સંશય રાખવો નહિ.

---

ઉપરના સંસ્કૃત કાવ્યમાં નીચેની ભૂલો સુધારવાની રહી ગઇ છે તે વાચક સુધારી વાંચવા કૃપા કરશે.

| | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| શ્લોક, ૩. લી. ૨. | करात्ति । | करोति । |
| ,, ૬. લી. ૩. | म्लेच्छान | म्लेच्छान् |
| ,, ૯. લી. ૨. | पापचया ग्निकल्पाम् । | पापचयाग्निकल्पाम् । |

લી. વ્યવસ્થાપક.

---

## ઉદ્બોધન.

એક રૂપિયાના જુજ લવાજમમાં ચારે ફોર્મનું માસિક જેમાં જનહિતના સર્વ પ્રકારના ઉપયોગી વિષયો સ્વતંત્ર રીતે ચર્ચવામાં આવે છે. તે શિવાય તેના ગ્રાહકોને ભારતકુલદીપક આર્યધર્મરક્ષક મહારાણા શ્રી પ્રતાપસિંહજીની એક સુંદર તસવીર ભેટ તરીકે આપવામાં આવશે. વળી નીચેનાં પુસ્તકો તેમને સસ્તા ભાવે આપવામાં આવશે.

| | | મૂળ કીમ્મત | ઘટાડેલી કીમ્મત. |
|---|---|---|---|
| ૧ | ગુજરાત સાહિત્ય પરિષદનો પ્રથમ વર્ષનો રીપોર્ટ, સર્વ ભાષણોના સંગ્રહ સાથે. | રૂ. ૨—૦—૦ | રૂ. ૧—૦—૦ |
| ૨ | કાવ્યોદ્યાન. ... ... ... | રૂ. ૧—૦—૦ | રૂ. ૦—૮—૦ |
| ૩ | મદનવિજય, ( પંચાંકી નાટક. ) | | |
| | પાકું પુંઠું ... | રૂ. ૧—૦—૦ | રૂ. ૦—૧૦—૦ |
| | કાચું પુંઠું ... | રૂ. ૦—૮—૦ | રૂ. ૦—૫—૦ |

પોસ્ટેજ જુદું.

| | |
|---|---|
| વાર્ષિક લવાજમ... ... ... | રૂ. ૧—૦—૦ |
| પોસ્ટેજ સાથે ... ... ... | રૂ. ૧—૪—૦ |
| દરિયા માર્ગે યુરોપ, અમેરીકા તથા આફ્રિકામાં ... ... ... | રૂ. ૧—૬—૦ |

(આનાઓ પોસ્ટલ ઓર્ડરથી મોકલવા જોઈશે.)

પત્ર વ્યવહાર—વ્યવસ્થાપક—"ઉદ્બોધન"—રીચીરોડ; પોલીસ ચોકી સામે—અમદાવાદ.

# ઉદ્‌બોધન




असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय । बृहदारण्यक. १, ३, २८.
कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन । श्रीमद्भगवद्गीता. अ. २.


| | | |
|---|---|---|
| પુસ્તક ૨. | તંત્રવાહક અને પ્રકાશક. | સંવત ૧૯૬૪, જ્યેષ્ઠ શુક્લ ૩. |
| અંક ૨. | એક યુવક વર્ગ. | જુન, ૧૯૦૮. |


વિષયાનુક્રમ.



વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. ૧-૦-૦ ટપાલ ખર્ચ ૦-૪-૦.

# ઉદ્બોધન

"પેખ ઉદયગિરિ દૃષ્ટિ ઉંચી કરી,
"સૂર્ય ધીમે ધીમે આમ આવે"

वर्ष २ जु ] ज्येष्ठ, १९६४ [ अंक २ जो

## દિશાવલોકન.

બ્રીટીશ રાજ્ય જે કાળે હિન્દુસ્થાનમા જામ્યુ તે વખતે યૂરોપખંડના સુધરેલા રાજ્યોમા મ્હોટી ઉથલપાથલ ચાલતી હતી અમેરીકાના યુનાઈટેડ સ્ટેઇટ્સે ઇંગ્રેજ રાજ્યની ઝુસરી ફેંકી દઈને સ્વતંત્રતા પ્રાપ્ત કરી હતી ફ્રાન્સ દેશની પ્રજાએ મહાન્ રાજવિપ્લવ (French Revolution) આરભ્યો હતો જેને પરિણામે ઘણીજ ખુનામરકી પછી એ મહા પ્રજામા રાજાઓના એકહથ્થુ કારભાર તુટયા અને પ્રજાના સુખ વધે એ અર્થે પ્રજાની મરજી પ્રમાણેનો પ્રજાસત્તાક રાજકારભાર હમેશને માટે શરૂ થઇ ચુક્યો હતો રાજાઓ પરમેશ્વરના અવતાર મનાતા તેથી તેઓ એમજ સમજવા લાગ્યા હતા કે આપણે પરમેશ્વરની માફક મુલકોના અધિપતિ છીએ અને આપણી મરજીની આડે આવવાનો કોઇને હક્ક નથી અધિકાર વધે તેમ જોખમદારી અને ફરજ બહુ વધે છે પરમેશ્વર જગતના અધિપતિ છે એ વાત ખરી પણ તેથી એમણે એ અધિકારને પોહોચી વળવા માટે દહાડો ને રાત મેહેનત કરવી પડે છે કીડીથી તે હાથી સુધીના બધા પ્રાણીઓની ચિંતા રાખી બધાને માટે કલ્યાણમય યોજનાઓ કરવી પડે છે તે કાળના રાજાઓ સત્તા ભોગવવી એટલુ સમજ્યા, પણ, સત્તા રાખવાની બીજી વાત જે આશ્રિતોને સુખ આપવાને માટે અથાગ શ્રમ કરવાની જે જરૂર છે એ ન સમજ્યા

**યૂરોપખંડના મહારાજ્યોનો રાજકીય ઇતિહાસ**

**ફ્રેન્ચ રેવોલ્યુશન.**

**રાજાઓને પ્રભુ તરફથી મળેલા હક્ક**

કર્તવ્યભ્રષ્ટ થતાંજ એમની દિવ્યતા જતી રહી અને આસુરી સત્તા પ્રબળ થઈ એ દૈવીશક્તિ પ્રજાજનોમા દાખલ થઈ ને 'પ્રજાશક્તિ" બની છેવટે અનાદિ કાળથી દેવ દાનવોના સગ્રામમાં જેમ થયુ છે તેમ પ્રજાશક્તિનો જય થયો ફ્રેન્ચવિપ્લવની અસર આખા યૂરોપખંડમા થઈ. પ્રજાઓમા જેમ જેમ કેળવણી વધી તેમ તેમ પોતપોતાના રાજકાર

**"પ્રજાશક્તિ"**

ભાર બારીક રીતે તપાસવાની શક્તિ આવી અને જે જે રાજાઓ પ્રજાઓના સુખ તરફ નજર રાખ્યા વગર પોતાના મોજશોખ અને સ્વાર્થને માટે રાજકારભાર ચલાવતા માલુમ પડ્યા તે તે રાજાઓની સત્તા તોડવા એમની પ્રજાઓ ઉઠી. જ્યાં જ્યાં પ્રજાઓની સ્વતંત્રતા અને હકનો તિરસ્કાર થયો ત્યાં ત્યાં પ્રજાઓમાં રાજદ્રોહ વધ્યો અને રાજ સામા હુલ્લડ કરવાની વૃત્તિ લોકોમાં બળવાન થઈ પડી.

* * * *

ઑસ્ટ્રીયા. એ પ્રજાકીય હુલ્લડોના સમયમાં ઑસ્ટ્રીયામાં ફ્રાન્સીસ (પેહેલો) રાજા રાજ્ય કરતો હતો. એ બહુ ઉચ્ચ હૃદયનો રાજા થઈ ગયો, તો આખા રાજક્રાન્તિના સમયમાં એની આખી પ્રજા તદ્દન શાંત રહી હતી. પણ એના મૃત્યુ પછી ફરડીનાન્ડ નામનો રાજા ભલા મનનો પણ રાજકાજને માટે નાલાયક હતો. પાદરીઓનું કહ્યું માનીને એણે લોકોનું ધર્મની બાબતોમાં બહુ નુકસાન કર્યું તો એના સામી પ્રજા ઉલટી.

* * * *

પ્રશીઆ. જર્મનીના રાજાએ રાજાઓના હકનું રક્ષણ કરનારી એક સંસ્થા સ્થાપી હતી. તેમાં યુરોપખંડના ઘણા રાજાઓ જોડાયા. પ્રજાઓને દાબી દેવાની મસલત કરી પ્રશીઆનો રાજાપણ આમાં ભળ્યો. તરતજ એની શાન્ત, ધીરજવાળી અને રાંક પ્રજા એકદમ ક્રોધ કરીને એની સામે થઈ.

* * * *

રૂશીઆ. રૂશીઆનો ઝાર નીકોલાસ પોતાના પ્રદેશમાં આવેલી પ્રજાઓના મનમાં અંકિત થએલી અનેક શુભ વાછનાઓની આડે આવવામાં પ્રવૃત્ત થયો. ભિન્ન ભિન્ન જાતના લોકોથી વસાયેલા એના વિશાળ પ્રાંતોની અંદરની સ્થિતિ સુધારવાની વૃત્તિ પણ એના મનમાં ના થઈ, તેમ એટલું કરવાની એનામાં શક્તિ હોય એમ પણ જણાયું નહીં. એના પેહેલાં થઈ ગયેલા મહાન્ રાજાઓએ રાજસુધારણાનું જે કાર્ય શરૂ કર્યું હતું તે જારી રાખવાની એણે દરકાર ના કરી. એટલુંજ નહીં પણ પોતાની પ્રજાઓને કચડી નાખવાની અપવિત્ર ધારણાથી સ્થાપેલી "પવિત્ર ઐક્ય" વાળી જર્મની,

"પવિત્ર ઐક્ય" અને પ્રશીઆની યોજનામાં એ સામેલ થયો. અને નાહક મનુષ્ય ઉન્નતિનો જે જબરજસ્ત પ્રવાહ જોસબંધ આગળ ધસતો હતો તેને અટકાવવાના નિષ્ફળ પ્રયાસોમાં તે મેહેનત કરવા લાગ્યો. પણ એમ તે કંઈ જગતના ઉદ્ધારક કાર્યો આગળ વધતા અટક્યા છે?

* * * *

ઇગ્લંડ. ખુદ ઇગ્લંડમાં પણ ૧૭ મા સૈકાના પાછલા ભાગમાં રાજાઓ ઉપર જેવો ભાવ હતો એવો આ કાળે રહ્યો ન્હોતો. ચોથા જ્યોર્જે પોતાના મહાન્ પદને પૂરેપૂરૂ દૂષિત કર્યું હતું અને ઇંગ્રેજ પ્રજાઓની ભાવનાઓમાં જે જે કંઈ ઉત્તમ હતું તે બધાનું બહુ સખ્ત

રીતે એણે અપમાન કર્યું. લંડન શહેરની સેલાણી શોખીન પ્રજાએ એના દોષો તરફ કંઈક ક્ષમાદષ્ટિ રાખી પણ સાધારણ સ્થિતિના લોકો તથા ગરીબ વર્ગના લોકો ખુલ્લી રીતે સખ્ત ભાષામાં એનું ભુંડું બોલ્યે જતા. એના મૃત્યુ વખતે ધુરંધર "લંડન ટાઇમ્સે" નીચે પ્રમાણે લખ્યું હતું:—

" ખરી વાત એ છે–અને આમાં ઘણું રહસ્ય રહેલું છે–કે મૃત્યુવશ થયેલા રાજાના કરતાં બીજો કોઈ પણ મનુષ્ય આ દુનિયામાં એવો નહી મરી ગયો હોય કે જેની પાછળ એનાં મનુષ્યબંધુઓએ ઓછો શોક કર્યો હોય ! આ રાજાની પાછળ કીયા મનુષ્યની આંખમાથી પાણી સરખુ પડયું છે ? કીયુ હૃદય શોકથી એકવાર પણ ધડક્યું છે ?...... ચોથા જ્યોર્જને ગરીબ કે તાલેવનમાથી કોઇપણ મિત્ર–ખરો મિત્ર–હતો ? હોય તો એ બાઇનું કે ભાઇનું નામ અમારા જાણવામાં આવ્યુ નથી "

લંડન શેહેરની બધી વસ્તી એ વખતમા રાજદ્રોહી તરીકે ચોતરફ વગોવાતી હતી. અને સર્વત્ર પૂરજોસમાં અસંતોષ અને ઉશ્કેરણી ચાલતી મજૂરવર્ગ પોતાની હાલતથી છેક જ નિરાશ થઈ ગયો હતો. કારણ કે એમની દશા દિનપ્રતિદિન બગડતી જતી હતી. સાધારણ લોકો જોકે પૈસે ટકે સુખી હતાં છતાં તાલેવન લોકોમા હજી ઘણા કુળવાન ગણાતા લોકોના હાથમાં રાજસત્તા વિશેષ હતી. તેથી તે લોકો પણ ગુસ્સે થયેલા હતા. એ વખતની ત્યાંની રાજકીય સ્થિતિનો વિચાર કરીએ છીએ ત્યારે લાગે છે કે લોકોનાં મન બહુ ચોખ્ખાં ન્હોતાં અને દરેક પળે કંઇ ભયંકર ઈલાજ લેવો પડશે એવા વિચાર ચાલ્યાં કરતા.

* * * *

**આ ઇતિહાસનો સાર**

યૂરોપખંડનો ઇતિહાસ જેવોએ ધ્યાનપૂર્વક વાંચ્યો છે તેઓની ખાત્રી થઇ છે કે નિર્દય રાજસત્તાથી અને હઠ તથા દુરાગ્રહ રાખીને જ્યાં જ્યાં મનુષ્ય ઉન્નતિને મદદ કરે એવી પ્રજાકીય સંસ્થાઓની વિરૂદ્ધ વર્તન થયાં છે ત્યાં ત્યાં બધે પ્રજાસત્તાક રાજ્ય મેળવવાને સુધારકો બ્હાર પડયા છે. પ્રજાઓના હક્ક અને સ્વતંત્રતાની જ્યાં જ્યાં બેદરકારીથી અવગણના કરવામાં આવી છે ત્યાં ત્યાં પ્રજાની સત્તા વધારનારા ઉદાર હૃદયનાં સાધુ પુરૂષો આગળ પડી ધર્મનો જય અને પાપનો ક્ષય કરાવે છે.

**ઇટાલીનો રાજર્ષિ વિકટર ઇમેન્યુઅલ.**

જો દુનિયાના બધાજ રાજાઓ ઇટાલીના વિકટર ઇમેન્યુઅલ જેવા ખરા સ્વદેશાનુરાગી રાજર્ષિ હોત તો પ્રજા એમને પરમેશ્વર ગણીને પૂજત ! એ રાજાનો સિદ્ધાન્તજ એવો હતો કે " I must keep my oath to my people " " મ્હારે મ્હારી પ્રજાને આપેલુ વચન પાળવું જોઇએ. " એ મહાશય, પોતાને જોઇતી સલાહ, લોકોનાજ સુખમાં સુખી એવા લોકમાન્ય પુરૂષો, લા મારમોરા, મંત્રિવર કેવોર અને સેનાપતિ ગેરીબાલ્ડી જેનું સમસ્ત જીવન ઇટાલીનો ઉદ્ધાર કરવામાજ ગયું હતું, એવાની પાસે લેતા.

* * * *

પણ મદથી છકી ગયેલા સત્તાધિકારીઓએ ઇતિહાસમાંથી ભાગ્યનો ઉચ્ચ બોધ કદી

**સત્તાનો મદ**

ધ્યાનમાં લીધો નથી પૈસો અને સત્તા એ દારૂના જેવી કેફી વસ્તુઓ છે એ મનુષ્યના મગજ ભમાવી નાખે છે

* * * *

યુરોપખંડમાં એમ બન્યુ હતુ સત્તાના ઘેનમા રાજા અને પ્રધાનો નિર્દય રીતે પવિત્ર રાંક "કામધેનુ" જેવી પ્રજાની સામે થયા. અને પોતેજ

**કર્તવ્યપરાયણ રાજકર્તા**

પોતાનો નાશ કર્યો દુનિયાના પવિત્ર રાજ્યાસનપર જો વિક્ટોરીઆ રાણી કે પેહેલો વિલીયમ, ફ્રાન્સીસ જોસેફ કે બીજો અનેકઝાંડર, વિક્ટર ઇમેન્યુઅલ કે બેલજીઅમનો લીઓપૉલ્ડ જેવા રાજકર્તા બેઠા હોત તો એ પ્રજાઓને રાજક્રાન્તિ જેવા લોહી રેડનારા ક્રૂર પ્રસંગો પાડવાની જરૂર ના પડત !

* * * *

**હિન્દુસ્તાનનુ રાજકીય વાતાવરણ**

ઉપર પ્રમાણે યૂરોપખંડની રાજકીય ઉન્નતિનો ઇતિહાસ છે હિન્દુસ્તાનનો ભણેલો વર્ગ આ ઇતિહાસ ભણીને ઉછર્યો છે લૉર્ડ કર્ઝન જેવા બાહોશ અમલદાર કોલેજોમાથી ઇતિહાસનો અભ્યાસ કાઢી નખાવવાની યોજના કરતા હતા એનું રહસ્ય હવે સમજાશે સ્વતંત્રતા અને સ્વરાજ્યનો મંત્ર આવા આવા. શિક્ષણ ઉપરથી એજ મહાપ્રજાઓ પાસે આપણે શીખ્યા છીએ હાલનું હિન્દુસ્થાન, સાંસારિક, ધાર્મિક, ઔદ્યોગિક સર્વે પ્રયાસોમા પાશ્ચાત્ય પ્રજાઓને ધોરણે કામ કરે છે તો રાજકીય પ્રવૃત્તિમા પણ એમનીજ રીતો પકડે તો એમા બહુ નવાઇ નથી પરન્તુ આપણા રાજ્યાધિકારીઓને એક વાતનો લાભ છે એમનાજ દેશમા માત્ર ૧૦૦ વર્ષ ઉપરજ બની ગયેલા બનાવોમાંથી બોધ લઇ, મહાન્ ગ્લેડસ્ટન જેવી ભાવના રાખી, તાબાની પ્રજાઓને ધીમે ધીમે રાજકાજમા ભાગ આપતા આપતા તેઓ પોતાનીજ મેળે લોહીનું એક પણ ટીપુ પાડયા વગર પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી શકે એવુ કરવામાં મદદ કરવી, એ આ નવા યુગનો એમનો નવો ધર્મ છે સિદ્ધાન્તમા એ ધર્મ એઓએ ઘણીવાર કબૂલ્યો છે પણ આચારમા મૂકવાની એ મહાન્ ગ્લેડસ્ટનનાજ શિષ્ય મી-હવે-લૉર્ડ મોર્લી હજી આનાકાની કરે છે અને 'બુદ્ધિધન'ની માફક પોતાના અંતઃકરણને દિલાસો આપે છે

પ્રજા હવે ઘણી અધીરી અને આકળી બની ગઇ છે બંગાળામા દારૂગોળાનું ન્હાનું તોફાન હમણાજ બ્હાર આવ્યુ છે એને માટે સમસ્ત પ્રજાનો સમજુ વર્ગ રાજના અમલદારોના જેટલોજ દીલગીર છે

રાજ્યતંત્રમા "એનારકીઝમ", અંધાધૂની ચલાવવાની વૃત્તિ દાખલ થાય તો તે બહુજ ભયંકર રોગ છે એ આપણા વણિકબુદ્ધિવાળા રાજકર્તાની ધ્યાનમાં હોવુ જોઇએ "એનારકીઝમ" હિન્દુસ્થાનમા પ્રસર્યું નથી, પરન્તુ સમસ્ત પ્રજામા અસંતોષ, બેચેની અને નિરાશા તો પ્રસરેલી ચોતરફથી માલૂમ પડે છે આ અસંતોષ, આ બેચેની અને આ નિરાશા દૂર કરી પ્રજાજનોની વધતી જતી શુભ વાંછનાઓને પોષવી, સંતોષવી એ આપણા રાજકર્તાઓના અધિકારની વાત છે

---

## જીવન . આશા.

( આશાવરીની ધૂનમાં. )

જીવન સરોવર દીપજો નિરમળ નૂરે ભરપૂર થઇ,
ને તો મહતોની ઉંડી તરલિત થજો છબીઓ મહિં;
મકરંદ પૂરિત લલિત ગુણ કમળો મ્હેકો ઝુલતાં,
આવો ઉડી ઉડી હોંસથી લેવા મૃણાલો હંસ ત્યાં.

તીરે તરૂવર ડોલજો પ્રિય બંધુઓ પ્રિય દેશના,
મુજ જીવન નીરને ગોપતા રહી જૂથમાં છાયા ભર્યા;
ને પક્ષીઓ કલ્લોલ કરતાં ગાજતાં વન ગજવતાં,
સ્વાયત્ત જીવન ગાળજો પ્રિય ભૂમિને શોભાવતાં.

રેખા મધુરી આંકજો અમરજીવન ઉર્મિ ઓપતા,
નાંખી પ્રભા કંઇ અવનવી શશિને રવિ વિરાજતા;
રશ્મિ ઉંડી ઉંડી નાખીને એ ખેંચજો આત્મિક પ્રભા,
છે એજ આશા એજ શ્વાસા એજ ભાવા ઉરમાં.



## યુરોપના ખગોળવેત્તા ગેલિલિઓ.

સત્ય ગમે ત્યાંથી પ્રાપ્ત કરવું જોઇએ, તે ભલે પછી અમેરીકાના [illegible] હોય, કે કોઇ પણ મુસલમિન રાજ્યમાં હોય, ઈંગ્લાંડમાં હોય કે ફ્રાન્સમાં હોય, જર્મની-માં હોય કે રૂશિયામાં હોય, આફ્રીકામાં હોય કે એશીઆમાં હોય, ગમે ત્યાં તે હોય, પણ સત્ય એ અબાધિત વસ્તુ છે, વાસ્તે તે સર્વથી સ્વીકારણીય અને પૂજનીય છે તેમજ તે સત્યનું અન્વેષણ કરનારા પણ ગમે તે દેશના હોય પણ તેઓ પણ તેટલેજ અંગે આ-દરણીય અને પૂજનીય છે.

આ કાળ વિજ્ઞાન શાસ્ત્રનો છે–વૈજ્ઞાનિક સંપ્રદાયનો છે. જેટલે અંગે જે પ્રજા તેની દિશા સ્વીકારે છે તેટલે અંગે તે પ્રજા પોતાની ઉન્નતિ સાધી શકે છે. ભારતવર્ષનો યુગ બદલાયો છે. આધ્યાત્મિક યુગની પરિપૂર્તિ થઇ છે અને આ વૈજ્ઞાનિક યુગની આ-કાંક્ષ ભૂમિ નજરે પડે છે. વૈજ્ઞાનિક સંપ્રદાયની દિશા સેવા પહેલાં ચાલો આપણે તેના આચાર્યોના પુનિત જીવનનું શ્રવણ કરીએ ગમે વખતે ભારતવર્ષના મનોભાવોના

પગ ઠોકીને કહ્યું કે એમ બનેજ નહિ તે સિદ્ધાન્તો જુઠ્ઠા નહિ પણ ખરા છે અને પૃથ્વી ફરેજ છે આથી એમને હડહડતા પાખંડ મતના ગણવામાં આવ્યા અને દેહાન્ત સુધી કેદખાનાની સજા કરવામાં આવી વળી લાગટ ત્રણ વર્ષ સુધી દરેક અઠવાડીએ પ્રાયશ્ચિત [illegible] મતાનો તેમની પાસે પાઠ કરાવવામાં આવતો કેટલાક ઉદાર દિલના ધર્માધ્યક્ષોને આ શિક્ષા ગેલિલિઓ માટે ઘણી અસહ્ય લાગવાથી તેમને ત્યાંથી છોડી મુકી ફ્લોરેન્સના નજીકના ગામડામાં રવાના કરવામાં આવ્યા

ત્યાં પાછો તેમણે પોતાનો અભ્યાસ ચાલુ કર્યો યાન્ત્રિકશાસ્ત્ર તથા પદાર્થવિજ્ઞાન શાસ્ત્રની બીજી શાખાઓમાં પ્રવેશ કર્યા, અને સને ૧૬૩૭ માં ચંદ્રની સમતોલન ગતિ (Libration) નો તે મહાન નરે શોધ કર્યો આ વખત એમને આંખનું દર્દ લાગુ પડ્યું હતું, એક આંખે તદન આંધળા થઇ ગયા, અને બીજી આંખ પણ નકામી જેવી થઇ ગઇ આ ઉત્તર અવસ્થામાં તેઓ આખે છેક અંધ થઇ ગયા, માંને બધિર બની ગયા, અંગે અંગ કળતું હતું, ઉંઘ સુંદર આવતી નહોતી, પણ તેમની વિચારશક્તિ જેવી ને તેવી સ્ફુર્તિવાળી હતી આવી દુઃખદ પણ ખરા વીર પુરૂષની અવસ્થામાં ઇ૦ સ૦ ૧૬૪૨ ના જાન્યુઆરી માસમાં ઇઠ્યોત્તર વર્ષની ઉમરે તેમનો દેહાન્ત થયો એમના પુસ્તકો વિગેરે ફ્લોરેન્સમાં સાંટા ક્રોસ નામના ક્રિશ્ચિયન દેવળમાં સંઘરવામાં આવ્યા, અને ભવિષ્યની પ્રજાએ ઇ૦ સ૦ ૧૭૩૭ માં ત્યાં એક સ્મારક સ્તંભ ચણાવ્યો

આ ગેલિલિઓનું પુનિત જીવન ચરિત ! તેઓ કેવા અડગ નિશ્ચયી અને સત્યાવલંબી હતા! દેશોદયના કાર્યમાં તેમજ વિશ્વરચનાની શોધ ખોળના કાર્યમાં આ ઘણો બોધક અને ધૈર્ય આપનાર જ્વલંત દાખલો છે જે ખંડમાં આવા અડગ નિશ્ચયી અને સત્યાવલંબી પુરૂષની વિભૂતિ ઉત્પન્ન થાય છે તે દેશનો ઉદય નજીકમાં હોય છે અને ખરેખર તેવા અડગ નિશ્ચયી અને નિર્ભય પુરૂષોની વિભૂતિ આપણા પવિત્ર દેશમાં ઉત્પન્ન થવા લાગી છે તેથી આપણી ગૌરવવાળી માતા આર્યભૂમિનો ઉદયકાળ થઇજ ચુક્યો છે એમ સમજવું.

## સંસ્થાનો અને હેમનો ઇંગ્રેજોને ઉપયોગ

સંસ્થાનોનો મૂળ અર્થ ઇંગ્રેજીને આધારે લેતાં ખેતી કરવા વસેલાં સ્થાનો થાય છે, પરંતુ હાલમાં તો તેવું કાંઇજ નથી સંસ્થાનવાસીઓ હેમને ગમે તે ધંધો કરે છે

સંસ્થાનો વસવામાં મુખ્ય આધાર રસ્તાની સવળતા તથા સંદેશા મોકલવાની સગવડનો છે હાલ તો દરિયામાં તથા જમીન ઉપર ઘણીજ સ્હેલાઇથી તાર ટપાલ વિગેરેની ગોઠવણ થઇ શકે છે અને ઉત્તર ધ્રુવ જેવા પ્રદેશોમાં પણ આગગાડી તથા સ્ટીમરોની મદદથી જઇ શકાય છે, પરંતુ અસલના વખતમાં તેવું કાંઇ નહિ હોવાથી સંસ્થાન વસાવનારાઓને ઉપરની બે બાબતો ઉપર ખાસ ધ્યાન આપવું પડતું હતું આમ હોવાને લીધેજ ઘણા પુરાણા કાળમાં—એટલે ઇ૦ સ૦ પૂર્વેના કાળમાં—સુધરેલા

(Civilized) લોકોનો વાસ ઈજીપ્ત તથા બાબિલોનમાં હતો કારણ કે તે બેઉ દેશો અનુક્રમે નાઈલ અને યુફ્રેટીસ નદીયોના કાંઠા ઉપર વસેલા હતા.

સુધારાને સંસ્થાનો સાથે અતલગનો સબંધ છે, [illegible] લોકો જે સંસ્થાનોમાં વસે છે ત્હો પોતાનો સુધારો લઇ જાય છે. ઉપર બતાવેલા બે સ્થાનોથી સુધારો ધીમે ધીમે ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપરના પ્રદેશોમાં ગયો, અને લાંબા સમય સુધી તે ત્હાંજ ટક્યો; કારણ કે ત્હાં વ્હેપાર ધમધોકાર ચાલતો હતો તેથી ત્હાંના લોકોને ખસવાનું કાંઈ પણ પ્રયોજન ન્હોતું. આ વ્હેપાર મુખ્યત્વે કરીને હિંદુસ્થાન જે તે વખતે એક આબાદ અને સુધરેલો દેશ હતો ત્હેની સાથે ચાલતો હતો. પણ હિંદના દુર્ભાગ્યે કે સુભાગ્યે વ્હેપાર કરનારાઓને પોતાને તે વિષે કાંઇજ ખબર ન્હોતી, કારણ કે ત્હેમને સીધો સબંધ તો આરબ વ્હેપારીયોની સાથેજ હતો. ધીમે ધીમે આ વ્હેપાર વધતો ચાલ્યો અને હિંદુસ્થાનની હસ્તીની પણ તે લોકોને ખબર પડી. રોમન લોકોના વખતમાં આ વ્હેપાર એટલો બધો વધી ગયોતો કે પ્લીની નામનો ઇતિહાસકાર જે ઈ. સ. ૭૯ ની સાલમાં મરણ પામ્યો તે પૈસાની મ્હોટી રકમ હિંદુસ્થાન ખાતે ઘસડાઈ જતી હોવાની ફરિયાદ કરે છે. આ રકમ દર વર્ષે ત્રણ કરોડ રૂપિયાની થતી હતી. આ રોમન લોકોનોજ એક મહાન્ સરદાર જુલીયસ સીઝરે આપણા હાલના રાજ્યકર્તાઓના દેશ ઉપર ચઢાઇ કરી અને ત્હાર પછી કેટલાએક વર્ષે—જ્હારે આપણો દેશ આબાદ રીતે આગળ વધેલો હતો ત્હારે—બ્રીટનમા સુધારાની શરૂઆત થઈ. આ પછી રોમનું મહાન્ રાજ્ય તો ભાગી પડયું પરંતુ પોતાની પાછળ પોતાનો સુધારો તથા બિજા ઘણા રાજ્યો મુકતું ગયું. આ રાજ્યોમાંથી કેટલાએક હજુ પણ હિંદુસ્થાન સાથે વ્હેપાર ચલાવતા હતા અને તેથી કરીને ત્હેમને દરિયામાર્ગે હિંદુસ્થાન જવાની ઉત્કંઠા થઇ. પંદરમા સૈકામા કોલમ્બસે આ સાહસ માથે ઉઠાવ્યું. તે વખતે પૃથ્વી સપાટ,છે હેવો ભ્રમ દૂર થયો હતો તેથી ત્હેણે પશ્ચિમ તરફથી હિંદુસ્થાન જવાનું ધાર્યું. તેમ કરતાં ત્હેને અમેરિકાખંડનો ભેટો થયો. આ રીતે પોર્ટુગાલને સંસ્થાનો વસાવવાનું એક ,સ્થાન મળ્યું. તેજ અરસામાં વાસ્કોડીગામાએ હિંદુસ્થાન જવાનો માર્ગ ખોળી કાઢયો. આ પ્રમાણે સ્પેન તથા પોર્ટુગાલના લોકો જુદી જુદી ભૂમીયો ઉપર જવા મંડયા અને કોઇ ઠેકાણે બે જણા સાથે જતાં ત્હેમની વચ્ચે લઢાઇયો થવા માંડી. આ લઢાઇયોનો નિર્ણય લાવવા માટે તે લોકો પોપ જે તે વખતે સર્વોપરી સત્તા ભોગવતો હતો ત્હેની પાસે ગયા. પોપની હજુ પણ હેવી માન્યતા હતી કે પૃથ્વી સપાટ છે. તેથી ત્હેણે એક નકશો લઈ આઓર્સ જે બે ગોળાર્ધની વચ્ચે છે ત્હાંથી ઉત્તર દક્ષિણ એક સીધી લીટી દોરી અને એક તરફના ભાગના નવા જડતા પ્રદેશ ઉપર પોર્ટુગાલનો હક્ક સ્વીકાર્યો અને બિજી તરફના ઉપર સ્પેનનો હક્ક ઠરાવ્યો. આ પ્રમાણે તે વખતને વાસ્તે તો તકરારનો નિર્ણય આવ્યો. પરંતુ તે સમયે ઇંગ્લંડનો દોરદમામ પણ વધતો ચાલતો હતો અને વળી ત્હાં ધાર્મિક ઉથલ પાથલ (Reformation) પણ થવા લાગી હતી. તેથી ત્હેણે પોપનું કહેવું માન્ય રાખ્યું નહિં અને પોતાની રૈયતને અમેરિકા જવા દીધી. આથી કરીને ત્હાં લઢાઇયો જાગી અને ત્હેના એક પરિણામ રૂપે સ્પેનીશ આરમેડા ઇગ્લંડ દેશને જીતવાને મોકલવામાં આવી. પરંતુ ઇગ્લંડે ત્હેમાં જીત મેળવી અને તેથી ત્હેને બેવડો લાભ થયો. એક

તે વખતે ત્હેને અમેરિકામાંથી પાછું હઠવું ના પડ્યું. અને બિલ્કુ તે વખત પછી જ ત્હેણે પોતાના દરિયાઈ લશ્કર ઉપર ખુબ લક્ષ આપવા માંડ્યું. અને તેથી જ હાલ પણ તે એક પ્હેલા નંબરની દરિયાઈ સત્તા ગણાય છે. આ રીતે ઇંગ્લંડે સંસ્થાનો કરવાની શરૂઆત કરી પણ લાંબા વખત સુધી ત્હેની પાસે બહુ સંસ્થાનો થયા નહિ. ખરૂં જોતાં તો તે અને હોલાંડ ચાચીયાનો જ ધંધો કરતા હતા. પરંતુ ક્રોમવેલે નેવીગેશન એક્ટ પસાર કરીને ડચના વ્હેપારને મ્હોટો ધોકો પોહોચાડયો અને એક પ્રતિસ્પર્ધી દૂર કર્યો અને ત્હાર પછીની દરેક લડાઇયોમાં ત્હેણે સંસ્થાનો પચાવવાની જ રાજ્યનીતિ અખત્યાર કરી; અને ત્હેમા પ્યુરીટન લોકોએ અમેરિકા જઇ વસી મ્હોટો વધારો કર્યો.

અત્યાર સુધીના ઇંગ્લાંડના તાબાના સંસ્થાનોને ત્રણ ભાગમા વ્હેંચી શકાય. એકતો સોનાની લાલચે જ વેચાયલા બીજા ખેતી કરવાનેજ વસાયલા અને ત્રીજા જાથુકનો વસવાટ કરવાનેજ વસાયલા. આ ત્રીજી જાતના સંસ્થાનો વસાવનારા પ્યુરીટનો હતા. આ લોકોએ પોતાના ઉપર ધાર્મિક જૂલમ ગુજારવાને લીધે ઇંગ્લંડ હમેશ વાસ્તે છોડયું હતું. હમણા સુધી ઇંગ્લંડની પાસે સંસ્થાનોની સારી સંખ્યા થઈ હતી. પણ આ વખતે ઇંગ્લંડે એક મહાન્ અને જેહને વાસ્તે તે હજુપણ પસ્તાવો કરે છે તેવી ભૂલ કરી. આ ભૂલ યુનાઇટેડ સ્ટેટ્સવાળાં સંસ્થાનો ગુમાવી બેસવાની હતી આથી ઇંગ્લંડે એક મ્હોટો પ્રદેશ ગુમાવ્યો છે એટલુંજ નહિ પણ પોતાની સ્હામે એક પ્રતિસ્પર્ધી રાજ્ય ઉભું કર્યું છે આ સંસ્થાનો સાથે તકરાર થવાના મુખ્ય ત્રણ કારણો હતા. ૧) ઇંગ્લાંડે પોતાના સંસ્થાનોને સ્પેન જોડે વ્હેપાર કરવાનો મનાઈહુકમ કહાડયો ૨) અત્યાર સુધી તે લોકોને ફ્રાન્સ પોતાને પચાવી પડશે ત્હેની બ્હીક હતી તે આ સમયે દૂર થઈ ૩) ઇંગ્લંડે તે લોકો પાસે કર લેવા માંડયા પણ ત્હેના બદલામાં ત્હેમણે પાર્લામેન્ટમા બેસવાનો હક માંગ્યો તે ના આપ્યો. આ ગુમાવી બેસવા પછી નેપોલીયન સાથેની લડાઇયો થઇ. પણ ત્હેમ તો સંસ્થાનોની બાબતમા ઇંગ્લાંડને છેવટે લાભ જ થયો. અને હિંદુસ્થાન પણ તે અરસામાંજ નક્કી થયું. આપણી એટલે ઇ. સ. ૧૮૨૯ થી ૧૮૫૦ સુધીમાં આસ્ટ્રેલીયા અને ન્યુઝીલેંડના મ્હોટા સંસ્થાનો વગર લડાઇયે મળ્યા અને સીંગાપુર, રંગુન, એડન, હોંગકોંગ, વીગેરે ન્હાના સ્થાનો પણ લડાઈ કે વ્હેપારમા ઉપયોગી હોવાથી ઇંગ્લંડે ગમે તેમ કરી મેળવ્યા. દક્ષિણ આફ્રિકાના સંસ્થાનો પણ આ સમયમાં જ બધા નક્કી થઈ ગયા હતા.

ઇંગ્લંડે પોતાના સંસ્થાનો મેળવ્યા તે જોયા પછી હવે આપણે તે ત્હેને શો ઉપયોગનો છે તે જોઇશું સંસ્થાન ખાતાના એક પ્રધાનના કહ્યા પ્રમાણે નકશામાં જોયા વગર ઇંગ્લાંડના સંસ્થાનોનો કાંઈ પણ ખ્યાલ આવવો ઘણોજ મુશ્કેલ છે. પૃથ્વીના દરેકે દરેક ભાગમાં વસેલા છે અને તેથી હેવું પણ કહેવાય છે કે ઇંગ્રેજના રાજ્યમાંથી સૂર્ય કદીપણ આથમતો નથી. આ સંસ્થાનો એકઠા કરીયે તો પૃથ્વીનો એક ઘણો જ મ્હોટો પ્રદેશ ઢાંકે. પૃથ્વીનો નકશો લઇ જોતાં રૂશીયાનું રાજ્ય ઉડીને આપણી આંખે બાઝે છે. પણ ઇંગ્લાંડના બધાં સંસ્થાનો સાથે લઇયે તો તે રૂશીયાના રાજ્ય કરતાં પણ એક અષ્ટમાંશ જેટલા મ્હોટા છે. અને ઇંગ્લાંડ કરતાં તો તે બધા થઈને ચોસઠ ઘણા મ્હોટા છે. આખી દુનિયાની વસ્તિનો છઠ્ઠા ઉપરાંત ભાગ ઇંગ્લંડના તાબા હેઠળના પ્રદેશમાં વસે છ.

આ સંસ્થાનો ઈંગ્લંડને ત્રણ રીતે મુખ્ય કરીને ઉપયોગના છે.

૧) વ્હેપાર વધારવાને ૨) ઇગ્લાંડમાં વધી પડેલી વસ્તીને વસવાટ કરવાને અને ૩) ઈંગ્લંડના બીજા રાજ્યોમાં મરતબો વધારવાને.

સંસ્થાનોમાં વસતા લોકોની સંખ્યાજ એટલી મ્હોટી છે કે જો ઈંગ્લંડનો મા બિજા દેશો લેતા બંધ પડે તો પણ ઈંગ્લંડને કાંઈ હરકત પડે નહિ. અને વળી સંસ્થા વાસીયો બધા મૂળ ઇગ્લંડથી આવેલા તેથી ફેશન પણ ઇંગ્રેજી જ હોય અને ત્હેને પરિ ણામે ઈંગ્રેજી માલજ વેચાય. ઈંગ્લંડનો ઇ. સ.-૧૮૯૫ નો વ્હેપાર તપાસીયે તો હિન્દુ સ્થાન સુદ્ધાં બધા સંસ્થાનો થઇને આઠ કરોડ પૌંડનો માલ લેતા હતા. અને બાકીના બધા દેશો થઇને પંદર કરોડ પૌંડનો માલ લેતા હતા. પણ સંસ્થાનો સાથે ચાલતા વ્હે પારમાં દર વર્ષે એટલો તો વધારો થાય છે કે જો કાઇ ખાસ હરકત ના આવે તો ગણિત શાસ્ત્રીયોએ કાઢેલા તરસાળા પ્રમાણે ઇ. સ. ૧૯૦૫ સુધીમાં તો સંસ્થાનો સાથેનો વ્હે પાર જેટલો મ્હોટો થઇ જવાનો સંભવ છે. આ વ્હેપાર વધવામાં બે હરકતો આવી શ તેમ છે. એકતો ઈંગ્રેજી માલ ઉપર કાંઇ ખાસ જકાતો નાંખી કોઇ દેશ પોતાને ત્યાં બનતા માલને ઉત્તેજન આપે તો આવે. પરંતુ આ વિષે સામાન્ય માન્યતા એમ છે ઇંગ્રેજી માલ હેવા પ્રકારનો છે કે ત્હેને આ તરફનો કાંઇ પણ ભય નથી કારણ કે બિજા દેશોને કોલસા લોઢુ વી. ને વાસ્તે ઉલટી ત્હેની ગરજ રાખવી પડે છે. અને સંસ્થાનોમાં તો તે પોતાની લાગવગ ચલાવી શકે. બિજી હરકત જો લોકોની માનસિક કે ધાર્મિક વૃત્તિઓ દુખાય તો આવે. હાલો ઈંગ્રેજોને ઘણો જ ડર છે. અને તે ખરો છે ત્હેનો તાજો દાખલોજ જુઓ. બંગાળાના ભાગલા પાડયા. અને તેથી લોકોની વૃત્તિઓ દુખાઈ અને ત્હેમણે સ્વ- દેશી અને બહિષ્કારનો પ્રચાર ચલાવ્યો. અને તેથી ઈંગ્રેજી કાપડના વ્હેપારને મ્હોટો ધોકો લાગ્યો છે. તેવીજ રીતે સમેતશીખરના ડુંગરની બાબતમાં જૈન ભાઇઓની ધાર્મિક લાગણી દુખાઇ છે અને તેઓએ પણ ત્હેમની કોમની એક ભારે જંગી સભા સમક્ષ ઈંગ્રેજોની સ્હામે બદલો લેવાને બહિષ્કારની હિમાયત કરી હતી. અને આજે હેમના ધર્મમાં વચ્ચે આવ્યા તો કાલે આપણા ધર્મમાં વચ્ચે આવશે એમ ધારી બિજા હિંદુ તથા મુસલમાન ભાઇયો જૈનોની સાથે બહિષ્કારમાં સામેલ થાયતો કાંઇ નવાઇ નથી. આમ હોવાને લીધે જે લોકો પોતાનો માલ ખરીદતા હોય તે લોકોની લાગણીયો ઉપર ઈંગ્લંડે ખાસ લક્ષ આપવું જોઇયે અને જો તેમ ન કરે તો તેની રાજ્યનિતીમાં ખોટ કહેવાય.

હવે આપણે સંસ્થાનોના બિજા ઉપયોગ તરફ નજર કરીયે. ઈંગ્લંડમાં વસ્તી વધવા માંડે તો પછી ત્યહાંના લોકોને કામ કરવું હોય તોપણ કામ મળે નહિ અને અંતે ત્હેમને ભૂખે મરવું પડે. રહેવાને વાસ્તે પણ ઘણી હરકત આવે. હાલના વખતમાં ત્હેમને વાસ્તે ફક્ત બ્હાર દેશ જવાનોજ માર્ગ ખુલ્લો છે. હવે જો તે લોકો પરરાજ્યમાં જઇ વસે તો ત્હેમને ભાષા વિ. નું ઘણું દુઃખ પડે. પરંતુ જો તે સંસ્થાનોમાં જઇ વસે તો ત્હેમને તે દુખ ના પડે એટલુંજ નહિ પણ ઇગ્લંડને પણ તેઓ ફાયદો કરી આપે. વસ્તીની બાબતમાં તો તેઓ ગમે તે દેશમાં જાય તોપણ ચાલે પરંતુ જો તેઓ સંસ્થાનોમાં જાય તો વ્હેપારની બાબતમાં ઈંગ્લંડને ફાયદો થાય, કારણ કે ફ્રાન્સ, જરમની, યુનાઇટેડસ્ટેટ્સ

પી. મા લોકો માથાદીઠ ફક્ત દસ શીલીંગનોજ માલ ખરીદે છે. પણ સંસ્થાનો માથાદીઠ તેથી ઘણુંજ વધારે ખરીદે છે, કેનેડા માથાદીઠ બે પૌંડનો ઇંગ્રેજી માલ લેછે. દક્ષિણ આફ્રીકા ત્રણ પૌંડનો લે છે અને ઑસ્ટ્રેલીયા આઠ પૌંડનો લે છે. આમ હોવાથી બ્હાર [illegible] સંસ્થાનોમાં અને વળી ખાસ કરીને આસ્ટ્રેલીયામાં જાય તો ઇંગ્લંડને પણ લાભ થાય. આ રીતે વ્હેપારમાં લાભ થાય એટલે બિજા કામદારો જે ઇંગ્લાંડમાંજ રહ્યા હોય ત્હેમને પણ રોજી મળે.

સંસ્થાનોનો ત્રીજો ઉપયોગ ઇંગ્લાંડનો ભિન્ન રાજ્યોમાં મરતબો વધારવાનો છે. સાધારણ રીતે મ્હોટા રાજ્યો ન્હાના રાજ્યોને સતાવે અને લાગ ફાવે તો ન્હાનો વ્હેપાર પણ એક હાથ કરી લે પણ સંસ્થાનોએ કરીને ઇંગ્લંડ ન્હાનું છે તે છતાં ત્હેને તેવો કાંઇ ડર નથી. કદાચ વ્હેપારમા બચાવની રાજ્યનીતિ અખત્યાર કરવી હોય તો તે ન્હાના રાજ્યોથી ના બને કારણ કે તેઓ બધુંજ પોતાના દેશમાથી મેળવી શકે નહિ પણ ઇંગ્લંડ ખુશીથી તેમ કરી શકે, કારણ કે ત્હેના સંસ્થાનો દરેક જાતના પ્રદેશમાં વસેલા હોવાથી ત્હેને હરકોઇ જાતનો માલ બિજાની ગરજ રાખ્યા શિવાય મળી શકે. વળી ઇંગ્લંડના તાબામા છુટાછવાયા ઘણાજ બંદરો અને ટાપુઓ છે, અને ત્હેમાના ઘણાને ત્હેણે લશ્કરી મથક બનાવ્યાં છે. આ મથકોને લીધે ઇંગ્લાંડ જળમાં સર્વોપરી સત્તા ભોગવે છે. દરેક સામુદ્રધુનીયો તો ત્હેના કબજામાજ છે તેથી દરેક રાજ્યને વ્હેપારમાં તથા લડાઇ વખતે ઇંગ્લંડની ગરજ પડે છે. અને તેથી કરીને તે રાજ્યોમાં ઇંગ્લંડ મ્હોટો મરતબાનો દરજ્જો ધરાવે છે.

વળી સંસ્થાનો હવે તો લશ્કર રાખે છે. આ લશ્કરો પોતાનો બચાવ કરે છે અને ઇંગ્લંડને તે તરફની ચિંતામાંથી મુક્ત કરે છે એટલુંજ નહિ પણ જ્યારે ઇંગ્લંડને જરૂર પડે છે ત્યારે પોતાનું લશ્કર મોકલે છે. સોમાલીલેન્ડની ચઢાઇ વખતે ગાંડા મુલ્લાની સ્હામે ઑસ્ટ્રેલીયન, ઇંગ્રેજી અને હિંદી સૈન્ય સાથે ઉભાં રહીને લઢયાં હતા આ બિના કાંઈ ઓછી ઉપયોગી નથી. આથી તો દરેક રાજ્યને ઇંગ્લંડથી બ્હીતા રહેવુ પડે છે.

સંસ્થાનો વિષે આટલું કહ્યા પછી હિંદુસ્થાનને એકલાને વાસ્તે થોડું કહીશું. સંસ્થાનોની માફક ઇંગ્લંડની વધારાની વસ્તીને વસવા માટે હિંદુસ્થાન નકામુ છે. કારણ, કે હિંદુસ્થાનના હવા પાણી તે લોકોને બિલકુલ માફક નથી ભિન્ન રાજ્યોમાં માન મરતબો વધારવામા હિંદુસ્થાન થોડું ઘણું ઉપયોગી છે પણ સંસ્થાનો જેટલુ નહિ. પરંતુ પૈસો મેળવવાની બાબતમા હિંદુસ્થાન ભલભલા સંસ્થાનો કરતા પણ વધારે ઉપયોગી છે હિંદુસ્થાન ઇંગ્લંડનું મ્હોટું બજાર છે અને ખરેખર બજારની ઉપમા હિંદુસ્થાનને સર્વ રીતે યોગ્યજ છે. જેમ વ્હેપારીયો બપોરે દુકાને જાય છે અને સ્હાંજ પડે ગલ્લો હાલવીને ઘેર પાછા આવે છે, તેમજ ઇંગ્રેજ લોકો યુવાવસ્થામાં અહિં આવે છે અને થોડા વર્ષમા કમાઇ રળી ગલ્લો લઇ ઘેર જાય છે. હિંદુસ્થાનના વહિવટ ખાતે ઇંગ્રેજી તીજોરીમાથી એક પણ પાઇનું ખરચ થતું નથી પરંતુ તેથી ઉલટું વાઇસરોય ને હિંદી પ્રધાનથી માંડીને તે સાધારણ સૈનીક સુધી હજારો બલકે લાખો ઇંગ્રેજો હિંદની તીજોરીમાંથી પોષાય છે. એટલુંજ નહિ પણ હિંદની તીજોરીમાંથી દર વર્ષે એક મ્હોટી રકમ ઇંગ્લંડની,

તીજોરીમાં હિંદનો કારોબાર ચલાવવા પેટે ભરાય છે. ઈંગ્લંડને હિંદમાંથી બે રીતની આવક છે. એક તો ઉપર દર્શાવી તે સરકારી આવક અને બિજી વ્હેપારી આવક. ઈ. સ. ૧૮૧૪ સુધી તો ઈંગ્લંડનો હિંદની સાથેનો વ્હેપાર ઘણોજ ન્હાનો હતો પણ તેજ સાલમાં પાર્લામેન્ટના એક ઠરાવથી દરેકે દરેક ઈંગ્રેજને હિંદના [illegible] હક મળ્યો. ત્યારપછી આ વ્હેપાર ઘણોજ વધવા માંડ્યો અને વીસ વર્ષમાં તો પોણા બે કરોડ પૌંડ જેટલો થયો અને વધતો વધતો ઈ. સ. ૧૮૮૪ માં તો સાડા પંદર કરોડનો થયો અને ત્યારપછી પણ વધતોજ ચાલ્યો છે. વળી હિંદુસ્થાન ત્હેમનો માલ લે છે એટલુંજ નહિ પણ જે વસ્તુઓનો ત્હેમને ખપ છે તેજ વસ્તુઓ પૂરી પાડે છે. ઇગ્લાંડ થંડો દેશ હોવાથી ત્હાં રૂ, શણ, ઘઉં, ગળી ઇ. ઘણી ચીજો થતી નથી. તે બધી ચીજો હિંદુસ્થાન ત્હેમને પૂરી પાડે છે; અને આપણા રૂના બળથી તો માન્ચેસ્ટર દુનિયામાં મ્હોટું કાપડ બનાવવાનું સ્થાન થઈ પડ્યું છે. આપણા ઘઉં ત્હેમને રોટલી પૂરી પાડે છે અને આપણી ઘણી ચીજો ત્હેમને બિજા દેશોમાં પણ કમાવડાવે છે. આ રીતે ત્હમે જોશો કે હિંદુસ્થાન ત્હેમનું અન્ન છે ત્હેમનું વસ્ત્ર છે ટુંકાણમાં ત્હેમનું સર્વસ્વ છે.

હિંદુસ્થાન જાય તો ઇંગ્રેજોની કેવી અવસ્થા થાય તે હું એક ઇંગ્રેજ ગ્રન્થાનાજ શબ્દોમાં બતાવી આ લેખ પૂર્ણ કરીશ.

* Now suppose for a moment that we were expelled from "India or abandoned it. What would happen? Would things "go on as they are? Certainly not.........I need not picture to "you the terrible results to England of such a catastrophe. "We know something of bad times. No bad times that we have "ever known would be even a shadow of what would ensue. "Lancashire would be utterly ruined; Yourkshire would feel a "terrible blow, and I hope you will agree with me that when we think of what value India is to us in the present and what "a mine of wealth it will be to our children and grand children,

* Cyril Ransom, M. A. (Oxon) એમોએ આપેલા એક ભાષણમાંથી.

* ધારો કે આપણને ( ઇંગ્રેજોને ) હિંદમાંથી કાઢી મુકવામાં આવે કે આપણે ત્યાંથી જતા રહીયે તો શું થાય ? શું બધું હાલ ચાલે છે તેમજ ચાલશે ? કદી નહિ......હાવી આફતનું પરિણામ ઇગ્લાંડ માટે કેવું આવે તે આપવાની હું કાંઈ જરૂર જોતો નથી દુખી દિવસ આપણે જોયલા છે પરંતુ આગળ જોયલા કોઇ પણ દુખી દિવસ હિંદ જવાથી જે દુખી દહાડા આવે ત્હેની આગળ કાંઇ પણ લેખામાં નથી લેંકેશાયરનો તો નાશજ થઇ જાય અને યોર્કશાયરને પણ સખત ફટકો લાગે. અને જ્યારે હિંદ આપણી હાલની તેમજ ભવિષ્યની પ્રજાને કેટલું ઉપયોગી છે હેનો વિચાર કરૂં છું ત્યારે મ્હને એમ લાગે છે—ને ત્હમને પણ લાગશેજ—કે જે માણસ હિંદની હાલતને માટે બેદરકારી બતાવે છે અથવા તો ત્હેને વાસ્તે જે જરૂરનું છે તે કરતો નથી તે માણસ ત્હેના દેશભાઇયોનાજ કલ્યાણ સાથે ચેડા કાઢતો નથી પણ હજુ નહિ જન્મેલા કરોડોના કલ્યાણ ઉપર તરાપ મારે છે

"that any one who even for a moment suggests indifference to "its Fate or stints his hand in doing what is needful for its "maintenance, is trifling with the well being, not only of his "fellow-citizens, but of millions yet unborn."

---

## "આબાદ હિંદ"

### ( ભાષાન્તર કર્તા જીવનરામ જેશંકર ભટ્ટ બી. એ. એલ. એલ. બી. )

"અનુસંધાન ગત અંક પૃષ્ઠ ૧૦"

જ્યારથી હિંદની સેવા કરવાનું મારા મનમા આવ્યું છે ત્યારથી હમેશા મને એવુ લાગ્યું છે કે હિંદ ઉપર રાજ્ય ચલાવવાની અમારી પદ્ધતિ એવી છે કે હિંદ ઉપરના કોઇ પણ વિવેચન ઉપર આમની સભાનું ધ્યાન ખેંચવા માટે છે. વિવેચન કરનાર ગૃહસ્થ હિન્દ સંબંધી સંપૂર્ણ રીતે વાકેફગાર હોવો જોઇએ અથવા તો હિન્દના કાર્યકારોબારનો તેને અનુભવ હોવો જોઈએ આ બેમાથી એક પણ યોગ્યતા ન હોય તો તેનું વજન આમની સભામા પડતું નથી સને ૧૮૭૮ સુધી હું માનતો હતો કે ઉપરની એકાદ યોગ્યતા મેળવાને હું ભાગ્યશાળી થઇશ. સને ૧૮૭૭ ના દુષ્કાળમાં મેં જે કાંઇ યત્કિંચિત્ પ્રયાસ કર્યો હતો તેની કદર થઇ. તે વખતના હિન્દના વાઇસરોય લોર્ડ લીટને મને ખબર આપી કે તેઓશ્રી મને દુષ્કાળના કમીશનના એક સભાસદ નીમશે. મારૂં હૃદય પ્રફુલિત થયુ. હું વિચાર કરવા લાગ્યો કે હવે હિન્દ સંબંધી કેટલીએક હકીગતથી વાકેફ થવાનો આ અદ્વિતીય પ્રસંગ મને પ્રાપ્ત થયો. બીજા સભાસદોને હું ખાત્રી કરી આપવાને શક્તિવાન્ થઇશ તો ઠીક નહિ તો હું તેમનાથી વિમત થઈ મારો અભિપ્રાય જુદો લખીશ. પરન્તુ મારા વિચાર મનમા જ રહ્યા. મનમા જ પરણ્યો ને મનમા જ રાંડ્યો મારી નીમણોક કરવામાં આવી નહિ અને મને નીચેનો પત્ર દિલાસા રૂપે તા ૧૭-૪-૧૮૭૮ ના રોજ વાઇસરોય લીટનના મંત્રી તરફથી મળ્યો "લીટન સાહેબનો વિચાર અને તેમની ઇચ્છા તમોને ફેમીન કમીશનના સભાસદ તરીકે નીમવાની હતી પરન્તુ કમીશનની યોજના "તથા જનરલ સ્ટ્રાકી સાથે તે બાબત વિવેચન કરતા તથા સેક્રેટરી ઑવ સ્ટેટ (હિન્દી "પ્રધાને ) આ કમીશનના સભાસદોની ચુંટણી કરવામા અમુક નિયમો ધ્યાનમા રાખવાનું કહ્યું છે તે જોતા વાઇસરોય સાહેબ તમોને નીમી શકતા નથી એક પત્રના "અધિપતિ તરીકે અમુક બાબતો ઉપર તમારા વિચારો ચોક્કસ રીત્યે પ્રદર્શિત થયેલા "છે ને તે બાબતો માટે કમીશન નીમાયલું છે માટે હિંદી પ્રધાને મુકરર કરેલા નિયમોનો ભંગ કર્યા સીવાય આપની નીમણોક થઇ શકે તેમ નથી."

ત્યાર પછી બાવીસ વર્ષે એટલે ૧૯૦૦-૦૧ ની સાલમા દુષ્કાળ સંબંધી બીજું કમીશન નીમવાની જરૂર પડી એ બાવીસ વર્ષના સમયમાં હિન્દની સેવા હું કર્યે જતો

હતો અને મને એમ જણાતું પણ હતું કે હિન્દના રાજ્ય કારોબારમાં કેટલાએક સુધારાની જરૂર હતી. મારાં બાંધેલા અનુમાનો ખરાં છે કે ભુલ ભરેલાં તેની ખાત્રી કરવા માટે મારે સરકારી દફતરો જોવાની જરૂર હતી. એ સબબથી હિંદનું ભલુ કરવાની ખાતર, મારૂં અભિમાન એક બાજુએ રાખી; મેં તે વખતના હિંદી પ્રધાન લૉર્ડ હેમીલ્ટન સાહેબને પત્રદ્વારા માગણી કરી કે મને આ નવીન દુષ્કાળ કમીશનનો સભાસદ નીમો જેથી કરીને મને હિંદ સંબંધી કેટલી એક હકીગત જાણવાનો અનન્ય લાભ મળશે. હેમીલ્ટન સાહેબે પ્રત્યુત્તર આપ્યો કે હું હિંદના રાજ્ય કારોબારની કેટલીએક બાબતો ઉપર ચોકસ વિચાર ધરાવતો હોવાથી, મારી નીમણોક થવાની જરાપણ વકી મારે રાખવી નહિ. હજુ લગણ હું એમ માનતો હતો કે અતિ વિક્ષમ અને ઘણાજ અગત્યના સવાલો સંબંધી જ્ઞાન ધરાવનાર માણસ રાજ્યકારોબારી બાબતમાં યોગ્યતા વાળો ગણાવો જોઇએ પરંતુ સરકારી ખાતામાં તેથી ઉલટા જ નિયમ પ્રવર્તે છે. એમ મારી ખાત્રી થઇ.

હું ભાગ્યદેવીને શરણ થયો. પરંતુ હું શાન્ત બેસી રહ્યો નહિ. લૉર્ડ કર્ઝન ૭૫૯ના દુષ્કાળને " અતિ ભયંકર દુષ્કાળ " લેખતા હતા. હિંદની સ્થિતિ વિષે કર્ઝન સાહેબે તેમના એક ભાષણમાં કેટલીએક ટીકા કરી. એ ઉપરથી મેં તેમને એક ખુલ્લો પત્ર લખ્યો અને તેમાં સ્પષ્ટ રીત્યે બતાવ્યું હતું કે તેમની જ ટીકા ઉપરથીજ સાબીત થાય છે કે હિંદ ઉત્તરોત્તર માઠી અવસ્થા પ્રાપ્ત કરે છે અને હાલની રાજ્યનિતી ચાલુ રાખવામાં આવશે તો હિંદનો ઘણો ભાગ કેવળ કંગાલ અને અધમ દશાએ પહોંચશે. ૧૯૦૧ ના માર્ચ મહિનામાં નામદાર કર્ઝન સાહેબે, ફીનેન્સ ખાતાની હકીગત રજુ કરતાં, થોડેક અંશે, મારી ટીકાઓનો જવાબ વાળ્યો. પરંતુ તે પ્રત્યુત્તરમાં આપેલી વિગતો એટલી બધી ખોટી અને તે ઉપરથી કરેલાં અનુમાનો એટલાં બધાં અસંતોષકારક હતા કે મારે બીજો ખુલ્લો પત્ર નામવર કર્ઝનને લખવો પડયો અને તેની એક નકલ હિંદી પ્રધાનને પણ જાણ માટે મોકલી હતી.

એ ખુલ્લો પત્ર, આ પુસ્તકનું બીજ હતું. પુસ્તકદ્વારા પ્રકટ થએલા અભિપ્રાયનું વજન કેટલું તે હું આગળ કહી ગયો છું. પરંતુ મારાથી બીજું શું બની શકે? મારા આંકડાઓ ખોટા પાડી શકાય તેમ નથી કારણ કે મારા આંકડા તે ઇન્ડીયા ઓફીસના આંકડા છે. મારાં અનુમાનો બાબત તો હિંદી અમલદારો દરકાર કયાં કરે છે. હિંદીપ્રધાન તો મારાં અનુમાનોની કેવળ ઉપેક્ષા કરે છે. મેં મારાથી બનતું કર્યું છે. જાહેરનીસેવા બજાવવાને બની શકયો તેટલો મારો વખત મેં આપ્યો છે. આ મારી હકીગતોથી મારા જાતિભાઇયો (અંગ્રેજો) અને મારા હિંદીભાઇયો તેમની ફરજ પ્રતિ દત્તાવધાન થશે કે નહિ તે હું જાણતો નથી. પરંતુ મેં જે હકીગતોની નોંધ કરી છે તેના પરિણામે જો હિંદની સ્થિતિ જરાપણ સુધરશે તો હું મારા શ્રમને સફળ થયો માનીશ કારણ કે હિંદના જેવા સ્નેહાળ અને યોગ્ય લોકોની જેવી હાલની દીનપરિસ્થિતિ છે તેવી પરિસ્થિતિ બીજા હરકોઇ લોકોની અંગ્રેજની હકુમત તળે ભાગ્યેજ હશે.

## પ્રકરણ ૧ લું.

" હિંદ ઉપર તેની વાસ્તવિક સ્થિતિ તથા હકીગતો ધ્યાનમાં લઇ રાજ્ય ચલાવ-

વામા આવતું નથી પરંતુ અગાઉથી ચોક્કસ કરી રાખેલા ધોરણ ઉપર રાજ્ય ચલાવવામા આવે છે '

હિંદ સબધી અગ્રેજોના બુનગોરેના વિચારો

અગ્રેજોના રાજ્યની શરૂઆતમા રાજ્યકારોબારના નિયમો

વિદેશી રાજ્ય હમેશા દુખરૂપ છે-હાલ પ્રથમના કરતા વધારે દુખરૂપ છે

૧ વ્યાપારથી મેળવેલી જીત

અઢારમા સૈકામા હિંદનુ દ્રવ્ય હરણ કરવાથી ઇગ્લડની ઔદ્યોગિક સર્વોપરિપણુ

હિંદમાથી અગ્રેજોના સયુક્ત રાજ્યમા ગયેલુ દ્રવ્ય

૨ ઇરાદાપૂર્વક તાબે રાખવાની નેમથી હિંદ ઉપર મેળવેલી જીત

હિંદના લોકોના આચારવિચારમા શુ દાબી દેવુ જોઇએ " તે ઉપર લોર્ડ વીલીયમ બેન્ટીક અને મી ડબ્લ્યુ થેકેરીના વિચારો

હિંદીઓને દાબી દેવાની રાજ્યનીતિની સૂચનાનુ પાછળથી અમલમા મુકાવુ

જેમ્સ મીલના અભિપ્રાય પ્રમાણે હિંદીઓમા લોભ ( Ambition ) અને બીજા ગુણોની ખામીઓ

સર થોમસ મનરો અને બીશપ હેબરના જેમ્સ મીલથી ઉલટા વિચારો

થેકરી અને જેમ્સ મીલ મનરો અને હેબરની સામે સને ૧૮૩૩ ના મહારાણીના ઢંઢેરાના મહાન્ શબ્દો

હિંદીઓ અને હિંદ તરફ કેવી રાજ્યનીતિ અખત્યાર કરવી તે ઉપર મી રોમર્ટસ રીચર્ડઝના વિચારો

શબ્દથીજ પ્રવર્તાવેલો નવો જમાનો

૩ " પૌરસ્તા ' થી મેળવેલી જીત

'પૌરસ્તા ને અંગ્રેજી હકુમતનુ સાધન ન બનાવવુ જોઇએ

એ બાબતનો મેકોલેનો જવાબ

પૌરસ્તા થી અગ્રેજોના મન ઉપર થતી અસર

બટકુ રોગના માટે પથ્થર અને હમેશના ખોરાકે માટે ચુર્ણ કરેલા પથરા

નિષેધ અને કપટ-છળ એ બેમાંથી એકની પસદગી કપટને પસદ કરવામા આવ્યુ

અમે હિંદ સબધી જે કાઇ માનવાનુ પસદ કરીયે તેજ માત્ર ખરી હકીકત

૪ નિશાનીઓ

( I ) દીલ્હી દરબારનો ખર્ચ કેવળ અન્યાયની રીતે કર્યો છે

(II) હિંદીઓ સરકારી જગાઓને માટે યોગ્યતાવાળા અને લાયક છે એવી તેમની નીચેના ગૃહસ્થોએ કરેલી તારીફ

( એ ) કોઇમ્બતોરના કલેક્ટર જ્હોન સલીવાન

( બી ) મહારાષ્ટ્રના કમીશનર ડબલ્યુ ચૅપલીન

( સી ) મેજર-જનરલ સર એમ સ્મીથ કે સી બી

મારા અંગ્રેજ ભાઈયો હિંદ સંબંધી મહાન્ ભ્રમણામાં છે. આથી વધારે અનીષ્ટ ભ્રમણા ભાગ્યેજ હોઈ શકે. અમર ઇતિહાસના પાના ઉપર આવી ભ્રમણાના અનિષ્ટ પરિણામો મોટે અક્ષરે લખાયેલા છે છતાં તે તરફ દુર્લક્ષ્ય થાય છે. આ ભ્રમણાને લીધે અંગ્રેજ લોકોએ તેમના તાબાની અનેક મહાન્ નૈતિક, માનસિક અને શારીરિક અન્યાય કર્યો છે.

આ પુસ્તક લખાયા પછી પણ જો એ ભ્રમણા ચાલુ રહે તો પછી દુનીયામાં પુરાવની આવશ્યકતા નાબુદજ થાય; હકીગતો અને સંજોગોની કીમત દુનીયામાં રહે નહિ અને અગાઉથી ચોકસ કરેલા વિચારો અને ચક્ષુ જે જોવાને ઈચ્છે તેનોજ સમાવેશ "સત્યતા" શબ્દમાં થાય.

આપણે કયા ધોરણ ઉપર હિંદમાં આપણો રાજ્યકારોબાર શરૂ કર્યો ? હું કહું છું કે પ્રથમથી આપણે કાંઈ પણ ધોરણ નક્કી કરેલું નહોતું. આપણો પગપેસારો કરવામાં આપણે એટલા બધા ગુંચઇ ગએલા હતા કે હિંદના લોકોની ગત કે ભવિષ્યની સ્થિતિ સંબંધી વિચાર કરવાને આપણે તસ્દી લીધીજ નહોતી. ( અપૂર્ણ. )

---

# महाराष्ट्रीयोदय.

હિંદુસ્થાનનો ઇતિહાસ લખનાર પરદેશી લેખકોએ શિવાજીના ધર્મપરાયણ સ્વભાવ ઉપર લક્ષ આપ્યું નથી. પણ ઘણુંખરૂં જોતાં પોતાના બલ અને સાહસ કરતાં ધાર્મિક વૃત્તિથીજ શિવાજી મહારાજ વધારે લોકપ્રિય થઇ શકયા હતા. બીજા દેશોમાં ગમે તેમ હોય પણ હિંદુસ્તાનમાં જ્યારે સાધારણ પંકિતના સઘળા મનુષ્યોને અમુક કાર્ય કરવા માટે એકત્ર કરવા હોય તો તેમની ધાર્મિક લાગણી ઉશ્કેરવાથીજ થઇ શકે છે. આટલા કારણથી ધાર્મિક શિવાજી તેમના યુગમાં અનુપમ અને ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી શકયા. ધર્મમાં ચુસ્ત અને ધર્મ કાજ પ્રાણનો ત્યાગ કરવા પણ પાછી પાની ન કરનારા હિન્દુઓ એકદમ તેમના વાવટા હેઠળ એકઠા થવા લાગ્યા. છેલ્લાં ત્રણસેં વર્ષના અરસામાં શાંત હિંદુ ધર્મનો યુદ્ધપ્રિય મેહોમેદન ધર્મ સાથે સંગમ થવાથી જેવી રીતે આપણે આપણા હાથને ભીંત સાથે અફાળીયે છીએ તે વખતે ભીંત પણ સરખાજ જોરથી આપણા હાથ ઉપર પ્રત્યાઘાત કરે છે તે પ્રમાણે આ બન્ને ધર્મો વચ્ચે આઘાત અને પ્રત્યાઘાત થવા લાગ્યા. રામાનુજ અને રામાનંદ અને બીજા સુધારક ગુરૂઓના ઉપદેશથી સમગ્ર પ્રજાજનની ખાત્રી થવા લાગી કે ફકત અમુક જ્ઞાતિ અથવા અમુક માણસને જ મુક્તિનો ઇજારો આપવામાં આવ્યો નથી; અમુક અથવા અમુક માણસ જ મુક્તિ મેળવવાને પાત્ર છે અને બીજાઓને કોઇપણ કાળે મુક્તિ ન મલી શકે એવા અસદ્વિચારોનો સમુળગો નાશ થવા લાગ્યો. લોકોના મનમાં સંપૂર્ણ ખાત્રી થઇ કે દરેક માણસ મુક્તિ મેળવવાને લાયક છે. ન્યાયપરાયણ ચરાચર સ્વામી જગન્નિયંતાના દરબારમાં ઉંચ જ્ઞાતિમાં જન્મેલો અથવા નીચ જ્ઞાતિમાં જન્મેલો એ બન્ને સરખાજ છે; ઇશ્વર કદિપણ તેમને વિષમ દ્રષ્ટિથી જોતો નથી. લૌકિક દરબારોમાં

જેવી રીતે માણસની ચામડીના રંગ પ્રમાણે ન્યાય આપવામા આવે છે, તેવી રીતે ઇશ્વરને ત્યાં પક્ષપાત કોઇપણ કાળે થતો નથી રામાનન્દ કબીર, સમર્થ શ્રી રામદાસસ્વામી રોહીદાસ, તુલસીદાસ, નાનક ચૈતન્ય આદિ જે મહાત્માઓ ઉત્તર, પૂર્વ અને દક્ષિણ હિંદુસ્તાનમાં નિકળ્યા છે, તેમણે ઉપર બતાવ્યા પ્રમાણે જ ઉપદેશ કર્યો છે 'જાતપાત'મા બ્રાહ્મણ અથવા બ્રાહ્મણ નહી એવા ઉપદેશકો હરવખત લોકોને કહેતા કે રામ અને રહીમ એકજ છે, પરંતુ કશો ફેર નથી ફક્ત નામમા જ ફેર છે તેથી બધાએ નકામા ઝેરનો ત્યાગ કરી જાતિભેદ ભુલી જઇ એકત્ર થવુ જોઇએ એક બીજાને પ્રેમની લાગણીથી નીહાળી એકજ ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી સમગ્ર દેશના કામ માટે કેડ બાધવા દરેક માણસે તૈયાર થવું જોઇએ

नराः सर्व एवैकमीशं भजन्ते
स ईश. परं नामभेदेन भिन्नः।
समुद्भासितो धर्म एतेन चेत्तो
विचिन्त्येति भेदाद्विराम कुरुध्वम् ॥

" બધા મનુષ્યો એકજ ઇશ્વરની ઉપાસના કરે છે અને તે ઇશ્વરમા ફક્ત નામનો ફેરજ જોવામા આવે છે આથી એજ ધર્મ છે એ સિદ્ધ થાય છે આવો વિચાર કરીને ધર્મ ભેદથી અટકો,' આવો ઉપદેશ ઘણા જ હર્ષથી અને ભાવથી લોકોએ સાભળ્યો તે વખતના રાજકીય વીરનરોની સાથેજ, તુકારામ શ્રી સમર્થ રામદાસસ્વામી એકનાથ અને જયરામસ્વામી, ધાર્મિક ઉપદેશકો હતા. આ મહાત્માઓ પોતાનો ઉપદેશ હમ્મી કોમોને જ કરતા હતા એમ નહતુ પણ તેઓ પોતાનો ઉપદેશ રૂપી કલ્પાસવ બધા વર્ગના મનુષ્યોને સરખી રીતે જ ચખાડતા હતા પંઢરપુરમા વીઠોબાનુ મદીર જેને આ દક્ષણગુરુ મહીતલ ઉપરનુ સ્વર્ગ માનવામા આવતુ હતું તે મદીરમા દર્શન કરવા હજારો યાત્રાળુઓ દરવર્ષ જતા અને દરેક ગામમાં અને શહેરમાં કથાઓ સાભળવા તે કરતા પણ વધારે મોટી સંખ્યામા પ્રેમી શ્રોતાઓ આકર્ષાતા હતા

ઔરંગઝેબે હિંદુઓ ઉપર નવેસરથી જીઝીઓ વેરો નાખવાનો ઠરાવ ૧૬૧૮ ની સાલમાં કર્યો તે વખતે રાજા સવાઇ જયસિંહે નિર્ભયતાથી ઔરંગઝેબને જે ઉત્તર આપ્યા હતા તે ઉત્તરમા આ ઉપદેશનો સાર સમાયલો છે ઔરંગઝેબની સમક્ષ આ રાજાએ જે સભાષણ કર્યું છે તે ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે અને અત્યારે જ્યારે હિંદુઓ અને મુસલમાનો વચ્ચે સુલેહ શાતિ જાળવવાની ખાસ જરૂર છે તેવા પ્રસગે એ સભાષણના દરેક શબ્દ હિંદુ અને મુસલમાનોએ પોતાના હૃદયમા કોરી રાખવાની જરૂર છે જયસિંહે ઔરંગઝેબને કહ્યુ " પરમેશ્વર કાંઈ ફક્ત મુસલમાનોનો પરમેશ્વર નથી પણ આખી દુનિયામા વસતા દરેક માનવીઓનો પરમેશ્વર છે તેની નજર આગળ હિંદુઓ અને મુસલમાનો સરખા છે તેથી હિંદુઓનો ધાન અને રૂઢીઓને નાબુદ કરવાનો યત્ન કરવો તે ઇશ્વરનો ગુન્હો કર્યા સરખુ છે ' આ એક નવીન પ્રકારની લાગણી હતી પણ તે લાગણી પરત્વે આખો જનસમુદાય એકમત થયો હતો આ ઉત્તમ ઉપદેશની અનિવાર્ય અસર મુસલમાનો ઉપર પણ થઇ હતી આવાજ જુસ્સામાં અબુલફઝલ અને ફૈઝીએ મહાભારત અને

રામાયણનો તરજુઓ એરેબીક ભાષામાં કર્યો હતો. ખરી ભક્તિથી અકબરે બન્ને ધર્મ ભેગા કરી દેવાનો યત્ન કર્યો હતો. અકબરના મનમાં એક નવો ધર્મ સ્થાપવાની અને તે ધર્મના મુખ્ય આદિ સંસ્થાપક તરીકે મનાવાની ઇચ્છા હતી. બન્ને ધર્મ વચ્ચેના ભેદ દૂર કરી એવો ધર્મ સ્થાપવો કે જેમાં હિંદુ અને મુસલમાનો પોતાની ધાર્મિક લાગણી ભુલી જઇ ખુશીથી ભાગ લે. શાહજહાનનો મોટો છોકરો દારાશિકોહ તેવાજ પ્રકારનો વિચારો ધરાવતો હતો. તેણે ઉપનિષદ્ અને ભગવદ્ગીતાનો તરજુમો કર્યો હતો અને સુધરેલા વિદ્વાન્ મુસલમાનોને પોતાનો વિચાર અંગીકાર કરવાની ફરજ પાડી હતી. દરેક ઇતિહાસકાર એક મતે કબુલ કરે છે કે જો ઇશ્વર કૃપાએ દારાશિકોહને શાહજહાન પછી બાદશાહી મેળવવામાં ફતેહ આવી હોત તો તે વિવેકી બાદશાહ રજપુતો સાથે મિલનસારપણાથી વર્તત અને હિંદુ મુસલમાનના પરસ્પર પ્રેમ રૂપી અપૂર્વ સામર્થ્ય ઉપર ઝઝુમતું એવું બલવાન રાજ્ય સ્થાપત કે તે રાજ્યમા ઇસ્ટઇન્ડીયા કમ્પની એક સોય પણ ભોંકી શકત નહી. પણ વિધાતાએ પોતાના હૃદયમાં કાંઇ જુદાજ પ્રકારનો પરેપાક લાવવાની ઇચ્છા કરી હતી. ઔરંગઝેબને દારાશિકોહ સાથે જે લડાઇ થઇ તે લડાઇમાં ઔરંગઝેબ વિજયી નીવડયો. રાજ્યાસન પ્રાપ્ત કર્યા પછી ઔરંગઝેબે દારાશિકોહ સાથે જે નિર્દય અને ઘાતકી વર્તણુક ચલાવી હતી તેનું મૂળ કારણ એ હતું કે હિંદુઓ ઉપર પૂજ્ય બુદ્ધિ રાખવાથી દારાશિકોહે ઇસ્લાગી ધર્મનો એક મોટો ગુન્હો કર્યો હતો. તેથી ઔરંગઝેબે જ્યાં સુધી તેનું મરણ ન નીપજ્યું ત્યાં સુધી તેની પુંઠ છોડી નહી. ઉત્તરમાં કબીર અને દક્ષિણમાં શેખમહમદ આવોજ વિચાર ધરાવતા હતા અને બંનેએ જોકે તે મુસલમાન હતા તે છતાં હિંદુ અને મુસલમાનોને એક સરખી રીતેજ ઉપદેશ કરતા અને તેમના મરણ પછી બન્ને કોમો આ બે મહાત્માઓનું પૂજન કરે છે તથાપિ તેઓની જીંદગીમાં બને ધર્મના ધર્માંધ મનુષ્યો તેમના ઉપર ધિક્કાર અને તિરસ્કારથી ભરેલી નજરથી જોતા હતા. આટલું છતાં સર્વદા નિર્ભય રહી તેમણે પોતાની આખી જીંદગીમાં સાચો ઉપદેશ કર્યા કર્યો હતો. વસ્તુસ્થિતિ આવી હતી. ધાર્મિક પુનરૂદ્ધાર અને મોકળાં મન થવાથી બધા લોકોની ખાત્રી થઇ હતી કે હવે લાંબા વખત સુધી ધર્માંધપણું ટકી શકશે નહી. ધર્મમાં આવો પ્રકાશ પડવાથી ફક્ત પશુ બલને તાબે ન થવું જોઇએ એવું દરેક મ ણસને ચોક્કસ લાગ્યું. સ્પષ્ટ જણાઇ આવ્યું કે હવે પછી મુસલમાનો ધર્માંધનાનો ત્યાગ કરી ધર્મસહિષ્ણુતાના ઉચ્ચતર સિદ્ધાંતનો આશ્રય લેશે અને ફરીથી પોતાના તરંગને વશ થઇ પૃથ્વી ઉપર અંધાધુંની પ્રસરાવશે નહી. તુલજાપુર અને કોલ્હાપુરમાં આવેલા ભવાનીમાતાના મંદિરના પૂજારીઓના ઉપર આ ઉપદેશની જેટલી અસર થઇ તેના કરતાં વધારે અસર કોઇ બીજાના ઉપર થઇ નહતી. તેઓએ આ ઉપદેશને હૃદયમાં ઠસાવ્યો એટલુંજ નહિ પણ ભાટ,ચારણોની મદદથી ચારે બાજુએ ફેલાવ્યો. શા માટે અમુક ધર્મ પાળે તેટલા માટે અમુક માણસને અગવડ ભરેલી સ્થિતિમાં મુકવો જોઇએ? આ ઉત્તેજક પ્રશ્ન દરેક મનુષ્યના મસ્તિકમાં ઘોળાવા લાગ્યો અને દબાઇ જવાની અને લાત મારે તો લાત સહન કરવાની અને પ્રત્યાઘાત નહી કરવાની પદ્ધતિનો હમેશને માટે ત્યાગ કરવામાં આવ્યો. આવા ધાર્મિક પુનરૂદ્ધારના પ્રસગમાં લોકોને પોતાનું કાર્ય કરવામાં તત્પર કરનાર અને ગમે તે સંકટ પડે પણ પાછી પાની નહી કરનાર શિવાજી નરપતિ ,જેને ધાર્મિક હોવાથી બધાના યોગ્ય નેતા થઇ શક્યા.

( અપૂર્ણ.)

## હવા

દરેક જણ હવાને સ્પર્શથી સારી રીતે જાણી શકે છે હવા આખી પૃથ્વીમાં ક્યાં પણ જંગલમાં, શહેર યા ગામ જમીન યા રણ, ઉંચે યા નીચે, સર્વ સ્થળે માલુમ પડ્યા સિવાય રહેશે નહિ જ્યારે હવા ગતિમાં આવે છે ત્યારે તે પવન કહેવાય છે આ પવન રેતી ધુળ અને હલકી વસ્તુઓને ઉંચે ઉડાડે છે, જેથી હવા પ્રત્યક્ષ જણાય છે જ્યાં સુધી હવા પવનની ગતિમાં હોતી નથી ત્યાં સુધી સાધારણ રીતે બે પ્રકારથી સ્પષ્ટતાથી જણાય છે સ્પર્શશક્તિથી અને શ્વાસથી પ્રાણીની ત્વચામાં રહેલી સ્પર્શ શક્તિથી હવાનું અસ્તિત્વ જણાય છે વળી ઘ્રાણેન્દ્રીય વડે ત્વરાથી જણાય છે નાસિકાનો અવરોધ થોડી પળ સુધી કરવામાં આવે તો સત્વર જણાશે કે આપણી આસપાસ હવા છે, જેના ઉપર પ્રાણી માત્રનું જીવન ટકી રહેલું છે

હવાનો ઉપયોગ પ્રાણી માત્રને શ્વાસ લેવામાં થાય છે વનસ્પતિ માત્રને તેની વૃદ્ધિ માટે કામમાં લાગે છે આ ઉપરથી જાણવું જરૂરનું છે કે જે હવાથી માણસ અથવા પ્રાણી જીવી શકે છે તે અને જે હવા વડે વનસ્પતિ વધે છે તે હવા ભિન્ન છે કે એક આ બાબત જાણવા માટે આપણા નયમના હવા સંબંધના મતનું ખંડન થશે કારણ કે આપણા પૂર્વજો ધારતા હતા કે હવા તત્વ છે હવામાં બીજો અન્ય વાયુ ( ગેસ ) ભળેલો નથી જો હવા વિભક્ત કરવામાં આવે તો પણ હવાની હવાજ અમને હવાના ગુણવાળી માલુમ પડે પરંતુ હવાના સંબંધમાં પશ્ચિમ તરફના દેશોમાં અથાગ શોધખોળ ચલાવી છે હવાનું પૃથક્કરણ કર્યું છે ઉંડી રીતે વિવિધ પ્રકારથી તપાસતા માલુમ પડ્યું છે કે હવા તત્વ નથી પણ જુદા જુદા વાયુનું બનેલું મિશ્રણ ( compound ) છે હવામાં ભળેલા જુદા જુદા વાયુ ( gases ) નીચે પ્રમાણે છે

૧ નાઇટ્રોજન
૨ ઓક્સીજન
૩ કારબોનીક એસીડ

ઉંચે જઇએ છીએ તેમ, અમુક પ્રમાણમાં પાતળી થતી જાય છે. પાતળી થવાથી તેના વજનમાં તફાવત પડે છે. આ તફાવતની મદદથી હવા ઉંચે કેટલા માઇલ સુધી છે તેનું અનુમાન કરી શકાય છે. માઇલના આંકડા નક્કી થયા નથી પરંતુ કેટલાક વિદ્વાનોનું કહેવું એવું છે કે ઉંચે [illegible] માઇલ સુધી હવા છે. અન્ય વિદ્વાનો કહે છે કે બસો માઇલ સુધી છે, અને આ હદ છોડી આગળ જતાં Vacuum ( ખાલી આકાશ ) છે જો કે આ બાબતમાં મતભેદ છે પણ બન્ને પક્ષવાળા એમતો માને છે કે હવા અમર્યાદ (Infinite) નથી. એટલે કે ઉંચે અમુક અંતરે ગયા પછી હવા હોતી નથી.

હવા વજનમાં, નક્કર અથવા પ્રવાહી પદાર્થ કરતાં હલકી છે. કુદરતનો સાધારણ નિયમ છે કે હલકી વસ્તુ, ભારે વસ્તુ કરતાં ઉપર રહે છે. આનો પ્રત્યક્ષ અનુભવ તળાવ વા નદીમાં નહાવા પડીએ છીએ ત્યારે આપણા વસ્ત્રમાં રહેલી હવા ઉંચ રહેવા યત્ન કરે છે અને નીચે પાણી હોય છે તેથી વસ્ત્રનો ભાગ ફુલી દડા જેવો થાય છે. શીશી કોઈ પદાર્થથી ભરેલી હોય છે અને તેને ઉંધી કરવામાં આવે છે તો પરપોટો માલુમ પડે છે આ પરપોટો હવાને લીધે છે. પરપોટો હવાનો હોવાથી પ્રવાહી કરતા ઉંચે રહે છે. હવાનો પરપોટો હમેશાં પ્રવાહી કરતાં ઉંચે રહે છે એ સાધારણ જ્ઞાનનો ક્રિયામાં ઉત્તમ ઉપયોગ કરવામાં આવ્યો છે. " સ્પીરીટ લેવલ " અને " વોટર લેવલ " આ નિયમાનુસાર કરવામાં આવેલા છે. ઉપરના લેવલમાં " સ્પીરીટ " અથવા " પાણી " ભરવામાં આવે છે. અને હવાનો થોડો ભાગ રાખવામાં આવે છે અર્ધ વર્તુલના આકારમાં લેવલ-બનાવાયછે. જ્યારે જમીનની ઉંચાઇ વા નીચાણ માપવું હોય ત્યારે લેવલ ગોઠવાય છે, અને હવાનો પરપોટો અર્ધ વર્તુલની મધ્યમાં આવે છે ત્યારે ગણત્રી લેવાય છે. આવા સાદા નીયમ વ્યવહારિક રૂપ " લેવલમા " આપીને ઉંચાઇ નીચાણ માપવા માટે કેટલી બધી સરળતા કરવામા આવી છે. આજ વિજ્ઞાન શાસ્ત્રની ખુબી ! આજ પૂર્વ અને પશ્ચિમના દેશોની શોધખોળમાં તફાવત. શોધ કરી મનુષ્યના કોઇ પણ ઉપયોગમાં તે શોધ લગાડી શકાય નહિ તો તે શોધ કરી શા કામની ? તે વિશે વિચાર કરી મનુષ્યના સાધન તરીકે વાપરવાની કુશળતાએ પશ્ચિમને અત્યારે પૂર્વ કરતાં ઉંચા સ્થાન ઉપર મુકયું છે.

ગરમીથી હવા ફુલે છે અને પ્રથમ કરતાં વધારે જગ્યા રોકે છે—પણ જેમ હવા ફુલે છે તેમ તે ભારોભાર વજનમાં હલકી થતી જાય છે. આ સાધારણ નિયમનો અલભ્ય લાભ લેવામાં આવ્યો છે અને આખી આલમને આંજી નાંખે તેવો ઉપયોગ કર્યો છે. આધુનિક સમયમાં " બલુન " સામાન્ય ચીજ થઇ પડી છે. બલુનમાં પાતળી કરેલી હવા ભરવામાં પ્રથમ આવતી હતી. નીચેની હવા જાડી હોવાથી અને પાતળી થએલી હવા ભારોભાર હલકી હોવાથી બલુન ઉંચે ઉડી આકાશમાં રહેલા મંગળના તારા સાથે ગોષ્ટી કરવાના, અને પૃથ્વી સાથે વહેવાર ચલાવવાના ભણકારા વગાડયા કરે છે. હવામાં મુસ્કેલીઓ નડવાથી તેની જગ્યાએ " કોલ ગેસ " એટલે ખનીજ કોલસાનો ધુમાડો ભરવામાં આવે છે જે કીમતમાં પણ સસ્તો પડે છે.

હવાનું વજન અસંત છે. માણસની સમજમાં તેમ માન્યતામાં પણ ન આવી શકે તેટલું છે. હવાનું વજન પ્રત્યક્ષ અને અનુભવસિદ્ધ કરવા માટે Vacuum ( ખાલી અ-

વકાશ, વા, જગા )ની જરૂર છે. વેકયુમ હવા શોષક યંત્ર ( એરપમ્પ ) થી થાય છે વેકયુમ ન હોય તો હવાનું દબાણ આપણને માલુમ પડતું નથી કારણ કે બન્ને સામસામી બાજુની હવાનું દબાણ સરખું હોવાથી આપણને હરકત થતી નથી. જેમ દરિયાના મધ્યાકિનારે પાણી નીચેના ભાગના પાણી ઉપર દબાણ કરે છે અને એજ રીતે આ નીચેના પાણીનો ભાગ તેની નીચેના ભાગ ઉપર દબાણ કરે છે, તેવીજ રીતે હવાનો છેક ઉચેનો ભાગ, તેની નીચેના ભાગ ઉપર, અને તે વળી તેની નીચેના ભાગ ઉપર, એમ દબાણ કર્યાજ કરવાનું છેક તળીએ જે વસ્તુ હોય, તેને સઘળી હવાનો ભાર સહન કરવો પડે છે આ માન્ય કરીએ છીએ તો શંકા એમ ઉપજે છે કે પૃથ્વીની સપાટી ઉપર માણસ રહે છે તો માણસ હવાના ભારથી દબાઇ જતો કેમ નથી ? કારણ જે હવાના સો ઘન ઈંચનું વજન ૩૧ ગ્રેઇન થાય છે અથવા એક સ્કેવર ઇંચ ઉપર હવા ૧૫ શેર વજન જેટલું દબાણ કરે છે અને માણસ સાધારણ રીતે ૧૬ સ્કેવર ઇંચનો છે તો તેના ઉપર હવાનું વજન ૩૫૬૮૦ શેર અથવા ૧૫ ટન થયું, આ અશક્ય લાગે છે પરંતુ ખુલાસો એહેવો છે કે માણસની નાસિકા અને અન્ય છિદ્રમા થઇને હવા અંદર જાય છે અને તેની આજુબાજુની હવા સામસામી દિશામાં જોર કરવાથી દબાણ નષ્ટ થઇ જતા પ્રાણી માત્રને હવાનું દબાણ જણાતું નથી. હવાનું દબાણ છે તે જાણવા માટે, છોકરા અજાણપે રમતમા જે પ્રયોગો કરે છે પરંતુ જે વિશે વિચારતાં નથી તેવા થોડાક પ્રયોગો નીચે ટાંકેલા છે

નાનાં છોકરાંને જીભે કુંચી લટકાવવાની ટેવ હોય છે. પ્રથમ તેઓ કુંચીના કાણામાંથી હવા મોમા ખેંચી લે છે જેથી આપણી જોઇતી સરત પ્રમાણે વેકયુમ કુચીના કાણામાં થાય છે. વેકયુમ થયું કે બહારની હવા કુંચીના મથાળા ઉપર દબાણ કરે છે ને કુંચી જીભને ચોંટી રહે છે આજ નિયમાનુસાર નાની શીશીઓ, નાની લોટીઓ અને પવાલા મોઢે વળગી રહે છે પવાલાની હવા મોમાં પાછી ખેંચતા વેકયુમ થવાથી બહારની હવા પવાલાના તળીઆ ઉપર દબાણ કરે છે અને પવાલાં મોંએ ચોંટી રહે છે

આ પ્રીન્સીપલ ( હવાનુ દબાણ અતિશય છે ) તે ઉપર " વોટરપમ્પ " ( પાણી ખેંચવાના પમ્પ ) " બેરોમીટર ' ધમણો, વિગેરે યોજાએલા છે " વોટરપમ્પ " પીચકારી જેવા નમુનાનો હોય છે. દાબવાનો હાથો પમ્પમાથી ખેંચવાને લીધે રહેજ વેકયુમ થતા, પાણી ઉપરની હવા, પાણી ઉપર દબાણ કરી પમ્પમા પાણી ધકેલી દેછે એમ હાથો વારવાર ઉંચે નીચે કરવાથી વધારે પાણી ચઢે છે અને કુવા અથવા નદીમાથી પાણી ટાંકીઓમાં લઇ, શહેરમાં પહોંચાડાય છે

" બેરોમીટર " બહુ જાતના છે તે હવાનું દબાણ માપવા માટે કામમા લેવાય છે. હવાના દબાણ ઉપર વરસાદ, દરિઆના તોફાન, ગરમી અને દુકાળ વિગેરેના ચિન્હોનો આધાર રહે છે તેથી બેરોમીટર હવાના દબાણ સૂચક તેની સાથે ભવિષ્યના સારા યા ખોટા અનુમાન કરવાનું સાધન રૂપ છે પર્વતથી ઉંચાઇ સહેલાઇથી બેરોમીટરની મદદથી માપી શકાય છે કારણ કે પર્વતની તળેટી અને પર્વતની ઉંચાઇએ, હવાના દબાણમા ફેર પડે છે અને આ ફેરની મદદથી ગણત્રી કરવામાં આવે છે

સ્વર એક સ્થાનેથી બીજા સ્થાને સંભળાય તે માટે હવા બહુ ઉપયોગી છે. જો હવા સિવાયના બીજા વાયુમાંથી અથવા ખાલી જગ્યા (Vacuum) માંથી સ્વર પસાર કરવામાં આવે તો તે સંભળાય નહિ

સૌથી મોટો અગત્યનો અને હજારો માણસનું કામ અલ્પ સમયમાં કરનાર હવાનો અસાધારણ ઉપયોગ હજુ બાકી છે તે નીચે પ્રમાણે છે.

હવા જેમ ગરમ થવાથી ભારોભાર વજનમાં હલકી થાય છે તેવીજ રીતે હવા ઉપર દબાણ કરવાથી ભારોભાર વજનમાં ભારે થાય છે. હવા ભારે થવાથી સ્પ્રીંગ જેવું કામ કરી શકે છે. જેમ સ્પ્રીંગ દબાવીએ છીએ એટલે બેશી જાય છે અને દબાણ મુકી દેવાથી એકદમ કુદે છે અને યોગ્ય રીતે ગોઠવ્યાથી ધાર્યું કામ સારુ છે તે પ્રમાણે દબાવેલી ભારે હવા કામ કરે છે. આ બાબતના જ્ઞાનનો લાભ મોટી ખડકો તોડવામાં તેમજ શહેરના જુદા જુદા ભાગોની તાર ઓફીસોમાથી, હેડ તાર ઓફીસોમાં લખેલા સંદેશા કાસદની માફક મોકલવામાં તેમજ લેવામાં આવે છે. ખંડકો કોતરી કાઢવામાં, વપરાતું યંત્ર પણ સાદું છે. દબાએલી હવા રાખેલા ફ્રેમવર્ક ઉપર બે લોઢાના લટ્ઠા રાખેલા હોય છે જેને વારા ફરતી સ્પ્રીંગ જેવી હવા ધકેલે છે અને પાછા ખેંચે છે. ખડક ઉપર આ લઠ્ઠાના વારંવાર થતા ઘાથી ખડક ટુંક મુદતમાં સપાટાબંધ કોતરાય રહે છે. ખડકો કોતરવાનું કામ ઘણું અશક્ય જણાતું હતુ કારણ કે નીચે હવા ખરાબ, મજુરી ઘણી અને વખત લાંબો જાય, પરંતુ દબાએલી હવા ખરાબ હવાને સુધારે—યંત્રથી કામ ચલાવતાં મજુરી તેમજ મુદત પણ થોડી આ રીતે હવાના અનેક ઉપયોગ થાય છે.

અંતમાં, વિદ્યાર્થી બાંધવો, એટલુંજ જણાવવાનું છે કે હજુ આપણે આપણી જાતે પોતાનો તેમજ સમસ્તનો સારો દીવસ નજીક લાવવાને માટે અથાગ શ્રમ કરવાનો છે. થાકી કંગાલ થઇ દીન બની નિરાશાને અવલંબી, " ભવિષ્યમાં હશે તે થશે, " એ સૂત્ર ઉપર આધાર રાખી બેસી રહેવાનું નથી. દેશનો ઉદય વિદ્યા ઉપર છે. વિદ્યાની સર્વ બાજુનું ખેડાણ થાય ત્યારેજ દેશોદયનાં શુભ ચિન્હ થયાં તેમ સમજવું વિજ્ઞાનશાસ્ત્ર વિદ્યાનું મુખ્ય અંગ છે. આપણી નજર આગળ તેમજ ઉપરના લેખમાં અવલોકીએ છીએ કે વિજ્ઞાન શાસ્ત્રના નિયમ સાદા છે. અહરનિશ આપણી સમક્ષ અનુધારે અણુસમજે જોઇએ છીએ, અનુભવીએ છીએ પરંતુ તે ઉપર વિચાર કરતા નથી, શોધતા નથી, તર્ક બાંધતા નથી તેથીજ આપણી જ્ઞાનરદ્ધિ હાલમાં ઓછી જોવામાં આવે છે, નવી ચીજો જુઓ અને વિચારો, અવલોકનનો શોખ રગો—તાજ્જુબી ભરેલી ચીજો વિશે મનને પ્રશ્ન પુછો—તેના ખુલાસા જાતે શોધો અને અંતે " યા હોમ " કરી વિદ્યા વૃદ્ધિના મેદાનમાં ઉતરો. આપણને હજુ મરલના ઘણી છે. પશ્ચિમે અથાગ પરિશ્રમે શીખ્યું છે તે વગર વિલંબે ગ્રહણ કરો અને તેમને હઠાવી દેવા તમે આગળને આગળ સ્વતંત્ર વિચાર કરો. જીંદગીનું સાર્થક કરો અને ફરજ બજાવો જે ભૂમિમાં જન્મ્યા છો તે ભૂમિમાં દટાએલી અનેક પ્રકારની ખનીજો હજારો વરસથી " કાઢો કાઢો " કરી કુમનાણુ કરે છે, તે ખનીજોને વિજ્ઞાન શાસ્ત્રની ખોદવણીથી તમારી ભૂમિને મુક્ત કરો અને એજ ભૂમિને નીચે કહ્યા પ્રમાણે નગરીના સ્થાનમાં પુનઃઆણો.

Soil of ancient India! cradle of humanity, hail! hail! venerable and efficient nurse whom centuries of Brutal Invasions have not yet buried under the dust of oblivion. *Hail, father land of faith, of love, of poetry and of Science! May we hail a revival of thy past in our future.*

---

## હિંદુસ્થાનના વેપાર અને ઉદ્યોગની પડતી.

( મો. ટી. )

પુરાતન તેમજ મધ્યમકાળમાં હિંદના વેપારની જાહોજલાલી ઝળકી રહી હતી તે બ્રીટીશ રાજ્યનો આરંભ થયો કે તરત જ ઝાંખી પડવા માંડી અને અંતે તદન નષ્ટ થઇ તેનાં કારણ શાં છે અને કંપની સરકારના તથા રાજ્યતંત્રોથી તેમ થયું તે ઉપરનાં મથાળાનો વિષય થશે.

### ઉપાયો.

( ૧ ) ઇ. સ. ૧૮૧૩ ના કંપનીના પટામાં દાખલ કરેલી સરતો અને હિંદુસ્થાનની નીકાસ ઉપર સખ્ત જકાત.

( ૨ ) હિંદનો માલ હિંદના જુદા જુદા ભાગમાં લઇ જતી વખતે લેવામાં આવતો કર.

( ૩ ) એકજ વસ્તુ ઉપર વારંવાર લેવાતો કર.

૧ જે સમયે ઇગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે મહાન્ ઝઘડો ઇ. સ. ૧૯ માં સૈકામાં ચાલી રહ્યો હતો અને નેપોલીયન યુરોપની મહાન્ પ્રજાને જીતી વેપારમાં તેમજ ઉદ્યોગમાં ઇગ્લાંડને પાયમાલ કરવા ભગીરથ પ્રયત્ન કરતો હતો તે સમયમાં ઇંગ્લાંડનો વેપાર જાળવી રાખવા ઇગ્લાંડ કેવા પ્રકારની નીતિ હિંદમાં આચરતું હતું તે જાણવું આવશ્યક છે. નેપોલીયન ઇંગ્લાંડનો કટ્ટો દુશ્મન હતો. હરકોઇ પ્રકારે દરિયા ઉપર સામ્રાજ્ય મેળવી ઇગ્લાંડને નીચુ નમાવી દેવું તે એની જીંદગીની તીવ્ર ધારણા હતી. આ ઉપરથી જ્યારે પોતે યુરોપની અગ્રગણ્ય દેશોનો પરાજય કરી પોતાની સત્તા નીચે આણ્યા કે સત્વરેજ ઇંગ્લાંડ સાથેનો વેપાર બંધ કરાવી દીધો. ઇગ્લાંડને આ વખતે ઘણીજ ચિંતા પેઠી; કારણ કે વેપાર અને ઉદ્યોગ ઉપરજ ઇગ્લાંડની વસ્તી જીવે છે. વેપાર તુટવાથી તેનું ઉદર પોષણ જાય એ સ્પષ્ટ હતું તેથી વેપાર ન તુટે અને યુરોપ નહિ તો કોઈ અન્ય દેશમાં વેપાર કાયમ રહે અને યુરોપમાં વેપાર બંધ થવાથી તેનો બદલો બહાર દેશમાંથી મળે તે તેની મનઃકામના હતી. આ બદલો વાળી લેવાનું સ્થાન અને ક્ષેત્ર, ગરીબ બિચારૂ હિંદુસ્થાન નજરે પડ્યું. તેમની સ્વાર્થ બુદ્ધિ અને પોતાના લાભાર્થે, સામાનું વગર હરકતે અહિત કરવાનું લક્ષ્યબિંદુ બિચારૂ હિંદુસ્થાન અને હિંદુસ્થાનમાં વસતી પ્રજા જડી આવ્યું. પરંતુ હિંદમાં તે વખતે ઇસ્ટઇન્ડીઆ કંપની રાજ્ય કારભાર ચલાવતી હતી. તેથી તેની મારફતે ઇંગ્રેજી

નીચે. દેશી ... ... અને પોતાના વેપાર દાખલ કીધો. વોર્ન હેસ્ટીંગ્સે પણ આવું બહાનું કાઢી પ્રજા તેમજ દેશી રાજ્યોને કનડગત કરી સ્વાર્થ સાધ્યો હતો. ઇતિહાસકારો ઉપરની બે બાબતામાં મતભેદ ધરાવે છે પરંતુ ઇ. સ. ૧૮૧૩ ના પટામાં અધમ સ્વાર્થ બુદ્ધિથી હિંદનો વેપાર તોડવાજ યુકિતઓ રચી હતી તેતો નિર્વિવાદ છે. પટાના હેતુ—

( ૧ ) હિંદનું બજાર ઇંગ્લાંડે પોતાનું જ કરી લેવું અને પોતાનો જ માલ વેચાય એવી યોજના કરવી.

( ૨ ) ઇગ્રેજ લોકોને વસવા પુરતી જગ્યા મળે એ હેતુથી હિંદનો પ્રદેશ પોતાની સત્તા નીચે લાવવો.

ઇ. સ. ૧૮૧૩ નો પટો હિંદના વેપાર અને ઉદ્યોગને માટે નાશની નિશાની હતી. હિંદમાં શીશી ચીજોની જરૂર હતી તે વિશે માહીતી મેળવવા ઇંગ્લાંડની પેઢીઓના આડતીઆ આ તરફ નીકળી પડયા હિંદના લોક કેવો પોશાક પહેરે છે, ક્યાકયા પદાર્થોમાથી બને છે, કયા માલની વિશેષ માગણી થાય છે અને કયો માલ ભવિષ્યમા લોકપ્રિય થઇ પડશે, આવી અનેક તરેહની ખબર મેળવી જોઇતો બર કારખાનામાંથી કાઢી આ તરફ ધકેલી દેવા માંડયા. ઈંગ્રેજી માલ આવી રીતે ઘુસાડી દેવાથી હિંદની આયાત અને નિકાસ ઉપર કેવી દુઃખદાયક અસર થઈ તે નીચેના આંકડાપરથી જણાશે.—

ઇ સ. ૧૮૧૩ માં રૂ. ૫૨,૯૧,૪૫૮ નું રૂ. ( Cotton ) હિંદમાથી નિકાસ થયું ત્યારે માત્ર ઇગ્લાડથી રૂ. ૯૨,૦૭૦ નું આયાત થયુ હતું. હિંદની રૂની નિકાસ વધતી વધતી ઇ. સ. ૧૮૧૭ મા રૂ. ૧,૬૫,૯૪૩૮૦ થઇ અને આયાત રૂ. ૩,૧૭૬૦૨ ની થઈ ઈ. સ. ૧૮૧૭ પછી હિંદની વેપાર સંબંધી પડતી થઇ. રૂની નિકાસ ઉત્તરોત્તર ઘટવા માંડી અને છેવટે ઇ. સ. ૧૮૩૩ મા ઘટીને માત્ર રૂ. ૮,૨૨૮૯૧ સુધી ઉતરી આવી ત્યારે તેજ અરસામાં આયાત વધતી વધતી રૂ. ૪૨,૬૪૭૦૭ સુધીની થઇ.

આથી પરિણામ એ આવ્યુ કે હિંદના ઉદ્યોગની પડતી થઇ. ગરીબ બિચારા કારીગર ભુખમરાને શરણ થયા. મનુષ્યના કુદરતી સ્વભાર પ્રમાણે ઇગ્રેજો માલ હિંદુસ્થાનમાં ઘુસાડે અને જો કદી હિંદવાસીને એવો લાગ મળે તો તે કરવા ચુકે નહિ પરંતુ વાંધો ઉઠાવવાનો માત્ર એજ હતો કે ન્યાયથી સ્વાર્થ સાધવો જોઇએ—ન્યાયથી હરિફાઇ કરવી જોઇએ. ઇગ્રેજોએ હિંદમાં વેપાર દાખલ કરતી વખતે અન્યાય કયાં કર્યો તે, પોકારતી રડતી વેપારી પ્રજાના ૧૧૭ સહીઓથી પ્રીવી કાઉન્સીલના નામદાર ઉમરાવોને ઈ. સ. ૧૮૩૧ મા મોકલેલા વિનંતી પત્ર ઉપરથી વિદિત થશે વિનંતી પત્રનો મુખ્ય મુદ્દો નીચે પ્રમાણે હતો:—

" ઇગ્લાંડનો સુતરાઉ માલ બંગાળામાં વગર જકાતે દાખલ કરવામાં આવે છે જેથી હિંદમાં બનતો માલ વેપારી બાબતમાં ઇંગ્રેજી માલ સાથે ફાવી શકતો નથી.

' Soil of ancient India! cradle of humanity, hail! hail! venerable and efficient nurse whom centuries of Brutal Invasions have not yet buried under the dust of oblivion. Hail, [illegible]

તૈયાર થયા પછી બન્ને વખતની એકંદરે જકાત-૨૦ ટકા આપવા પડતી.

ચામડું—આના ઉપર ત્રણ વખતે જુદી જુદી વખતે જકાત લેવાતી એકંદરે ૧૫ ટકા આપવી પડતી.

રૂ-રૂ ઉપર સુતરાઉ લુગડા અને તે પહેલા તો ચાર વખત જકાત આપવી પડતી. એકંદરે ૧૭½ ટકા આપવી પડતી

ઉપરની હકીકત ઉપરથી જણાશે કે હિંદનો ઇગ્લાંડ સાથે વેપાર ઇંગ્લાંડમા હિંદી માલ ઉપર ભારે જકાતથી નાશ પામ્યો અને ઈંગ્લાંડનો માલ વગર જકાતે હિંદમા દાખલ થવા પામ્યો તેથી હિંદના ભોગે ઇગ્લાંડનો વેપાર વધ્યો.

*હિંદની અંદર અંદરના ભાગનો વેપાર કસ્ટમ અને ટ્રાન્સીટથી તુટયો અને છેવટે અનિયમીત રીતે લેવાતી જકાતથી પાયમાલ થયો.*

" ટ્રાન્સીટ " સામે સખ્ત ટીકાઓ થઇ અને આખરે તે કાઢી નાંખવામાં આવી પરંતુ હિંદના વેપારની પુરેપુરી અવનતિ થઇ ત્યારેજ, પછી કાઢી નાખી કે રાખી તેતો હિંદને માટે સરખુંજ છે.

હિંદનો માલ ઇગ્લાંડ નિકાસ થતો તે વખતે ત્યાંના બારામાં લેવામાં આવતી જકાતનો કોઠો અત્રે અયોગ્ય ગણાશે નહિ.

| | ૧૮૧૨ | ૧૮૧૩ | ૧૮૩૨ |
|---|---|---|---|
| જણસ. | પો. શી. | | |
| હાથમાં રાખવાની સોટીઓ | ૬૮—૦—૦ | ૮૧—૦—૦ | ૩૦—૦—૦ |
| ચીનાઇ વાસણ. | ૧૦૬—૦—૦ | ૧૨૯—૦—૦ | ૩૦—૦—૦ |
| સુતરાઉ કાપડ. | ૨૭—૦—૦ | ૩૨—૦—૦ | ૧૦—૦—૦ |
| ઉન. | ૬૮—૦—૦ | ૮૧—૦—૦ | ૩૦—૦—૦ |
| લાખની ચીજો. | ૬૮—૦—૦ | ૮૧—૦—૦ | ૩૦—૦—૦ |
| કોકોનટ ઓઇલ. | ૬૮—૦—૦ | ૮૧—૦—૦ | ૦—૨—૬ |

( ટન ઉપર )

ઉપરના ચોકાજ આકડા ઉપરથી સમજાશે કે જે અરસામાં પોતાનો માલ હિંદમાં દાખલ કરવાનો હતો અને હિંદના વેપારને તોડવાનો હતો તે સમયમાં કેટલી બધી જકાત નાંખી હતી ૮-ઇ. સ. ૧૮૧૨ માં ૬૮ પો. ના ૮૧ પો. સુધી વધાર્યા. ચીનાઇ વાસણ ઉપર ૧૦૬ પો ના ૧૨૯ પો કરી દીધા. તેવીજ રીતે બીજી ચીજોમા જકાત વધારી એટલે જે માલ બારામા પેંસતાજ મોંઘો પડે તેનુ બજારમાં વેચાણ ક્યાંથી થાય? જ્યારે ઇંગ્લીશને લાગ્યુ કે હિંદનો વેપાર તેમને કબજે થઇ ગયો ત્યારે ઈ. સ ૧૮૩૨ માં, દેશીઓ જાણે અણસમજુ હોય તેમ સંતોષવા જકાત ઓછી કરી નાખી. પરંતુ

# ઉદ્બોધન.

પ્રજાઓ સાથે આગળ વધવાનો લક્ષ્ય રાખશે તો લેખ સફુનિત થશે



## નવનીત.



### વિશ્વધ્વનિ.

વેદાંત સોસાઇટીના સ્વામીઓદ્વારા હિંદુસ્થાનના ઉજ્વળ ભૂતકાળ વિષે હમેશા શ્રવણ કરનાર અને સત્વહીન ભારત સંતતિની હાલની વિપત્તિઓ'ને લક્ષમા લેનાર એક સહૃદયી ઉદાર ચિત્ત અમેરિકન તેના સબધમા નીચે પ્રમાણે પોતાના ઉદ્ગાર કહાડે છે —

" દુનિયાના ઇતિહાસ તરફ આપણે લક્ષ દઇને જોઇશુ તો આપણને જણાશે કે જગત્‌ના મહાન્ ફેરફાર એકદમ અવિર્ભાવ પામતા નથી, જો કે કેટલીક વખત ઉપર ઉપરથી એમ જણાય છે મહાન્ શક્તિ અને બળના પ્રત્યેક બનાવ અંતર્ગૂઢ નદીના પ્રવાહ સમાન છે કે જે પ્રવાહ દીર્ઘ કાળથી પૃથ્વીની અંદર અદૃશ્ય રીતે પોતાનું બળ એકઠું કર્યા પછી જગતને ચમકાવે એવી રીતે પૃથ્વીની સપાટીપર જુસ્સાભેર વહેવા મંડી પડે છે તેનાથી પણ વધારે, માણસના હૃદયમા ભ્રાતૃભાવના ધ્વનિનો રણકારો થઈ રહ્યો છે જેનો આપણે ફાવે તેમ ખોટો ઉપયોગ અગર અનાદર કરીએ તો પણ તે પાછો અફળાઇ આખરે વિજય પામે છે જ્યારે બીજી પણ અગત્યનો પ્રશ્ન ઘણા લોકોના મગજમા મુખ્ય વિષય તરીકે ઘુંટાય ત્યારે સર્વ હૃદયોના સંયોગ કરનાર શક્તિ, તે એકતાનો અંતર્ભાવ અથવા મનુષ્યત્વ Humanity એક હોવાનો ભાન, તે છે હિંદમા પ્રાદુર્ભાવ પામતો એ ધ્વનિજગત્‌ના કર્ણદ્વારે ક્યારનોએ અથડાવા લાગ્યો છે હાલની વસ્તુ સ્થિતિના હૃદયભેદક ધ્વનિએ હજારો'અને લાખોના કર્ણદ્વાર ભેદ્યા છે, અને જો સરકાર વાસ્તવિક રીતે ડાહી હોય તો ભારતવર્ષનુ ભવિષ્ય વધારે ઉજ્વળ સ્થિતિમા મૂકવા માટે કાંઇક પગલા લેશે કોઈ એક પ્રજા કે જે પુષ્કળ દ્રવ્ય મેળવવા ખાતરજ બીજી પ્રજાને જીતે છે અને ત્યાર પછી હરેક રીતે પોતાની મરજી પ્રમાણે તે જીતેલી પ્રજાને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તાવવાને યત્ન કરે છે તો તે તેમ કરીને પોતાની વિજય નૌબમા મોટુ ગાબડુ પાડે છે

* * * * * *

પોતાની ભવિષ્યની સંતતિ માટે ' અર્વાચીન જીત મેળવનાર ' તરીકેનો કીર્તિ સ્તંભ પાછળ મેલવાની ઇંગ્લંડને આ એક કેવી ઉમદા તક છે !—નહિ કે ભૂતકાળના દિગ્વિજય કરનારાના જેવી, જ્યારે સર્વ જે સત્તાથી તેઓ જીતાતા તેના વડે તેઓ દાસત્વને પહોચતા, પણ, ઉન્નત કરવાને, લાભ કરવાને, શિક્ષણ દેવાને, વધારે સ્વાતંત્ર્ય બક્ષવા, અને દરેક શાસ્ત્રીય રીતે વ્યવહારિક જ્ઞાતા બનવાને અને પાશ્ચિમાત્ય ભૌતિક શાસ્ત્ર અને વેપાર અને આચારના પ્રગટીકરણની આશ્ચર્યજનક ખીલવણીનો પૂર્ણના વધારે આ

Soil of ancient India! cradle of humanity, hail! hail! venerable and efficient nurse whom centuries of Brutal Invasions have not yet buried under the dust of oblivion. Hail, fat[illegible] રાખવાની સાચી ઇચ્છા હોય છે ત્યારેજ આ [illegible] પ્રેમ કરવી, અ[illegible] કોઇ પણ પ્રજાના કોઇ પણ ભાગને ઉતારી ન પાડવો, અને આપણે બધા એક ઈશ્વરના અંશ છીએ એમ અનુભવતાં જે જ્ઞાન સંપાદન થાય છે તેના જ્ઞાનના બળને માટે યોગ્ય થવું. પ્રત્યેક પરમાણુ દૈવી અંશથી ભરપૂર છે. ઘણીજ ઉંડી અનુકંપા અને સ્પૃહાની લાગણીથી અનેક હૃદયો આજે હિંદુસ્થાન તરફ વળે છે અને આશા રાખે છે કે તે પોતાના અસલના અલૌકિક સમયનું અને પોતાનાં પુત્ર પુત્રીઓથી દીર્ઘકાળ સુધી સાચવેલા ઉચ્ચ સત્યોનું ભાન ધરાવશે હે હિંદ, ત્હારા ઐક્યમાં ખલેલ પહોંચાડનારી અને ત્હને વિભક્ત કરનારી નકામી અને નજીવી બાબતો તું ભૂલી જા ! ભ્રાતૃ ભાવની લાગણી ધરાવતા ત્હારા આત્માનું જે અથાગ બળ તું ધરાવવા શક્તિમાન થઇશ તેનો તું વિચાર કર ! ન્યાત જાત ભૂલી જા, અરસ્પરસના ખોટા ભાવ ભૂલી જા, અને બાળકોની માફક ભેગા મળી સૌ પોતાની જનનીનું આવાહન કરો ! નવીન જીવનવાળું ભારત વર્ષ ઉત્થાન પામશે, પૂર્વ કાળના કરતા પણ વધારે ભવ્ય ભારત વર્ષ ઉત્થાન પામશે, અને પોતાનાથી બને તેટલું તમારા સર્વનું—ભારત ભૂમિનું શ્રેય કરવા પોતાની હૃદય લાગણી અને સામાર્થ્યનો પ્રત્યેક અંશ અર્પવાને અમેરિકાને એક લઘુભગિની થવાની અમૂલ્ય તક મળે !

ઉઠો—તમારા હાથ અને હૃદય મેળવો, અને એક તરીકે રહો ! બ્હીશો મા, કારણ કે જો સત્ય પ્રેમ તમારામા હશે તો તે દરેક વસ્તુપર જીત મેળવશે !"

( પ્રબુદ્ધ ભારત, પુ. ૧૩ નં. ૧૪૭ પર થી. )

---

## વર્તમાન વિહાર.

### બાબુ અરવિન્દ ઘોષના કીશરગંજ ખાતેના ભાષણનો સાર.

ઉત્તમ સ્વતંત્ર રાજ્ય એવું હોય છે કે જ્યારે તેના જૂદા જૂદા દરેક અંગો સ્વશક્તિ તથા સામર્થ્યથી પરિપક્વ હોય છે. અને જેટલે અંશે તેઓ સ્વાત્મ બળવાળા હોય છે તેટલેજ અંશે તેઓ અંગીતું એટલે રાજ્યનું બળ વધારવામા ઉપયોગી થઇ પડે છે. રાજ્યના દરેક નાના ગામડાઓ નાના પાયા ઉપર રાજ્ય ધરાવતા થશે તો રાજ્યના દરેક દરેક વિભાગોમાં પરસ્પર સંપ, મદદ અને પ્રેમની વૃદ્ધી થશે અને એ બધાઉપરના સંપોપરી એક મહાન રાજ્યની શ્રેષ્ટતા, તથા તેની જરૂરીઆતો ઘણીજ સહેલાઇથી પૂરી પડાશે. જ્યારે રાજ્ય તેની સ્વાભાવિક સ્થિતિમા હોય છે એટલે જ્યારે તે પોતાની અંદરથીજ વૃદ્ધિ પામે છે અને પોતાનાજ બળ ઉપર આધાર રાખે છે, ત્યારે તે પોતાના જૂદા જૂદા વિભાગોને શક્તિમાન બનાવે છે રાજ્યની અંદર સ્વતંત્ર સાનાત્ય જીવન ત્યારેજ નીકળી આવે છે. અને આજ સ્વરાજ્યને પરદેશી રાજ્ય તેનું સત્વ હરી લઇ, તેના નાના અંગોને નરમ બનાવે છે, જેથી આખું રાજ્ય બળહીન મરણ તુલ્ય થાય છે. તેટલા માટે

# ઉદ્બોધન.

સ્વરાજ્યની સંસ્થા હતી, આપણા અંદર જમીનદારો હતા, જે સ્વતંત્ર ગ્રામોના મુખ્ય રાજ્ય સાથે સાંકળ રૂપ હતા. પરદેશી રાજ્યે આપણી સ્વતંત્ર ગ્રામ સંસ્થા તોડી પાડી અને તેનો સમુળગો નાશ કર્યો, અને તેનું મુખ્ય કર્તવ્ય એ થયું કે રાજ્યના પ્રાચીન સબળ બંધારણો તોડી, તેમાંથી પોષક તત્વો એંચી લઇ જવા. તેટલા માટે સ્વરાજ્યનો આધાર ગ્રામ ઉપર છે પરંતુ એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે દરેક સ્વતંત્ર ગ્રામ બીજા સ્વતંત્ર ગ્રામો સાથે પરસ્પર એવો સંબંધ ધરાવે કે તેઓ એકજ પ્રાંતના આધાર રૂપ તથા જીવન રૂપ છે. તેરીજ રીતે દરેક સ્વતંત્ર પ્રાંતનો સંબંધ ઇલાકા સાથે અને દરેક ઇલાકાનો એક મહાન રાજ્યની સાથે સંબંધ હોવો જોઇએ. તેટલા માટે સ્વરાજ્ય ગ્રામથી આરંભાય છે.

સ્વરાજ્ય તે રાષ્ટ્રીય જાત મહેનત અને આત્મબળની રચના છે. આપણે આપણું જીવન આપણા હાથમાં લેવું, અને જે ફેરફાર કરવાનો છે તે એકદમ સંપૂર્ણ રીતે થવો જોઇએ. અડધા અડધા ઉપાયો લેવાની જરૂર નથી. કારણ રોગ અસાધ્ય છે તેટલા માટે તે રોગના ટાળવાના ઉપાય પણ મૂળથી થવા જોઇએ. આપણો ઉદ્દેશ આપણી લાંબા કાળથી બંધાયેલી પરતંત્રતા, બીકણપણું તથા અનિશ્ચિતપણું, વિગેરે ટેવોને તદન ફેરવવામાં સમાયલો છે. કેળવણી, વ્યાપાર, ઉદ્યમ, ન્યાય ખાતું, રક્ષણ તંદુરસ્તી ખાતું, એન્જીનીયરીંગ વિગેરે જાહેર કામો આપણે એક પછી એક સર્વે આપણાજ હાથમાં લેવા જોઇએ. આપણે સ્વાત્માશ્રય ખોયો છે તે ઉત્પન્ન કરવાને માટે પણ ગ્રામ સંસ્થાની જરૂર છે, કે જે આવા કામો ઉપર વિચાર કરશે તેમજ વર્તનમાં મૂકશે. ત્યાંથીજ ગ્રામ નિશાળો ઉઘાડવામાં આવશે કે જ્યાં શિષ્યો સારા શહેરી તરીકે તથા સ્વદેશાભિમાની તરીકે દીપી નીકળશે.

સાધારણ મનુષ્યોની રાજકીય સમજ શક્તિ ઉઘાડવી એ સ્વરાજ્યના બંધારણમાં બીજી અગત્યની બાબત છે. હાલના વખતમાં રાજકીય જ્ઞાનની વિદ્વાન વર્ગમાં વ્યાપારી વર્ગમાં વિગેરે જુજ વર્ગમાં જરૂર નથી. આ કામ પ્રજાનો છે. જે રાજ્યને સ્વરાજ્ય બનાવવું હોય તેણે તેની પ્રજાના દરેક લોકને રાજ્યના મહાન તત્વોમાં તથા તેના એક સામાન્ય જીવનમાં પૂર્ણ ભાગ લેવા કેળવવા જોઇએ, જેથી તે એમ જાણે કે રાજ્યની ઉન્નતિમાંજ તે ઉન્નત છે અને તેની સ્વતંત્રતામાંજ તે સ્વતંત્ર છે. આ કામ પણ ગ્રામ સંસ્થા ઉપર આધાર રાખે છે. અહીંથીજ એક, સ્વતંત્ર, નિસ્પૃહ, તેજસ્વી, સામાન્ય પ્રેમમાં જીંદગીની શરૂઆત છે. અને આજ વિદ્વાન તેમજ સામાન્ય વર્ગ ગરીબ તેમજ તવંગર વર્ગની ઐક્યતા છે. સામાન્ય વર્ગને ગ્રામથીજ રાજ્ય કેળવણી આપતા તેને સ્વરાજ્યનો ગ્રામમાંજ અનુભવ થાય, તેટલા માટે ગ્રામ સ્વરાજ, પ્રાંત સ્વરાજ, ઇલાકા સ્વરાજ વિગેરે સ્વરાજ ઉપર આધાર રાખે છે.

કેમકે સ્વરાજ્ય ઐક્ય વિના થવાનો નથી. તે ઐક્યના કાંઇ ખાસ વિચારના બનની

Soil of ancient India! cradle of humanity, hail! hail! venerable and efficient nurse whom centuries of Brutal Invasions were not yet buried under the dust of oblivion Hail, [illegible] થાય તેમાંજ તેને આરામ છે હિંદુ અને મુસલમાનમાં જુદાઈ તેણે કરાવી છે, કારણ તેજ આપણા જીવનનો ઝરો છે, તે હશેજ તો આપણે જીવીશું એવું માની લેવાને લીધેજ સ્વાર્થ પરાયણ વૃત્તિ થઈ અને દેશહિત જ્ઞાતિહિત વિગેરે ગેરાણે રહી ગયા આવા તેજમાં હિન્દુઓ પેહેલા અંજાઈ ગયા હતા અને તે વખતે મુસલમાનોને ભયથી તાબે કરવામાં આવતા હતાં હવે મુસલમાનો પરદેશી હુસરીમાં અંજાઇ ગયા છે અને તેજ આપણું તારણ કરનાર છે એમ માનીને પોતાની માતાને તજી દે છે પ્રાચીનકાળમાં આવી તરેહની અરસપરસ વર્ગીય સ્વાર્થની વિરૂદ્ધતા અને રાજા પ્રજા વચ્ચે અથડાઅથડી આટલી બધી હતી નહિ કારણ તે વખતે પ્રેમ અને પ્રેમથી ઉદ્‌ભવ પામતી અરસપરસ મદદ હતી

જમીનદાર રૈયતના સુખે સુખી અને દુઃખે દુઃખી હતા અને જો તેઓ રીબાતા તો તેનું અસ્તિત્વ પણ રહેતું નહિ તેના માટે એનો મુખ્ય વિચાર તેઓની હાજતો પૂરી પાડવા અને તેમને સુધારવા તરફ હતો તે વખતે જમીનદાર પોતાનું અસ્તિત્વ ત્યારેજ ગણતો કે જ્યારે તેને રૈયત તરફની આશીષ તથા માન આબરૂ મળતી, તેજ પ્રમાણે જમીનદાર પણ તેના ઉપરી તરફ મનની લાગણીથી જોતા અને સ્વાર્થ પરાયણતા જુલમાટ વિગેરેનો અસંભવ હતો હવે તો જ્યારે આપણા અસ્તિત્વનો આધાર પરદેશી રાજ્યજ માનીએ છીએ ત્યારે તો આપણા દેશબંધુ પ્રત્યે પ્રેમ મદદની ટેવ, અને કર્તવ્ય પરાયણતા ક્યાંથીજ રહે દરેક જણ પોતાના તરફજ જૂએ છે અને જો કાંઇ પણ આપણા ભાઇઓ માટે કરવાનું હોય તો તે રાજ્ય કરશે એમ ધારી આપણે દરકાર નથી ગણતા આ કર્તવ્ય પરાયણતા ઉત્પન્ન કરવા ગ્રામ સંસ્થાની જરૂર છે, તેથી આપણી અંદર ઉત્પન્ન થતા કંકાસ ટંટા વધારે વધતા ન હતા, તેના નાના રૂપમાંથી માંહે માંહે પંચની રીતિથી નિકાલ કરી અંત આણીશું એની પુનઃસ્થાપનાથી કોમેકોમનું અંદરનું અતડાપણું, જુદાપણું, વિગેરે નાશ પામશે અને તે આપણ સર્વેને એકતાની સાંકળે બાંધશે, અરસપરસ મદદની રીતિ ફરી ચાલુ થશે, અને આપણને ન્યાય અને રક્ષણ મળશે

તમો કોંગ્રેસના સભાસદો જેઓ આ ઠરાવ પસાર કરવા કબુલ થાઓ છો તેઓ આ ઠરાવની સઘળી અગત્યતા સમજો છો તમે બરોબર જાણો છો કે આજ સ્વરાજનું પ્રથમ પગથીઉં છે અને તમે જો આવતા વર્ષે આ ઠરાવનું વ્યવહારીક પગલું ભરેલું છે એવી સાબીતી નહિ આપશો તો સ્વરાજ્ય તમારા હોઠે છે અને હૈયે નથી એમ સિદ્ધ થશે માટે પહેલા નાના પાયા ઉપર પણ તમારો ગ્રામસંસ્થા સ્થાપવા પ્રયત્ન કરવો અને પછી ધીરે ધીરે તે વધશે અને સ્વરાજ્ય આપોઆપ પ્રગટી નીકળશે

* * * *

# ઉદ્‌બોધન.

असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय । बृहदारण्यक. १, ३, २८.
कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन । श्रीमद्भगवद्गीता. अ. २


| | | |
|---|---|---|
| पुस्तक ३. | તંત્રવાહક અને પ્રકાશક. | संवत १९६४, आषाढ शुद्ध ३. |
| अंक ३. | એક યુવક વર્ગ. | जुलाइ, १९०८. |


વિષયાનુક્રમ.





વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. ૧-૦-૦. ટપાલ ખર્ચ ૦-૪-૦.

# ઉદ્બોધન.

"પેખ ઉદયગિરિ, દૃષ્ટિ ઉંચી કરી,
"સૂર્ય ધીમે ધીમે આમ આવે."

वर्ष २ जुं.] आषाढ, १९६४ [अंक ३ जो.


## દિશાવલોકન:

**લંડન શહેરમાં ધામધૂમ.** મહાન્ બ્રીટીશ સામ્રાજ્યની રાજધાની લંડન શેહેરના ભાગ્યશાળી લોકો હમણાં એક ભવ્ય દેદીપ્યમાન મેળાની અલૌકિક મજા ભોગવવામાં ગુલતાન થઇ રહ્યા છે. ચેરીંગક્રોસ સ્ટેશન દેશ દેશાવરના લોકોને લંડનમાં દાખલ થવાના દ્વાર જેવું છે. ત્યાંથી ૨૦ મીનીટમાં પ્હોંચાય એટલે દૂર આવેલી એક એકાન્ત ૧૬૭ એકર જેટલી જમીનમાં એક વખત પાંસનાં ખેતરો અને કોબીચની વાડીઓ આવી રહેલી હતી. પણ બે વર્ષથી એ સ્થળે હજારો મનુષ્યો દિવસ અને રાત, રવીવારે પણ આરામ લીધા વગર આ ગંજાવર મેળાની તૈયારીઓ કરી રહ્યાં હતાં. શ્રાવણ મહિનામાં આપણે અહિં મેળા ભરાય છે એવો આ મેળો નથી. અકબર બાદશાહના ખુશંદ નવરોઝબઝાર પણ આ ઠાઠ આગળ કંઇ હિસાબના નથી. મહાભારતના રાજસૂયયજ્ઞ વખતના માયાવી મંડપોની રચના પણ આ મેળાના તેજ આગળ તદ્દન ઝાંખી પડી જાય છે!

**ફ્રેન્કો બ્રીટીશ પ્રદર્શન.** આ મેળો તે બે પાશ્ચાત્ય મહાન્ પ્રજાઓ ફ્રેન્ચ અને બ્રીટીશનાં રાજ્યોની રૈયતના બુદ્ધિબળ અને કળાકૌશલ્યની તુલના કરી અરસપરસ લાભ મેળવી પ્રેમમાં વૃદ્ધિ કરવાના આશયથી રચવામાં આવ્યો છે; અને એનું નામ ફ્રેન્કો બ્રીટીશ પ્રદર્શન રાખવામાં આવ્યું છે. ગયા મે મહિનાની અધવચમાં પ્રીન્સ ઓફ્ વેલ્સને હાથે એ ખુલ્લો મેલવામાં આવ્યો છે; તે ખરોબર બાર મહિના સુધી ઉઘાડો રાખવામાં આવશે.

**સફેદ મહેલોનું જાણે એક બીજું શેહેર!** જગતમાં અત્યાર સુધીમાં જે મહાન્ પ્રદર્શનો ભરવામાં આવ્યા છે તેમનાથી કોઇ પણ દરજ્જે આ પ્રદર્શન ઉતરતું ના થાય એવી ખાસ કાળજી આ મહાન્ પ્રદર્શનના યોજક ૬૦ વર્ષના મી. કીરેલ્ફીએ રાખી હતી. વનવગડાને બદલે એક બીજું શેહેરજ જાણે ઉભું કરવાનું હોય એવી તરેહની યોજનાઓ એમને કરવી પડી હતી. જેટલું જમીનની ઉપર બાંધકામ વિગેરેમાં મેહેનતનું કામ હતું તેટલુંજ જમીનની તળે પણ ખોદકામ વિગેરે કરવું પડ્યું હતું. પ્રથમ તો ગટર કામ કરવું પડ્યું તેમાં ૩૦ માઇલના વિસ્તારે જેટલાં ગટરનાં ભુંગળાં

ગોઠવવા પડયા છે ૨૦ માઇલ પાણીના નળ, ૨ા માઇલ ગેસની નળીઓ અને ૧૫ માઇલ વીજળીના તાર મૂકવા પડયા છે

મકાનોનો રંગ સફેદ દેખાય છે પણ એ બધાં લુગડાના કે લાકડાના બોડાનાં અને ગજવેલનાં બનાવવા પડયાં છે આ [illegible] પણ દિલગીરીની વાત એટલીજ છે કે મનુષ્યકૃત સૃષ્ટિનો આ સુન્દર દેખાવ માત્ર એક ક્ષણ ભંગુર સ્વપ્નાની માફક એકજ વર્ષમાં ઉડી જશે ! અને માત્ર ૧૨ મહિના પછી આજ સ્થળે પાછા આવીને જોઇશું તો આ કામચલાઉ લીલાનું નામ કે નિશાન જોવામાંએ નહિ આવે।

પ્રદર્શનનો ઉત્તમ ભાગ તે સભાસ્થાનનો દરબારી મહેલ છે એનું નામ કૉર્ટ ઑફ ઑનર રાખવામાં આવ્યું છે આ મેહેલની આસપાસ ન્હાના ન્હાના જળપ્રોધ અને સુંદર તળાવ શોભી રહ્યા છે

કૉર્ટ ઑફ ઑનર

આની આજુબાજુ ચારે તરફ હિન્દુસ્તાનની બાંધણીના ઘાટના નવી નવી ઢબના મનોહર મકાનો છે આપણા દેશની વસ્તુઓ જે મેહેલમાં ગોઠવવામાં આવી છે તેની બાંધણી 'ઇંડો સરસેનીક' ઘાટની રાખવામાં આવી છે અને એની કોતરણીને મળતી આવે છે અંદર પેસવાનો દરવાજો લાહોર કળાભુવનના વિદ્યાર્થી મી ફીરોઝુદીન જેવો હાલ વધુ અભ્યાસ સારૂ લંડનમાં રહે છે એમણે બહુ ઉત્તમ રીતે મુસલમાની ઢબ પ્રમાણે શણગાર્યો છે

હિન્દુસ્તાનની કારીગરીના નમુના

મુખ્ય દરવાજાની બને બાજુએ મિનારા અને અમૃતસરના સુન્દર ગાલીચા લટકાવી દીધા છે દરવાજામાં પેસતાં જમણી બાજુએ મુંબઇ હુન્નરશાળામાંથી મોકલેલું એક ઉત્તમ કારીગરીના નમુના રૂપ દ્વાર આપણી આંખોને પ્રથમજ દૃષ્ટિએ પડે છે એની સામી બાજુએ પણ એજ સુનદની હુન્નરશાળામાંથી આવેલું બીજું એક દ્વાર છે તે એક બાજુ ત્રાંબાનું અને બીજી બાજુથી એલ્યુમીનીયમનું બનાવેલું છે એની જોડાજોડ મદ્રાસ હુન્નરશાળાનું પણ ત્રાંબાનું સુંદર કામ જોવામાં આવે છે !

અંદર મીરઝાપુરની કારીગરીના નમુના તથા બંગાળાના ગામડાંમાં અને ખેતરોમાં માણસો કેવી રીતે જીવન ગાળે છે તે આબેહૂબ બતાવવામાં આવે છે એક મ્હોટા કમરામાં હિન્દુસ્તાનની શિલ્પકળાના જુદીજુદી જાતના નમુના રજુ થયા છે તેના ૧૩ વિભાગ છે તે બધામાં પથ્થર ઉપર કેવું જુદી જુદી તરેહનું બારીક કોતરકામ થઇ શકે છે તે બહુ ઉત્તમ રીતે બતાવવામાં આવ્યું છે બરમાની સરકાર તરફથી બરમાનું સુંદર રૂપા ઉપરનું કોતરકામ મોકલવામાં આવ્યું છે કાશ્મિરથી ત્યાંના દરબાર મારફતે શ્રીનગરની હુન્નરશાળાવાળા ડા મીત્રએ પસંદ કરેલા ઉદ્યોગ હુન્નરના નમુનાઓને સારૂ મ્હોટી જગા અનામત રાખી છે એ સામાન હજી ત્યાં જઇ પહોંચ્યો નથી એ વિભાગમાં રેશમ નું છે

જાત ન્હાના જુદાજુદા સુંદર દેખાવ પ લાગે સ્થળે ગોઠવ્યા છે તે બરફથી ઢંકાએલા

આસામના ચ્હાના બગીચામાં ઉગતા જુદીજુદી જાતના બધા મળીને ૬૦૦ નમુનાઓ ત્યાં ગોઠવ્યા છે. તેમ સીલોનની ચ્હા પણ ત્યાં નજરે પડે છે. આ ચ્હા વેચવાની ત્યાં ગોઠવણ નહિ થઇ શકી હોવાથી લીપ્ટને એનીજ જોડે હિંદુસ્તાનની આ બધી ચ્હાઓ વેચવાની દુકાન ખોલી છે. ગયાં વીસ વર્ષથી ચ્હાના પાકમાં જેજે સુધારો વધારો થયો છે તે પણ સમજી શકાય એવી એક યુક્તિ ત્યાં કરેલી છે. આ ઉપરાંત ચ્હાના એક આખા બગીચાનો દેખાવ ત્યાં રજુ કર્યો છે. તેમાં ઉગેલી ચ્હાના છોડ, કુલી લોકો, ટોપલીઓ એ બધું ગોઠવી વિલાયતના લોકોને તદ્દન નવી વાતો સમજાવી ખુશ કરવાની ધારણા રાખી છે.

આ ભૂશીને આગળ જતાં મી. બેરામજી કરશેદજીના જવાહિરના સુંદર ભંડાર જોતા જોતા મદ્રાસનાં ચામડાંની બનાવટો આગળ જઇ પ્હોંચીએ છીએ. ત્યાંના મી. ચેટરીને આ બધો માલ પ્રદર્શનમાં મોકલ્યો છે. એમાં ચામડાંને કેળવીને રંગ ચ્હડાવવામાં મદ્રાસીઓએ જે પ્રવીણતા પ્રાપ્ત કરી છે તે બરાબર જોઇ શકાય છે. ગુણપાટના નમુના કલકત્તેથી આવ્યા છે. એ સ્થળની પાછળ પાછો બંગાળાના ગામડાંનો સુંદર દેખાવ બતાવવામાં આવ્યો છે. વળી આગળ જતાં સાગ સીસમનાં લાકડાં જોવામાં આવે છે. એની મજબુતી વજન વિગેરે બધું સમજી શકાય એવી રીતે એમની ગોઠવણી કરી છે.

મુંબઇ ઇલાકાના કપાસનાં ખેતરોનો કાપણી વખતનો દેખાવ મંડપની ડાબી બાજુએથી શરૂ થાય છે. તે તદ્દન આબેહુબ ખરાંજ ખેતરો જેવો લાગે છે. એની આગળ એ સુતરમાંથી બનતી અનેક તરેહની વણાટની ચીજો આગળજ મૂકવામાં આવી છે. એની આગળના ખંડમાં આ દેશની કાચી ધાતુઓ, તેલનાં બીઆં, રેસાવાળા છોડ વિગેરે ગોઠવાયાં છે. આ રીતે હિંદુસ્તાનની બની શકી એટલી બધીજ વસ્તુઓ આ પ્રદર્શનમાં રજુ થઇ છે. આ બધાથી આપણા દેશનું શું દળદર ફીટાવવાનું છે તેતો સમજાતું નથી. ઉલટો વ્હેમ એમ જાય છે કે આ બધું પૂર્ણ વિગતવાર એ વણીક બુદ્ધિવાળી પ્રજાઓના જોવાઇ ગયા પછી હજી કંઇ આપણું રહ્યું સહ્યું સત્વ લુંટાઇ તો નહી જાય !

પણ પ્રદર્શન જોતાં જોતાં આ આપણા દુઃખમાં વધારે દોરઇ જવાની હાલ જરૂર નથી. હિન્દુસ્તાનની વસ્તુઓ કરતાં બીજું ઘણું ઘણું જોવાનું હજી બાકી છે.

પ્રદર્શનનો ઉત્તમમાં ઉત્તમ ભાગ તે 'કોર્ટ ઓફ ઓનર' ઉપર હલો છે એનાથી બીજે નંબરે રમતગમતના અખાડાનો મ્હેલ આવે છે. એમાં અનેક તરેહની સરસેર રમવાની ગોઠવણ છે. એમાં હરિયાળી લીલોતરી વાળાં મેદાનો બનાવવામાં આવ્યાં છે; પગથીઓ પાડી છે; ન્હાનાં ન્હાનાં તળાવો કર્યાં છે; એમાં તરવાની સરતો થવાની છે. ઉંડે સુધી ડુબકી મારનારાઓની પરીક્ષા કરવાની છે ને એમને માટે આ સ્થળે ખાસ ઇનામો કઢાવવામાં આવ્યાં છે. કહે છે કે રમત ગમતોની આવી સરસ યોજના અત્યાર સુધીનાં કોઇ પણ પ્રદર્શનમાં જોવામાં આવી નથી.

રમત ગમતોનો વિભાગ

કળાકૌશલ્યનો સંગ્રહ જે સ્થળે કરવામાં આવ્યો છે એ ખંડનો વીમો રૂ. ૭૫૦૦૦૦૦ નો ઉતરાવ્યો છે. અહીંઆં જે વસ્તુઓ મૂકવામાં આવી છે તે એવી તરેહ તરેહવારની છે કે એવી ચીજો વિલાયતના લોકોએ પહેલાં કદી જોઇ નહીં હોય !

કળાકૌશલ્યનો સંગ્રહ

આખા પ્રદર્શનમા બધા મળીને આવા આના ૨૦ મેહેલો છે એ તૈયાર કરતી વ ખતે "પ્લાન" વિગેરે દોરવામા તથા બાધકામ કરતી વખતે વિલાયત અને ફ્રાન્સ બન્ને દેશના ઉત્તમોત્તમ ઇજનેરોએ ઘણી મદદ કરી છે

પ્રદર્શનમાં ખરી મઝાહ ઝરણાની અને નહાની નહેરોની છે એમાં ઠરઠ ની ન્હાની વીજળીક બળથી ચાલતી અનેક વિહાર નૌકાઓ પ્રેક્ષકોને આમ ઝરણો અને નદીઓ તેમ ફેરવી ખુબ રહેર કરાવે છે

**ફ્રાન્સેસહોલ**

"ફ્રાન્સેસ હોલ" નામનો એક ભવ્ય સભાસ્થાન ઉભુ કરવામા આવ્યુ છે એમા દેશવિદેશની પરિષદો મળશે પ્રદર્શન, રાજકીય વ્યાપારિક ઉદ્યોગિક અને વિજ્ઞાનિક દરેક વિષયમા સાહાયભૂત નીવડે એવી દરેક ગોઠવણ કરવામા આવી છે

**પ્રદર્શનની સંપુર્ણતા**

આખુ પ્રદર્શન જોતાં એમ લાગે છે કે મનુષ્યને ઉપયોગી એવી દરેકે દરેક બાબતનો આ પ્રદર્શનમા સમાવેશ થયો છે અને જુદા જુદા વિભાગો ની, વ્યવસ્થા કરવા જે યોગ્ય યોગ્ય આસામીઓને મૂકવામાં આવ્યા છે તેમની તે કામ ઉપરની લાયકાત નિર્વિવાદ છે

નવી નવી શોધોના સગ્રહ, સાયાકામનો મેહેલ સ્ત્રીઓના હાથથી રચાયેલા કામો, કેળવણી આપનાના સાહિત્ય, ખેતીવાડીની ચીજો, સંસ્થાનોને માટે કહાડેલી ભવ્ય કુંજ ગલીઓ અને સુન્દર બાગબગીચા આ બધુ એટલુ આકર્ષક અને મોહક બન્યુ છે કે લાખો લોકો એ પ્રદર્શન જોવા ઉતરી પડશે.

**પ્રદર્શનની વિશાળતા**

અદર ૧૦ લાખ માણસ ફરતુ હોય તોપણ ભાગ્યે થોડી જગા રેહે એટલી એની વિશાળતા છે અદર ન્હાની આગગાડીઓ અને મોટરગાડીઓ દોડતી રહેવાની તે દ્વારા એક કલાકમા ૭૫૦૦૦ માણસ ફરીવળે એવી ગણત્રી કરવામા આવી છે

**મોજમઝાની ગોઠવણ**

બુદ્ધિશાળી લોકોને શીખવાનુ આમા જેટલુ છે એટલુંજ મોજ મઝાના શોખીન રહેલાણીઓને ગમે એવુ પણ ઘણું છે ગામડાના દેખાવો ઇલીઝા બેથ રાણીના વખતનુ લડન શેહેર એ બધી રચનાઓ એવાઓને માટે છે અદર હોટેલો, આશ્રમસ્થાનો લતામંડપો, કુંજ નિકુંજો વિગેરેની ખોટ નથી પણ એ બધાથી વધે એવી ફ્રેનેશ્યન રેલ્વેની મઝાહ છે એની પા છળ ૩૦૦૦૦૦ રૂપીઆ ખર્ચ્યા છે

**શિકારીઓ તથા નિશાનબાજોના શોખ**

નિશાન બાજોને માટે સસલા દોડાવવાના નથી પણ એક અજાયબ તરેહની બોટ રાખી છે, તે વારે ઘડીએ પાણીમાં ડુબકીઓ મારશે ને ઉપર તરશે એની ઉપર નિશાનબાજી અજમાવવાને દમ હોય તો એને આવડુ નિશાન થાકેના એવો હોય તે મારી જાય એવી જાહેર ખબરો આપવામાં આવી છે

એક મનોહર સ્થળે નાના પ્રકારના સુન્દર વાજીંત્રો મધુર ગીતો ગાઈ પ્રેક્ષકોને દિવ્ય સૃષ્ટિમાં ખેંચી જાય છે પરંતુ જોનારને ખરેખરો આનન્દ સન્ધ્યા કાળ પછી છે એ વખતે ખુશનુમા ફુલ વાડીઓમા સુશોભીત મા

મધુર વાજીંત્રો

યવી રાજ મેહેલોની [illegible] પુરૂષો હાથમા હથ ધાલીને નાના પ્રકારની વિનોદ વાર્તા કરતા પ્રદર્શનની મઝા લેતા ઝુલતા ઝુલતાં રોગામધ ચાલ્યાં જાય છે ! આસપાસ દેદીપ્યમાન વીજળીની રોશનીથી ઝગઝગી રહેલા રંગરંગીન ફુવારા ઉડી રહ્યા છે ! જળ ધોધના પાણી ચળકચળક થાય છે ! આ વખતે જોનાર ધમાચકડીવાળા ધંધાધાગીઆ લંડન શેહેરમાં છે એ વાતજ ભુલી જાય છે અને જાણે તે અલકાપૂરીમા કે સ્વર્ગના નંદનવનમાંજ ફરતો હોય એવુ તેને ઘડીભર લાગે છે !

આપણી સ્થિતિ

દુનિયાની મહાન્ પ્રજાઓની સરખામણીમા આપણે કેટલામે નબરે આવીયે એવા છીએ, એ બરાબર સમજવાને સારૂ આવી આવી અનેક બાબતોમા આપણે યુરોપ અમેરિકાની આગળ વધેલી પ્રજાઓ શું શું કરી રહી છે, તે ધ્યાનપૂર્વક જોતા રહેવાની જરૂર છે

આપણી નેશનલ કોન્ગ્રેસે યોજેલા હિન્દુસ્થાનના ઉદ્યોગ હુન્નરના પ્રદર્શનો આ પ્રદર્શન આગળ ન્હાના બચ્ચાં જેવા લાગે છે પણ એથી નાસીપાસ થવાનુ કંઈ કારણ નથી અથાગ શ્રમ કરી સ્વાર્થનો અનેક બાબતોમાં ભોગ આપતા આપતા સ્વદેશ સેવામા મડ્યાને મડ્યા રહીશું તો ધીમે ધીમે આપણે પણ ઘણું કરી શકીશું.

હિન્દવાસીઓ ! સ્વદેશ બાંધવો ! લંડન વાસીઓના આ સુખની અદેખાઇ કરવાનું આપણને કંઇ કારણ નથી ખરી વાત છે કે હાલમાં આપણા દેશમા તો આપણા સ્વદેશપ્રેમી લાલા લજપતરાય અને બીજા દેશ ભક્તો દુકાળીઆઓનુ પ્રદર્શન કરે છે ! કાળ મરકી ચોતરફથી મડદાંના ઢગલા એકઠા કરી રહી છે ચારે દિશાએથી દુ:ખના ભૂખના પોકાર પડી રહ્યા છે છાપાના, જાહેર સભાઓના અને જાપતાના એવા અનેક કાયદા પસાર થાય છે વધારાની જાપતાની પોલીસ કેટલેક સ્થળે બંદોબસ્ત સારૂ ગોઠવાઇ છે રાજદ્રોહ ઉશ્કેરણી વિગેરે તોહમતો મૂકાઇને મુંબઇ, કલકત્તા, મદ્રાસ વિગેરે સ્થળે કોર્ટોમા કામ ચાલી રહ્યા છે. આવા આવાં કારણો સર આપણા મન ઉદ્વેગમા છે છતા દુ:ખી કાયર નહીં બની આપણે નિશ્ચય કર્યો છે કે " દેશને ઉન્નત કરીશુ " કોઇની સાહાય્ય વગર સ્વાશ્રયથી આત્મબળથી દેશને " સમૃદ્ધિવાન નીતિવાન બનાવીશુ " દેશબાંધવોના શરીર, મન, અંતઃકરણ બધુ ઉન્નત થશે દેશ આ સ્થિતિમા નહીજ રહે અને એક વખત એવો આવશે કે જ્યારે લંડન જેવા તો શુ પણ એથીએ વધારે ભપકાદાર પ્રદર્શન ભરી આપણા દેશ બાંધવોને સર્વ વાતે ઉન્નત દશામા મગ્ન થતા જોઇશું

" એક દીન એવો આવશે, જ્યારે અમી ઝરણો ઝરતા પૃથ્વિનેય પખાળશે

* * * * *

આ દુ:ખને ભુખના પડે પોકાર ચારે દિશથી,
ત્યાંયે મંગળગીતના ધ્વનિ મંદ મધુરા ચાલશે
એક દીન એવો આવશે

મરૂદેશના જેવી ઉજડ ભુમિ સર્વ ભારતવર્ષની,
ફળ ફુલથી લચી સુંદરી સમ એકવી અહીં મ્હાલશે "
એક દીન એવો આવશે.

# કવિ અને સ્વતંત્રતા.

કવિ— સ્વતંત્રતા ! ક્યાં તુજ જન્મ ભૂમિ ?
કહે માત ! હે યૌવનપૂર્ણ દેવી !

સ્વતંત્રતા— જ્યાં પ્રાણ અર્પે વીર દેશ અર્થે,
તે ધૂલિમાં હું લઉં જન્મ પ્રીતે.

કવિ— સ્વતંત્રતા ! ક્યાં તુજ વાસ વ્હાલી ?
સદા ઠરે જ્યાં તુજ ચિત્ત મ્હાલી.

સ્વતંત્રતા— જે જે હૃદે ચચળ રક્ત વ્હેતું,
તે તે નિવાસ સ્થલ જાણી લે તું. ૨

કવિ— સ્વતંત્રતા ! હે જનહિત માત !
કહે કોણ પૂરે તુજ સર્વ આશ ?

સ્વતંત્રતા— વેગે પળે જે જન હિત સાથ,
તે કાળ પૂરે મુજ સર્વ આશ ૩

કવિ— સ્વતંત્રતા ! ક્યા તુજ શક્તિ મૂળ ?
હે માનિનિ ! વાચ્યું, યથાર્થ બોલ.

સ્વતંત્રતા— જે જે પ્રજા પીડક લોક લાખ,
દુષ્કર્મ તેના મુજ શક્તિ મૂળ ૪

કવિ— સ્વતંત્રતા ! નિર્ભયતાથી ક્યાં રહે ?
વંદું તને ચંચળવૃત્તિ તે કહે

સ્વતંત્રતા— જ્યાં ભેદ વિરોધ ન લેશ ભાસે,
ત્યાં છે સદા નિર્ભય વાસ મ્હારે ૫

કવિ— સ્વતંત્રતા ! કહે, તુજ ક્યાં મહિમા
હે માત ! કલ્યાણી ! ક્હો પ્રજામાં ?

સ્વતંત્રતા— સામ્રાજ્ય જ્યાં ઐક્યનું, શાંતતાનું,
વ્યાપ્યો મહિમા તહિં મુજ બાપુ ! ૬

# कालीस्तोत्रम्.

मन्दाक्रान्तावृत्तम्.

संदीप्तेन प्रगुणमहसा शक्तिखड्गेन दस्यान्
रक्तालिप्तान् रणभुवि सदा घोरहुङ्कारभीतान् ।
वन्दे कालीं मुनयरहितान् देवशत्रून् बलिष्ठान्
कृन्तन्तीं त्वां बहुबलयुता भीषणां रक्तनेत्राम् ॥ १ ॥

देवादीनां सुखचयविनाशे च उद्योगशाली
दुष्टाचारो महिषवदनो राक्षसः सम्बभूव ।
वेगेन त्वं सदयहृदया पर्वतभायदेहं
संहृत्यैनं सकलजगतः पूजनीयासि जाता ॥ २ ॥

आकर्ण्याग्रे घनवनपतेः कूजितं दीर्घदीर्घं
शैले वृद्धं करिवरगणा भीतभीता द्रवन्ति ।
श्रुत्वा धीरं रिपुमदहरं सिंहनादं तथा ते
क्षुद्राः सर्वे समरविमुखा दैत्यनाथा भवन्ति ॥ ३ ॥

पुण्याः सन्तः परहितरता वङ्गदेशोद्भवा ये
भूमेरस्याः समुदयकृते सयतन्ते सदैव ।
गङ्गातीरे रुचिरधवले मन्दिरे सुन्दरे ते
वीक्षन्ते त्वा विमलहृदयाः पापदुर्लक्ष्यमूर्तिम् ॥ ४ ॥

अस्त्रज्वालास्फुरदनलभाव्यस्तपीनान्धकारं
दिक्षु व्याप्तं निविडतिमिरं भारतस्याद्य भिन्त्स्व ।
संनद्धा त्वं न भवसि यदा भक्तसंरक्षणार्थं
शक्ष्यत्यस्मान् सुखयितुमहो किं तपस्वी महेशः ॥ ५ ॥

सन्त्येवान्ये मसृणहृदया देवदेवाः सुशांताः
पादाघातो भृगुमुनिकृतो यैः प्रसादोऽनिवार्य ॥
श्रद्धा तस्मान् मम तु महती भक्तियुक्ता भवत्या
मायामस्ते सुदृढशरण शौर्यमस्मासु सिञ्च ॥ ६ ॥

कालीस्तोत्रं पठति पुरुषो यः मतापमणीतं
गात्रं तस्य प्रभवति रिपुर्न प्रहर्तुं करालः ।
स्तोतॄणां तदहतु दुरितं हन्तु चालस्यदोषं
सुखावस्थामिह दिशतु चात्यन्तमोक्षं परत्र ॥ ७ ॥

---

# સર એઝેક ન્યુટન.

સર એઝેક ન્યુટન એવા નામથી જગતમાં પ્રખ્યાતિ પામેલા મહાન ગણિત શાસ્ત્રીનો જન્મ, જે સંવત્સરમાં ગેલિલિયોનો સ્વર્ગવાસ થયો તેજ વર્ષમાં એટલે ઇસવીસન્ ૧૬૪૨ મા થયો. કુદરતના મનમાં જાણે એવો વિચાર ન હોય કે પૃથ્વીમાં એક મહાન ગણિત શાસ્ત્રીનો અભાવ એક વર્ષને માટે પણ રહેવા ન દેવો. લીન્કનશાયરમાં આવેલ વુલ્સથોર્પ નામના ગામડામાં ન્યુટનના બાપ ન્હોતા અને વંશપરંપરાગત જમીનની ખેડ કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા. બાર વર્ષની ઉમ્મરે ન્યુટનને ગ્રાન્થામની વ્યાકરણશાળામાં મોકલવામાં આવ્યો. ત્યાં તેની અલૌકીક બુદ્ધિ અને યંત્રો બનાવવામાં સંપૂર્ણ પ્રવીણતા બધાના જાણવામાં આવી. બીજા છોકરાઓ સાથ રમ્યું ફંટી અને યંત્રોના નમુના બનાવતા હતા ત્યારે તેણે પાણીની મદદથી કામ કરતું એક ઘટિકા યંત્ર (ઘડીયાળ) બનાવ્યું.

નિશાળમાંથી ઉઠાડી મુક્યા પછી ન્યુટનના માબાપે તેને ખેતરમાં કામ સોંપવા માંડ્યું. પણ ન્યુટન વિદ્યા દેવીનો એવો ચુસ્ત ઉપાસક હતો કે ખેતરમાં કોઇ વૃક્ષના ઝાડ નીચે બેસી પોતાનું પુસ્તક વાંચ્યા જ કરતો. કંઇ વેચાણ કરવા શેહેરમાં મોકલવામાં આવે તો ત્યાં તે ગણિતના હિસાબ ગણતો અને તેની સાથે ગયેલો વૃદ્ધ નોકર પોતાની મરજી મુજબ વેચાણ કરતો. છોકરાને વિદ્યાભ્યાસ ઉપર આવો અનિવાર્ય પ્રેમ છે એવું જાણવાથી તેની માતાને ચિંતા થઇ તેણીએ તુરત તેને કેમ્બ્રીજ મોકલવાની ગોઠવણ કરી. ન્યુટન ટ્રીનીટી કોલેજમાં ઇસ્વીસન ૧૬૬૧ ના જુન માસની પાંચમી તારીખે દાખલ થયો ત્યાં તેણે તર્ક શાસ્ત્ર તેજો-વિજ્ઞાન-શાસ્ત્ર અને અનંતશ્રેઢી શાસ્ત્ર ( $૧+\frac{૧}{૨}+\frac{૧}{૩}+\frac{૧}{૪}+\cdots$ એ પ્રમાણે અંત વિના એક પછી એક સંખ્યાઓ જે અમુક નિયમ પ્રમાણે વધે છે અથવા ઘટે છે તેવી સઘળી સંખ્યાઓના સરવાળાઓનું પ્રતિપાદન જે શાસ્ત્રમાં થાય છે તેને અનંત શ્રેઢી શાસ્ત્ર કહે છે) આદિ શાસ્ત્રોનો અભ્યાસ શરૂઆતમાં કર્યો. પછી ડેકાર્ટ નામના ફ્રેંચ ગણિત શાસ્ત્રી જેણે તત્વજ્ઞાનમાં પણ પુસ્તકો લખ્યા છે અને જે સાકારણ ભૂમિતિ શાસ્ત્રનો ( Analytical geometry ) મુખ્ય ઉત્પાદક છે, તેના ભૂમિતિ શાસ્ત્રનો અભ્યાસ કર્યો. તેજો—વિજ્ઞાન શાસ્ત્રમાં ત્રિકોણાકૃતિ ઉપર એક સરખી રીતે બનાવેલા એક ન્હાના સ્તંભ ની મદદથી (triangular prism) તેજના સાત ભાગ કર્યા અને તેવી આકૃતિએ ને બરોબર ગોઠવી સૂર્ય-તેજના સાત ભાગ ભીંત ઉપર સ્પષ્ટ રીતે બતાવ્યા.

૧૬૬૫ મા ભારે મરકી ફાટી નીકળવાથી તે ઘેર ગયો; અને ત્યાં તેણે પોતાનો અભ્યાસ જારૂ રાખ્યો. એક વખતે બાગમાં બેઠો હતો ત્યારે ઝાડ ઉપરથી એક ફળ નીચે પડતું જોયું તેના ઉપર વિચાર કરતા કરતાં ગુરૂત્વાકર્ષણનો નિયમ જે ભારતવર્ષના મહાન ગણિત શાસ્ત્રી ભાસ્કરાચાર્યે તેના પેહેલાં આશરે પાંચસે વર્ષ ઉપર શોધી કહાડ્યો હતો તે નિયમનું તેને ભાન થયું. ગુરૂત્વાકર્ષણના નિયમના આધારે ખગોળમાં જણાતા જણાતા કેટલા દેખાવો જેને માટે સમજુત આપવી તે વખત સુધી કેવળ અશક્ય હતી

તેની ઘણીજ સહેલી રીતે તે સમજુત આપી શક્યો. ન્યુટને ખોળી કહાડેલા ગતિના ત્રણ નિયમો ઉપર આખા ગતિ શાસ્ત્રનો આધાર છે; અને ગતિ શાસ્ત્રના આધારે જ ખગોળ શાસ્ત્રનો અભ્યાસ થયેલો છે. ન્યુટનના ગતિના ત્રણ નિયમો દરેક શાસ્ત્રમાં એટલી અગત્ય ધરાવે છે કે તેને અત્રે જણાવવા નિરૂપયોગી નહિ ગણાય.

૧. કોઇ પણ સ્થિર અથવા ગતિમાન વસ્તુ પોતાની સ્થિરતાની અથવા ગતિમત્તાની સ્થિતિનો બાહ્યબલના અભાવે ત્યાગ નહી કરે

૨. ગતિમાં ફેરફાર, પ્રયુકતબલ (impressed force) ના પ્રમાણમાંજ થાય છે અને જે દિશામાં બલ પ્રવર્તે છે તેજ દિશામાં થાય છે.

૩. આઘાત અને પ્રત્યાઘાત સરખાજ હોય છે, અને સામસામી દિશામાં પ્રવૃત્ત થાય છે.

આ પ્રમાણે ન્યુટને પોતાની શોધક શક્તિનો શુભ ઉપયોગ કરવા માંડયો. શરૂઆતમાં તેને પૈસાની બાબત ઘણી અગવડો ભોગવવી પડતી. કારણ કે તેની જાગીરથી ફકત તેની માનુંજ પોષણ થઈ શકતું અને અધ્યાપક તરીકે તેને જુજ પગાર મલતો. ન્યુટનને પોતાની જાત માટે ધનની ઝાઝી જરૂર પડતી નહીં. પણ જ્યારે પુસ્તકો અને યંત્રો ખરીદ કરવા માટે પુરતા પૈસા તેને ન મલી શકતા ત્યારે તે કંટાળતો; પણ તેની મેહેનત બધાના જાણવામાં આવતાં તેના ઉપર ઇનામોનો વરસાદ વર્ષવા લાગ્યો. રાજ્ય તરફથી પણ ૧૭૦૧ ની સાલમાં તેને ટકશાળનો અધિપતિ બનાવવામાં આવ્યો જે અધિકાર તેણે પોતાના મૃત્યુપર્યંત ભોગવ્યો

ન્યુટન ગણિતના હિસાબ ગણતાં એટલો બધો વિચાર મસ્ત થઇ જતો કે તેને બાહ્ય વ્યવહારનું કોઇ પણ પ્રકારનું ભાન રહેતું નહીં. આ ઉપર એક ન્હાની વાત કહેવામાં આવે છે એક વખતે ન્યુટનની સ્ત્રીએ ન્યુટનને ઘડિઆળ અને ઇંડું આપી કહ્યું કે અમુક વખત સુધી આ ઈંડાને ઉકળતા પાણીમાં નાખી બહાર કહાડી લેજો પણ ન્યુટને ઈંડાને બદલે ઘડીઆળને ઉકળતા પાણીમાં નાંખી ઘડિયાળની માફક ઈંડાને ઝાલી જોવા લાગ્યો. માણસ આવો વિચારલીન થાય ત્યારે જ નવીન શોધો કરવા શક્તિમાન્ થાય છે. ૮૪ વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવી ૧૬૩૭ ની સાલમાં ન્યુટને આ અસાર સંસારનો ત્યાગ કરી પરલોક વાસ કર્યો.

ન્યુટનમાં અલૌકિક બુદ્ધિ હતી, એ નિર્વિવાદ છે. પણ અલૌકિક બુદ્ધિવાળાઓને પણ તેના ચરિત્રનો અભ્યાસ કર્યાથી ઘણો ફાયદો થવાનો સંભવ છે. તેના ચરિત્ર ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે સતત ઉદ્યોગ વિના અલૌકિક બુદ્ધિ કદા ઉપયોગમાં આવતી નથી. બુદ્ધિ સાથે ઉદ્યોગ મળે ત્યારેજ શ્રેષ્ટ પરિણામ આવી શકે છે. ન્યુટન નીમકહલાલ ડાહ્યો અને સંતોષી હતો. તેનામાં એટલો બધો વિનય હતો કે પોતના કાર્યો વિષે કોઇપણ વખતે ગર્વ ન કરતો. આટલી શોધો કર્યા છતાં જ્ઞાનની અગાધતા વિષે એક વખત નીચે પ્રમાણે ઉદ્ગારો કહાડ્યા હતાઃ—"I am merely a child picking up pebbles from the shore, while the great ocean of truth lies unexplored be-

વાત્સલ્યસંગત માબાપની જબરજસ્ત લાગણી દર્શાવે છે. પછી તે લાગણી સારી હો ખોટી; અને માબાપની છોકરા તરફ વાત્સલ્યસંગત અને તેમનો દરરોજનો વ્યવહાર, જેમ આવી ઉર્મિઓ બદલાતી જાય છે તેમ તેમ બદલાય છે.

અથવા જો આવેશને અનુસરવાની સાથે કંઇક [illegible] કે ધારેલું પાળવ આવે છે તો તે મત બાપદાદાના વખતથી ચાલતા આવેલા હોય છે કે બાળપણનાં સ્મરણથી સૂચિત હોય છે. કેટલેક સ્થાને તો માબાપ બીજા નોકર ચાકર જે પ્રમાણે વર્તે ઉછેરે છે તેમના વ્યવહારનું અનુકરણ કરે છે. નોકર ચાકરની વ્યવહારરીતિ યો ચિત બુદ્ધિયુક્ત હોતી નથી; પરંતુ કેવળ અજ્ઞાનમય હોય છે.

આવી સ્થિતિ તરતજ કંઇ બદલાય નહિ. મોટો સુધારો થઇ શકે તે પહેલાં અમુક વર્ષો વીતવાં જોઇએ. રાજકીય બંધારણની માફક કેળવણીનાં બંધારણ પણ ક બનાવ્યાં બનતાં નથી. પણ તે તો સમય વીત્યે ખીલે છે. અને વળી થોડા સમય સુધી તો તેનો પ્રસાર અગોચર હોય છે. પરંતુ દરેક જાતના સુધારા તો ધીમાજ હોય છે. વ સુધારાપરથી સાધનની ઉપયોગીતા સાબીત થઇ શકે છે, અને આ સાધનવિષેજ વિ હોય છે.

લોર્ડ પામર્સ્ટન કહે છે કે સર્વ બાળકો સારાં જન્મે છે. અથવા તો તેનાથી ઉલ જે કહેવાય છે કે ચાલાકી પૂર્ણ રીતિથી બાળકોને જેવાં બનાવવાં હોય તેવાં બનાવી શકાય આવા આવા વિચારોને આ સ્થળે આપણે ગણીશું નહિ. આપણે તો એમજ માનીશું ડાહી વ્યવસ્થાથી જો કે કુદરતી ખામીઓ નિર્મૂળ કરી શકાય નહિ; પણ ઘણી નિર્બળ કરી શકાય તો ખરી.

કેળવણીની સંપૂર્ણ પદ્ધતિથી નવીન યુગની પ્રજા ઉત્પન્ન કરી શકાય તે તો શેલીએ કવિતામાં લખ્યું છે તેના જેવું થાય ! શેલી કહે છે કે જો મનુષ્ય જાતિ તેમની જુની સંસ્થાઓ અને વહેમ મૂકી દે તો દુનિયામાંના દુર્ગુણ ઘણાખરા જતા રહે ! પેઉ વિચાર વિહાર વગર માનુષી વ્યવહારનો અભ્યાસ કરનારને અમાન્ય લાગે !

આમ હોવા છતાં જે ઘણી ઉમેદ ભરી આશાઓ રાખે છે તેમના પક્ષમાં આપણે બળીશું. ઉત્સાહ, ઝનુની અવસ્થામાં પણ ઘણી ઉપયોગી ફલપ્રદ શક્તિ છે. સ્પષ્ટ છે કે ઉત્સાહી પોલીટીશીયન જો એમ માનતા હોય કે જે સુધારા માટે તે લડાઇ કરે છે તે સુધારા નિરર્થક છે, તો જે પ્રયત્ન તેઓ આદરે છે તે આદરે જ નહિ; અને જે સ્વાર્થ સમર્પે છે તે સમર્પે જ નહિ. નીશો ઘણું સાંસર્ગિક દુર્ગુણોનું મૂળ છે, એમ જો સંપૂર્ણ ખાત્રી ન હોય તો મદ્યપાન નિષેધના હિમાયતીઓ ઘણા ઓછા બળથી કામ કરે. બીજી બાબતો પ્રમાણે પરોપકાર અથવા તો પરદુઃખભંજનપણામાં પણ કાર્યે વિભાગથી અનેક ફાયદા નીપજી શકે. અને કાર્ય વિભાગ બરોબર થઇ શકે એટલા માટે પરોપકારનાં જુદાં જુદાં કામ કરનારાઓએ પોત પોતાના વર્ગીય કાર્યમાં ઘણીજ અતિશય કીંમત મૂકવી જોઇએ અને અતુલ આસ્થા મૂકવી જોઈએ. જેઓ કરીને બુદ્ધિ સંબંધી અથવા નૈતિક કેળવણીને રામબાણ દવા કહે છે તેમના માટે આપણે કહીશું કે તેઓનો અતિ ઉચ્ચ ઉત્સાહ તે કામમાં ઘણોજ ઉપયોગી નીવડે છે અને વસ્તુ સ્થિતિની એવી મહેરબાની હોય છે કે તેઓની આસ્થા અડગ રહી શકે છે.

જો કે નૈતિક કેળવણીની અમુક પદ્ધતિથી બાળકોને વાંચ્છિત સ્થિતિમાં કેળવી શકાય, અનેક દરેક માબાપને એવી ઉચ્ચ પદ્ધતિનું જ્ઞાન આપી શકાય, એ સત્ય હોય તો પણ આપણો હેતુ પાર પાડી શકાય કે નહિ તે શંકા ભરેલું છે એમ ભૂલી ન જવું કે આવી જાતની કોઈ પદ્ધતિ અનુસરવામાં અને ખરોખર સંપૂર્ણ કરવામાં ઘણી ચંચળાઇ, ભલમન સાંઇ, આત્મસંયમ આદિ અનેક ગુણોની જરૂર પડે છે કે જે કોઇ માણસ પાસે જવલ્લેજ જોવામાં આવે છે ગૃહસંબંધી વ્યવસ્થા વિષે ચર્ચા ચલાવનાર ભૂલ કરે છે કે તેઓ ઘણાખરા દોષ છોકરાને શિરે મૂકે છે, અને એકે દોષ માબાપને માથે મૂકતા નથી. રાજ્ય બંધારણમાં પણ આવી મિથ્યા ધારણા પેસી ગઇ છે કે સદ્ગુણ રાજ્યકર્તા ગામી છે અને દુર્ગુણ પ્રજા ગામી છે.

જે શહેરીઓની સાથે આપણે વ્યવહાર ચલાવીએ છીએ જે લોકો આપણા સમાગમમાં આવે છે તેઓને આપણે ઘણા ડાહ્યા મનુષ્ય જાણીએ છીએ. આખો દિવસ ચાલતી નિંદા, મિત્રમિત્રના કજીઆ દેવાળું કાઢવાના દાખલા, કચેરીમાં મંડાતા દાવા, પોલીસના રીપોર્ટ—આ બધું અવલોકતાં આપણને બધે વ્યાપી રહેલા સ્વાર્થ, અપ્રમાણિકતા અને દુષ્ટતા માલૂમ પડે છે. તે છતાં જ્યારે આપણે બાળકને ઉછેરવાની વ્યવસ્થાપર ટીકા કરીએ છીએ અને જુવાન માણસોની વર્તણુક બારીકાઈથી તપાસીએ છીએ ત્યારે વારંવાર આપણે તો એમજ સમજી લેઇએ છીએ કે છોકરાંની સાથેની ચાલચલગતમાં નીચ માબાપ તો નૈતિક અપરાધથી મુક્ત હોવા જોઇએ ! આ એટલું બધું અસત્ય છે કે છોકરાંની આડાપણાને આરોપાતી ગૃહની અવ્યવસ્થાની ઘણીખરી કુચાલ માટે માબાપને શીરે મોટો ઠપકો મૂકવામાં આપણને કંઇ પણ વાંધો નથી. એ ધ્યાનમાં રાખવું કે વધારે આત્મસંયમી અને વધારે લાગણી વાળા માબાપવિષે આપણે બોલતા નથી પણ માત્ર કહેવાતા ' લોક ' ની સાધારણ વાત કરીએછીએ જે માતા વારે ઘડીએ બાળકને ન ધાવવા માટે ગુસ્સાથી તરછોડે છે તે માતાની પાસેથી કેટલું નૈતિક શિક્ષણ ધારવું ! તેની પાસેથી કેટલી કેળવણીની આશા રાખવી ! બારીનાં ચોકઠા આગળ આંગળી કચરાઇ જવાથી, અંગુઠો મોચાઈ જવાથી કે લચકાઇ જવાથી મોટેથી ચીસ પાડતા બાળકની બુમ સાંભળી જે માતા તેને શાંતિ આપવાને બદલે મારનો પાક જમાડે છે તે માતાની પાસે ન્યાયની લાગણી કયાંથી હોય ! તે માતાનું હૃદય તુલના કરવાને કેટલે દરજ્જે સમર્થ હોવું જોઇએ ! મોચાયલી જાંગવાળા છોકરાને ઘેર લઇ જઇ સોટીનો શીરપાવ આપવામાં આવે છે તે છોકરાની કેળવણીવિષે કેવી આશાઓ બાંધવી ! ખરેખર, આ હદ બહારના દૃષ્ટાંત છે. પરંતુ આ દૃષ્ટાંત કેટલાક અધમ કુટુંબની ચાલ ચલગત અને લાગણીનો બરોબર નમુનો છે. શારીરિક અવ્યવસ્થાને લીધે ઉપજતા ગભરાટ માટે માબાપ છોકરાને વારેઘડીએ લપડાક ચોડે છે તે કોણે જોયું નથી ? પડીગયેલા બાળકને ઝુંટની પેઠે લઇ લેતી માતાને છોકરાને ગાળો ભાંડતી કોણે દેખી નથી ? જે કઠોર અવાજમાં પિતા એકદમ પોતાનાં છોકરાને ચુપ થઇ જવાનું કહે છે તેજ તે પિતાની છોકરાં સાથેની અધુરી અપકવ માનુષી લાગણી દર્શાવતું નથી ? શાંત બેસી રહેવાના હુકમ જે ચપળ છોકરો ગભરાયા વિના અથવા લાગણી ઉશ્કેરાયા વિના માનેજ નહિ—રેલ્વે ગાડીમાં મુસાફરી કરતાં બારી બહાર ડોકું ન કાઢવાના હુકમ કે જે ચંચળ

છોકરાને મારે દુઃખ લાગશે–મારીની રમત કે અક્કલબાજીના ખેલો ન જોવા દેવાનો દુરાગ્રહ—બાળકને નવાઇ લાગે ને તે નવાઇથી પ્રશ્ન પૂછે ત્યારે પ્રશ્નનો જવાબ તો ક્યાંએ આપવો રહ્યો પણ તેને બદલે ફરીથી એવાં પ્રશ્ન પૂછવાની ઉદ્ધતાઇ ન કરવાના હુકમ—શારિરીક પ્રફુલ્લતાને લીધે અથવા આનંદને લીધે જે કંઇ કુદતી મનોશક્તિ બાળકના મગજમાં વિકસે તેને દાબી નાંખવાના પ્રયાસ–આવી જાતની વિવિધ પ્રકારની વારંવાર દેખાદાતી બીક અને ધમકી જે તદ્દન નિરૂપયોગી હોય છે તે કેવળ નિર્દયતાની નિશાની નથી ? ફરીથી બાર દઇને કહેવા માગું છું કે આવા દૃષ્ટાંત બધાને ઘેર હોય છે એમ કહેવા હું માગતો નથી; પરંતુ "થોક" ની સાધારણ ચાલ ચલગત આવીજ જોવામાં આવે છે.

"In the rearing of children, there is resolution wanting as well as tenderness. The moment the stripping of the child used to begin, the singing used to begin, and the latter never ceased *till the former had ceased.* After having heard this go *on* with all *my children, Rousseau taught me the philosophy* of it. I happened by accident, to look into his 'Emile,' and there I found him saying that the nurse subdued the voice of the child and made it quiet by drowning its voice in hers and thereby making it perceive that it could not be heard, and *that to continue to cry was of no avail. A silent nurse is a* poor soul. It is a great disadvantage to the child if the mother be of a very silent, placid, quiet turn. The singing, the talking to, the tossing and rolling about, that, mothers in general practise are very beneficial to children; they give them exercise, awaken their attention, animate them and rouse them to action. It is very bad to have a child even carried about by a dull, inanimate, silent servant who will never talk sing or chirrup to it; who will but just carry it about, always kept in the same attitude and seeing hearing nothing to give it life and spirit."

( અપૂર્ણ. )

# ઇંગ્લાંડના ઉદાર મતવાદી અને આપણે.

જ્યારે હિંદુસ્તાનના પ્રધાન પદે ઉદાર મતવાદી, મહાત્મા ગ્લેડસ્ટનના શિષ્ય મી મોર્લીની નીમણુંક થઇ ત્યારે આખા હિંદુસ્થાનમા આનંદ વરષી રહ્યો ઘણાકોએ એમ માન્યું કે મર્હુમ મી. ગ્લેડસ્ટનનો પટ્ટ શિષ્ય હિંદુસ્તાનને અનેક નહિ તો થોડા ઘણા લાભ અવસ્ય આપશેજ. સાહિત્ય-જગતમા અનેક ગ્રંથો રચી, ઉદારમત સમર્થન કરી. જેણે અક્ષય કીર્તિ મેળવી છે, તેહેવો મનુષ્ય આ હીનભાગ્ય ભારત વર્ષને અવસ્ય લાભદાયક નિવડશે. અને પોતાનું સામર્થ્ય આ દેશના લોકોના કલ્યાણને માટે વાપરશે કેટલાકો એમ પણ ધારતા હતા કે બંગભંગનુ નિરાકરણ પણ એ ઉદાર મતવાદી કરશે મી. વેડરબર્ન મી સ્ટેડ મી કોટન વિગેરેઓએ બંગભંગ બંધ કરાવવાને ઘણોજ પ્રયાસ કર્યો પણ સર્વે ફોકટ.

મી. સ્ટેડે પોતાના સુપ્રસિદ્ધ Review of Reviews નામના માસિકમા સ્પષ્ટ લખ્યું કે જો મી મોર્લી, જે એકવાર કરવામાં આવ્યુ છે, તેને રદ કરવુ એ રાજનીતિ અનુસાર ન સમજીને જો બંગાળ પૂર્વની માફક નહિ કરે તો તેહેના ( મોર્લીના ) જીવનમા એક ઘોરતર ભૂલ થશે. એટલુંજ નહિ પણ Land league ના સમયે મી ફોરસ્ટરને જે કષ્ટ સહન કરવુ પડયું તેહેનાથી સો ગણુ કષ્ટ તેહેને સહન કરવું પડશે. મી. મોર્લીએ આ બાબતપર ધ્યાન આપ્યું નહિ. મોર્લીની આવી વર્તણૂક જોઇ કવિ શ્રેષ્ટ શેકસ્પીયર ના Merchant of Venice માની નાયિકા Portia પોર્શીઆના શબ્દ સ્મરણમાં આવે છે " I can easier teach twenty what were good to be done than be one of the twenty to follow my own teaching" પ્રશ્ન એ થાય છે કે મી મોર્લેએ પોતાની ઉદાર નીતિ કયેમ મુકી દીધી? અમારૂ એ કહેવુ છે કે ઇંગ્લાડમાં બર્ક, બ્રાઇટ, અને બ્રેડલો જેવા પુરૂષ હવે નથી. ઇમ્પીરીએલીઝમનું મોજુ ઇંગ્લાડ પર પ્રસરી ગયુ છે. અને અધિકારી ( liberal ) ઉદાર મતવાદી હો કે ( conservative ) અનુદારમતવાદી હો. તેહેને હાથે હિંદુસ્તાનનું ભલું થવાનુ નથી. આપણે અહિના ઘણા માણસો આ વાત માન્ય કરતા નથી, સ્વીકારતા નથી, તેહેમની આંખ્ય હજી પણ ઉઘડતી નથી, આપણામાના ઘણા એમ માને છે, તેહેમની એવી ધારણા છે, તેહેમની એવી શ્રદ્ધા છે, વિશ્વાસ છે કે ઉદાર મત વાદીઓને હાથે હીનભાગ્ય હિંદનું ભલું થશે આ કેવળ ભ્રમ છે, મૃગ જળ સમાન છે એ ઉપરના દૃષ્ટાંતથી સિદ્ધ થશે

આયરલેન્ડના United Irishmen નામના પત્રમા લખવામા આવ્યુ હતુ કે - "What we Indian people must realise is that whether the man named to rule over them be Radical, Liberal or Conservative is first and always English" અર્થાત્ કે ઇગ્લાંડથી જે માણસ હિંદુસ્થાનપર અધિકાર ચલાવવા મોકલવામા આવે છે તે રેડીકલ, વા ઉદાર મત વાદી કે અનુદાર હો પણ તે સર્વાંગે ઇંગ્રેજ છે, આ વાત સ્મરણમા રાખવી જોઇએ ન્યુયોર્કના સુપ્રસિદ્ધ " ગેલીક અમેરીકન " નામના પત્રમાની નીચેની બીના ધ્યાનમાં લેવા જેવી છે

કવા વિગેરે રાક્ષસી યંત્રો ભાગ વરાળના જોરથી ચાલે છે. તે શોધી કાઢવાનો પ્રયાસ ટ માર્કિવસ ઓફ ઉવુસ્ટરનાજ મગજમાં આવ્યો, પછી ધીમે ધીમે વરાળ નકામી ના જાય તેવો સુધારો કરી પંપ આદીની ગોઠવણ યુક્ત સંપૂર્ણ વરાળ યંત્ર ઉત્તરોત્તર બનાવ્યું.

આ વિષયો ઉપર લંબાણથી કહેવું અત્રે ઠીક નથી. આપણે તો સામાન્ય વિષય ઉપરજ ચાલીશું. ઉંડા ઉતરી પ્રયાસ કરવો તે તો પદાર્થ વિજ્ઞાન તથા ખગોળ વિદ્યાના મહત્વનું કામ છે. આપણો વિષય જુદો છે, પરંતુ કાંઈ રસ સાથે જ્ઞાન મળે તે વિચારથી ટુંકામાં પણ વિશેષ દ્રષ્ટાંતો આ સ્થળે આપી શકાય નહિ. વળી બીજા પ્રસંગે એજ વિષય લઈ ચર્ચીશું. અત્રે તો એટલું કહેવું બસ થશે કે જુઓ બારીક અવલોકન અને સતત ખંતનું તથા ધૈર્યનું અદ્ભુત પરીણામ ! !

આવી રીતે દરેક હજીપણ થતી નવી શોધો નજીવી વસ્તુપરથી ફક્ત શોધકના સ્વાશ્રય તથા ખંતને આધારે કેળવાયલી મનુશક્તિથીજ થાય છે. જન્મથીજ માણસમાં ઘણો જુસ્સો તથા અતિશય માનસીક શક્તિ હોય છે, તે તેજ મહાભારત કામો કરે છે એ સમજવું ભુલ ભરેલું છે. જે પુરૂષ પોતાનું મનોબળ મહા પ્રયત્નથી વાપરે છે અને સતત આગ્રહથી સાધ્ય વસ્તુ તરફ પોતાનો જુસ્સો તથા કેળવેલી બુદ્ધિ વાપરે છે તેજ ઘણે અંશે ફતેહમંદ થાય છે. આયર્લાંડનો નામાંકીત ગ્રંથકર્તા મી. એજવર્થ એવો અભિપ્રાય ધરાવે છે કે "મનુષ્ય માત્રમાં ન્યૂનાધિક બુદ્ધિ દેખાય છે. એક માણસમાં વધારે ને બીજામાં કમ અક્કલ હોય છે, તેનો ભેદ એટલોજ સમજવો કે ચિત્ત એકાગ્ર રાખીને કામ કરવાની જેને વહેલી કેળવણી મળેલી હોય, જે પોતાના મનને ઠેકાણે રાખીને ચિત્ત ચોંટાડીને કામ કરતાં શીખ્યો છે તેજ બુદ્ધિમાં આગળ પડશે." હે ભારત પુત્રો આ સર્વ ત્હમારે સોનેરી શીખામણો, ધારી લક્ષમાં રાખી પગલું ભરવાનું છે. આ કથન મ્હારૂં નથી પરંતુ મહાન પુરૂષોનું છે. પ્રખ્યાત એમર્સન કહે છે તે પણ દરેક મનુષ્યે ધ્યાનમાં રાખવાનું છે. તે મહાન લેખક કહે છે કે–"મનમાં જે દરેક વિચાર ઉદ્ભવ પામે છે તેનું વલણ, તે પ્રસંગે એક કાર્યના રૂપમાં મનમાંથી ભાષા દ્વારા બહાર નીકળવાનું છે. જેમ દરેક છોડ, ફણગો ફુટતી વખતે પ્રકાશમાં આવવાને અતીશય દબાણ સાથે બીજમાંથી ફાટી નીકળે છે તેમ વીચાર એક કર્મનું બીજ છે. વિચાર પૂર્વ રૂપ છે કર્મ દ્વિતીય રૂપ છે. કોઈ પણ વસ્તુનું સ્ફુરણ વિચારમાં જન્મ પામે છે, કર્મમાં વિરામે છે, તથા તે દ્વારા વ્યવહારમાં મૂકાય છે."

ભાષા એ મુખ્ય સાધન છે. ઉત્તમ વિચાર ઉત્તમ ભાષામાં દર્શાવાય તો સૌન્દર્ય તેમજ ગૌરવ વધે છે. બાકી કેટલાક ચોપાનીઆં નીકળે છે તેમાં દર્શાવેલા રૂડા વિચાર પણ ભાષામાં મિઠાશના અભાવને લીધે અંધારામાંજ રહી કચરાપટીમાં પડે છે. પરંતુ મેં તે સંબંધી મનની કાળજી રાખી છે; અને આ પત્રનું ગૌરવ ના ખમડે તેવી મ્હારી ઇચ્છા છે; માટે કાંઈપણ ખામી હોય તો વાચક વૃંદને તે ક્ષન્તવ્ય છે. હવે પાછા આપણા વિષય ઉપર જઈએ. તે મહાન પુરૂષોનાં કથનો વાંચી તે પ્રમાણે દરેક ભારતવાસીએ દેશના ઉદ્ધાર માટે યથાયોગ્ય શ્રમ લેવો અગત્યનો છે. દુનિયાનાં અગ્રગણ્ય રાજ્યો તથા વ્યાપાર ઉદ્યોગમાં આબાદી ભોગવતા દેશો તથા ત્યાંના રાજ્ય તંત્રો તથા વ્યાપારીક ઉન્નતિ કરવાના

દીર્ઘદર્શી વિચારો એ સર્વેનું જ્ઞાન મેળવવું અતિ અગત્યનું છે. તેનો સૌથી સરળ ઉપાય આ સમયમાં ( ઓછો ખ્યાલ ન બરાબે તેવાં ) વર્તમાનપત્રો તથા તે દેશોના મહાન્ ગ્રંથકારોનાં પુસ્તકો ( તે ભાષાના અજ્ઞાત જનોએ તેનાં ભાષાન્તરો ) વાંચવા એજ છે. જીવનની ખરી મહત્તા તેનાથીજ આવે છે. બાકી અજ્ઞાન દશામાં જીવન ગાળી દેશ પરદેશમાં શું થાય છે, તેમાં યત્કિંચિત્ પણ લક્ષ ન દોરે તેઓની તો અંત્યજ વર્ગમાં ગણના કરવી એજ બસ છે.

# મહારાષ્ટ્રીયોદય.

શ્રી શિવાજી મહારાજ, તુકારામ તથા સમર્થ રામદાસ સ્વામી આદિ મહંતોની સાથે સર્વદા સરખી પાયરી ઉપર મળતા અને તેથી આ નવા વિચારોના પ્રતિનિધિ રૂપ તેઓ ગણાવા લાગ્યા. સાધારણ વર્ગના લોકો ઉપર આ કારણથી એક અપૂર્વ સત્તા તેઓ પ્રાપ્ત કરી શક્યા. શિવાજીના સામાર્થ્યનો મુખ્ય આધાર સાધારણ જનસમુદાયની પ્રીતિ ઉપર હતો; અને ધાર્મિક બંધનના જેવું એવું એક બંધન નથી કે જેથી માણસો એક બીજા સાથે સખ્ત રીતે બંધાઇ જાય છે. ભવિષ્ય તરફ ગમે તેટલા ડહાપણથી દૃષ્ટિ ફેંકી હોત તોપણ ધાર્મિક જુસ્સાથી જે શક્તિ પ્રાપ્ત કરી શકાઇ તે પ્રાપ્ત કરી શકાત જ નહી.

આ ઉપરાંત એક બીજા કારણથી શિવાજી મહારાજના મન ઉપર ઘણી અસર થઇ. આ કારણ તેમના પિતા અથવા તેમના શિક્ષક દાદાજી કોંડદેવના લક્ષ્યમાં આવ્યું જ નહતું. શિવાજી મહારાજે નિશ્ચય કર્યો કે ઉત્તરના મુસલમાનો તરફથી થનારો હલ્લો જો પાછો હઠાવવો હોય તો આખા મહારાષ્ટ્રે એકત્ર તે હલ્લાનો પ્રતિરોધ કરવાની આવશ્યકતા હતી. કારણ કે જો મહારાષ્ટ્રના અંતરમાં કલહ અને ભિન્નભાવ જારૂ રહે તો. જેવી ઉત્તરની સ્થિતિ અસહ્ય થઇ હતી તેવી થયા વિના રહે નહિ. પેહેલાં એક રાજ્યનો કોળીયો કર્યા પછી બીજાનો ગ્રાસ કરવા માંડે અને એ પ્રમાણે આખા દેશને થોડા વખતમાં પરતંત્રતાની બેડી પહેરાવી દે એવો સંભવ હતો.

सौकर्येण जनान् भिन्नाञ्जयेन् मायायुतो रिपुः ।

માયાવી અર્થાત્ કાવાદાવાવાળો દુશ્મન ભિન્ન મનુષ્યોને ઘણી સ્હેલાઇથી જીતી શકે છે. શિવાજી મહારાજના ગુરૂ સમર્થ શ્રી રામદાસ સ્વામી વારંવાર પોતાના શ્લોકોમાં આ વિચાર સ્પષ્ટ રીતે દર્શાવે છે; અને હંમેશા તેજ બાબત શિવાજી મહારાજને ઉપદેશ કરે છે. સઘળા મહારાષ્ટ્રીયોને એકત્ર કરવા અને તેમને તેમની દેશ પ્રત્યેની ફરજ સમજાવવી અને તેઓની એક પ્રજા બનાવવી, શિવાજી મહારાજની રાજનીતિનો મુખ્ય સિદ્ધાંત આજ હતો; અને આ ઉપરજ આપણે તેમના કેટલાક કાર્યો વિષે સમજુત આપી શકીએ છીએ. જો મહારાષ્ટ્રના અમીર ઉમરાવો ફક્ત પોતાની જાગીરની વૃદ્ધિ કરવા માટે યત્ન કરે, અને એક બીજા સાથે લડવામાં પોતાનો વખત ગુમાવે, તો જેવી રીતે નવસેં વર્ષ

ઉપર ઉમરાવો ફાવી ગયા હતા તે પ્રમાણે મોગલો પણ અચુક ફાવી જાય તેથી બધાએ એકત્ર થવું જોઇએ એવી ખામ જરૂર હતી. સમયાનુસાર બધા અમીર ઉમરાવોએ એક બીજા તરફથી વિશ્વાસ પૂર્વક લાગણી ધરાવવી તે બાબત વધારે અને વધારે આવશ્યક પ્રાદુર્ભૂત થતી હતી. ગમે તે માણસ ગમે તો તે હિંદુ હોય તોપણ જો તે આ વિચાર વિરૂદ્ધ વર્તણુક ચલાવે તો તેને સખ્ત દણ્ડ દેવો પડતો મિત્ર પણ શત્રુના કામમાં ખભેખભા પહોંચાડવા તૈયાર થાય તો તેની સાથે મિત્રાચારીનો હક છોડી દઇ સમશેરનો ઘા કરવાની ફરજ પડતી

હિંદુસ્તાનના ઇતિહાસ ઉપર નજર કરતા એકદમ ખાત્રી થાય છે કે ભારતવાસીઓને પરદેશીઓ તરફથી જેટલો ભય હતો, તેના કરતાં અંતસ્થ કલહોથી વધારે ભય હતો તેનું સરસમા સરસ વર્ણન નીચેની સાંકળમા થઇ શકે છે તે અવ્યવસ્થિત અથવા નિયમનુ પાલન નહી કરવાની ટેવ છે કોઇ પણ પ્રકારની વ્યવસ્થા અને નિયમો પ્રમાણે વર્તવાને તૈયાર નહી થવાની રીતિ કેટલાકોમાં હતી. તેથી આવુ અવ્યવસ્થિત અને અનિયમિત લશ્કર વ્યવસ્થિત અને નિયમિત લશ્કર સાથે લડવાને અશક્તિમાન્ નીવડે છે તેથી સાધારણ બાબતોમાં પણ શિવાજી મહારાજે બધાનો લાભ એવી રીતે જાળવ્યા કે બધાનો જય થવામાજ પોતાનુ શ્રેય થશે એવુ સમજવાની બધાને ટેવ પડી

---

# વસંતવિનોદીનો સ્વદેશ મિત્રમંડળ અને સ્વદેશ બંધુઓને સંદેશો.

---

ઓર્નસર્થ—લંડન

તા ૫—૪—૦૮

બંધુઓ

*

અમદાવાદની સ્વદેશીમિત્રમંડળની હિલચાલ કેમ ચાલે છે તે કૃપા કરી જણાવશો એની હિલચાલ ઉપર મને પૂર્ણભાવ છે એમા વિદ્યાર્થિ સભાસદો છે તેજ સમર્થ ભાવી નાગરિકો થવાના. એમના હ્રદયો અત્યારથી—શિશુ વયથી-સ્વદેશ પ્રેમના ઝળકતા મધુર ઝરણાં ગાતા હશે, તો એ વિદ્યાર્થિઓ જ્યારે પુખ્ત ઉમરના થશે ત્યારે આ ન્હાનકડા ઝરણા પણ મહાન્ ગર્જના કરતી અમર નદીઓનું સ્વરૂપ લઇ જગત્મા રેલછેલ કરી મૂકી કાંઇ અદ્ભૂત લીલા જગાડશે ભાઇ, યથાશક્તિ સમજાવી પટાવી વધારેને વધારે વિદ્યાર્થિઓને દિનદિન સ્વદેશ ભક્તિરંગથી છાંટશો—અરે છાંટશો નહિ પણ ન્હવડાવશો. રમતા લઇબઇ કરશો મોટા ઉપર બહુ ના મથશો, પાકે હાંડલે એકદમ કાંઠલા નહિ ચડે વિદ્યાર્થિઓ ઉપર ખાસ ધ્યાન આપશો એજ આગળ ઉપર મોટા થશે અને ખરા સ્વદેશભક્ત બનશે એ સ્વદેશભક્ત હશે તો એમના બાળકો વિના પ્રયાસે એમને અનુસરી એમના જેવા થશે

હુ અહિં છુ, પરંતુ મ્હને સ્વદેશમિત્રમંડળના ઘણીવાર વિચાર આવે છે

ઇ પણ સ્વદેશી હિલચાલનું જાણું છું ત્યારે એમજ લાગે છે, જે એમાં સ્વદેશીમિત્રમંડળનો કાંઇ પણ હાથ હશે. આશા છે જે ગમે તેટલાં યત્ન કરી આ મંડળને અક્ષેપ ...હિજ થવા દો. ઇશ્વર કૃપાથી આ મંડળને વાસ્તે નિસ્વાર્થી–નિરભિમાની કામ કરનારાઓની સંખ્યા સારી છે. કોઇ પણ મહત્વનું કાર્ય કર્યા પછી દરેક ભાઇ એમજ મનમાં ધારશે જે 'મ્હે કાંઇ કંઇું નથી; ઇશ્વર-કૃપાથી અને બીજા સર્વ ભાઇઓની શક્તિથી આ ...મ થઇ શક્યું છે'—આવું મનમા ધારશો તો ફ્તેહની શંકા પણ રાખવાની જરૂર નહિ ...ડે. આવા કાર્યોમાં માન કે કીર્તિનો જરા પણ લોભ ના જોઇએ–કેવળ સાધુ વૃત્તિ હૃદ...માં રમાડવી જોઇએ. ખામોશ ઘણી ખાવી જોઇએ. કોઇ કાંઇ ઉતાવળથી બોલ બકી જાય ...ા મન ઉપર તે લાવવું ના જોઇએ. લોકો ભલે ગમે તે લવે. ભાઇ, હું કંઇ ત્હમને આ ...લાહ નથી આપતો, હું આ સલાહ આપવા યોગ્ય નથી. માત્ર મ્હારૂં હૃદયં ત્હમને ...ખાડું છું 'હુ તો મ્હારૂં કર્તવ્ય કરવાનો.' એજ નિશ્ચય રાખવો જોઇએ–નિરાશાની ...યા ગમે તેટલા ઉપલા ખાવા પડે તોએ હૃદયમા ના પડવા દેવી જોઇએ તે નાજ ...ડવા દેવી જોઇએ.

* * * *

સ્વાર્થ વિસારજો, જરૂર પડે, કાયાપણ તોડજો પણ માતૃભૂમિ જ્યાં આપણા બાપ ...દાઓ ઉછર્યા છે, જ્યા આપણા કુટુમ્બકબીલાઓ કલ્લોલ કરે છે. અને જ્યાં આપણાં ...ાલ-બચ્ચાંઓ વસશે ત્હેને ના વિસારશો. દુનિયાના બીજા દેશો જુઓ, અને તેની સાથે ...આપણી માતાની હાલત સરખાવો. આવી ગરીબ કંગાલિયત શાથી? માતૃ ભક્તિની ન્યૂન...ાથી થએલી પરંતન્ત્રતાથી. શું આપણને સુખી થવુ નથી ગમતું? શું આપણી માતા ...નેરંતર દુઃખમાં રીબાવાજ સર્જાઇ છે? નહિ નહિજ, દુનિયામા આપણે ગમે ત્યાં જઇએ ...ા આપણને લાતો પડે, તિરસ્કાર થાય ત્હેનું કારણ શું? માતૃ ભક્તિની ન્યૂનતાથી થએલી ...રતંત્રતા. એકવાર માતાને હૃદયથી પૂજવા માંડો, જૂઓ પછી પરતન્ત્રતાના બંધનો તૂટે ...ે કે નહિ. આપણું માન દુનિયામા વધે પડે છે કે નહિ. જાપાનને ૨૫ વર્ષ ઉપર કોઇ ...છતું પણ નહિ હતું સ્વદેશ ભક્તિના જોરથી જાપાનીઓ કેવા વધે હવે દીપી રહ્યા છે. ...ચીન મોટું છે. પણ ચીનનું માન જાપાન જેટલુ નથી પડતું. કારણ શું? એટલી સ્વ...શ ભક્તિ ઓછી. આપણા દેશને તો કોઇ પૂછતું એ નથી. અને આપણને બધા અંજ...ા અને જંગલી ધારે છે. કારણ શું? સ્વદેશ ભક્તિની ન્યુનતા. આબરૂની દ્રષ્ટિએ જોતાં ...દુનિયામાં આબરૂ કોને વ્હાલી નથી? બીજા કશાને ખાતર નહિ તો એક આબરૂને ખાતર ...પણ દેશ સ્વતંત્ર થાય એવું કરવું ઘટે છે. બીજા દેશોમાં હિંદુસ્થાન—આવો મોટો દેશ, ત્રેસ કરોડ મનુષ્યોની વસ્તીવાળો દેશ ત્હેની ગણત્રી પણ નહિ. એ શું શરમ ભરેલુ ...થી? આપણને કોઇ પૂછે કે ત્હમે કોણ? તો શો જવાબ? 'પરત્ર–નમાલા–હિંદી' ...ખાં સિવાય બીજુ શું કહેશો? આપણી સામે સારી દુનિયા તિરસ્કારથી જુએ છે. એ શું શરમાવા જેવું નથી? આવી નમાલી જીંદગાનીમાં જીવવા કરતાં સ્વદેશ સેવામાં કાયા તોડવી શું ઉત્તમ નથી? આપણે તો એક જઇશું; પરંતુ આપણી પછાડીના હજારો–લાખો–કરોડોની આબરૂ વધશે. એજ જય અને એજ જીવન છે. સ્વાશ્રયને દૃઢતાથી પકડી આગળને આગળ વધો. દિવસ અને રાત ન જુઓ. આગળને આગળ વધ્યાજ કરો. સામે, વિજયી અરૂણોદય, જયોશીજ.

ભમાં દાખલ થવા હિંમત ધરશે,' અને પછી આ વ્હાલી માતાની મૂર્ત્તની મૂર્તિ ઉપર પ્યાર નહિં રાખે ?

× × + ×

× + × ×

પછી તાતાંર લોકોનું રાજ્ય થયું, ત્યારે તેની શક્તિ ઘટી ગઇ, કશું નવું, કશું અસલ, કશું ચમત્કારીક થવા પામ્યું નહિ. તે સમયમાં મયુરાસન અને તાજ મહેલ, થી રૂપશાળીઓના હથીયારનો પ્રભાવ બતાવે છે, તે વખતે મુગ સાહિત્ય અથવા વિજ્ઞાનનો પંથ અથવા પારલૌકીક વિચારથી ખીલ્યા નહોતા. આ સ્વરૂપ તે ભૂમિની મધ્યાવસ્થામાં હતું.

ત્રીજું સ્વરૂપ પંજાબી, મરાઠા, રજપુત અને બંગાળીઓમાં પુનઃ જાગૃતિનું વર્ણન આપે છે. પ્રાંતીક સાહિત્ય આબાદીમાં આવ્યું અને સ્વદેશ વીરો ઉત્પન્ન થયા.

ચોથું બ્રીટીશ હકુમત નીચે હિંદનુ હાલનું સ્વરૂપ તાજી જીવન શક્તિ અને ભવિષ્યનું શુભ ચિન્હ બનાવે છે.

આ દરેક સમયોને હિંદભક્તે ચહાવા જોઇએ, અને અભિમાનથી જે બાબતો ઉપર મગરૂર થવાનું છે તે ઉપર ખાસ કરીને નજર નાંખવી જોઇએ.

અમેરીકનો પોતાની માતૃભૂમિ માટે પ્રેમ અને અભિમાન, અમેરીકાના ઇતિહાસમાં ઘણાજ ચળકતા "સ્વાતંત્ર્યના વિગ્રહ" ના દિવસો ઉપર એકાગ્ર કરે છે. કોલંબસે કરેલી શોધનો સમય અને યુરોપનો પરદેશ ઉપર ફેલાવાનો સુધારાનો સમય, ( જે સમયમાં અમેરીકનોએ પોતાનું સંભાળ્યું, દુનીઆના બીજા દેશો જેમાંથી જઇને ત્યાં વસ્યા હતા, તેના રહીશ તરીકેના સર્વ હકો ધિક્કારી કાઢ્યા, અને ફક્ત અમેરીકાની ભૂમિનેજ વફાદાર થવા સોગન લીધા, તેની સ્વતંત્રતા માટે લડયા, અને એક સ્વતંત્ર જુદી પ્રજા તરીકે વસ્યા.') તેના જેવો વહાલો નથી.

× × × × ×

× × × ×

જે ખોટી સમજથી દોરાયલા હિંદુસ્થાનના મુસલમાનો હિંદમાં જન્મ્યા છતાં, તેમાં ઘણી પેઢીઓથી રહ્યા છતાં, પોતાના દેશ તરીકે માની તેને ભજતા નથી; પણ કાબુલ ઇરાન, તુર્કસ્થાન તથા અરબસ્થાનને પોતાના દેશો માની અભિમાન રાખે છે. પણ તે ભૂમિના એક લોહીની સગાઇથી જોડાયલા સંતાન નથી. જે સીખ, તેઓની ઉત્પત્તિ ફક્ત સીખ સમયથી જ આલેખે છે, અને સીખ દંતકથાઓ ઉપર પોતાના પુત્રોને ઉછેરે છે, તે ફક્ત સમસ્ત હિંદ પ્રજાના ન્હાના સ્વરૂપમાં છે.

ચુસ્ત હિંદુ જે પહેલાંનું છે તેનેજ બાઝી રહ્યા છે; ને યોગ્ય ખીલવણી માટે પારકું લેવા ના પાડે છે; તે નબળી પ્રજા છે; ને જીંદગીની સરતમાં પાછળ પડે છે.

જે દેશી ખ્રીસ્તીઓ પરદેશીઓના હાથથી અપાયલી સખાવત ઉપર ગુજરાન ચલાવે છે, તેઓ દયાજનક પ્રજાએ તજી દીધેલાં જીંદગીની દોડમાં પાછળ રહેનારાં બાળકો છે.

સ્વરાજ્ય માટે તે સ્કોટ—અમેરીકન—હીંદી, બે અડચણો બતાવે છે. ૧ પ્રજાની સમાનતા ( સવર્ણતા ). ૨ તેનો ઇતિહાસ. જેને માટે હિંદવાસીએ અભિમાન રાખવાનો

છે પણ આ અડચણો ખરા સ્વદેશભક્ત તથા રાષ્ટ્રીય પુરૂષને વ્યાજબી લાગતી નથી. કારણ સમાનતા એટલે સવર્ણતા નહીં પણ સરખા વિચાર, સરખી આશાઓ, સરખી ધારણાઓ રાખવી એ છે, અને દેશના ઇતિહાસના અભિમાન માટે તેની કેળવણી તેજ રાષ્ટ્ર બંધારણ માટે જરૂરના છે

× × × ×

દરેક હિંદવાસી દેશભક્તે ગમે તો તે મુસલમાન હોય તો પણ આર્યોના પ્રાચીન સુધારાના સમયનુ અભિમાન ધરાવવુ જોઇએ અને હિંદુઓએ મુસલમાનના સમના હિંદના ઇતિહાસને પોતાનો ગણવો જોઇએ. અને ઝનુની ખ્રીસ્તી દેશભક્તે હિંદના પ્રાચીન ઇતિહાસ અને હાલની સ્થિતિ રૂપી ધર્મ નિવેશાર્થે જળ સંસ્કાર (Baptism) કરી હિંદવાસી તરીકે બીજીવાર જન્મેલા માફક બહાર પડવું જોઈએ.

* * * *

ટુકમા હિંદવાસી સમસ્ત પ્રજાનુ પ્રબોધન તે હિંદુ–આર્ય ( Indo-Aryan ) નુજ પ્રબોધન છે કોઇ દેશભક્ત, કોઇ રાષ્ટ્રીય પક્ષકારે હિંદને રાષ્ટ્ર બનાવવા મથતાં આ બાબત ખસુસ ધ્યાનમા રાખવા ભૂલવુ નહિ

વિષય સમાપ્ત કરતા પૂર્વે એક બીજી બાબત ઉપર મ્હારે કહેવાનુ છે

* • * •

ધર્મ, જાત અને ન્યાતના વિચારોને, ફક્ત સમસ્ત દેશની પ્રજા એક બીજાના ભાઇઓ છીએ, અને એકને દુઃખ પડે તે બીજાને પણ વેઠવાનું છે, તેવું ધારવું એક ફરજના રૂપમા બદલી નાખવા જોઇએ પણ તેમા ખરો ભાઈ કોણ છે તે ઓળખવાની વિવેકબુદ્ધિ વાપરવી જોઇએ

\+ × × +

છેવટે સારાંશમા—

હિંદના ખરા સંતાન માટે અગત્યની બાબતો

૧ હિંદ ભૂમિની વફાદારી યા દેશભક્તિ માટે સોગન.
૨ દુનિયાના બીજા દેશના રહીશ તરીકેના સર્વે હકોનો પરિત્યાગ
૩ હિંદના ઇતિહાસનો અભિમાન પૂર્વક સત્કાર
૪ તેની દંત કથાઓનુ તેની સાથે મિશ્રણ.
૫ હિંદુ—આર્ય પ્રબોધનનો વિકાસ
૬ તેના સર્વોત્કૃષ્ટ સાહિત્યનું જ્ઞાન
૭ એકાદ પ્રાંતિક ભાષાનું સંપૂર્ણ જ્ઞાન.
૮ હિંદવાસીની આધુનિક રાજ્યકીય નબળાઈ પોતાની માનવી, ને તે દૂર કરવા પ્રયત્ન કરવો.
૯ હિંદવાસીના હકો મેળવવા માટે પ્રયત્ન તથા લડત.
૧૦ ગાય અને સુવરનું અભક્ષાભક્ષ ન કરવા મજબુત ધર્મધાનેન વિચારને માન આપવું.

---

આર્યાવર્તમાં રાજા અને પ્રજા વચ્ચેના સબંધનો અને તેમના કર્તવ્યનો ઉચ્ચ દેશ માર્કંડેય પુરાણમાં ચંડી અથવા ચામુંડાની ઇશ્વરી વાર્તામાં દૃષ્ટાંત રૂપે દર્શાવેલ જ્યારે દેવતાઓને માલમ પડ્યું કે તેઓથી અસુરો સામે ટકી શકાશે નહીં; ત્યારે મદદ અને ઉપદેશ માટે નારાયણ પાસે ગયા તેઓએ નારાયણની સૂચનાઓને અનુસ તથા પોતપોતાના બળનો થોડો થોડો અંશ અર્પણ કરીને ચામુંડા દેવીને ઉત્પન્ન જેણે તેઓના માટે સ્વર્ગીય રાજ્યની રૈયત તરીકેના યોગ્ય હક અને પદવીની કરાવી. ચંડી તે દેવતાની અંદર રહેલી શુભશક્તિનો આવિર્ભાવ છે તે શક્તિને તેઓ એક બાહ્યસ્થાન અથવા ભિન્ન વસ્તુમા ભિન્ન પદાર્થમા મૂકી અને આવી રીતે દરેક તાની શક્તિઓને અર્પણ કરીને એક ઇશ્વરી સત્તા ઉત્પન્ન કરી અને પોતાના હેતુ પાર પાડવાને તેઓ આ શક્તિને તાબે થયાં

દરેક જનસમાજ અને પ્રત્યેક મનુષ્યમા શુભ અને અશુભનો વિરોધ પ્રદર્શિત થાય છે; અને તેટલા માટે પ્રજાના એકત્ર જીવનમા શુભની વૃદ્ધિ કરવા અને દરેક વ્યક્તિમાં રહેલી સ્વાર્થ પરાયણ વૃત્તિઓમાથી અશુભને દાબી દેવા લોકોએ પોતાનીજ ઇચ્છા શક્તિથી રાજા અથવા રાજ્ય રૂપે કહેવાતી કોઇ સત્તામા શુભ અને સ્વતંત્રતાવાળા બળો એકત્ર કર્યાં. આથી ખરેખરી રીતે જોતાં રાજા અને પ્રજા વચ્ચે કંઇ પણ વિરોધ હોવો ન જોઇએ, અને જ્યારે આવા વિરોધો થાય ત્યારે તે બન્ને વચ્ચેનો સંબંધ કુદરતથી ઉલટો અને અનીતિવાન હોવો જોઇએ

આ વિરોધો માયાના પ્રદેશમાં હોય છે, અને તે સદ્જ્ઞાન વિવેક અને સત્ય પ્રકાશથી જતા રહે છે. Our politics is not pure politics, our aim is not discord but harmony. We desire not the creation of conflicts but the establishment of peace through rightly adjusted relations, consciously realised in God. આપણી રાજ્યનીતિ તે માત્ર રાજ્યનીતિજ નથી. આપણો ઉદ્દેશ ભિન્નતા કરવાનો નહીં પણ એકતા કરવાનો છે. આપણે વિરોધ કરાવવા ઇચ્છતા નથી, પણ ઇશ્વરમાં પ્રત્યક્ષ રીતે અનુભવાતી અને બંધબેસતી સંબંધોવાળી શાંતિનું સ્થાપન કરવું એજ છે; અને એજ આપણી મુખ્ય ઇચ્છા છે.

---

## દેશભક્તનું કર્તવ્ય

---

(રેવરન્ડ જે. મેથર્સ એમ. એ. બી. ડી.)

હાલની હિંદની સ્થિતિ તરફ જુઓ ! તેના ત્રીસ કરોડ સંતાનોમાંથી સામાજીક બાબતોમાં બુદ્ધિ પૂર્વક ભાગ લેવાને કેટલા કુશળ નરો શક્તિમાન છે ? હિંદુસ્થાનની

વસ્તિનો મોટો ભાગ એવા પ્રકારનો છે કે, હાલની સ્થિતિની પદ્ધતિએ જો તેને કોઇ પણ સંસ્થામાં મત (વોટ) આપવાનો હોય, તો તે કેવી રીતે અને કોને આપવો તે પણ તેને ગમ પડવાની નહિ. પોતાના પ્રતિનિધિ દ્વારા પોતેજ પોતાના ઉપર અમલ ચલાવે છે, તે વિચાર તેમને તદ્દન નવાઇ લાગવાનો. એટલુંજ નહિ–પણ વંશપરંપરામાં રાજ્ય ચલાવવાના વિચારને તે ઉંધો વાળનાર છે, એમ તેઓ માનવાના.

સ્વદેશભકતોની પ્રથમ ફરજ તો આવા લોકો તરફની છે. તેઓ ઘણેભાગે અભણ છે. તેઓ જાહેર જુસ્સામાં તદ્દન નિર્માલ્ય છે. તેઓને કેળવણી, તેમજ ઉત્સાહની જરૂર છે. તેઓમાં રાષ્ટ્રીય એકતાના ભાનનો અભાવ એટલે દરજ્જે છે કે એક પ્રખ્યાત ઇતિહાસકાર હિંદમાં ચાલેલી એક લડાઇનું વર્ણન કરતાં કહે છે કે લડાઇ ચાલતી વખતે પાસેના ખેતરોમાં કામ કરતા ખેડુતો જાણે કે તે લડાઇના સંબંધમાં કાંઇ પણ જાણતા ન હોય તેમ બેપરવાઇથી કામ કાજ કરતા હતા. તેઓને તે લડાઇમાં પોતાનો સ્વાર્થ સમાયેલો છે, તેમ જરીપણ ખ્યાલ આવતો હોય એમ જણાતું નહોતું. **જો હિંદને સ્વતંત્ર થવાની ઈચ્છા હોય તો સઘળું હવે બદલાઇ જવું જોઇએ.** તેનો સૌથી અજ્ઞાન સામાન્ય વર્ગ પ્રથમ કેળવાવવો જોઇએ; તેમજ ઉન્નત સ્થિતિમાં આવે એવો પ્રયત્ન થવો જોઇએ; અને એમ કરતાં જણાશે કે જેમ જેમ તે લોકોને અપાતા શિક્ષણનું ધોરણ ઉંચુ થતું જશે તેમ તેમ તેમની પોતાની કીંમત તથા રાષ્ટ્રિય જુસ્સાના ભાનનો સ્વતઃ તેમનામાં આવિર્ભાવ થશે. હાલમાં ઘણા જણ એવી ભૂલ કરે છે કે તેઓ ખોટી દિશામાંથીજ પોતાના કાર્યનો આરંભ કરે છે. રાજ્યની મ્હોટી મ્હોટી પાયરીઓ હિંદ વાસીઓને મળે ત્યારેજ ખરૂં સ્વરાજ્ય મળ્યું કહેવાય. પણ એ સત્ય નથી. ક્ષણભર વિચાર કર્યા પછી જણાશે કે પાયરીએ ચઢેલા અમલદારો પ્રજાની મરજી અનુસાર ભાગ્યેજ વર્તશે; તેમજ કોઇ સત્ય અર્થમાં પ્રજાનાં સ્વાર્થ માટે પ્રતિનિધિ થશે નહિ. ખરો સ્વદેશ ભકત તો બીજીજ દિશાથી લોકોપયોગી કાર્ય કરવાનો આરંભ કરશે. પાટનગર કે મ્હોટા મ્હોટા શહેરોમાંથી નહિપણ ન્હાના ન્હાના ગામડાં અને તાલુકામાંથી કાર્ય કરવાનો આરંભ કરશે. સ્વદેશ ખાતર દેશમાં થતા વ્યયનો ગણત્રી કરી આત્મભોગ માટે યત્નની સ્થાપના કરશે. આનો અર્થ એ છે કે જે તે પોતાને અર્થે કીંમતી ગણે છે તે બધાનો પોતાના બંધુઓને ખાતર ભોગ આપવાનું શરૂ કરશે. કેવળ પોતાનીજ ઉન્નતિ, ઉદ્ધાર, અને આત્મશ્લાઘા વિગેરેને તેમણે તજી દેવાં. આધુનિક સુધારાના લાભો તથા મોજ મજાનો ભોગ આપવો. પોતાની જીંદગી દૂર પડેલા શહેરો કે ગામડાઓ માં ગાળવાનું પસંદ કરવું. જે ગામડાઓમાં કદાચ એકાદ બે માણસ પણ ઇંગ્રેજી ભાષાનું કે તેની કેળવણીનું જ્ઞાન ધરાવતા ન હોય તેવા ગામડાઓમાં રહેતા સામાન્ય વર્ગના લોકોમાં ભાષા અને વિદ્યાનો અભ્યાસ કરી તે દ્વારા કેળવણી લેવાની ઇચ્છા તેમનામાં તેમણે સતેજ કરવી. પોતાનીજ રાષ્ટ્રિયશાળાઓ સ્થાપવા માટે તે લોકોમાં ઉત્સાહ ઉત્પન્ન કરવો. આરોગ્યતા પ્રવૃત્તિ માટે તે સ્થળો સુધારવા. તેમનામાં વિદ્યા-તેજક તેમજ ચર્ચા કરનારી મંડળીઓ સ્થાપવી; અને યુવાનોમાં ભ્રાતૃભાવનો અને દેશ વત્સલતાનો જુસ્સો વધે એવી દરેક જાતની યોજનાઓ કરવી. તેઓના અંગ બળિષ્ઠ અને સુદ્રઢ થાય એવી અંગ કસરતો દાખલ કરવી. સ્થાનિક ઉદ્યોગોમાં પોતે દિલસોજી બતાવી તેમને ખીલવવાનો રસ્તો પ્રદર્શિત કરવો. દરેક તાલુકાની, પ્રાંતોની, જીલ્લાની, આખા હિંદની, અરે આખી દુનિયાની

અમરઅંતરે દરેક બનતા પ્રયાસે ત્યાંના લોકોમાં ફેલાવીને, અને દુનિયામાં શું થાય તેમાં બુદ્ધિ પૂર્વક ભાગ લેવા તેમને જુદે જુદે રસ્તે પ્રેરવા; અને વ્યવહારોપયોગી જ્ઞાન તથા—ગામડાના વસ્તા લોકોમાં પોળ અને ગલીઓ સ્વચ્છ રાખવાને, રહેવાના ઘરો સુખ બનાવવાને અને સાર્વજનિક તેમજ પોતાના કાર્યોને નિયમિત કરવાને ઉત્સાહ લાવવો જોઇએ. કારણ જો કે આ લોકોને બીજા ઉપર રાજ્ય ચલાવવાનું હોય તે પ્રથમ પોતે પોતાના ઉપર રાજ્ય ચલાવતાં શીખવું જોઇએ; અને આ બધું સ્વદેશભક્ત ત્યારેજ કરી શકશે કે જ્યારે તે ભ્રાતૃભાવના જુસ્સાથી સામાન્ય લોકોને ચાહીને તેમની સાથેજ કામ કરવાનો આરંભ કરશે. કારણ કે તે પોતાના દેશને ચાહે છે અને તેઓની અંદર પોતાના દેશના ભવિષ્યની મહત્તા રહેલી છે એમ જુએ છે.

---

## ચાલુ વર્ષ ( બીજા ) ના ગ્રાહકોના લવાજમની પહોંચ.

૧૬. રા. જમિયતરામ નરભેરામ. ઠાકોર. અમદાવાદ
૧૭ રા. નરસિંહલાલ માધવલાલ અમદાવાદ
૧૮ રા. ગિરધરલાલ અમૃતલાલ. અમદાવાદ
૧૯ રા. ઉમિઆશંકર નરોતમદાસ સોજીત્રા
૨૦ રા. મુગટશંકર ચુનીલાલ જોશી વડોદરા
૨૧ રા. રતિલાલ જીવનલાલ લાખીઆ. અમદાવાદ
૨૨ રા. ત્ર્યંબકરાવ મોતીલાલ ડાક્ટર અમદાવાદ
૨૩ રા. હાલાભાઇ પુરુષોત્તમદાસ દલાલ. અમદાવાદ.
૨૪ રા. ચીમનલાલ હરિલાલ ચોકશી. અમદાવાદ.
૨૫ રા. દલસુખરામ મગનલાલ દવે. અમદાવાદ.
૨૬ મેસર્સ ચીમનલાલ વાડીલાલ એન્ડ કંપની. અમદાવાદ
૨૭ વિદ્યાર્થિ સમાજના પુસ્તકાલયના સેક્રેટરી. સોજીત્રા.
૨૮ રા. બાઇલાલ અંબાલાલ. નડીઆદ.
૨૯ રા. ઓચ્છવલાલ લક્ષ્મીલાલ. ખારાઘોડા.
૩૦ રા. અમુલખભાઇ ચુનીલાલ. મહેમદાવાદ.

---



---

## ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

જનસમાજને ઉપયોગી દરેક વિષયોની ચર્ચા કરવાના ઉદ્દેશથી કેવળ પરોપકારાર્થે કાઢેલા આ માસિકે ગત વર્ષમાં કેવું કાર્ય બજાવ્યું છે તે અમારા સુજ્ઞ વાચકોને વિદિત હશે. અને વિશેષમાં તેમાંથી કોઈપણ રીતે નફો કરવાનો તેના પ્રવર્તકોનો વિચાર જ નથી તે, તેનો આરંભ બે ફોર્મથી થયો હતો તે ગ્રાહકોની સંખ્યામાં વધારો થવા સાથે અઢી અને ત્રણ ફોર્મપર જઈ સરેરાશ અઢી ફોર્મપર આવેલો, તે પરથીજ સ્પષ્ટ થશે આ વર્ષથી તેને ચાર ફોર્મનું કરવામાં આવ્યું છે, અને જેમ જેમ ગ્રાહકોની સંખ્યામાં હજી પણ વૃદ્ધિ થતી જશે તેમ તેમ તેના કદમાં વળી વિશેષ વધારો કરવામાં આવશે.

વિશેષમાં અમે આ વરસથી તેમાં લેવાના વિષયોનો મનનપૂર્વક અભ્યાસ કરી તેની નિયમસર વહેંચણી કરી છે, અને તેને લખાવવા માટે સારા લેખકો સાથે ગોઠવણ કરી છે, જે બીનાની સત્યતા ગયા અંકપરથી જ જણાઈ હશે ટુંકામાં તેને સર્વને ઉપયોગી અને સુંદર બનાવવાનો અમે સંકલ્પ કર્યો છે, અને તે છતાં તેનું લવાજમ જેટલું જુજ હતું તેટલું જ, એટલે પ્રતિવર્ષ રૂપિયો એક પ્રમાણે રાખવાનો નિશ્ચય કર્યો છે અમે આશા રાખીએ છીએ કે તે અમારા પ્રયત્નમાં અમે ઈશ્વર કૃપાથી અને અમારા ઉદારચિત ગ્રાહકોના આશ્રયથી વિજયી નીવડીશું

અંતમાં અમે અમારા ગ્રાહકોને નમ્ર સૂચના કરવા રજા લઈએ છીએ કે દરેક પ્રકારના આવા પરોપકારી પ્રયત્નો દ્રવ્યની મદદથીજ પાર પડે છે અને તેમાં કોઈ માણસ એકલો કાંઈ કરી શકતો નથી માટે અમારા કદરદાન ગ્રાહકોએ અત્યાર સુધી આ માસિકને જેવો આશ્રય આપ્યો છે તેવો સતત આશ્રય આપે જશે. અને આ અંક જે અમે બુક પોસ્ટથી રવાના કર્યા છે તે સ્વીકારતાં અમે એમ સમજીશું કે આપ ગ્રાહક થઈ ચૂક્યા છો અને આવતો અંક વી. પી. થી મોકલીશું. અમને ખાત્રી છે કે આવા ઉપયોગી કાર્યમાં મદદ આપવા કોઈ સહૃદય મનુષ્ય પાછળ નહી પડે એમ સમજી આ અંક આપને સ્વીકારવા વિનંતિ કરી અમે અત્રે વિરમીએ છીએ

---


ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

*Registered No. 680*

# ઉદ્‌બોધન.



अमतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय । बृहदारण्यक १-३-२८.

कर्मण्यवाधिकारस्ते, मा फलेषु कदाचन । श्रीमद्भगवद्गीता. अ. २.


| | | |
|---|---|---|
| पुस्तक २. | તંત્રચાલક અને પ્રકાશક. | संवत १९६४, श्रावण, शुद्ध, ३ |
| अंक ५. | એક યુવક વર્ગ. | ઓગસ્ટ, १९०८. |


## વિષયાનુક્રમ



વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. १-०-० ટપાલ ખર્ચ ०-४-०.

# ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

જનસમાજને ઉપયોગી દરેક વિષયોની ચર્ચા કરવાના ઉદ્દેશથી કેવળ પરોપકારાર્થે કાઢેલા આ માસિકે ગતવર્ષમાં કેવું કાર્ય બજાવ્યું છે તે અમારા સુજ્ઞ વાચકોને વિદિત હશે. અને વિશેષમાં તેમાંથી કોઈપણ રીતે નફો કરવાનો તેના પ્રવર્તકોનો વિચાર જ નથી તે, તેનો આરંભ બે ફોર્મથી થએલો તે ગ્રાહકોની સંખ્યામાં વધારો થયા સાથે અઢી અને ત્રણ ફોર્મપર જઈ સરેરાશ અઢી ફોર્મપર આવેલો, તે પરથીજ સ્પષ્ટ થશે આ વર્ષથી તેને ચાર ફોર્મનું કરવામાં આવ્યું છે અને જેમ જેમ ગ્રાહકોની સખ્યામાં હજી પણ વૃદ્ધિ થતી જશે તેમ તેમ તેના કદમાં વળી વિશેષ વધારો કરવામાં આવશે.

વિશેષમાં અમે આ વર્ષથી તેમાં લેવાના વિષયોનો મનનપુર્વક અભ્યાસ કરી તેની નિયમસર વહેંચણી કરી છે, અને તેને લખાવવા માટે સારા લેખકો સાથે ગોઠવણ કરી છે. ટુંકામાં તેને સર્વાંગે ઉપયોગી અને સુંદર બનાવવાનો અમે સંકલ્પ કર્યો છે, અને તે છતાં તેનું લવાજમ જેટલું જુજ હતુ તેટલું જ, એટલે અતિવર્ષ રૂપિયો એક પ્રમાણે રાખવાનો નિશ્ચય કર્યો છે.

આ અંક જે અમે બુકપોસ્ટથી રવાના કર્યો છે તે સ્વીકારાતાં અમે એમ સમજીશું કે અમારા ઉદ્દેશને પોષણ આપી આપ ગ્રાહક થઈ ચુકયા છો અને આશા છે કે હવે પછીનો અંક જો વિ. પિ. થી રવાને કરવામાં આવે તો તે આપ જરૂર સ્વીકારી આભારી કરશો.

# ઉદ્બોધન.

“ પેખ ઉદયગિરિ દૃષ્ટિ ઉંચી કરી,
“ સૂર્ય ધીમે ધીમે આમ આવે. ”

वर्ष २ जुं. ]   श्रावण, १९६४   [ अंक ४ थो.

## દિશાવલોકન.

અમેરિકાનું અઢળક ધન અને ખેડુતો.

યુનાઈટેડ સ્ટેટ્સ જેવો ચમત્કારિક દેશ આખી દુનિયામાં મળવો મુશ્કેલ છે. ૩૦૦ વર્ષ ઉપર એ દેશની ભૂમિ કેવળ વેરાન અને ઉજ્જડ હતી અને ત્યાં ક્રૂર પશુઓ જેવી જંગલી લોકોની ટોળીઓ આમ તેમ ફર્યા કરતી, અને માંહોમાંહ્ય લડતી પણ હાલમાં તો એ દેશમાં જે લોકો વસે છે તે એવા તો ઉદ્યોગી સુધરેલા અને ધનાઢ્ય છે કે આખી પૃથ્વીમાં એમની બરાબરી કરી શકે એવી કોઈપણ પ્રજા નથી એ દેશની આબાદીનો મૂળ પાયો ત્યાંના ખેતરો છે, અને ત્યાંનો ખેડૂત જોયો હોય તો આપણે તો માનીએ જ નહીં કે એ ખેતીનો ધંધો કરતો હશે એના લૂગડાં લત્તાં બીજો રોફ જોયો હોય તો આપણા મુંબઈના શેઠીઆ કરતાંએ વધે

પેહેલાં તો ત્યાંએ ખેડૂતો બિચારા આપણા ખેડૂતોની માફક દહાડો ને રાત સખ્ત મહેનત કરીને પેટ પૂરતું ખાવાનું મેળવતા પરન્તુ હાલમાં તેઓએ માઈલના માઈલ જમીન ઘેરીને ખેતરો મ્હોટા કારખાના જેવા કરી નાખ્યા છે પેહેલાના ખેડૂતોની અને આજકાલના નવા ખેડૂતોની સમજણમાં અને બુદ્ધિમાં પણ બહુ ફેર પડી ગયો છે હમણાંના ખેડૂતનું ખેતીવાડીનું જ્ઞાન બહુ જ ઉંચા પ્રકારનું હોય છે એ સામાન્ય કેળવણી લઈ ખેતીના ઉદ્યોગનું ખાસ જ્ઞાન મેળવીને એ ધંધામાં પડે છે. ઈ૦ સ૦ ૧૮૯૭ માં યુરોપ ખંડનો પાક બગડ્યો એ વર્ષમાં અમેરિકામાં અનાજ પુષ્કળ ઉગ્યું હતું. પરિણામે બીજા દેશોમાંથી અનાજનું વેચાણ એટલું બધું થયું કે યુનાઈટેડ સ્ટેટ્સને એ વર્ષમાં ૩ અબજ ને ૬૦ કરોડ રૂપીઆ ઉપજ્યા એક વર્ષના અનાજના વેચાણમાં આટલા બધા રૂપીઆ બીજા કોઈ મુલક અત્યાર સુધીમાં ઉપજાવી શક્યા નથી ૯૭ ની સાલથી એ દેશને ધનના રાશી બેઠા છે, તે વરસોવરસ પર મૂલકનો પૈસો ત્યાં ખેંચાયો જ જાય છે

હાલમાં જે દિવસોમાં ખેતરોનું કામ બંધ રહે છે એટલા દિવસ નહીં ગણતા

ખેડુતોની આવક. આજ જે દિવસોમાં એનીનું કામ ચાલે છે તેવા દિવસોમાં તૈયાર થતા પાકની સરેરાશ ૧ દિવસની કિમ્મત ગણીએ તો સાત કરોડ પચાસ લાખ રૂપીઆ થાય છે. તમારી નાડી ઉપર હાથ મૂકો ને નાડીનો ધબકારો ગણો " એક, બે, ત્રણ, ચાર—" બસ કરો, આટલી વારમાં ૧૦૦૦ ડાલર ( ૩૦૦૦ રૂપીઆ ) ખણખણાટ કરતા અમેરિકાના ખેડૂતોની તીજોરીઓમાં પડયા!

આ રીતે મરજી હોય તો દહાડો ને રાત, નાડીના ચાર ચાર ધબકારા ગણો. ને ત્રણ ત્રણ હજાર રૂપીઆ ખેડૂતોના ઉમેરતા જાવ—એટલી ઉપજ

વાવેતરની ઉપજ. એ લોકોની છે! ત્યાંના ખેડૂતો કહે છે કે અમારી ૧૭ દિવસની કમાઈ એકઠી કરીએ તો અમેરિકાનું સ્ટાન્ડર્ડ તેલ બધું ખરીદી શકીએ, ૫૦ દિવસની કમાઈમાં કારનેજી અને સ્ટીલના ભંડોલેથી એક હાથ કરેલા બધા ઉદ્યોગો હાથ કરી શકીએ; એક વાવેતર ઓછું કરીએ તો બેલ્જીઅમનું આખું રાજ્ય લઇ શકીએ, રાજ્ય એટલે રાજાની તથા લોકોની માલ મિલ્કત સુદ્ધાં; બે વાવેતરથી ઇટાલી, ત્રણ વાવેતરમાં ઓસ્ટ્રીઆ હુંગરી, અને પાંચ વાવેતરની ખેતરમાં જે જે " રોકડ રૂપીએ " ઉપજાવીએ છીએ એટલી કિંમતથી મહાન્ ઝાર પાસેથી એમનું રૂશીઆ ખરીદવા તૈયાર છીએ!!

આયોવા કરીને યુનાઇટેડ સ્ટેટ્સના તાબાનો એક રસાળ પ્રાન્ત છે. તે સામ કાકાએ * ત્યાંના ઇન્ડીઅનો એટલે મૂળ વતનીઓ પાસે ૧ એકરે,

જમીનની કિંમત. ૮ સેન્ટસની કિંમતે વેચાતો લીધો હતો. એ હિસાબે એની કિંમત ૫૭૫૦૦૦ પૌંડ આપવી પડેલી છતાં આ કિમ્મત પણ તે વખતના કેટલાક રાજદ્વારીઓએ બહુજ ભારે છે કહીને વાંધો ઉઠાવેલો. હવે એટલી કિંમત ગયે વર્ષે આયોવાંપ્રાન્તમાં મરઘીઓના ઇંડાનું વેચાણ થએલું તેના ચોથા ભાગથી એ ઓછી છે. એનો ખરો અર્થ એમ કે દર ત્રણ ત્રણ મહિને આયોવાની મરઘીઓ એ પ્રાન્તની કિંમત જેટલાં નાણાં ઉપજાવી આપે છે.

ખેતીવાડીની આવી બેહદ ખીલવણી શાથી થઇ હશે તેની તપાસ કરતાં માલમ પડે છે કે ત્યાં ખેતીવાડીની કેળવણી બહુજ ઉત્તમ પ્રકારની આ

કૃષિશાસ્ત્રની કેળવણી. પવાની ગોઠવણ ઘણા વખતથી થયેલી છે. હાલમાં ખેતીવાડીની કોલેજોમાં સંપૂર્ણ અભ્યાસ કરી એ કોલેજોના " ગ્રેજ્યુએટ " થઇને ૧૫૦૦૦ નવા ખેડુતો તૈયાર થયેલા છે. ઈ. સ. ૧૮૭૫ માં ત્યાં એક નવી નવી તરેહના પાક ઉગાડવાની મતલબથી ખેતીવાડીની પ્રયોગશાળા સ્થાપન કરવામાં આવી હતી. તે ઉપરથી હમણાં સુધીમાં ત્યાં એવી મ્હોટા પાયા ઉપર બીજી ૫૦ પ્રયોગશાળાઓ નીકળી છે. એ ઉપરાત વોશીંગટન જે યુનાઇટેડ સ્ટેટ્સની રાજધાનીનું મુખ્ય શેહર છે, ત્યાં એક મ્હોટું ખેતીવાડી ખાતું છે. એ ખાતામાં આખી દુનિયાના જૂદા જૂદા ભાગમાંથી ખેતીના શાસ્ત્રમાં પ્રવીણ એવા ઉત્તમોત્તમ મનુષ્યોને ભારે ખર્ચે જૂદા જૂદા

* જેમ વિલાયતને મશ્કરીમાં "જ્હોનબુલ" કહેવામાં આવે છે તેમ યુનાઇટેડ સ્ટેટ્સને

અધિકારપર નિમનામા આવ્યા છે. એ બધા અમલદારો કૃષિશાસ્રના અને ખેતીવાડીના રસાયણ શાસ્રના મહાન્ અભ્યાસીઓ છે. આ ખાતાના નિભાવ અર્થે સામકાકોને વર્ષે દહાડે ૨૨૦૦૦૦૦ પૌંડ કાહાડવા પડે છે. પણ આ બધુ ખર્ચ કંઇ નકામુ નથી જતુ. આયોવાની કોલેજના એકજ પ્રોફેસરે પ્રયોગો કરતા એક નવી તરેહનું બી એવુ શોધી કાહાડયુ છે કે એનાથી દરેક એકરે ૧૦ બુશલ પાક વધારે ઉતરે છે.

**ખેતર ખેડવાની નવી રીત**

અમેરિકાના ખેડૂતોએજ હમેશા ખેડવાનાં એોજારો, હથિયારો તથા બીજાં નવાં નવા સાચા કામ વાપરવામા પેહેલ કરેલી છે. એમની દરરોજની સુધરતી જતી નવી નવી રીતો એમના બાપદાદાઓની પુરાણી રીતો કરતા બહુજ જૂદા પ્રકારની ને ચઢીયાતી હોય છે.

નવા ખેડૂતો બધા ગેસોલીન એન્જીનથી ખેતી કરે છે. ગયે વર્ષે એવા એન્જીન બનાવનારી કંપનીએ કુલ ૨૫૦૦૦ એન્જીનો વેચ્યા . તો પણ ખેડુતલોકોની માગણીને તેનાથી પ્હોચી વળાયુ નથી. થોડા વખતમા આ એન્જીનો ચલાવવામા "સ્પીરીટ"થી એન્જીનો ચલાવાય એવી ગોઠવણ થશે. એ સ્પીરીટ ખેડુત લોકો બટાકામાથી ૧૦ આને ગ્યાલનના ભાવે કાહાડી નાખશે

**કૃષિશાસ્રની સંપૂર્ણતા**

જર્મનીના ખેતરોમા આવા સ્પીરીટથી ૬૦૦૦ એન્જીનો ચાલે છે. આ દારૂથી એન્જીન ચલાવવાનો વખત જ્યારે આવશે ત્યારે ખેડૂતથી કરી શકાય એટલી બધી યોજનાઓ પૂરી થશે. અને પછી ખેતીવાડીમા વિશેષ કરવાનું કંઇ પણ બાકી નહી રહે, પછી માત્ર એણે પોતાની બુદ્ધિ ખીલવીને પોતાની શક્તિમા વધારો કરવાનો રેહેશે, અને એ શક્તિથી સર્વ શક્તિમાન્ પૃથ્વીદેવીના પાસેના અખુટ ભંડાર કેમ હાથ કરવા એનીજ યુક્તિઓ કરવાની ચાલશે.

**ખેડુતોની ખીલેલી શક્તિઓ**

અમેરિકાના ખેડૂતોની ગણત્રી વસ્તિપત્રક ઉપરથી કરીએ તો બધો હિસાબ ખોટો પડે. કારણ કે ત્યાનો એક ખેડૂત પાચ ખેડૂતની મેહેનત જેટલુ ફળ લેઇ શકે છે ખેતરો ગંજાવર કારખાના જેવાં થઇ પડયાં છે. અને ખેતીનું ઘણુ કામ સાચાકામથી થાય છે પેહેલા એક એકર જમીન ઉપરના ઘઉ ઉથલાવતા ૬૧ કલાક થતા, તે હવે યાંત્રિક બળથી ૩ કલાકમા પતે છે, ઘાસને માટે જ્યા ૨૧ કલાક થતા, ત્યા ૪ કલાક થાય છે, ઓટ પાછળ ૬૬ કલાકને બદલે ૭ કલાક થાય છે, અને બટાકાની પાછળ ૧૦૯ કલાકનો વખત નીકળી જતો, તે ખાતે હવે ફક્ત ૨૮ કલાકમા પાર આવી જાય છે.

દુનિયાનું ક્ષેત્ર ફળ લગભગ ૫૦ કરોડ ચોરસ માઇલ છે, ને યુનાઇટેડ સ્ટેઇટસનો વિસ્તાર ૩૦ લાખ ચોરસ માઇલનો છે. દુનિયાની વસ્તિ ૧ અબજ ૬૫ કરોડ માણસની છે, ત્યારે યુનાઇટેડ સ્ટેઇટસની વસ્તી ૮ કરોડ ૬૦ લાખ માણસની છે. એટલે યુનાઇટેડસ્ટેટસ જેનો વિસ્તાર પૃથ્વીના વિસ્તારનો ૬ ટકા ભાગ, અને વસ્તિ જેની પૃથ્વીની વસ્તિના પાચ ટકા જેટલી તે આખી દુનિયામા ઉત્પન્ન થતા ઘઉનો પાચમો ભાગ, કપાસનો અડધો અડધ ભાગ, અને કુલ અનાજનો પોણો ભાગ ઉત્પન્ન કરે છે ।

**સોનુ રૂપુ અને સુતર**

દુનીઆની ખાણોમાથી રૂપુ નીકળે છે તેમા ૩૫ ટકા રૂપુ યુનાઈટેડ સ્ટેટસ કાઢાડે છે, ૨૨ ટકા સોનુ કાઢાડે છે, અને ૬૧ ટકા સુતરની ગાંસડીઓ તૈયાર થાય છે કોઈ પણ દેશની આર્થિક સંપત્તિ કેવી છે તે દેખાડવામા એનો રેલ્વેનો વિસ્તાર ધ્યાનમા લેવાની જરૂર છે દુનીઆમા બધી મળીને ૫૭૦ ૦૦૦ માઈલની રેલ્વે બધાઈ છે એમા ૨૨૫૦૦૦ માઈલ રેલ્વે યુનાઈટેડ સ્ટેટસની છે, એટલે લગભગ દુનિયાના રેલ્વે વિસ્તારમા ૪૦ ટકા એમના છે ।

**રેલ્વે વિસ્તાર**

**વશ વૃદ્ધિ**

એ દેશમા અત્યાર સુધી જેવી આબાદી ચાલતી આવી છે એમ ચાલ્યા કરે તો આવતા દસ વર્ષમા એમની વસ્તિમા ૨૦ ૦૦૦,૦૦૦ મનુષ્યો વધે. ઈ સ્વી ૧૯૨૫ મા એમની કુલ વસ્તી ૧૨૫૦૦૦૦૦૦ કે ૧૩૦૦૦૦૦૦૦ ની વચમા થાય, અને આ સદીની મધ્યમા એટલે ઈ સ્વી ૧૯૫૦ માં એમની વસ્તિ ૨૦૦૦૦૦૦૦૦ વીસ કરોડ મનુષ્યોની થવી જોઈએ.

**ભવિષ્ય**

આ દેશનુ ભવિષ્ય બધી રીતે ઉજ્વલ લાગે છે, છતા ડાહ્યા પુરૂષોનો ધર્મ છે કે તેઓએ બધી બાજુએથી નારવા નિરીક્ષણ કરતાં રહેવુ જોઈએ, અને ભવિષ્યની ઉન્નતિમા કાઈ પણ તરેહનો ભય લાગે તો તેને માટે સુચનાઓ કરવી એ આગેવાનોનો ધર્મ છે એવુ સમજીને ઘણા અર્થ શાસ્ત્રિઓ એ દેશને નીચેની બાબતોમા તાકીદે ઈલાજ કરવાનુ સૂચવે છે તેઓનુ એમ કહેવુ છે કે કોયલાનો ઘણોજ નાશ થાય છે જગલો કપાતા જાય છે સાગનુ લાકડુ ઈમારતી કામ માટે એટલુ કપાય છે કે આ રીતે ચાલુ રહ્યુ તો ૨૦ વર્ષમા લાકડાના ભાવ ડબલ થશે. કાગળ બનાવનારને લાકડાના વ્હેર વગર ઘણીજ હરકત પડશે. લેઢુ જે મકાનો બાધવામા અને બીજા કામમા વપરાય છે એમ વપરાતુ રહ્યુ તો ૨૦૦ વર્ષમાં એમની ખાણોનુ લેઢુ પણ ખૂટી પડશે આ બધી નમુનો નાશ થાય છે તેના કરતા પણ હજી ઘણી નદીઓના પાણી સમુદ્રમા જતા રહે છે, ને એમને ન્હેરો કે તળાવો વિગેરેમા ભરી શકાતા નથી તેથી આ વિદ્વાનોનો ઘણો જીવ બળે છે ઘણાં જગલો હજી વસવાટ વગરના ઉજ્જડ પડી રહ્યા છે, અને ઘણી જમીન હજી ખેડવાણી અને પડતર રહે છે એમા પણ રાજને ઘણો લાભ મળ્યા વગર રહે છે એમ એઓનુ કહેવુ છે

**ગવર્નરોનુ કોન્ફરન્સ**

આ બધી બાબતોનો વિચાર કરવા અને અત્યારથી અગમ ચેતીનો ઈલાજ લેવા ખાતર ગયા મે મહિનામા યુનાઈટેડ સ્ટેટસના પ્રમુખ મી રૂઝવેલ્ટે જૂદા જૂદા પ્રાન્તના ગવર્નરોને બોલાવી એક કોન્ફરન્સ એકઠુ કર્યું હતુ

તેમની આગળ ઉપરના ભય દૂર કરવાના ઈલાજ રજુ થયા હતા કે —કોયલાનો નકામો ભાગ અને હલકા પ્રકારના કોયલાથી ગ્યાસ બનાવી તેમાથી વિજળીક બળ ઉત્પન્ન કરવુ; અને એના પ્રવાહ સો સો અને બસે બસે માઈલ દૂર મોકલવા; જગ

લોમાં ઝપાટાબંધ ઉગે એવાં ઝાડ ઉત્પન્ન કરવાનો પ્રયોગ નકામો નીવડયો ગણાતો હતો; પણ હવે એ લાકડાને ક્રીઓસોટ નામની દવા પાઇને સળો ના લાગે એવાં બનાવી શકાય એમ છે.

મહાન્ ઓહીઓ નદી ઉપર ન્હેરો વિગેરેની ઉત્તમ પ્રકારની યોજના ચાલુ છે, તે સંપૂર્ણ થશે ત્યારે એમાંથી જે વિજળીક બળ ઉત્પન્ન કરવામાં આવશે તેની કિમ્મત દર વર્ષે ઓછામાં ઓછી ૪૦ કરોડ પૌંડ ઉપજાવી શકાશે.

ઉજ્જડ અને ભેજવાળી પડતર જમીન સુધારતા કંઈ નહીં, તો સ્હેજ દરેક એકરે ૫૦ ડોલરથી ઓછું ખર્ચ નહીં થાય; પણ પછી એની જે આવક થશે તે આ ખર્ચનો તો ક્યાંએ ખંગવાળી આપે એમ છે.

યુનાઇટેડ સ્ટેટ્સના ખેતરોની કૂલ આવક ગયા વર્ષમાં ૨૨ અબજ ૨૦ કરોડ રૂપીઆ થઇ હતી. જ્યારે પડતર જમીનમા ખેડાણ થશે, ન્હેરો વિગેરેથી એ જમીનને પોષણ મળશે, ત્યારે વળી જે આવક વધશે તે ઉપરની રકમને તો ક્યાંએ દબાવી દેશે.

**હિંદુસ્તાનની હાલત.**

**આપણા કંગાલ ખેડૂતો,**

પ્રિય વાચક ! આ આંકડા જોઇને આપણે તો હબકી જઇએ એવું છે. આ યુનાઇટેડ સ્ટેટ્સની સરખામણીમા બીજા જાહોજલાલીમાં ગરકાવ થયેલા દેશોનું ગજું નથી તો આપણા હિન્દુસ્તાનની શી વાત ! આની જોડે આપણું શું સરખાવીએ ! આપણી ઉત્તમ ખેતી પાયમાલ થઇ ગઈ છે. ખેડૂત ગરૂ, ઓશીયાળો નિર્ધન ભૂખમરાની હાલતમાં પરાણે પોતાનુ આયુષ્ય પુરૂં કરે છે. હમે શેનું અભિમાન કરીએ ! હમારા ખેડૂતોની બે બે વિધા જમીન, બે ચાર ઢોર, ભાગલો તૂટલો કોસ, અને " તૂટી સરખી ઝુંપડી, " એ પણ દેવામા પારકી થઈ પડી છે. એમનાં જુનાં ગાડાં, નિર્માલ્ય ખાતર, કોચરાની સાલના હળપૂણી–ક્યા આ સ્થિતિ અને ક્યાં એમનાં એન્જીનોની ખેતી ! જમીનના રસકસ ચૂસાઇ ગયા છે. જ્યાં અના જના ઢગલે ઢગલા પાક થતા ત્યાંના ખળાં ખાલીખમ રહે છે !

વિલાયતમાં મહિને ૪૦ રૂપીઆની આવકવાળા ઘરડા આદમીઓને સરકારે મહિને ૧૫ રૂપીઆ પેન્શનના બાંધી આપ્યાં છે. હિન્દુસ્તાનની સરકાર આ ખેડૂતોની માથા દીઠ આવક તારવશે તો એમનું પણ રાજ્ય તરફથી પોષણ કરવું પડે એવી હાલત જણાશે. સુબ્રમણીઆયરે યોગ્ય કહ્યું છે કે આવા ખેડૂતો પાસેથી કર લઇ શકાય ?

**પડતર જમીન**

આ આપણી ખેતીવાડીની હાલત અને આજ આપણો મૂખ્ય ઉદ્યોગ ! આ ઉદ્યોગ ઉપર આપણા પોણા ભાગનો આધાર ! ઈ. સ્વી. ૧૯૦૫—૦૬ માં આપણી કૂલ ખેતી ફક્ત ૨૦૭૬૮૩૭૪૧ એકર જમીન ઉપર થયેલી, ૪૧૬૦૧૦૫૨ એકર જમીન વાવેતર વગર રહેલી, ૧૦૪૬૪૬૬૧૫ એકર જમીન પડતર પડી રહેલી, અને ૬૭૯૭૬૩૨૫ એકર જમીનમાં જંગલો છે, પણ આ બધી જમીનની ભવિષ્યમાં કોઇ ખીલવણી કરનાર હોય એમ હમણાં તો જણાતું નથી.

**રેલ્વે વિસ્તાર** રેલ્વે વિસ્તારથી કમનસીબે આપણો ધન પ્રચાર માપવાનો નથી આપણી રેલ્વે ઓ તો દેશનો ઉત્તમ માલ કાચી ધાતુઓ, તેલનાં બીઆ, હાડકાં, ચામડાં વિગેરે સત્વવાળી વસ્તુઓ પરદેશ ઘસડી જાય છે, તથા લશ્કરની સગવડ ઉપર ખાસ ધ્યાન આપે છે આથી જ્યાં જ્યાં રેલ્વેના પગોતાં પાના થયા છે, ત્યાંથી રહ્યા સહ્યા ઉદ્યોગો પડી ભાગ્યા છે

**ભવિષ્ય** દુકાળ અને મરકી જેવા ભયંકર શત્રુઓ દેશને ઉજડ કરવા બેઠા છે થાય છે એ રીતે દેશનો આર્થિક વ્યય થયા જશે ખેડુતોની આજ પ્રમાણે સ્થિતિ ચાલ્યા કરશે અને ગરીબાઈ વધે છે એમ વધેજ જશે તો ઈ સી ૧૮૫૦ મા જે વખતે યુનાઈટેડ સ્ટેઈટસની વસ્તી ચાર ગણી થશે તે વખતે આપણો કદાચ સમૂળગો નાશ થઈ ચૂક્યો હશે કીર્તિવત પુરાણ આર્યપ્રજા પૃથ્વીના પટ ઉપરથી તે વખતે કદાચ તદ્દન લોપ થઈ ગઈ હશે કે થશે

આ ચિત્ર ભયંકર છે ! આ ભવિષ્ય દોરી દેશોન્નતિ સાધવા પ્રવૃત્ત થએલા મ્હારા ઉત્સાહી યુવક બન્ધુઓના રંગમાં ભંગ કરવાના ઇરાદાથી આ લેખ નથી લખ્યો, પણ ખરી વસ્તુ સ્થિતિ આપણી શી છે, અને સામા સારી સ્થિતિ પૃથ્વી ઉપરના અન્ય મનુષ્યોની આ પ્રકારની છે, તેજ દર્શાવી આપણે ખરી દેશ સેવા અર્થે કેવા કેવા પ્રયાસ કરવાની હજી જરૂર છે તેજ સમજાવવાનો મ્હારો હેતુ છે

બન્ધુઓ ! દેશને જગાડવો હોય પૃથ્વીમા સ્થળ રાખવુ હોય માતૃભૂમિ પ્રત્યે ખરૂ વ્હાલ હોય તો ઉઠો ! હવે ઉપક આળસ રખાય એમ નથી !

" Awake Arise or Be forever fallen "

' ઉઠો, જાગો અથવા હમેશને માટે પતિત રહો !

---

# प्रतापस्तोत्रम्.

मालिनीवृत्तम् ।

उदयपुरनरेशः स्वीयदेशाभिमानी
विमलचरितशाली क्षत्रियेष्वग्रगण्यः ।
यवननृपतिचित्ताम्भोजसंक्षोभकारी
मनुजहृदयपद्मे राजता भारतस्य ॥ १ ॥

वसन्ततिलकावृत्तम् ।

कोपारुणेन नयनेन भयंकरास्यो
जाज्वल्यमानसुकठोरतरासिहस्तः ।

छिन्दन्नजस्रमरिवीरकलेवराणि
युद्धे कृतान्तपदवीं स्पृशति क्षितींद्रः ॥ २ ॥
तेजस्वितां खलु जनः स्थिरनिश्चयस्य
द्रष्टुं समुत्सुकतमो भुवि वर्तते यः ।
धीरस्य ते चरितकल्पतरोः फलानि
स्वादूत्तमानि परिगृह्य विमोदतां सः ॥ ३ ॥
सर्वे यदा नृपतयो वलिसार्वभौम-
प्रीत्यर्थमार्यशुभधर्ममतीव पूतम् ।
त्यक्त्वा स्वकीयतनुजाः प्रददुस्तदा त्व-
मभ्यर्थितोऽपि न ददाथ निजस्य कन्याम् ॥ ४ ॥
दिल्लीपतिर्जलधरस्तनितानुकारि-
घोरप्रचंडरवसैन्यभरानुयातः ।
तूर्ण समागमदशांतमदज्वरांधः
शौर्येण तं प्रतिजगन्थ महेशकांते ॥ ५ ॥
शत्रोर्वलेन परितो विनिरुध्यमाने
दुर्गे पराक्रमशतानि कृतानि यानि ।
तानि प्रपीडनविनष्टमनोवलाना-
मुत्साहयन्तु हृदयानि सदा जनानाम् ॥ ६ ॥
ओजस्विना वलवता रिपुणा महीश
देदीप्यमानशितशस्त्रसनाथपाणे ।
सोढक्षुधश्च विजनेषु चरन् वनेषु
यावद्विपक्षमदमर्दमयुध्ययास्त्वम् ॥ ७ ॥
दुष्कर्मणो दमयितुं सुजनांश्च पातुं
भूमौ यथावतरतीष्टदेवदेवः॥
एवं महीप परतंत्रतयाभिभूता-
मार्यावर्त्तीं पुनरलङ्कुरु रक्षितुं नः ॥ ८ ॥

श्रीमत्प्रतापगुणकीर्तनरूपमेतत्
स्तोत्रं प्रतापरचितं दुरितापहारि।
यः सुस्थिरीकृतमनाः पठति प्रभाते
सोऽयं सदा विजयते लभते यशश्च ॥ ९ ॥

---

## *મહાજનપૂજન.

---

રાગ—આશાવરીની ધૂન

આવો અમારા દેશમા પૂજન તમારૂં થાય છે,
સર્વસ્વ જેના સ્વાર્થનો રસ દેશમાં વહી જાય છે — આવો૦

જેણે ફકીરી આદરી પરમાર્થ જેનો સ્વાર્થ છે,
તે સત્ય વાણી અભયવરદા એકનો પૂજાય છે — આવો૦

જેનુ હૃદય ધડકી રહ્યુ નિજ દેશના ધડકારમા,
એ પુનિત સુંદર હૃદયવરનુ પ્રેમ-પૂજન થાય છે — આવો૦

જેણે ગણ્યુ આ જીવિત સરખુ તુચ્છ પરદુ ખ આગળે,
પરમેશ દિવ્ય મનુષ્ય એકજ એજ અહિ પૂજાય છે — આવો૦

જેને હજારો દુઃખ દેશની અર્થ પુષ્પ સમાન તે,
એ પુષ્પના ભરગુચ્છની મૃદુમાળમાં રહેંકાય છે. — આવો૦

તે વીરધીર મહન્ત પ્રેમી આવજો અમ મંદિરે,
જ્યા ક્ષાત્રપાત્ર પ્રતાપનુ છે આદર્યું પૂજન અમે — આવો૦

કુંકુમ ભર્યે પગલે પધારી આંગણુ પાવન કરી,
અમ ગરીબ જનના હૃદયને અભરે ભરો અમીધારથી — આવો૦

---

*રા મગનભાઇ રચિત 'પ્રતાપ કાવ્ય' કે જે થોડા દિવસમા બહાર પડવાનુ છે તેમાનું એક આરંભનું કાવ્ય છે — તંત્રી

# સર વિલિઅમ હરશલ.

અનંત કોટિ બ્રહ્માંડના સરજનહારની શી અકળ લીલા ! અહા ! આ શી રચના ! ભૂમંડળનો રત્નજડિત દેદિપ્યમાન ઘુમટ ! તારાટપકીથી ભરેલો ઝળઝળતો ગાલીચો ! અનેક નક્ષત્ર ગણોથી અલંકૃત થએલો દૈવી ભૂમિનો સીમાડો ! વિવિધ સૂર્યમંડળનું નિવાસસ્થાન ! અસંખ્ય ગ્રહરાશિની વિહારભૂમિ ! દીપ્તિમાન વસ્તુઓનું સંગ્રહસ્થાન! અનંતજ્યોતિનો પુંજ ! દેખીતી રીતે અવ્યવસ્થિત છતાં એક અને નિત્ય નિયમને આધીન ! વાહ ! આ શી લીલા ! તેને વર્ણવવા કોણ સમર્થ છે ? તુચ્છ માનવી તે કાર્યની બરોબર કેમ થઇ શકે ! આ અદ્ભૂત કાર્યના ન્હો આગળ માનવી કોણ માત્ર હે ઇશ્વર ! તું શું ! ત્હારૂં કર્ય શું ! માનવી શુ !

પણ આ તર્ક જો કે પરમાત્માની અનહદ શકિત અને તેના ન્હોં આગળ માણુસની અતિશય ક્ષુદ્રતા બતાવવા બસ છે, છતાં જ્ઞાનનો વધારો કરવાના આપણા કાર્યને માટે તે કામમાં આવે તેમ નથી, માટે આપણે હવે બીજા તર્ક પર ઉતરીશું. ઇશ્વરે મનુષ્યને ચંચળ અને સૂક્ષ્મદર્શી બુદ્ધિની બક્ષિસ આપી છે, જેથી માણુસ તેનાં કાર્ય નિરખી તેના ગુણ ગાઈ શકે. જેવી રીતે છબી પાડવાનુ યંત્ર (કેમેરા) લગાર જેટલું હોવા છતા તેનાથી હજાર ગણી મોટી વસ્તુઓના સાદૃસ્યતી છાપ તે લઇ શકે છે તે પ્રમાણે જો માણુસ જ્ઞાનની પ્રાપ્તિ કરવાને દરકાર વાળો રહે છે તો તે વિશ્વના અનંત ગૂઢ તત્ત્વોની છાપ પણ પોતાના મનમા પાડી શકે છે. આરંભમાં વર્ણવેલા સ્વર્ગીય ઘુમટમાં અહોરાત્ર આપણે સર્વ ફરીએ છીએ છતાં આપણામાંના કેટલાએ તેનું રહસ્ય જાણવાનો અગર તેને બારીકાઇથી અવલોકવાનો પ્રયાસ કર્યો છે ? લગભગ સઘળા તેની તરફ બેપરવાઇથી જુએ છે, જાણે કે તેના જેવી વસ્તુ અસ્તિત્વમાં છે જ નહિ, અથવા તો હોય તો તે હોવી જોઇએ એટલા માટે છે (as a matter of course ) એમ માની લઈ સંતોષ પામે છે. ન્યુટન અગર ગેલીલીઓ જેવા જ્ઞાન સંપાદન કરવાને ઉત્સુક જ્ઞાનદેવીના બુદ્ધિશાળી પુત્રો વિરલ જ હોય છે. ન્યુટને ઝાડ ઉપરથી પડતું ફળ જોયું, અને તે પરથી તેને તે પડવાનું કારણ શોધવાનું મન થયું, અને અનેક તર્ક કર્યા પછી ગુરુત્વાકર્ષણ અને ગતિના અતિ ઉપયોગી નિયમો તેણે શોધી કહાડ્યા, જેના પરિણામે વિજ્ઞાનશાસ્ત્રને ઘણો લાભ થયો. ન્યુટનના નિયમોથી અજ્ઞાન પણાએ માણસોએ વસ્તુઓને ઉપરથી નીચે પડતી જોઈ હશે, પણ તેનું કારણ શોધવાનું કોઇને મન થયું નહિ. ગેલીલીઓએ પોતાના મતના પ્રતિપાદનમાં જબરો વિરોધ અનુભવ્યો, અને અતિશય દુઃખ સહન કર્યાં. પણ અંત સૂધી તે પોતાના મતને વળગી રહ્યો. ચાલાકી અને દૃઢતાથી તેઓએ દુનિઆને જ્ઞાનમાં આગળ વધારી અને અમર યશ પામ્યા. ગેલ્વેનીએ મરેલા દેડકાને તારથી બાંધ્યો હતો, તે એકદમ બે ચાલ્યા તે પર વિચાર કરતાં વિદ્યુદ્ બળનો શોધ કર્યો. જેમ્સ વોટે સહજમાં વરાળ યંત્રનો શોધ કર્યો. ડેવીએ કોલસાની ખાણોને માટે ખાસ દીવો શોધી કહાડી માર્શ ગેસ અને દીવાના ભડકાના સંયોગથી ઉત્પન્ન થતા ધડાકાએ લખ્ખો માણસના જીવ જતા હતા

श्रीमत्प्रतापगुणकीर्तनरूपमेतत्
स्तोत्रं प्रतापरचितं दुरितापहारि।
यः सुस्थिरीकृतमनाः पठति प्रभाते
सोऽयं सदा विजयते लभते यशश्च ॥ ९ ॥

---

## *મહાજનપૂજન.

---

રાગ—આશાવરીની ધૂન

આવો અમારા દેશમાં પૂજન તમારૂં થાય છે,
સર્વસ્વ જેના સ્વાર્થનો રસ દેશમાં વહી જાય છે  આવો૦

જેણે ફકીરી આદરી પરમાર્થ જેનો સ્વાર્થ છે,
તે સત્ય વાણી અભયવરદા એકલો પૂજાય છે.  આવો૦

જેનું હૃદય ધડકી રહ્યું નિજ દેશના ધબકારમાં,
એ પુનિત સુંદર હૃદયવરનું પ્રેમ-પૂજન થાય છે  આવો૦

જેણે ગણ્યું આ જીવિત સરખું તુચ્છ પરદુઃખ આગળે,
પરમેશ દિવ્ય મનુષ્ય એકજ એજ અહિં પૂજાય છે  આવો૦

જેને હજારો દુઃખ દેશની અર્થ પુષ્પ સમાન તે,
એ પુષ્પના ભરગુચ્છની મૃદુમાળમાં મહેંકાય છે.  આવો૦

તે વીરધીર મહન્ત પ્રેમી આવજો અમ મંદિરે,
જ્યાં ક્ષાત્રપાન પ્રતાપનું છે આદર્યું પૂજન અમે  આવો૦

કુંકુમ ભર્યે પગલે પધારી આંગણું પાવન કરી,
અમ ગરીબ જનના હૃદયને અભરે ભરો અમીધારથી  આવો૦

---

# સર વિલિયમ હરશલ.

અનંત કોટિ બ્રહ્માંડના સર્જનહારની શી અકળ લીલા ! અહા ! આ શી રચના ! ભૂમંડળનો રત્નજડિત દેદિપ્યમાન ઘુમટ ! તારાટપકીથી ભરેલો ઝળઝળતો ગાલીચો ! અનેક નક્ષત્ર ગણોથી અલંકૃત થએલો દૈવી ભૂમિનો ગીમાડો ! વિવિધ સૂર્યમંડળનું નિવાસસ્થાન ! અસંખ્ય ગ્રહરાશિની વિહારભૂમિ ! દીપ્તિમાન વસ્તુઓનું સંગ્રહસ્થાન! અનંતજ્યોતિનો પુંજ ! દેખીતી રીતે અવ્યવસ્થિત છતાં એક અને નિત્ય નિયમને આધીન ! વાહ ! આ શી લીલા ! તેને વર્ણવવા કોણ સમર્થ છે ? તુચ્છ માનવી તે કાર્યની બરોબર કેમ થઇ શકે ! આ અદ્ભૂત કાર્યના ન્હો આગળ માનવી કોણ માત્ર હે ઇશ્વર ! તું શું ! ત્હારૂં કર્ય શું ! માનવી શું !

પણ આ તર્ક જો કે પરમાત્માની અનહદ શક્તિ અને તેના ન્હો આગળ માણસની અતિશય ક્ષુદ્રતા બતાવવા બસ છે, છતા જ્ઞાનનો વધારો કરવાના આપણા કાર્યને માટે તે કામમા આવે તેમ નથી, માટે આપણે હવે બીજા તર્ક પર ઉતરીશુ. ઇશ્વરે મનુષ્યને ચંચળ અને સૂક્ષ્મદર્શી બુદ્ધિની બક્ષિસ આપી છે, જેથી માણસ તેનાં કાર્ય નિરખી તેના ગુણ ગાઈ શકે જેવી રીતે છબી પાડવાનું યંત્ર (કેમેરા) લગાર જેટલુ હોવા છતા તેનાથી હજાર ગણી મોટી વસ્તુઓના સાદસ્યની છાપ તે લઇ શકે છે તે પ્રમાણે જો માણસ જ્ઞાનની પ્રાપ્તિ કરવાને દરકાર વાળો રહે છે તો તે વિશ્વના અનંત ગૂઢ તત્ત્વોની છાપ પણ પોતાના મનમા પાડી શકે છે આરંભમા વર્ણવેલા સ્વર્ગીય ઘુમટમા અહોગાત્ર આપણે સર્વ ફરીએ છીએ છતા આપણામાના કેટલાએ તેનું રહસ્ય જાણવાનો અગર તેને બારીકાઇથી અવલોકવાનો પ્રયાસ કર્યો છે ? લગભગ સઘળા તેની તરફ બેપરવાઇથી જુએ છે, જાણે કે તેના જેવી વસ્તુ અસ્તિત્વમા છે જ નહિ, અથવા તો હોય તો તે હોવી જોઇએ એટલા માટે છે (as a matter of course ) એમ માની લઈ સંતોષ પામે છે. ન્યુટન અગર ગેલીલીઓ જેવા જ્ઞાન સંપાદન કરવાને ઉત્સુક જ્ઞાનદેવીના બુદ્ધિશાળી પુત્રો વિરલ જ હોય છે. ન્યુટને ઝાડ ઉપરથી પડતું ફળ જોયુ, અને તે પરથી તેને તે પડવાનું કારણ શોધવાનું મન થયુ, અને અનેક તર્ક કર્યા પછી ગુરુત્વાકર્ષણ અને ગતિના અતિ ઉપયોગી નિયમો તેણે શોધી કહાડયા, જેના પરિણામે વિજ્ઞાનશાસ્ત્રને ઘણો લાભ થયો. ન્યુટનના નિયમોથી અજ્ઞાન ઘણાએ માણસોએ વસ્તુઓને ઉપરથી નીચે પડતી જોઈ હશે, પણ તેનું કારણ શોધવાનુ કોઇને મન થયુ નહિ. ગેલીલીઓએ પોતાના મતના પ્રતિપાદનમા જબરો વિરોધ અનુભવ્યો, અને અતિશય દુઃખ સહન કર્યા. પણ અંત સુધી તે પોતાના મતને વળગી રહ્યો. ચાલાકી અને દૃઢતાથી તેઓએ દુનિઆને જ્ઞાનમા આગળ વધારી અને અમર યશ પામ્યા ગેલ્વેનીએ મરેલા દેડકાને તારથી બાધ્યો હતો, તે એકદમ ખેચાતા તે પર વિચાર કરતા વિદ્યુદ્ બળનો શોધ કર્યો, જેમ્સ વોટે સહજમા વરાળ યંત્રનો શોધ કર્યો. ડેવીએ કોલસાની ખાણોને માટે ખાસ દીવો શોધી કહાડી માર્શ ગેસ અને દીવાના ભડકાના સંયોગથી ઉત્પન્ન થતા ધડાકાએ લાખ્ખો માણસના જીવ જતા હતા

તે બચાવ્યા ખરું કહીએ તો વિજ્ઞાન શાસ્ત્રના શોધકને હાથે જે દુનીઆને સુખ અને સુગમતા પ્રાપ્ત થયાં છે તેવું મહાન્ ગજાઓથી પણ બની શક્યુ નહિ હોય આ પ્રમાણે જો કોઈ પણ માણસ જ્ઞાન મેળવવાને ઉત્કંઠા રાખે અને ખંતથી આરંભેલા કાર્યમાં મચ્યો રહે તો ગમે તેવુ કઠિણ કાર્ય પણ તે પાર પાડી શકે છે ઉપર વર્ણવેલા શિવાય બીજા ઘણા દાખલા આ બીનાની સત્યતા પૂરવાર કરવા માલુમ પડી શકશે ફક્ત આપણા દેશમા જ તેના દુર્દૈવે વર્તમાનમા આવા શોધક જવલ્લે જોવામા આવે છે ! હતું ત્યારે પણું હતુ, પણ તે સઘળુ આપણે પ્રમાદ અને આળસથી ખોયુ છે, અને તેની ઝાંખી સુદ્ધાં પણ આપણને હાલમા થતી નથી ! આપણુ જે કાંઈ ઉત્તમ અને શ્રેષ્ઠ હતુ તે સર્વ રસાતળમા ગયુ છે, છતા હીણભાગી ભારતવાસીઓની હજી આંખો ઉઘડતી નથી ! આ કેવો ઈશ્વરનો કોપ !

આપણે આ સમયે જે પ્રખ્યાત નરના જીવનની ટુંક નોંધ લેવાની છે તે નભમંડળના પ્રખ્યાત નિરીક્ષણ કરનારાઓમાંનો એક હતો જેણે પોતાના અનન્ય પ્રયાસ વડે ખગોળવિદ્યાને ઘણી આગળ વધારી દીધી હતી

વીલીઅમ હરશલ જર્મનીમા આવેલા હેનોવરમા સને ૧૭૩૮ મા જન્મ્યો હતો. તેને બચપણથી વાજિંત્રશાસ્ત્ર જે તેનો બાપીકો ધંધો હતો તેમા તાલિમ આપવામા આવી હતી અને શિશુવયથીજ બુદ્ધિવિષયક કાર્ય તરફ તેનુ મન જવાને લીધે તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, અને માનસશાસ્ત્ર જેવા ગહન વિષયોમા શિક્ષક મારફત તેને કેળવણી આપવામા આવી હતી કેટલીક અડચણોને લીધે તેને આ જ્ઞાન સંપાદન કરવાનુ કાર્ય પડતુ મેલવુ પડ્યુ અને ચૌદ વર્ષની વયે હેનોવરની એક લશ્કરી ટુકડીમા તેને જોડાવુ પડ્યુ ત્યાર પછી તરતજ તે ઈંગ્લંડ આવ્યો જ્યા તેના સુભાગ્યે તેને અર્લ ઑફ ડાર્લિંગટનની ઓળખાણ તે અમીરની મહેરબાનીથી તેને એક લશ્કરી ટુકડીના વાજિંત્રશાસ્ત્રીની જગા આપવામાં આવી, અને તે નોકરીનો સમય પૂરો થતાં તે યોર્કશાયરમા વાજિંત્ર શિક્ષક નીમાયો આ કાર્ય બજાવતાં નવરાશની વેળામા તેણે ઇંગ્રેજી, ઈટાલીઅન, લેટીન, અને ગ્રીક ભાષાઓનુ જ્ઞાન મેળવ્યુ કે જેથી કરીને તે પોતાના ધંધામા જ્ઞાનનો વધારો કરી શકે, અને તે કારણથી તેણે ડૉ. રૉબર્ટ સ્મિથનું ગાયન વિદ્યા અને સુર વિદ્યા પરનું અતિ ગહન પુસ્તક વાંચવા માંડ્યુ પણ આ પુસ્તક સમજવા ગણિતશાસ્ત્રનુ પૂર્ણ જ્ઞાન મેળવવુ જોઇશે એમ તેને માલુમ પડવાથી તેણે તે શાસ્ત્ર શીખવા તરફ પોતાના મનને પ્રેર્યું.

મિત્રોની લાગવગ તથા ભલામણથી તેને ૧૭૬૫ મા હૅલીફાક્સમાં દેવળના વાજિંત્રશાસ્ત્રીની જગા આપવામા આવી, અને ત્યાર પછી ઑક્ટેગન ચેપલ ( દેવળ ) મા તે જગાએ નીમાયો આ જગા કાંઈક ઠીક હતી, કારણ કે તેના પગારના જે પૈસા તેને મળતા તે ઉપરાંત તે જે પૈસા ખાનગી શિક્ષણ આપી મેળવતો તેની મદદથી તેને ધંધામા બે પૈસાની પ્રાપ્તિ થવા માંડી પણ આ કારણથી તે પોતાની માનસિક ઉન્નતિ કરવાના કાર્યમા અટક્યો નહી, અને બાર ચૌદ કલાક સુધી પોતાનાં ધંધામા કામ કર્યા બાદ તે ગણિતનો અભ્યાસ કરવામા આનંદ માનતો, આ પ્રમાણે મંડ્યા રહી તેણે જૂ

મિલ્ટિમા સારૂં જ્ઞાન મેળવ્યું અને ગણિતશાસ્ત્રપર આધાર રાખતા વિજ્ઞાનશાસ્ત્રના જુદા જુદા વિભાગોનો અભ્યાસ ખેડવા જેટલો શક્તિમાન થયો. આમાંના જે વિષયોએ તેનું ધ્યાન ખેંચ્યું તે ખગોળશાસ્ત્ર અને તેજોવિજ્ઞાન શાસ્ત્ર હતાં. આ સમયમાં ખગોળશાસ્ત્રમાં જે શોધખોળ થઈ હતી તેનાથી તેને તે વિષે વધારે માહિતી મેળવવાની જિજ્ઞાસા થઇ, અને તેથી કરીને નવરાશનો વખત તેણે તેમાં રોકવા માંડ્યો. પડાશીની ૨ ફીટની ગ્રેગોરીઅન દૂરબીન તેણે આણી-જેનાથી તે એટલો ખુશ થયો કે તાબડતોબ તેણે લંડનથી મોટા કદની દૂરબીન મંગાવી; પણ તેની કિમ્મત બહુ ભારે હોવાથી તેને ખેદ થયો. છતા નાસીપાસ ન થતાં જાતેજ એવી દૂરબીન બનાવવાનો તેણે પ્રયાસ કરવા માંડ્યો.

હવે હર્શલ ખરેખર એની બુદ્ધિ ઝળકે એવા માર્ગપર ચઢયો હતો. ૧૭૭૪ માં તેણે ૫ ફીટના ન્યુટોનીઅન પ્રતિબિંબકથી શનિના ગ્રહનું નિરીક્ષણ કર્યું. હરશલે ખગોળ વિદ્યામાં જે મહાન્ શોધ કર્યા તેનો આરંભ હવે થઇ ચૂકયો હતો. તેણે રાતને દિવસ તે કામમાં મચ્યા રહેવા માંડ્યુ, અને તે સમયે પોતાનો ધંધો પણ ટુંકો કરવા માંડયો, અને ફુરસદના વખતે પ્રથમના કરતા પણ વધારે બળવાળાં યંત્ર બનાવવા માડયાં અને તેજસકર્ષદેશ ( focal ) થી સાત, દસ અને વીસ ફીટ અંતરના યંત્ર ટુંક મુદતમાં તૈયાર કર્યા. આ યંત્ર બનાવવામા તેણે અથાગ શ્રમ લીધો.

સને ૧૮૭૧ ના માર્ચ મહિનાની તેરમી તારીખે હરશલે એવી શોધ કરી કે તેનાથી તેનું નામ અમર થઇ ગયુ. આશરે દોઢેક વર્ષ નિયમિત રીતે આકાશનુ નિરીક્ષણ કર્યા બાદ એક સાજે આકાશનો અમુક ભાગ દૂરબીનથી તપાસતાં એક તારો બીજા તારા કરતાં સ્થિર તેજથી ચળકતો માલુમ પડયો થોડા એક કલાક પછી તેની તપાસ કરતાં તેને તે તારાની જગા બદલાએલી માલુમ પડી, બીજે દિવસે તેને તે મતમાં વધારે પુષ્ટિ મળી અને ઘણા દિવસના જારી નિરીક્ષણ પછી તેને જણાયુ કે તે એક આપણી પૃથ્વીના જેવો સૂર્યની આસપાસ ફરતો ગ્રહ હતો. તેણે તે નવા ગ્રહનું નામ તે વખતના ઇંગ્લંડના રાજા જ્યોર્જના માનમાં જ્યોર્જીઅમ રાખ્યું, પણ તેને સામાન્ય રીતે યુરેનસના નામથી ઓળખવામાં આવે છે. પાછળથી તેણે અનુક્રમે આ નવા ગ્રહની આસપાસ ફરતા ૭ ઉપગ્રહ સોધી કહાડયા.

આ નવી શોધથી હરશલનું નામ ચારે દિશામા પ્રસરી રહ્યુ. થોડા મહિનામાં રાજાએ તેને માસિક દરમાયો બક્ષ્યો જેથી તે તેની શોધ વિના-અડચણે આગળ ચલાવી શકે. તેણે ત્યાર પછી નિરંતર પોતાનું જીવન આ વિદ્યાની શોધખોળ પાછળ ગાળ્યું. તેણે દૂરબીનોની બનાવટમા ઘણો સુધારો કર્યો, અને પ્રથમ કરતાં બહુ મોટી દૂરબીનો બનાવી. તેની બનાવેલી સૌથી મોટી દૂરબીન ૪૦ ફીટની હતી જેને બનાવતા તેને ચાર વર્ષ થયાં. તેની મદદથી તેણે શનિનો છઠ્ઠો ઉપગ્રહ શોધી કહાડયો.

આ મહાન્ ખગોળશાસ્ત્રીની પોતાની માનીતી વિદ્યાના અભ્યાસમાં એટલી બધી પ્રવૃત્તિ હતી કે ઘણા વરસ સુધી તો જ્યા લગી આકાશ સ્વચ્છ હોય ત્યાં લગી ઉંઘ સરખી પણ તે લેતો નહતો, અને અતિશય થંડીના વખતમાં તે ખુલી જગામાં માચડા-

પર ચઢી ગગનનું નિરીક્ષણ કરતો તે સમયે તેની બ્હેન તેની પાસે શાહીનો ખડીઓ લઇ ઉભી રહેતી, અને તે દૂરબીનથી આકાશ તપાસતો. આ સમયે શાહી પણ ચઢીને લીંટે ઠરી જતી હતી ત્યાં સુધી તે તેનું કાર્ય કર્યે જતો હતો. આના અથાગ શ્રમથી ઘણા દૂરના તારાથી તે જાણીતો થયો, અને તેપર તેણે અનેક નિબંધો લખ્યા. ૧૮૦૨ મા તેણે રોયલ સોસાઇટીને ૫૦૦૦ નવા તારા મંડળો, અભ્રમંડળો વિગેરેની નોંધ આપી. અને આમ કરી તેણે નવી શોધને માટે વિશાળ ક્ષેત્ર ખુલ્લું કરી આપ્યું, તેમજ અનંત કોટિ બ્રહ્માંડની માન્યતા સત્ય કરી બતાવી.

વિજ્ઞાનશાસ્ત્રની અનન્ય સેવા બજાવી હરશલ અત્યંત માનને પામ્યો, અને સર્વ ખગોળવેત્તાઓમા પ્રથમ પદે બેસાડાયો ૧૮૧૬ મા તેને નાઇટ બનાવી સરનો ઇલ્કાબ આપવામા આવ્યો. તેણે મરતા સુધી પોતાનો આ ધંધો ચાલુ રાખ્યો, અને ગરીબ અવસ્થામાંથી ઉંચી દશા પ્રાપ્ત કરી મોટું નામ સંપાદન કરી ૧૮૨૨ ની સાલમા ૮૩ વર્ષની પાકટ વયે ગુજરી ગયો તેના પુત્ર સર જોન હરશલે ખગોળ વિદ્યામાં પોતાના પિતાનો પ્રયાસ જારી રાખી ખગોળ વિદ્યાના જ્ઞાનમા ઘણો વધારો કર્યો.

## નૈતિકકેળવણી.

સત્ય એમ છે કે નૈતિક કેળવણીની મુશ્કેલીઓ એવા કારણ લીધે હોય છે માબાપ અને છોકરા ઉભયના ભેગા થયેલા અપરાધનું પરીણામ બાળકની ખામીઓ માબાપની ખામીઓ દેખાડે છે કેટલીક ખામીઓ તો વંશપરંપરાથી ચાલતી આવેલી હોય છે. આ ણે સમજુતી કરતા આપણને લાગે છે કે જો ખામીનો વારસો આ પ્રમાણે નિયંત રહેતો હોય તો બાળકમાથી જેવા દુર્ગુણ માબાપ દૂર કરવા માગે છે તે દુર્ગુણ માબાપમાં પણ હોઇ શકે, કદાચ લોકની આંખથી છુપા રહેતા હોય અથવા બીજી લાગણીથી ઢંકાઈ જતા હોય. આમ હોવાથી કોઇ કાલ્પિક પદ્ધતિનો વ્યવહાર તેતો નિરાશાનું કામ છે. એનું કારણ એ કે કાલ્પિક માબાપ જવલ્લે જ જોવામા આવે છે

હજુ પણ એમ ધારો કે આપણા ધાર્યા પ્રમાણે કાલ્પિક સદ્ગુણવાળા બાળક બનાવવાની રીતિઓ હોય અને માબાપ પણ જોઇએ તેટલી હુશિયારીવાળા હોય, લાગણીવાળા હોય, કાલ્પિક નિયમને અનુસરી વર્તન કરવાને સશક્ત હોય, આત્મસંયમી તથા બરોબર લાયક હોય તો પણ બીજી બધી બાબતો સુધારી શકાય તે કરતા વધારે જલદીથી ગૃહવ્યવસ્થા સુધારવી તે નિરર્થક થઇ પડે આપણો હેતુ શો હોય છે ? હરકોઈ જાતની કેળવણી આપવાનો હેતુ બાળકને જીંદગીની ફરજ માટે તૈયાર કરવાનો સારી ચરિત્રવાળો બની દુનિયામા નામ કાઢવાની શકિત આપવાનો હોતો નથી ? આપણે એમ નથી કહેતા કે તેણે કરોડાપતિ થઇને નામ કઢાવવું આપણા કહેવાનો અર્થ તો એ છે કે તેના કુટુંબનું સારીપેઠે પોષણ કરવાને પૂરતો પૈસો મેળવવો ને દુનિયામા કીર્તિ મેળવવી. પરંતુ આ દ્રવ્ય કમાવામા પણ દુનિયામા કાંઈ લાયકાત નથી જોઇતી ?

વળી કોઇ કાલ્પિક કેળવણીની પદ્ધતિથી જો કાલ્પિક મનુષ્ય બનાવી શકાય તો
ા પણ શંકા ન ઉપજે કે તે માણુસ આ દુનિયાઓ નલાયક થઈ પડે ? એવુ
ા ભરેલુ નથી કે તેનું મેળેમેળ આની પ્રમાણિકપણું, રૂજુતા અને વર્તન તથા
રિત્રનું ઘણું જ ઉચ્ચ ધોરણુ તેને વાસ્તે આવી દુનિયામા જીંદગી અશક્ય બનાવે ?
ે ધારો કે પરિણામ આવે તોપણુ સોસાયટી માટે અને તેના પુત્ર પૌત્રાદિમાટે તો
ધૂળ-મેળવે ?

"Be not righteous over much, neither make thyself over-ise; why shouldest thou destroy thyself."

— cha 7 'Ecclesiastes.'

નક્કી યાદ રાખવુ કે આખા રાજ્યમા તેમજ કોઇ કુટુંબમા માનુષી સ્વભાવની
ધારણુ સ્થિતિને અનુરૂપ જ વ્યવસ્થા જોઇએ એવી અનુરૂપ વ્યવસ્થા જ સારી નીવડે.
જ અનુરૂપ પ્રકાર લાભદાયક થઇ પડે. જ્યારે બાળક પડી જાય છે અથવા તો ભીંત
મે તેનું માથુ અથડાય છે ત્યારે તે દુઃખ અનુભવે છે જેનુ સંસ્મરણુ તેને વધારે
ધારે સાવચેત થવાનું શીખવાડે છે. અને આવા અનુભવ વારવાર થવાથી બાળક પો-
ની હીલચાલને બરોબર સીધે માર્ગે દોરતા શીખે છે. જો બાળક તપાવેલા લોઢા ઉપર
હાથ મૂકે છે, અથવા સઘડીમા હાથ ઘાલે છે કે ચામડી ઉપર ખુબ ધગધગતું પાણી રેડે
છે તો તેથી થતો ડામ, દુઃખ અને બીજી હાનિ તેને એક એવો પાઠ શીખવે છે કે તે
ભૂલી શકતો નથી. આવી રીતના સંજોગ બનાવથી તેના મન પર એવી ઉંડી છાપ બેસી
જાય છે કે બંધારણુના નિયમોનું ઉલ્લંઘન કરવાને ગમે તેટલી લાલચોથી પણુ તે લલચાશે
નહિ. આ બધા દાખલામા કુદરત આપણુને ખરો સીધો સહેલો અને સારો રસ્તો બતાવે
છે. ધારો કે કોઇ છોકરો દીવા પર કાગળના કકડા ઝાલી રાખી એકે એકે સળગાવે છે,
અને સળગતા સળગતા પોતાના હાથમા જુએ છે. સાધારણુ ઓછી વિચારવાળી માતા
આવા ટાણે તેને મસ્તી ન કરવા દેવાના ઈરાદાથી અથવા તો તે દાઝશે એવી બીકથી
તેની પાસેથી કાગળના કકડા ખુંચી લેશે. પણુ જો એ બાળકને સદ્ભાગ્યે કોઇ અક્કલ
વાળી માતા મળી હોય, જે એમ સમજે છે કે છોકરાનુ એવુ સળગાવવાનું કામ કુદરતી
જ્ઞાનની આતુરતાને લીધે હોય છે, તે કાગળ ખુંચી લેવાથી થતા ગેરફાયદાનો વિચાર
કરશે, અને આમ ઉચ્ચરશે, "જો હુ આ કાગળનો કકડો ખુંચી લેઇશ તો આ છોકરાને
કંઇક જ્ઞાન મળતું હશે તે અટકાવીશ. એ ખરૂ છે કે આથી છોકરાને દાઝતો અટકાવીશ.
પણુ એટલુ બસ છે ? આજ નહિ જાણે તો બીજે કોઇ દિવસે દાઝશે અને તેથી તેની
જીંદગીની સહીસલામતી માટે તેને આનુ કરવાનું પરિણામ એટલે કે અગ્નિના ગુણુનો
અનુભવ તેને શીખવવો જોઇએ જો હુ આ ટાણે કાગળનો કકડો લેઇ લેઇશ અને દાઝતો
અટકાવીશ તો કદાચ કોઈ ટાણે જ્યારે કોઇ હાજર નહિ હોય ત્યારે દાઝી ઉઠશે, અને
કદાચ મોટી ઇજા પામશે પણુ જો હુ હાલ તેને અનુભવ લેવા દેઉ તો હુ હમણા તેની
પાસે જ છુ અને તેને ભારે ઇજા થવા દેઇશ નહિ વળી જો હમણા હું અટકાવીશ તો
તેથી તદન નિરપરાધી અને જેમા કાઇ શીખવાનુ મળે એવા પ્રયોગમાથી હટાવીશ, અને
તેને એમ લાગશે કે હું નિર્દયછુ. તેને એમ કંઇ ભાન નથી કે હું તેને દાઝતો બચા-

ડીશ. તેને તો એવું લાગશે કે મારી નિર્દય માતા મને રમુજ ગેળવતો અટકાવે છે. આથી હું તેને એક તેના શત્રુ તરીકે લાગીશ. મારો ઉત્તમ રસ્તો, મારે, એ છે, કે માત્ર એક તેને નામની સાવચેતી આપવી, તે સહેજ દાઝે તે એવું, અને વધારે ન દાઝે ? મારે તૈયાર રહેવું. મારે કાગળનો કકડો તો મુકી નહિ જ દેવો."

આવું સમજી માતા બાળકને ધીમાશથી સાવચેતી આપે છે કે એમ કર્યાથી દાઝ જઈશ. ધારો કે તે છતાં બાળકે કાગળ બાળ્યા, અને તેની આંગળીએ દાઝી; પણ શું પરિણામ થયું તેનો વિચાર કરો. એક તો એક તેણે એવો અનુભવ મેળવ્યો કે જે કો દિવસ તેને મેળવવો પડત અને જે અનુભવ જેમ વહેલો મેળવાય તેમ સારો છે. બીજું તેની માતાની આપેલી ચેતવણી તેના ભલા માટે જ હતી. ત્રીજું એક તેને લાગને માતા તેના માટે કેટલી બધી સંભાળ રાખે છે.

બધી ચીજોની સારાશ ભુંડાશની પરીક્ષા તેમના પરીણામ પરથી થાયછે. નીતિના બધ સિદ્ધાંતોમાં એમ હોય છે કે જે ચાલચલગતના કુલ પરિણામ-તરતના અને પાછળનાં-સુખ દાયક હોય છે તે ચાલ ચલગત સારી અને જેના પરિણામ માઠાં તે વર્તન માઠું લેખાય છે. વર્તણુકની પરીક્ષા કરવાને બધા માણસ તેનાથી થતા સુખ દુઃખનું ધોરણ લે છે. દારૂ પીવો ખોટો ગણીએ છીએ તેનું કારણ એ કે તેનાથી શારીરિક ક્ષીણતા ઉપજે છે, અને પીનાર તથા તેના સંબંધીઓમાં દુર્ગુણ વાસો કરે છે. જો ચોરીથી ચોરને તથા નુકશાન પામનારને બેઉ જણને આનંદ થતો હોય તો ચોરીનું નામ પાપના પત્રકમાં શા માટે નોંધાવું જોઇએ ? જો એમ હોય કે માયાળુ કામ કરવાથી પીડા તથા દુઃખ ભોગવવાં થતાં હોય તો આપણે માયાળુ કામને પણ ધિક્કારી ન કાઢત ? એક ન્યુસપેપરનો આર્ટીકલ વાચતાને વારજ અથવા તો હરકોઇ સાંસર્ગિક વાતચિત સાભળતાં વારજ ખ્યાલ આવશે કે પાર્લામેન્ટના એક્ટ-રાજકિય હીલચાલો-દયાળુ કામ-પરદુઃખ ભંજનવર્તન વિગેરે સારાં છે કે ખોટાં છે તેની પરીક્ષા તેનાથી સુખ થશે કે દુઃખ થશે તે જોનાથી થાય છે. હમેશાં ખરા ખોટાની પરીક્ષા કરવાનુ આ ધોરણ હોય છે, તો શારીરિક ચાલચલગતને પણ ખરી કે ખોટી તે આજ ધોરણથી તપાસવી જોઈએ. હરકોઇ શારીરિક વર્તનથી ફાયદો થશે કે નુકશાન થશે તે જોનાથી તુરત માલુમ પડશે, કે તે શારિરીક વર્તન યોગ્ય છે કે અયોગ્ય છે.

ધ્યાનમાં રાખવું કે જ્યારે છોકરો દેવતામાં હાથ ઘાલે છે ત્યારે તેને ઇજા થાય છે. તે કુદરતી સજા એવી જાતની હોય છે કે જેથી બીજાં શરીરનાં ઉલ્લંઘન અટકાવી શકાય છે. તે કુદરતી સજા કંઇ બનાવટી સજા નથી, નિરૂપયોગી નથી, પણ શારીરિક કલ્યાણથી વિરોધ પડતા જેટલાં કામ હોય તેને માટે લાભકારક દાબ છે. અને એવા કુદરતી દાબ ન હોય તો શરીર એવી જાતની ઇજાઓથી નાશ પણ પામે. એ એક કુદરતી સજાની ખુબીજ છે કે જે કામના માટે તે સજા હોય છે તે કામનું તે અનિવાર્ય પરિણામ હોય છે. કુદરતી સજા એ એક બળનું પ્રતિબળ કરતાં કંઈ વિશેષ નથી.

એ પણ સાથે યાદ રાખવું કે આ દુઃખદાયક કુદરતી સજા જે એક પ્રકારનું પ્રતિ બળ છે, તે બરોબર કુદરતના ઉલ્લંઘનના પ્રમાણમાંજ હોય છે. થોડા ઉલ્લંઘનથી

થોડું દુ:ખ થાય છે, મોટા ઉલ્લંઘનથી ભારે દુ:ખ થાય છે. એવો કંઈ કુદરતનો નિયમ નથી કે બાળક ભોંયપર ને ભોંયપર હેઠે પડી જાય ત્યારે તેને ઘરે તે કરતાં વધારે દુ:ખ અનુભવવું પડે. કારણ કે કુદરતી સજાનો હેતુ એવો હોય છે કે ફરીથી વધારે તે બાળક સાવચેત રહે. આ પ્રમાણે દરરોજના અનુભવથી છોકરો એની મેળે નાની મોટી ભૂલો જાણે છે ને ઘણું શીખે છે. તદુપરાંત કેવી રીતે ભવિષ્યમાં વર્તવું તે જાણી શકે છે.

વળી એ પણ કુદરતી સજાની ખુબી છે કે તે સજા હમેશાં બાળકના ખોટા કામનું પરિણામ હોય છે, નિયત અને સીધા પ્રકારની હોય છે, બે ધડક અને ગમે તેવા ઉપાયે લાચ આપીએ કે રીપારસ લગાડીએ તો પણ છુટી ન જવાય એવી હોય છે. તે સજા કંઇ ધમકી આપતી નથી પણ એક શાંત અને કડક પ્રકારની હોય છે. જો છોકરાં આંગળીમાં સોય ઘોચે તો તેને દુ:ખ થાય છે. જો ફરીથી એ પ્રમાણે કરે તો ફરીથી પણ તેજ પરિણામ થાય છે. નિર્જીવ કુદરતના બધી જાતના વ્યવહારમાં છોકરો આવો અડગ આગ્રહ જુએ છે. બાળક જુએ છે કે કુદરત ગમે તેવું બ્હાનું હોય પણ માનતી નથી. તેની આગળ હાઈ કોર્ટે ચઢાતું નથી, અને જ્યારે બાળક કુદરતની આવી નીતિ દેખે ત્યારે તે તેના નિયમ કદી ન ઉલ્લંઘવા એમ નક્કી કરે છે. આ નિયમો એકલા બાળપણમાં લાગુ પડતા નથી, પરંતુ પુખ્ત વયમાં પણ લાગુ પડે છે. આવી રીતે કુદરતના પરીણામનો અભ્યાસ થવાથી માણસો શીખે છે કે ફલાણું કામ સારૂં છે ને ફલાણું ખોટું છે, ને જ્યારે ખોટા માર્ગે વળે છે ત્યારે એકદમ અટકે છે. ગૃહ કેળવણી પૂરી થયા પછી જ્યારે માબાપ કે શિક્ષક 'આમ કરો' 'આમ ન કરો' એવું કહેવાને હોતા નથી ત્યારે "આત્મ માર્ગોપદેશ" નામની રીતિ શરૂ થાય છે જેથી બાળક પોતાની મેળે કયે રસ્તે જવું ને તેનાથી કેવો પરિણામ આવશે તે સમજી વર્તવા શીખે છે. જો કોઇ યુવાન ધંધામાં પડયા પછી પોતાનો સમય મોજ માર્ગમાં કાઢે, અથવા તો તેને સોંપવામાં આવેલું કામ ધીમેથીબેદરકારીથી કે અસંતોષકારક રીતે કરે છે તો કુદરતી સજા તેને તુરત પકડે છે, તેને ધંધામાંથી કાઢી મૂકે છે, ને ગરીબાઇના દુ:ખ અનુભવાવે છે. જો માણસ વખતસર કામ ન કરે અને મુકરર કરેલા પ્રસંગો ચૂકી જાય તો તેને પણ તરતજ અસગવડ, નુકશાન, દિલગીરી વિગેરે ભોગવવાં પડે છે. જે વેપારી એકના પાંચ કરે છે તેની દુકાને કોઇ ગ્રાહક ચઢતું નથી, અને તેના લોભમાં થોભ થાય છે. દર્દીપર ધ્યાન ન આપે અને મહેનત ન લે તો ડાકટરની કમાઈ તુરત ઓછી થઇ જાય છે. લેણદાર જો બહુ ભોળો હોય તો તેના રૂપિયા પાછા પૂરેપૂરા આવતા નથી. ખાવાની રૂચી હોય ને ખાઇએ નહિ તો માદા પડીયે છીએ ખાવાની અરૂચિ હોય ને ખાઇએ તો અપચો થાય છે. અવિચારી સટ્ટો મારનાર પોતાના અતિશય સાહસ માટે અતિ કીંમત આપે છે.. આ સર્વથી બધા માણસોને પોતાના વ્યવહારોમાં સારા થવાની સાવચેતી મળે છે. આ પ્રમાણે દરેક શહેરીની જીંદગીમાં સમજવું. " દાઝેલું બાળક અગ્નિથી બીએ છે, " એ કહેવતમાં આપણે જોઇએ છીએકે કુદરતી વ્યવસ્થાને સોસાયટી વ્યવસ્થા સાથે નિકટ સંબંધ હોય છે, તથા કુદરતી વ્યવસ્થા ઘણી ઉત્તમ પ્રકારની હોય છે. બધા માણસો પાસેથી

## હિંદી કાપડ સુતર ઉપરની જકાત જલદી નીકળી જવાની જરૂર.

હિંદમા જો કોઇપણ ઉદ્યોગ પગભર થયો હોય તો તે સુતરના કારખાનાવાળાનો છે. કાપડ સુતરનો ઉદ્યોગ પગભર થયો છે, તેનો અર્થ એટલો જ છે કે બીજા ઉદ્યોગોની ખીલવણીનો વિચાર કરતા, આ ઉદ્યોગ વ્યવહારૂ રીતે આગળ વધ્યો છે. પરંતુ યુરોપાદિ અન્ય દેશોના ઉદ્યોગોની ખીલવણી સાથે સરખાવતાં હિંદનો કાપડ સુતરનો ઉદ્યોગ હજુ બચપણમાંજ છે. આ ઉદ્યોગને ખીલવવાનો ઘણો અવકાશ છે. હિંદમાં દરવર્ષે ચોપન અથવા પચાવન કરોડ રૂપૈઆના કાપડનો ખપ છે. ત્યારે હિંદી કારખાનાઓ માત્ર સોળથી સત્તર કરોડનો માલ બનાવે છે, ત્યારે યુરોપ, અમેરીકા વિગેરે ખંડોમાં કેટલા એક રાજ્યો સ્વદેશી ઉદ્યોગને ખીલવવા તથા તેને બીજા દેશોના તેજ ઉદ્યોગની સાથે સ્પર્ધામાં આગળ વધારવા નવીન ઉદ્યોગોને સ્ટેટ (સરકાર) તરફથી તમામ પ્રકારની મદદ

આપવામાં આવે છે. રાજ્ય તરફથી માલના ઉત્પન્નના પ્રમાણમાં તેમને પૈસાની મદદ મળે છે, અને આગબોટવાળા તેમના દેશના વ્યાપારીઓ પાસેથી તેવા માલ ઉપર ઓછું ભાડું લેઇ તેમનો માલ દેશપરદેશ મારે લઇ જાય છે. ગ્રેટબ્રીટન સીવાય તમામ સુધરેલા દેશોએ આ પ્રમાણે વેપાર ઉદ્યોગ સંરક્ષણની રાજ્યનીતિ હાથ ધરી છે. અને અનુભવથી એમ સિદ્ધ થાય છે કે સંરક્ષણથી તે ઉદ્યોગને લાભજ થયો છે. અત્યારે જો વેપારના આંકડા ઉપર આપણે દૃષ્ટિ કરશું તો તરત જ જણાશે કે જર્મની તથા એવા સંરક્ષણના નિયમનો જેમણે અંગીકાર કર્યો છે તેવા દેશોનું તૈયાર કાપડ હિંદમાં જ્યારે ૧૮૯૬–૯૭મા, માત્ર ૬૦૦૦૦૦૦ સાઠ લાખ રૂપૈઆની કીમતનું આયાત થયું હતું, જ્યારે સને ૧૯૦૫, ૦૬ ની સાલમાં તે આંકડો વધીને બે કરોડ ને સત્તાવીશ લાખ ઉપર ગયો છે. ટુંકામાં કહીએ તો એવા દેશોનો વેપાર હિંદમાં જ્યારે સાડાચાર ગણો વધ્યો છે ત્યારે તેજ અરસામા ઇંગ્લડનો હિંદમાં આયાત થતો માલ માલ દોઢ ગણો થયો છે; અને ખુદ હિંદમાં કાપડનું ઉત્પન્ન વધીને માત્ર બમણું થયુ છે.

- ઉપરની હકીકતથી એમ ફલિત થાય છે કે અવકાશ છતાં ઇંગ્લિંડનો અને હિંદનો કાપડ સુતરનો વેપાર બીજા પરદેશી ઉદ્યોગોની સાથે હરિફાઇમાં બરાબર ઉતરી શકતો નથી અને ઇંગ્લાડના અને હિંદના ભોગે બીજા પરદેશીઓ ફાવી જાય છે. ઇગ્લંડ અને હિંદનો વેપાર એ અરસામા કેમ વધ્યો નહિ તેના ઘણા કારણો છે, પરંતુ તેનું મુખ્ય કારણ કાપડ સુતર ઉપર હિદી સરકારથી જે જકાત લેવામા આવે છે તેથી હિંદના કારખાનાવાળાઓ પરદેશીઓની માફક સસ્તો માલ વેચી શકતા નથી. હાલ જે કાઇ હિંદમાં કાપડ સુતરનો ઉદ્યોગ કાંઇક ઠીક સ્થિતિમાં દેખાય છે, તેનું કારણ હિદીઓનું સ્વદેશાભિમાન છે, કારણ કે સ્વદેશી વસ્તુ વાપરવાથી દેશના ઉદ્યોગોને થતા લાભો હિંદીઓ સમજવા લાગ્યા છે, ને તેથી બીજા પરદેશી વેપારીઓ તેમજ ઇગ્લંડના કાપડ સુતરના કારખાનાવાળાઓને મોટું નુકશાન ખમવાનો વખત આવી લાગ્યો છે. ઇગ્લંડમાં પણ આ બાબત સંક્ષોભ કરવામા આવે છે ને તે સર હેનરી ફાઉલરે "સ્પેકટેટર" નામનું ઇંગ્રેજી પેપરમાં આ સંબંધમા જે લેખ લખ્યો છે તે ઉપરથી હરકોઇના સમજવામાં આવશે. ઉપર કહેલી જકાત આ ઉદ્યોગની ખીલવણીમાં આડે આવે છે ને તેથી જેમ બને તેમ જલદીથી તેને કહાડી નાખવાની અમે હિંદી સરકારને ભલામણ કરીયે છીએ. ઇંગ્લંડમાં હાલ લીબરલ પક્ષ પ્રધાનપદે છે, અને પ્રથમથી તે આજ લગણ લીબરલ પક્ષના હિંદી પ્રધાનોને, જે જે વખતે આ જકાતનો સવાલ આમની સભામા ચર્ચવામાં આવ્યો છે તે તેવખતે સ્વીકારવુ પડ્યું છે કે આ જકાત જુલમી છે, અને તે ઉદ્યોગની ખીલવણીને અટકાવે છે. તેમ છતા માત્ર લેંકેશાયર અને માંચેસ્ટરના કારખાનાવાળાઓના લાભની ખાતર લીબરલ પ્રધાન મંડળે હિંદના ઉદ્યોગ ઉપર આડી ખીલી મારી. પરંતુ જ્યારે બીજા પરદેશીઓ ઇગ્લંડના વેપારને ધક્કો મારવા લાગ્યા અને ઇગ્લંડના માલને હિંદી બજારમાથી નસાડવા મંડ્યા ત્યારે એ સવાલ ઇંગ્રેજ લોકોએ ઉપાડી લીધો છે; અને તેથી હવે એ જકાત કાઢી નાખવામા આવે એવો સંભવ રહે છે.

તા. ૨૭–૧૨–૧૮૯૪ ના રોજ હિંદી કાપડ સુતર ઉપર ગેરવ્યાજબી જકાત

નાખવાના બીલનો ખરડો હિંદી સરકારની ધારા સભામાં વાચવામાં આવ્યો, તે વખતે સર ફીરોજશાહ મહેતાએ ઉક્ત ખરડાના હેતુ વિષે એવી ટીકા કરી હતી કે "જો ઇંગ્રેજી કારખાનાવાળાઓ સાથે હિંદી ઉદ્યોગ હરીફાઈમાં ઉતરશે એવો અંદેશો માત્ર મ્હેલો હોય તો હિંદના ઉછરતા ઉદ્યોગોને મૂળમાથી જ નાબુદ કરવા "

સને ૧૮૮૫ મા ડીસેમ્બર માસની ૨૭ મી તારીખે લોર્ડ સેલીસબેરીએ તેમનો અભિપ્રાય ખુલ્લી રીતે દર્શાવ્યો હતો કે કાપડ સુતર ઉપરની જકાતની રાજનીતિનો બચાવ કોઈરીતે થઈ શકે તેમ નથી માત્ર ખાસ કારણોને લીધેજ આવી રાજનીતિ અખત્યાર કરી શકાય વળી હિંદી પ્રજાકીય મહાસભામા પણ કાપડ સુતર ઉપરની જકાત કાઢી નાખવાની માગણી ચાલુ જ છે માટે સર હેનરી ફાઉસેટ વાસ્તવિક કહે છે કે કાપડ સુતરનો આયાત વેરો અને હિંદમા બનેલા કાપડ સુતર ઉપરની જકાત જેમ બને તેમ જલ્દીથી કાઢી નાખવાની જરૂર છે આ સવાલનો નિર્ણય અમારા ધારવા મુજબ કરવાથી હિંદના તેમજ ઇંગ્લંડના કારખાનાવાળાઓને અત્યંત લાભ થશે પરંતુ તેથી હિંદને જોઇએ તેવો ન્યાય મળતો નથી કારણ કે હિંદીઓની માગણી એવી છે કે હિંદના કારખાનાવાળાઓને તે ઉપરાંત વિશેષ સંરક્ષણ આપવું માત્ર આશાઓ આપવાથી હિંદમાથી અશાંતિ નાશ પામશે નહીં, તેમ હિંદના લોકો માતબર થશે નહીં, પણ તેમની ઇચ્છાઓ અને માગણીઓ થોડે ઘણે અંશે પણ સ્વીકાર કરી હિંદીઓના અશાંત મનનું સાંત્વન કરવામાં રાજ્યકર્તાઓનું ડહાપણ સમાયેલું છે

---

## પાણી

અગત્યતા — સૃષ્ટિના જીવનની અગત્યની ચીજોમા પાણી ઉંચો દરજ્જો ભોગવે છે જેમ હવા સિવાય જીવન અશક્ય છે, તેવીજ રીતે પાણી સિવાય અશક્ય છે પાણીની જરૂર દુનિયાઉપર દરેક ચીજને છે જેમાં પાણી નથી તેમા જીવન અગર સત્ત્વ નથી, જેમા પાણી નથી તે નિરસ છે, તે ચેતન રહિત છે તાત્પર્ય એ કે પાણીની જરૂરીઆત જણાવવી ને આકાશના તારાની ગણત્રી કરવી એ બે બરાબર છે

પૃથક્કરણની રીત— પાણી તત્ત્વ નથી, પરંતુ તત્ત્વોનું બનેલું મિશ્રણ ( compound ) છે, એટલે કે જો પાણીને કોઇપણ સાધનથી વિભક્ત કરી સંશોધન કરવામા આવે તો પાણી જે તત્ત્વોનું બનેલું છે તેમા તે વિભક્ત થઇ જાય. પાણી કયા તત્ત્વોનું બનેલું છે, તેનો નિર્ણય કરવા ઘણી યુક્તિઓ કામે લગાડવામાં આવી છે, આમા સૌથી મુખ્ય અને છુટથી વપરાતી રીત વિજળી પ્રવાહની છે વિજળી-પ્રવાહની મદદથી પાણીને તપાસી જોતા માલુમ પડયુ છે કે— પાણી " હાઇડ્રોજન " અને ' ઓકસીજન " નામના ગેસનું બનેલું છે ઉપરના બે ગેસની મેળવણીથી પાણી બને તે માટે તેઓના વજનનું પ્રમાણ એક ને આઠ અનુક્રમે છે

n રીતે બનેલ પાણી તદન સ્વચ્છ છે

**પાણી શાથી બગડે છે**

વાદળામાથી વરસાદ પડે છે, તે પાણી સ્વચ્છ હોય છે, પરતુ જમીનપર પડતા પહેલા હવામા થઇને નીચે આવે છે હવામા “ **કારબોનીક** એસીડ” ગેસ છે આ ગેસ વરસાદના પાણી સાથે ભળી જાય છે, અને પાણીને અસ્વચ્છ કરે છે જમીન ઉપર પડયા પછી નદી કે ઝરાના રૂપમા તે પાણી વહે છે, જે સમુદ્રમા જાય છે, અને વહેતી વખતે જેવા ગુણવાળી જમીન ( એટલ કે ક્ષાર, ઉસ, ચાક, ) ઉપર થઇ જાય છે, તેવા ગુણ તે પાણીમા આવે છે આ કારણથી પાણી અસ્વચ્છ થાય છે જ્યારે પાણી અસ્વચ્છ હોય છે ત્યારે લૂગડા ધોતી વખતે ઘણી અડચણ પડે છે, અને સાબુ ખૂટી જાય છે, છતા ફીણ આવતુ નથી, અને કપડા સાફ થતા નથી

**પાણી શુદ્ધ કરવાની રીતો.**

પાણીને સાફ કરવા ઘણી રીતો વપરાય છે ફટકડી નાખવાથી પાણીનો કચરો નીચે બેસે છે, અને તે ગાળી નાખવાથી પાણી પીવા લાયક બનાવાય છે. પાણીને **ઉકાળવાથી** પાણીમા ભળેલી નુકશાનકારક વસ્તુઓ દૂર કરી શકાય છે જૈન ધર્મમા પાણી ઉકાળી ઠારી અને ગળીને પીવાનો રીવાજ છે, તે ઉપલી બાબતથી જોતા દીર્ઘ દૃષ્ટિ ભરેલો જણાય છે કેટલીક જગે એ કોલસાનો ભૂકો અને રેતીને વાસણમા ભરવામા આવે છે, અને મેલુ પાણી તેમા થઈ નીચે રાખેના કાણામાથી ટપકવા દેછે, અને પાણી સ્વચ્છ કરી પીવાના કામમા લેવાય છે સૌથી **ઉત્તમ રીત** ગદામા ગદુ પાણી હોય તોપણ તેને ઉનુ કરી તેની વરાળને ઠારી પાણી બનાવવાની છે, વરાળ ઠરી જશે, અને તેથી થતું પાણી તદ્દન સ્વચ્છ અને પીવા લાયક બનશે

**ગુણ**

સ્વચ્છ પાણીને રગ, વાસ કે સ્વાદ હોતો નથી પાણી ઉત્તમ વીજળી વાહક છે અર્થાત્ તેમાથી વિજળી જલદીથી પસાર થઇ શકે છે ૧૦૦° ડીગ્રીના તાપે પાણીની વરાળ થઇ જાય છે અને ૦° ડીગ્રીએ બરફ થઇ જાય છે પાણી વજનમા ભારે છે માણસનુ શરીર * **માપોમાપમાં** પાણીથી હલકુ છે તેથી ઉપર તરી શકે છે પરતુ માથુ માપોમાપના પાણી કરતા ભારે છે, તેથી જેને તરતા નહી આવડતુ હોય તેનું માથુ નીચે જતું રહેશે, અને પગ ઉપર રહેશે, શ્વાસ બધ થશે અને મરણ નીપજશે પણ જો ડોક ઉચી રાખવામા આવે તો શરીરના બીજા અવયવ એમની મેળે પાણી ઉપર રહેશે, અને ડુબાશે નહિ ચોપગા પ્રાણીના માથા **માપોમાપના** પાણી કરતા હલકા છે, તેથી સ્વભાવિક રીતે માથા પાણીની સપાટી ઉપર રહેવાથી શ્વાસ રૂધાશે નહિ, અને મરી જશે નહિ

પાણીને ઉચેથી રેડવામાં આવે તો તેના નીચે પડતા ટપકા સૂર્યના તાપને લાલ પીળા લીલા વિગેરે રગોમા જૂદા કરી શકે છે

પાણી ત્રણ રૂપે રહી શકે છે **વરાળ-બરફ** અને **પ્રવાહી પાણી**-ત્રણેરૂપ અનેક

---

* માપોમાપ એટલે જેટલી જગ્યા કોઇ અવયવ રોકે તેટલી જગ્યામા માય તેટલુ પાણી તે માપનુ પાણી અને અને તે અવયવ તે બન્નેનુ જો વજન કરવામા આવે તો પાણીનુ વજન તે અવયવ કરતા વધી જશે, અને તેથી પાણી ઉપર તે અવયવ તરશે તેવી રીતે આખા શરીરનુ સમજવું

કામમાં આવે છે. આ જમાનામાં વરાળનો ઉપયોગ મીલનાં બોઈલર, આગગાડી આગબોટ વિગેરેમાં બહુ કરવામાં આવ્યો છે. શિયાળામાં જ્યાં ટાઢ બહુ પડે છે તેવા દેશો ઘરની પોલી દીવાલોમાં, ઘરમાંની હવા ગરમ કરવાને વરાળનો ઉપયોગ કરવામાં આવે છે.

બરફ કોઈપણ ગેસને ગેસના રૂપમાંથી પ્રવાહી, અને પ્રવાહી રૂપમાંથી નક્કરરૂપમાં લાવતાં વપરાય છે. પાણી ઠરીને બરફ થઈ જાય છે ત્યારે તે બરફ પાણી કરતાં વધારે જગ્યા રોકે છે. આ કુદરતી નિયમને લીધે ખડકો તોડવી સ્હેલ થઇ પડે છે. ખડકના ચીરાડમાં પાણી ઠરી બરફ બંધાવા માડે કે બરફ વધારે જગ્યા રોકવા પ્રયત્ન કરે છે અને તેમ કરતાં જગ્યા ન મળવાથી ખડક ફાટી જાય છે. આ નિયમાનુસાર ઠંડા દેશોના શહેરમાંની પાણીની નળીઓ તુટી જાય છે, પરંતુ આ નિયમથી જળચર પ્રાણીને ઘણું સગવડ મળે છે. બરફ પાણી કરતાં વજનમાં હલકો હોવાથી સપાટી ઉપર તરે છે અને બરફની નીચે જળચર પ્રાણી રહી શકે છે.

ઉપયોગ.

પાણી (સ્વચ્છ)ની ઘણીજ જરૂર છે. પીવામાં તેમજ કારખાનામાં બોઇલરમાં ઘણોજ ફાયદો કરે છે. માણસને રોગ લાગુ પડી શકતો નથી, અને તે હમેશ તનદુરસ્તી ભોગવે છે. મીલના બોઈલરમાં સ્વચ્છ પાણી વાપરવાથી કેટલો ફાયદો થાય છે, અને બેદરકાર રહેવાથી કેટલું નુકશાન થાય છે તે નીચેના લખાણ ઉપરથી સમજાશે.

સ્વચ્છ પાણી ૧૦૦° ડીગ્રીના તાપે ઉકળે છે. જો પાણીમાં ક્ષાર અગર મેલ ભળેલો હોય તો તેટલુંજ ઉનું કરવાને વધારે બળતણ બાળવું પડે છે. આ નિયમ બોઇલરમાં વપરાતા પાણીને લગાડીએ. ધારો કે બોઇલરમાં પાણી અસ્વચ્છ વપરાય છે. પાણીની વરાળ થાય છે, અને પાણીનો મેલનું પડ બોઇલરની અંદરની બાજુએ બાઝી રહે છે. આ મેલના પડને લીધે અસ્વચ્છ પાણીને સ્વચ્છ પાણી જેટલું ઉનું કરવામાં ૧૬ ટકા બળતણ વધારે બાળવું પડે છે. જો બાઝેલા મેલનું પડ (થર) $\frac{1}{8}$ ઈંચ જેટલું જાડું હોય તો તેટલુંજ ઉનું કરવાને ૫૦ ટકા જેટલું વધારે બળતણ બાળવું પડે છે, પડ $\frac{1}{4}$ ઈંચ જેટલું જાડુ હોય તો ૧૫૦ ટકા જેટલું વધારે બાળવું પડે છે. ઉપરની બાબતને બીજારૂપમાં મૂકીએ તો સ્પષ્ટ જણાય છે કે જે બોઇલરમાં સ્વચ્છ પાણી વપરાય છે, અને જ્યાં ૧૦૦ ટન કોલસા જોઇએ છે, તેને બદલે અસ્વચ્છ પાણીવાળા બોઇલરમાં તેટલુંજ ઉનું કરવાને ૧૧૬ ટન કોલસાની જરૂર છે. એજ ગણત્રી પ્રમાણે $\frac{1}{8}$ અને $\frac{1}{4}$ ઈંચ વિશે વિચારીએ તો જ્યાં ૧૦૦ ટન કોલસાની જરૂર છે, ત્યાં ૧૫૦ અને ૨૫૦ ટન કોલસા બાળવા પડે છે.

આ દાખલાને સારા વ્યવહારિક રૂપમાં મુકીએ તો-ધારો કે એક મીલ દરરોજ ૭૦૦૦ પૌંડ કાપડ અને ૧૨૦૦૦ પૌંડ સુતર બનાવે છે, તે મીલના બોઈલરમાં ૧૧ ટન કોલસો બળે છે. આ ગણત્રી પ્રમાણે એક માસમાં ૩૩૦ ટન અને એક વરસમાં ૩૯૬૦ ટન બળશે.

હવે ધારો કે બોઇલરની અંદરની બાજુએ મેલનું પડ $\frac{1}{16}$ ઈંચ જેટલું બાઝ્યું છે તો વરસના અંતે ૧૬ ટકા વધારે બળતણ બળવાની ગણત્રી પ્રમાણે ૪૫૯૩ ટન બળશે.

# પ્રાચીન હિંદુઓમાં ગણિત શાસ્ત્રનું જ્ઞાન.

ગણિત શાસ્ત્રના અભ્યાસની શરૂઆત વ્યાસ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, શુક, પાણિનિ પતંજલિ, સ્મૃતિકાર મનુ, યાજ્ઞવલ્ક્ય, કણાદ, ગૌતમ, વરાહમિહિર, ભાસ્કરાચાર્ય આ મહાન્ ઋષિઓના ચરણ કમલથી પવિત્ર થયેલા ભારતવર્ષમા થઇ છે તે હવે વિવાદ વિષય નથી પુણ્યસ્થાન આર્યભૂમિમા વસનારા ઋષિ મુનિઓ એટલા ઉદાર વૃત્તિવાળા હતા અને ગજર્ષિ ભર્તૃહરિના સદા સ્મરણીય શબ્દો –

अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

" આ મારો અને આ પારકો છે એવી ગણત્રી ફક્ત નીચ મતિવાળા ક્ષુદ્ર માનવીઓજ કરે છે પણ જે મનુષ્યોનુ ચરિત્ર ઉદાર હોય છે તેઓ તો સમગ્ર દુનિયાને પોતાના કુટુમ્બના સરખી ગણે છે, " *આવા આત્મભાવની વૃદ્ધિ કરનારા શબ્દો પ્રમાણે* મનસા વાચા કર્મણા વર્તન કરનારા હતા કે કોઈપણ દેશમાથી વિદ્યાર્થી, સરસ્વતીદેવીની ઉપાસના કરવા આવતા તો તેને તેઓ અંતઃકરણ પૂર્વક શીખવતા હતા તેથી સાધારણ રીતે અગ્બસ્તાનમાથી ઘણા લોકો ઘણા જ પ્રાચીન સમયથી આપણા દેશમા વિદ્યાભ્યાસ કરવા માટે આવતા રહ્યા છે આશરે ઈસ્વીસન ૬૦૦ ના અરસામા બ્રહ્મગુપ્ત નામના એક વિદ્વાન્ ગણિત શાસ્ત્ર વિશારદ પંડિત ચાર બાજુઓથી બનેની આકૃતિનુ ક્ષેત્રફળ કેવી રીતે કહાડવું તે જાણતા હતા, એટલું જ નહિ પણ હાલના વખતમા વર્તુલની અંદર કહાડેલી એક ચાર બાજુવાળી આકૃતિના ક્ષેત્રફળ માટે જે નિયમ ઈંગ્રેજી પુસ્તકોમા વાચીએ છીએ તે નિયમ બરોબર રીતે આપ્યો છે તે નિયમ આ સ્થળે ટાકી વાચકોને તસ્દી આપીએ છીએ, તેનુ કારણ એટલુ જ કે આપણા પૂર્વજોને અક્ષર વિદ્યાનુ ઘણુ જ બારીક જ્ઞાન હતુ તે સાબીત થાય —

જો अ, ब, क, ड કોઇપણ વર્તુલમા કહાડી શકાય એવા ચતુષ્કોણ (ચાર બાજુવાળી ગમે તેવી આકૃતિ ) ની બાજુઓ હોય અને ચારે બાજુના સરવાળાના અડધા ભાગને स કહેવામા આવે તો તે ચતુષ્કોણનુ ક્ષેત્રફળ $\sqrt{(स-अ)(स-ब)(स-क)(स-ड)}$ ની બરોબર છે હૉબ્સન પોતાની ત્રિકોણમિતિમા આજ નિયમની સાબીતી આપ્યા પછી લખે છે કે —

' This theorem was discovered by Brahmagupta a Hindoo Mathematician of the sixth century "

" ઇસ્વીસનના છઠા સૈકામા બ્રહ્મગુપ્ત નામના એક હિંદુ ગણિત શાસ્ત્રીએ આ સિદ્ધાંત ખોળી કહાડ્યો છે "

આ ઉપરથી વાચકને ખાત્રી થશે કે જે ભારતવાસીઓ ગણિતમાં દશાશ અપૂર્ણાંક ની શોધ કરી પ્રખ્યાતિ પામ્યા છે તેઓએ અક્ષર ગણિતમા પણ ઘણોજ ઉંડો પ્રવેશ કર્યો છે, વળી આ બાબત વધુ પુરાવો આપવો અયોગ્ય નહી ગણાય ઈંગ્રેજીમા અક્ષર

ગણિતને એલજીબ્રા ( Algebra ) કહે છે. પણ આ શબ્દ મૂલ અરબ્બી ભાષાના " આલ્જેબ્ર " એવા શબ્દમાથી નીકળ્યો છે. તેથી યુરોપિયનોએ સાધારણ રીતે અરબસ્તાનના લોકો કનેથી અક્ષર ગણિતનો અભ્યાસ કર્યો છે એ સ્પષ્ટ જણાઇ આવે છે.

વળી અક્ષર ગણિતનો મોટામા મોટો ઉપયોગ કોઇ અજ્ઞાત વસ્તુવાળી બે રકમો સરખી છે એમ આપ્યું હોય ત્યારે તે અજ્ઞાત વસ્તુની કિમ્મત કહાડવામા થાય છે. જેમ કે ૫ ક્ષ + ૮=૮ ક્ષ + ૨

આવી રીતે બે રકમો સરખી છે, એમ આપ્યુ હોય ત્યારે ક્ષ ની કઈ કિમત માટે આ બે રકમો સરખી થશે એવો સવાલ ઉત્પન્ન થાય છે. જો ક્ષ ની કિમત ૨ હોય તો ૫ × ૨+૮ એટલે અઢાર એવી ડાબી બાજુની રકમની કિમત થાય છે અને જમણી બાજુની કિમત પણ ૮×૨+૨=૧૮ થાય છે. આવા હિસાબોમાં ક્ષ ની એકજ કિમત આવે છે, પણ નીચે આપ્યો છે એવા હિસાબમા ક્ષ ની બે કિમતો આવશે જેમકે

ક્ષ$^{૨}$+૫૨=૧૫ ક્ષ +૩૪

એવા સવાલમાં ક્ષ ની કિમત ૩ અથવા ૨ આવે છે. કારણ કે જ્યારે ક્ષ ની કિમત ૩ હોય છે ત્યારે જમણી બાજુની કિમત

૩×૩$^{૨}$+૫૨=૩×૩×૩+૫૨=૨૭+૫૨=૭૯

થાય છે; અને ડાબી બાજુની કિમત ૧૫×૩+૩૪=૪૫+૩૪=૭૯ થાય છે. વળી જ્યારે ક્ષ ની કિમત ૨ હોય છે ત્યારે ડાબી બાજુની કિમત ૩×૨$^{૨}$+૫૨=૩×૨×૨+૫૨=૧૨+૫૨=૬૪ થાય છે, અને જમણી બાજુની કિમત ૧૫×૨+૩૪=૩૦+૩૪=૬૪ થાય છે. તેથી આવા હિસાબમા ક્ષ ની બે કિમતોથી આપેલી બે રકમો સરખી થાય છે. આ બારીક નિયમ શ્રીધરાચાર્યે શોધી કહાડ્યો હતો, અને ક્ષ ની કિમતો કહાડવા માટે જે નિયમ હમણાના ઇંગ્રેજી પુસ્તકોમાં વાંચીએ છીએ તેવોજ નિયમ તે મહાન્ પંડિતે શોધી કહાડ્યો હતો. શ્રીધરાચાર્યે એવો શોધ કર્યો કે अ, ब, क, ગમેતે જાણીતી સંખ્યાને માટે મૂકવામાં આવે તો જે ક્ષ ની કિમતો માટે

अ क्ष$^{२}$+ ब क्ष+क=०

તે કિમતો $\frac{-ब \pm \sqrt{ब^{२}-४ अ क}}{२ अ}$ ની બરોબર છે*

આ નિયમથી આપણે ઉપરના હિસાબમા ક્ષ ની જે કિંમતો અટકળથી કહાડી છે તે નીકળી શકે છે કે નહિ તેની આપણે ખાત્રી કરીએ. તે હિસાબમાં બન્ને બાજુમાંથી ૧૫ક્ષ+૩૪ બાદ કરવાથી

૩ क्ष$^{२}$–૧૫ क्ष+૧૮=૦ એ પ્રમાણે થશે બન્ને બાજુને ત્રણે ભાગવાથી

क्ष$^{२}$–૫ क्ष+૬=૦

હવે આપણે શ્રીધરાચાર્યના નિયમ પ્રમાણે ક્ષ ની કિંમત કહાડીયે. અહિ अ=૧, ब=૫ અને क=૬ શ્રીધરાચાર્યના નિયમમા अ ब क ની કિમતો મુકીએ.

---

* Modern students will easily recognize that this is the formula $x = \frac{-b \pm \sqrt{b^2-4ac}}{2a}$ which gives the roots of the equation $ax^2+bx+c=0$

$$\frac{૫ \pm \sqrt{૫^{૨} - ૪\times૬}}{૨}$$

$$= \frac{૫ \pm ૧}{૨} = \frac{૬}{૨} \text{ અથવા } \frac{૪}{૨} = ૩ \text{ અથવા } ૨$$

મહાત્મા આર્યભટ્ટાચાર્યે જે નીયમ ખોળી કહાડયો છે તે હમણા અધગ અક્ષર ગણિતમા આપવામાં આવે છે આ ઉપરાંત ભૂમિતિ શાસ્ત્રમા સમકોણ ત્રિકોણની સમ કોણની આસ પાસની બે બાજુઓ આપી હોય તો ત્રીજી બાજુ કેવી રીતે શોધી કહાડવી તેનો નિયમ પણ આપણા તેજસ્વી ઋષિઓએ શોધી કહાડયો હતો તે નિયમ નીચે પ્રમાણે છે એ અ બ સમકોણ ત્રિકોણની બે બાજુઓ હોય તો સમકોણની સામેની બાજુની કિંમત √અ²+બ² છે આ નિયમ ઉપર મહાન્ ભાસ્કરાચાર્યે પોતાના સુપ્રસિદ્ધ લીલાવતી નામના ગણિતમા અસંખ્ય દાખલાઓ આપ્યા છે એ દાખલા એટલા સુંદર અને આનંદ દાયક છે કે કોઈ પ્રસંગે અવકાશાનુસાર તેનો સ્વાદ વાચક વર્ગને ચખાડીશુ હમણાને હમણા આ લઘુ લેખમા આપણા પ્રાચીન મુનિઓની સઘળી શોધોનુ યથાસ્થિત વર્ણન કરવુ કેવળ અશક્ય છે ટુંકાણમા ગણિત અક્ષર ગણિત ભૂમિતિ, સકારણ ભૂમિતિ, ત્રિકોણમિતિ વર્તુલ ત્રિકોણમિતિ અને તેનો ખગોળ શાસ્ત્રમા ઉપયોગ અને તેવા ઘણા અગત્યતા વિષયોમા ચર્ચા કરવા લાયક જ્ઞાન આપણા પ્રાચીન મુનિવરોમા હતુ તેમાની ફક્ત બે ચાર શોધોનુ વર્ણન ઉત્સાહહીન થઈ જતા મારા દેશ બાંધવોના ઉત્સાહનુ પુનરુજ્જીવન કરવાના ઉદ્દેશથી કર્યું છે જેવા પ્રસિદ્ધ ગણિત શાસ્ત્રીઓ પ્રાચીન હિંદુસ્તાનમા થઈગયા તેવા આ વખતે પણ આખી દુનિયાના ગણિત શાસ્ત્રીઓને ટક્કર મારે એવા ગણિત શાસ્ત્રીઓ ભારત વર્ષમા મોજુદ છે બંગાળમા શ્રીયુત મુખોપાધ્યાય અને દક્ષિણમા શ્રીયુત રઘુનાથ પુરૂષોત્તમ પરાંજપે સીનીયર રેન્ગલરના નામ સમસ્ત ભૂમંડળમા સુપ્રસિદ્ધ છે તેથી ગમે તેવા કઠિન શાસ્ત્રમા પણ પ્રવેશ કરી શકે એવી તીવ્ર બુદ્ધિવાળા ભારતવાસીઓએ પોતાના પૂર્વજોના પરાક્રમથી અને આધુનિક સમયમા પણ ઉત્પન્ન થએલા આવા નર રત્નોના દાખલાથી પોતાના કર્ત્તવ્યથી કદી વિમુખ થવુ નહી

---

## દેશોન્નતિ અને સામાન્ય અવલોકન

---

### હુન્નરકળા નિરીક્ષણ

---

(ગતાંક પૃષ્ઠ ૮૫ થી ચાલુ)

આપણા દેશમા રાજ્યકર્તાની ભાષાદ્વારા પાશ્ચિમાત્ય કેળવણી દાખલ થયા પછી, હિંદવાસીઓમા એક નવીન જાગૃતિ ફેલાઈ છે થોડા વર્ષ સુધી તો તેની અસર માલુમ પડી નહિ પણ પછી તેમાથી ઘણુ જ શીખવાનુ છે એવુ જણાયાથી તેનો ખંતથી અભ્યાસ કરવા કેટલાકોએ મન ચોટાડયુ, પાઠશાળાઓ સ્થાપવામા આવી જ્યાથી જેમના નામ હજુ આપણે મહાન્ નર વીરો તરીકે સંભારીએ છીએ અથવા તો જેઓ હજુ હયાત છે

અને દેશભક્તો તરીકે પૂજાય છે તેઓ નીકળી આવ્યા હતા ઇંગ્રેજી રાજ્ય નીતિના સંપૂર્ણ જ્ઞાતા હોઇ તેની સામે જાયદેસર પોતાના હકો માટે લડત ચલાવવાના એક સાધન તરીકે તેઓએ કોંગ્રેસ સ્થાપી આજ સૂધી ફતેહમંદીથી કાર્ય બજાવતા રહી દેશીઓમાં સ્વદેશાભિમાનનો જુસ્સો રેડયો, આ આપણા રાજ્યકર્તાની ભાષાનો સંપૂર્ણ અભ્યાસ કરી તે દ્વારા સમકાલીન અન્ય રાજ્યના ઇતિહાસો વાચી રાજ્ય નીતિજ્ઞતાની પરાકાષ્ઠાએ પહોચેલા મહાન્ નરોના કૃત્યોનુંજ ફળ છે વ્યાપાર ઉદ્યોગમાં પણ તેને અંગે જે હાલ જાગૃતિ પ્રગટી નીકળી છે, અને પાશ્ચિમાત્ય વ્યાપારની નવી ઢબ ઉપર લાખો સંસ્થાઓ અને વ્યાપારી મંડળો (associations) સ્થપાય છે અને હિંદના સર્વે ઉદ્યોગો અને તેમાં બનતી સર્વે ચીજોની માહીતી સર્વે પ્રજાને આપનાર (directory) વ્યાપાર માર્ગોપદેશક ગ્રંથ છપાયા છે તે પણ પાશ્ચિમાત્ય પ્રજાનું અનુકરણ કરનાર આપણા કેટલાક ધનાઢ્ય સાહસીક વ્યાપારીઓના ખંતનું ફળ છે વિજ્ઞાનશાસ્ત્ર, તથા રસાયણશાસ્ત્રમાં પ્રો બોઝ અને પ્રો ગજ્જર, તથા બીજાં હજારો શીખવા પરદેશ જનારા ઘણા હિંદી યુવાનો ત્યાંથી શીખી લાવી જે હિંદમાં નથી તે બનાવવામાં તથા નવી શોધખોળ કરવામાં ગુંથાએલા છે, તે પણ એક વિદ્યા રૂપી પ્રકાશમાં આવ્યાનું જ ફળ છે માટે વિદ્યા એજ દાન મ્હારી અલ્પમતિ પ્રમાણે આપણું સર્વસ્વ છે મહાન્ પુરૂષોના જીવનચરિત્રો વાચી તેમની જીંદગીના દરેક પ્રસંગોની કારકીર્દી અને તેમાં ખાસ કરીને તેમના અભ્યાસ ક્રમમાં નડેલી અનેક પ્રતિકૂલતાને ધ્યાનમાં લેવી તથા મુખ્યત્વે કરીને અનેક વિદ્યા વિષયમાં, શાસ્ત્રોમાં, હુન્નરકળામાં, નિપુણ નરરત્નો પ્રાચીન કાળથી આજ પર્યંત દુનિયાના ભિન્ન ભિન્ન સ્થળે ઉત્પન્ન થયા છે, વીજળીની માફક ઝબકી રહ્યા છે, તેમના જન્મવૃત્તાંતો વાચવાથી શું શીખવાનું છે તે જાણી લઇ તેને આપણા વ્યવહારમાં મૂકવું એ પણ સ્વદેશનો ઉદ્ધાર કરવાના સાધનોમાં એક સહાયક અંશ છે આ સર્વ ઉપરથી સ્પષ્ટ થાય છે કે દેશોન્નતિ કરનાર પ્રથમ જાતનો ઉચ્ચ અભિપ્રાય, સ્વમાન, સ્વાશ્રય, મનોવૃત્તિને વશ રાખી અડગ ટેકમાંથી કદીપણ નહિ સરવાનો ઉલ્લાસ વિગેરે મહાન્ દૈવી સત્તાઓ સર્વોત્કૃષ્ટ છે એ વડે અત્યંત સ્થિતિના મનુષ્યો પણ આત્મપોષણ તથા આત્મપ્રતિષ્ઠા સહેલાઇથી સ્વતંત્રપણે સંપાદન કરે છે આ ગુણો ઇંગ્રેજ પ્રજામાં અતિશય બહાર પડતા દૃષ્ટિગોચર થાય છે તથા તેથીજ તેઓએ માનુષી તેમજ કુદરતી સત્તાઓને વશ કરી સર્વ અપ્રાપ્ય વસ્તુઓ જપ્ત કરી છે ને વળી કરે જાય છે

તે સર્વે પ્રાપ્ત કરવામાં જાતિભેદ છેજ નહિ કેવળ નિર્ધન હાલતના માણસો કવચિત્ ઉંચામાં ઉંચી પદવી ઉપર ચઢી ગયા છે "મહાન્ શેકસપીઅરની મૂળ પીઠીકા જોઇએ તો એનો બાપ બે ધંધા કરતો એક તરફ કસાઇનું કામ કરતો, અને બીજી બાજુએ ગોવાળનું કામ પણ કરતો કેટલાક ખાત્રી પૂર્વક જણાવે છે તે પોતે એક નિશાળમાં ઉપશિક્ષક હતો, પછી દસ્તાવેજ લખનારને ત્યાં ગુમાસ્તો રહ્યો હતો તે 'સકલગુણસંપન્ન' હોવાથી, જ્યારે તેનાં કાવ્યોમાં નૌકાવિદ્યાના શબ્દો એવી યુક્તિ પ્રયુક્તિથી વાપરે છે ત્યારે તે નૌકા શાસ્ત્રીજ હોવો જોઇએ નહિ તો તે વિના આવું લખાયજ નહિં તેમ કેટલાક માને છે તેમજ તેના ધર્મોપદેશક પુસ્તક અથવા તો રંગ ભૂમિ ઉપર ભજવાયેલા તેના નાટક ઉપરથી તે એક પાદરી નાટકી હતો એમ

મનાય છે." (Smiles) પરંતુ આ સર્વ સાબીતી આપે છે કે તે તેની કુદરતી શક્તિ તેમજ જાત મહેનતની સહાયથી દુનિયામા ઝળકી રહ્યા છે. " બ્રિંડલી જેવા ઇમારતી કામ જાણનાર, કુક જેવા વહાણવટી જેણે સોસાઇટીના ટાપુ શોધી કાઢયા તે, બર્ન્સ જેવા કવિઓ, મજુરોની નીચ ગ્રામમાથી નીકળ્યા છે બેન, જોન્સન જેવા રાજકવિ અને નાટ્યકાર, કડીઆ અને સલાટના ઘરમાથી દીપી નીકળ્યા છે. ભૂસ્તરવેત્તા હુ મિલર જેવા ગજવામાં ચોપડી અને હાથમાં લેલો લઇ મજુરી કરનાર હતા. ગણિતશાસ્ત્રી રોબર્ટ સિમ્સન શિલ્પશાસ્ત્રિ બેકન, વીગેરે વણકર કુટુંબના હતા. નૌકાસેનાપતિ શ્રી કલાઉડેસલી શવલ, વિદ્યુત્ વિદ્યાવેત્તા સ્ટર્જન એ સૌ મોચીની ઓરડામાથી ઉતર્યા હતા મોરીસન નામનો એક મહેનતુ પાદરી જોડાના તળા બનાવતો હતો. અમેરીકાની લશ્કરનો સેનાપતિ તથા એ સ્વતંત્ર સસ્થાનોનો બેવાર નિમાંયલો એન્ડ્રુ જેક્શન એક મોચી દરજી હતો. કાર્ડીનલ વુલ્સી જે એક મ્હોટા રાજ્ય ધર્માધિકારી તરીકે ઇંગ્લંડ આઠમા હેનરીના વખતમા થયો હતો તે ખાટકીના પેટનો હતો, તેમજ નવલ કથાકાર ડીફો પણ કસાઈ હતો. વરાળયંત્રની શોધ કરનાર ઉવોટ, ગણિત શાસ્ત્રને લગતા હથિયાર બનાવનાર હતો, સ્ટીવનસન જે આગગાડીનો શોધક હતો તે લોઢાની ભઠ્ઠી દેવતા સળગાવનાર હતો પ્રસિદ્ધ અંગ્રેજ ચિત્રકાર સર ટોમ્સ લોરેન્સ એક પીઠાવાળાનો છોકરો હતો. નામાંકિત રસાયણશાસ્ત્રિ તેમજ પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી ફેરાડે લુહારને ઘેર અવતર્યો હતો. ખગોળ વિદ્યાનું અલૌકિક શાસ્ત્ર જે મહાત્માઓના તેજવડે પ્રકાશિત થયુ છે, તેમા પોલંડના ભઠીઆરાના છોકરા કોપર્નિકસનું તેમજ જર્મનીના એક વીશી રાખનારના છોકરા કેપ્લરના ઉજ્જવળ નામ આગળ પડતાં છે. તેવીજ રીતે ન્યુટન કે અનુપમ અંગ્રેજ ગણિતશાસ્ત્રી અને તત્વજ્ઞાની હતો, અને જેને એનરાણીએ 'નાઇટ' નો ખીતાબ આપ્યો હતો, તે એક નાના જમીનદારનો છોકરો હતો. દરીઆઇ યુદ્ધમાં ગમમા શૌર્યથી લઢનાર ડ્રેક અને નેલ્સન,' સાક્ષર મંડળમા નામાંકિત એડીસન, ગોલ્ડસ્મીથ, ટેનીસન વિગેરે ધર્માચાર્યોના છોકરા હતા. લોર્ડ કલાઇવ, વૉર્ન હેસ્ટિંગ્સ જેમણે હિંદુસ્તાન જેવું રાજ્ય મેળવ્યુ તે ઇંગ્રેજ વ્યાપારી મંડળીમા ગુમાસ્તા હતા" આ સિવાય બીજા હજારો દૃષ્ટાંતો સ્માઇલ્સ સાહેબે આપ્યા છે જે બધા અત્રે ટંકાય નહિ કારણકે વાચક વર્ગને આ લેખ કંટાળા ભરેલો થઇ પડે. માટે આટલાજ બસ છે. વધુ જાણવા હોય તો વાંચો સ્માઇલ્સ કૃત " self help." આ સઘળા દૃષ્ટાંતો ઉપરથી જણાશે કે ખ્યાત જાત કે કુળનો અખ્યાત થવામાં કંઇ પણ બાધ નથી. જે ખાઈ પીને તેને પસંદ પડતા ધંધા પછવાડે ખંતથી મંડ્યો રહે તેજ જરૂર બુદ્ધિબળ દ્વારા જાત કેળવણીમા, જાત સુધારામાં, ડહાપણમાં તેમજ પોતાના કાર્યમા ફતેહમંદ ધનવાન થઈ. " અચળ કીર્તિના તેજસ્વી કીરણ તો સતત આગ્રહના અંધારમાથી જ ફુટે છે. માટે આપણા હિંદુભાઇઓ જે આજ સુધી જ્ઞાતિ-કુળ બંધન નીચે દબાયલા રહી હુન્નર ઉદ્યોગાદિમાં બહાર પડ્યા નથી તથા પશ્ચિમમા થયેલી તેવી શોધો કરવા શક્તિમાન થયા નથી તેજ બતાવી આપે છે કે આપણે હવે તે બંધનો નરમ કરવાં જોઇએ વાણીઆનો છોકરો મોની કે લુહારનું કામ કરે તે નાનમ છે એમ ધારવુ જોઇએ નહિ અમુક ધંધો અમુક કોમને [illegible] વ્યક્તિનેજ બોપેવો છે.. [illegible] કદી બેજ નહિ.

અને આજ સુધી માની બેઠા હોય તો હવે ઉપરના વિલાયતના મહાન્ નરોના દ્રષ્ટાંતો વાંચી જાણવું જોઇએ કે તેની " conservatism " એટલે " ચાલતી રૂઢી રહેવા દેવાની ઇચ્છા " દૂર થવી જોઇએ. અરે તેની મેળેજ સમયાનુસાર દૂર થયેજ જાય છે. ક્યા રહ્યા છે આપણા વર્ણાશ્રમના ધર્મો ! ભલે તેઓ ઉદ્યોગથી અન્ય ઉદ્દેશ ઉપર તેમને તેમ રહે. બાકી જોઇશું તો બ્રાહ્મણ જેનો અધિકાર વેદ ભણી ધર્મોપદેશ કરવાનો હતો તે તો તેઓ ખોઇ બેઠા છે. કારણ યવનો પણ આપણા વેદશાસ્ત્ર ભણી સર્વ જ્ઞાન મેળવે છે. ક્ષત્રિયનો લઢવાનો અને રાજ્ય કરવાનો અધિકાર રહ્યો નથી, તેઓ પણ નોકરી કરે છે. વૈશ્યનો વ્યાપાર તથા ખેતીનો ધંધો તે શુદ્ર અને અન્ય કોમો મ્હોટા પાયા ઉપર ચલાવી શ્રેષ્ટપદ ભોગવે છે, જ્યારે વૈશ્યો ગુલામગીરી જેવી નોકરી કરે છે. માટે, વહાલા વાચકો આ ઉપર વિચાર કરવો જોઇએ. હાલ ઉન્નતિ મેળવવાના રમખાણમાં તો સુસ્તધર્મ, ન્યાત-જાત, વિગેરેને કેટલેક અંશે બંધનમાથી વિનિર્મુક્ત કરવા પડશે. સલાહ શાંતિના વખતમા આપણે સર્વ તે સંભાળીશું, પણ અત્યારે તો જેને ફાવે તે રસ્તો શોધી લ્યો. નહિ તો પશ્ચાત પ્રજા તરીકે ગરીબાઇ, દુઃખ, દુકાળ વિગેરેના ઉંડા ખાડામાં સડી મરીશું. હાલ, માંહોમાંહે ધર્મ વિગ્રહ, ન્યાતી તડ, જાતિઅભિમાનની જરૂર નથી. સર્વ શ્રીમંતો તથા ગરીબ વર્ગ મળી એક બીજાના હાથ લંબાવો અને પોતાના ભાઇઓ માની અન્યોન્યને મદદ કરો સારા હુન્નર શીખી લાવવાને શ્રીમંતો તમે પોતાની લક્ષ્મીનો સાહસિક યુવાનોને મદદ કરવામા ઉપયોગ કરો.

હિંદના કેટલાક અગ્રગણ્ય અર્થ શાસ્ત્રિઓ, આવા સ્વદેશાભિમાનના ફાટી નીકળેલા જુસ્સાને લીધે આગળ ઉપર શુભ ચિન્હ સુચક આશાઓ બાંધે છે તથા કેટલાક વ્યાપારમા અને હુન્નરમા મચેલા સ્વદેશાભિમાની નરો એટલે સુધી દરખાસ્તો લાવવા લાગ્યા છે કે આપણે આપણા દેશમાં બનેલો માલ, આપણા ચુંટી કાઢેલા સાહસિકોના તેમજ શ્રીમંત ધનાઢ્ય ગૃહસ્થો તેમજ રાજ્યવંશીઓના આશરા નીચે, વ્યાપારી મંડળીઓ સ્થાપી, પરદેશના બજારમા ત્યાંના માલની સરખામણીમા ચઢીઆતો જોવાના હેતુથી મોકલવો જોઇએ.

જાપાનીઓ જેમ યુરોપ વિગેરે દેશોને જરૂર પડે એવી વસ્તુઓ તથા ત્યાના લોકો વાસ્તવિક માગણી કઇ ચીજોની વધુ કરે છે તે જાણી લઇ તેના નમુનાઓ મંગાવી તેવાજ પ્રકારની વસ્તુઓ બનાવી વિલાયતના બજારમાં જથ્થાબંધ મોકલે છે તેમ આપણે પણ કરીએ એવા ઉપાયો લેવા.

આ વાત જો કે ભૂલ ભરેલી નથી તો પણ તે અમલમાં આવવાની ઘણીજ વાર છે. પ્રથમ આત્મોન્નતિ કરવા શાશા ચાપતા ઉપાયો લેવા તેજ બસ છે. કારણ નજર કરીશું તો હજુ આપણે કંઇ કરી શક્યા નથી ઘણી વ્યવહારીક ચીજે વિલાયતી વાપરવી પડે છે, તથા જે દેશી બને છે તે વિલાયતી જોડે સરખામણીમાં ઉભી રહેવા તદન નાલાયક છે, જો કે આપણે તો દ્રવ્ય તેમજ મોજશોખના ભોગે તે, વિલાયતી જેવી બને ત્યાં સુધી ઉત્તેજન આપવા ખાતર વાપરવીજ જોઇએ. કારણ આપણા વાપર્યા ઉપરજ દરેક સ્વદેશી ચીજની સુધારણાનો આધાર છે. અન્ય પરદેશી કોઇ પોતાની મરજી આપણી વસ્તુઓ

વાપરવી જ નહિ. તેમ આપણે પણ મળી શકતી ચીજો સ્વદેશી વાપરીએ એજ સ્વદેશની મુખ્ય સેવા બજાવી કહેવાય. આપણું હિંદ હજુ તાજુંજ જાગૃત થયું કહીએ તો તે ખોટું નહિ ગણાય, તેથી તેની આંખોમા હજુ પ્રથમની ઘોર નિંદ્રાની અસર રહી ગઈ છે, જેને કાઢતાં જ હજુ કેટલોક વિલંબ લાગશે તો પછી આપણી પ્રાચીન જાહોજલાલીનું તેમજ હાલની પાશ્ચાત્ય પ્રજાનું અનુકરણ કરવાનું તો કયાં રહ્યું. જાપાન જેવા અન્ય દેશોને તો સમય તથા દેશ અનુકૂલ હતા. રાજ્ય તરફથી પણ પૂરતી મદદ હતી. (૧) આપણા દેશમાં ભિન્ન ભિન્ન કોમો તથા ધર્મો હોવાને લીધે તેમજ **વિદ્યાનો પ્રચાર જોઇએ તેટલો નહિ થવાને** લીધેજ મહા મુશ્કેલીની વાત છે. (૨) બીજું હિંદના કારીગરો સામાન્ય રીતે ઘણા ગરીબ અને અભણ અથવા " સાયન્સ " ની સ્થાપિત રીતે હુન્નર તથા વિદ્યા-કળામા નિપુણ થવા અશકત છે. (૩) જોઇએ તેટલા સાહસીકોએ બહાર પડી પોતાના પૈસાનો ઉપયોગ ગરીબ કારીગરોને સાધન આપી પ્રૌઢ પાયા ઉપર નવી સુધરેલી રીતે જરૂરીઆતની ચીજો બનાવવા સાહસ આદર્યાં નથી. તેમજ (૪) હજુ આપણે ઇંગ્રેજ વ્યાપારીઓ અને વહાણવટીઓ માફક મહાન્ કોઠીઓ સ્થાપી દૂર દેશાવરમાં વ્યાપારાર્થે જવા અશક્ત તેમજ સત્વહીન છીએ. આ ઉપરના કારણે થીજ આપણી આ સ્થિતિ છે. આપણા આર્યાવર્તની પુરાતનકાળથી પ્રખ્યાતી પામેલી ઉત્તમ કારીગરીવાળી વસ્તુઓ હવે નામનીજ હયાતી ભોગવે છે. જવલેજ દ્રષ્ટિગોચર થાય છે. યુરોપી મુસાફરો હિંદુસ્તાનની મુસાફરીમા દરેક શહેર કે ગામમાં જઇ એવી વસ્તુઓ શોધે છે કોઇના ઘરમાં પડી હોય તેની તેઓ બમણી યા દશગણી કીંમત ની લાલચ આપી તે વસ્તુ ખરીદ કરી છે. અને તેટલી કીંમતે હિંદના કારીગરોની પ્રથમની જાહોજલાલીની સાબીતી આપતી અમુલ્ય વસ્તુઓ પોતાના કબજામા લઈ લે છે, જેની તારીફ કરી તે મુસાફરો પોતાને વતન લઇ જાય છે અને દુનિયાની " જુની વસ્તુઓના " દર્શનને કે પોતાના ગૃહને શોભાવે છે.

પરંતુ આપણા દેશમાં દરેક સ્થળે નજર કરીશુ તો હાલતા ચાલતા ખાનગી વપરાશની ચીજો પણ વિલાયતીજ નજરે પડશે. એક સોયથી માંડીને મ્રોટા ગોપલર-ઇન્જીન સુધી સર્વ વસ્તુઓ પરદેશી દેખાશે.

વ્હાલા બંધુઓ, વિચાર કરો. આપણા દેશમાથી, આ સર્વ વસ્તુઓ આવવાને લીધે, દર વર્ષે કેટલા કરોડ રૂપીઆ ઘસડાઇ જાય છે અને આજ સુધી તણાઈ ગયેલી સર્વ દોલત અત્રેજ રહી હોત તો સોનાના નળીઆ થવામા શી બાકી રહેત ? અરે ! આપણે દુષ્કાળ આદિથી પીડાઇએ છીએ તેનુ નામ પણ સાભળ્યુ ન હોત. કારણ હુન્નર-ઉદ્યોગની જાગૃતિને લીધે દ્રવ્યમાં વૃદ્ધિજ થતી જાત.

ઉપરની દરખાસ્ત આ સર્વ અપૂટ ઘસડાઇ ગયેલું દ્રવ્ય પાછુ લાવવા માટે યોગ્ય હતી. પણ અત્યારે તો અગમ્ય છે. હવે તો ફક્ત હવે પછી થતા વ્યયને અટકાવાય તોજ બસ છે. માટે તાત્કાલિક ચાપતા ઉપાય તો એજ છે કે આપણા દેશની જરૂરીઆતો આપણા દેશમાં બને તથા પરદેશી ચીજો સામે ટક્કર ઝીલે. આ ઉપાયને સ્વદેશી ચીજ સાથ પુષ્ટિદાતા છે, (અપૂર્ણ).

# બાંજી તાંજોર કાન્ફરન્સના પ્રમુખ પ્રખ્યાત

## મી૦ જી સુબ્રહ્મણ્ય આયરના ભાષણનો સાર.

ગઇ તાંજોર કોન્ફરન્સ થયાને ચૌદ મહિના થઇ ગયા છે, પણ તે દરમીયાન હિંદુસ્થાનની રાજ્યદ્વારી સ્થિતિમાં ઘણા ફેરફાર થયા છે. અને આ પ્રાંતના ચૂંટી કઢાયેલા માણસોની સભામાં આ ફેરફારોના સંબંધમાં વિચાર કરવો તે જરૂરનું છે. આ ચૌદ મહિનામાં બે તરેહના બનાવોની તવારીખ આવે છે. અને તે, પહેલું તો સરકાર તરફથી સંખ્યાબંધ દાબના પગલા, અને બીજું, પ્રજા તરફની તેમની ઉશ્કેરાયલી લાગણી અને ક્ષોભ, આ સમયમાં નીચે પ્રમાણે રાજ્યદ્વારી બીનાઓ બની છે. છાપખાના ઉપર સંખ્યાબંધ કામ ચલાવવું; આપણા કેટલાક આગેવાનોને વગર તપાસે એકદમ દેશપાર કરવા, જૂના ધારાઓ ફરીથી અમલમા મૂકવા, જાહેર સભાઓ ઉપર અંકુશ, દંડ તરીકે વધારાના શીપાઈ મૂકવા, દોષિત થયેલા પકોના ઉપર સખ્ત સજાઓ; આપણી 'સ્વદેશી' હીલચાલ સામે લડત; પોલીસનો સામાન્ય રથળે જૂલમાટ, આપણા કેળવાયલા વર્ગ તરફ જાહેર રીતે નિંદા, ' એંગ્લો ઇન્ડીઅન ' છાપાનો ખોટી રીતે સમજાવવા સતત પ્રયત્ન; પ્રજા તરફથી કાયદા અને રાજ્યવહીવટના અંકુશમય પગલાં તરફ સખત અણગમો જાહેર કરવો, ઇંગ્રેજી રાજ્યના કાયદા પૂર્વક પરંપરાના હકો જે આપણને બક્ષવામાં આવ્યા છે તેના પ્રતિપાદન તરફ પ્રયત્ન, આપણી આશાઓ ન્યાયપુરસર અને ડહાપણવાળી છે એવુ સાબીત કરવું, ' એંગ્લો ઇન્ડીઅન ' પક્ષના ખોટા નિરૂપણ ( Misrepresentation ) થી ઉત્પન્ન થતી માઠી અસરોને સમાવી દેવા, અને સાધારણ રીતે, પરદેશી તથા સારી લાગણીથી રહિત લોકોની ચઢતી સામે ટકાવ રાખવા, **છુપા અને ઉઘાડા વિરોધ હોવા છતાં પણ સ્વદેશી હીલચાલ આગળ વધારવા તરફ એક નિશ્ચય પુર્વક પ્રયત્નો;** આવી આપણી જાહેર જીંદગીની મુખ્ય સ્થિતિ હતી. સરકારની વિરોધી અને આપ મુદી નીતિથી આપણા ઘણા નિરપરાધી સ્વદેશી બંધુઓ ઉપર અતિશય દુઃખો અને અપવાદો આવ્યાં છે; કેટલાંકના મન નાઉમેદ થઇ ગયાં છે; અને તેનું પરિણામ એ આવ્યું છે કે નવા મતવાળા હિંદી રાજ્યનીતિજ્ઞો કે જે આપણી ઉન્નતિને માટે રાજકીય અને આર્થિક બોયકોટ તેજ મુખ્ય ઉપાય છે એવું જાહેર કરનારા છે, તેઓની સંખ્યામાં અને બળમા વધારો થયો છે.

બંગાળામાં જે કમકમાટ ઉપજાવે તેવાં કામ કેટલાક જુવાનીઆઓએ કર્યાં છે તેનાથી કોઇ પણ માણસ દિલગીર થયા વગર રહ્યો નહી હોય. આડે રસ્તે દોરવાઈ ગયેલા ઉન્માદીઓએ જે જે જંગલી કામ કર્યા છે તેને માટે અતીશય ધિક્કારની નજરથી અમે જોઇએ છીએ. યાદ રાખવાનું છે કે આવા રસ્તાથી હિંદનો ઉદય થવાનો નથી. ઉલટી એથી દેશની અવનતિ થાય એવું છે અને હિન્દવાસીઓની અસલની પ્રકૃતિથી પણ આવા માર્ગ પકડવા તે વિરૂદ્ધ છે બીજા દેશોમાં જ્યાં ત્યાં આવાં કાર્યો ઘણા માણસોએ એકઠાં થઈને કર્યાં છે ત્યાં પરિણામ માઠું જ આવ્યું છે. હજી સંભવિત છે કે મોડા કે વ્હેલા ઇંગ્રેજ રાજદ્વારીઓ કબુલ કરશે કે હિન્દુસ્તાનના સ્વરાજ્યથી

બીંગીશ પ્રજાને જેટલો લાભ થવા સંભવ છે તેનો ફાયદો હમેશના આપખુદ અમલથી કદી થવાનો નથી

આપણે ઇચ્છી શુ કે આવી તરેહની રાજ્ય નીતિ ટુંક મુદતને માટે છે, અને જ્યારે હાલની ભ્રાંતિઓ અને ભૂલો બંધ પડશે ત્યારે અગાઉની સામ્ય સ્થિતિનું સંસ્થાપન થશે, આ સામ્ય સ્થિતિ સ્થાપન થવા પછી હિંદુસ્તાનના સંબંધમા ફકત એજ રસ્તા ઉઘાડા રહેશે, કાતો તે ઉનતિ તરફ જશે કે કાતો તે અવનતિ તરફ જશે એની ત્રીજી ગતિ નથી અને જો હિંદુસ્થાન ઇગ્રેજ રાજ્ય નીચે ઉન્નતિ નહિ પામે તો પછી તે ગડબડ અને અવનતિનુ સ્થાન થશે જેથી હિન્દુસ્થાનના તેમજ ઈગ્રેજના અમુલ્ય સ્વાર્થોને હાનિ પહોચશે અથવા તો જો આપણા અમલ કર્તાઓ આ મહાન્ સસલા તરફ બેદરકાર રહેશે તો પછી હિન્દુસ્થાનના લોકોને એજ ઉપાય લેવો પડશે જે ઉપાય અમાનુષિક અને કરતા વગરના શાંત પ્રતિકાર ( passive resistance ) નો છે અને જે, દુષ્ટ નહીવટ તળે રીબાતા દક્ષિણ આફ્રીકા તરફના આપણા દેશીઓએ ફતેહમદ રીતે વાપર્યો છે હિન્દુસ્થાનના લોકો જન હિતને માટે લોહી વહેવડાવનાર કતલો સાધન તરીકે અંગીકાર નહિ કરે આપણા એંગ્લો ઇન્ડીઅન ' ભાઈઓ આપણા નજીક કેત્તાના મન ક્રોધ અને આવેશથી ઉશ્કેરવા તેમનો બનતો પ્રયત્ન કરે છે, અને આપણાથી હાલમા ભોગવાતી મર્યાદિત છુટને પણ ટુંકી કરવા માગે છે આપણે ઇચ્છી શુ કે લોર્ડ મીન્ટો બીનજવાબદારી છાપાના નિરર્થક બકવાદ તરફ ધ્યાન ન આપતા લોર્ડ કેનીંગની પ્રશસનીય રાજ્ય નીતિને માગે ચાલશે લોર્ડ મીન્ટો અને લોર્ડ મોરલીએ જાણવુ જોઇએ કે હિંદુસ્થાન અને વીલાયતનો સબંધ તે બનેના હમેશ ભલાને માટે છે, નહિ કે તે થોડા ઘણા ચાર દિવસના પરોણાના લાભ કે સુખને માટે છે, કે જેઓને અહીથી નીકળવુ પડે તો બીજે ઠેકાણે તેઓ નસીબ અજમાવી શકશે

જે સખ્ત ધમાધમમા છેલ્લી નેશનલ કાગ્રેસ ભાગી પડી તે તોફાનને પહોચી વળવા જેટલી આપણી રાજ્યદ્વારી સ્થિતિ સહેલી થઇ નથી તે કમનસીબ બનાવ શાથી બન્યો તે ઉપર વિવેચન કરવા મારી મરજી નથી તેનુ માઠુ પરિણામ એ આવ્યુ કે આપણા રાજ્યદ્વારી નેતાઓના કેટલાક વર્ગોમા રહેલો મતભેદ વધારે તીક્ષ્ણતા અને વૃદ્ધિને પામ્યો છે હિંદુસ્થાનનું ખરૂ હિત ઇચ્છનાર એવો કોઇ પણ ભાઈ નહિ હોય કે જેણે આપણા જાહેર પુરૂષોને આપણી લડતો માટે એક સંપ અને નિશ્ચય પુર્વક વર્તવાનું પ્રોત્સાહન નહી કર્યું હોય દરેક દેશમા વિપરીત રાજ્ય નીતિના પ્રતિપાદકો તામાની પ્રજા વચ્ચે રહેલા મત ભેદોને સભાગ પૂર્વક પોષે છે પણ જો તેઓ પરદેશીય હોય ત્યારે તો તેઓ તેમના આ ભેદો નવક્ સભાળથી જુએ છે અને તે વધારવા પ્રયત્ન કરે છે હિન્દુસ્થાનના એક હથ્થુ સત્તાધારીઓ ( Indian Bureaucracy ) એ સુરતની કાગ્રેસને તથા તેના પરિણામે મધ્યમ અને ઉગ્ર પક્ષના વિરોધોને ખરા અંત કરણ પૂર્વક આવકાર આપ્યો છે રાજ્યના અમલ કર્તાઓની નીતિ હવે મધ્યમ પક્ષનો બચાવ રોકવામા અને તેને બીજા પક્ષથી જુદા પાડ

વામા સમાયલી છે, જેનો મુખ્ય સાર એ છે કે બન્ને પક્ષોને દાબી દઈ પોતાની એક હથ્થુ સત્તા કાયમ રાખવી. મારા નમ્ર વિચાર પ્રમાણે તો જો કાગ્રેસમા પડેલી ફાટ કાયમ રાખવામા આવે તો તે એક ખરેખર રાજકીય આફત છે. આવી કાયમની ફાટ પ્રજાના સહેલાઇથી વધતા વધારાને માટે જરૂરની છે, એવુ **મી૦ દત્ત** અને **સર ફીરોઝશાહ મેહેતા** અને બીજા કેટલાએક માને છે તેનાથી હું તદન જુદા મત-વાળો છું. **આવી ફાટફુટથી અમલ કર્તાઓ સહેલાઈથી બન્ને પક્ષોને એક પછી એક દાબી દેશે.** જો મધ્યમ પક્ષવાળા આવી નીતિ અંગીકાર નહિ કરે તો અમલ કર્ત્તાઓ નક્કી તેમની સામે થઇ તેમને રાજદ્રોહને આશરો આપવા માટે ધિક્કારશે. આપણે સમજવુ જોઇએ કે મધ્યમ પક્ષ તરફની સરકારની સારી લાગણી મિથ્યા છે. જે હિંદુઓ સ્વરાજ્યની માગણી કરે છે તેમના તરફ સરકારની જરા પણ શુભ લાગણી નથી, જો કે તેમનુ રાજદ્વારી લક્ષ્ય બિંદુ સંસ્થાનિક સ્વરાજ્ય સુધીનું છે. વાસ્તવીક રીતે તો અમલ કર્ત્તાઓએ મધ્યમ પક્ષવાળાઓને રાજ્યદ્રોહને સાચવવા અને તેનું ગુપ્ત રીતે ઉદ્દીપન કરવા ને દોષવાન ઠરાવીને નમાવવા કોઇ પણ સમય બાકી રાખી નથી. આપણા રાજ્યદ્વારી માણસો વચ્ચે હમેશના બે વિભાગ પાડવા, અને તેથી ખુલી રીતે એક બીજા સામે લડતા અને **પ્રજાના પ્રતિનિધિરૂપે બનેને નુકશાન થાય એવી રચના આપણા અમલ કર્તાઓને આવકાર રૂપ કેમ ન હોય ?** સંપ તેજ બળ છે અને ભિન્નતા તેજ અચૂક વિનાશ છે (Union is strength while division is certain death ) તેટલા માટે આપણે દરેક જણે ડીસેમ્બર મહીનાના વૃતાન્તો એક દુર્દર્શનમય સ્વપ્નું હતુ એમ જાણીને ભૂલી જના જોઇએ એવી મારી અતઃકરણપૂર્વક ઇચ્છા અને પ્રાર્થના છે, અને રાજ્યકીય કોન્ગ્રેસ એક સંપમય કરવા પ્રયત્ન કરવો. કોન્ગ્રેસની બહાર મધ્યમ પક્ષને કે ઉદ્દામ પક્ષને પોતાના વિચારો છુટથી દર્શાવવા હરકત નથી, પરતુ કોન્ગ્રેસમા તો આપણે દરેકે એક સામાન્ય રંગભૂમિ ઉપર મળવુ જોઇએ અને સામાન્ય સત્તા તથા અંગીકાર કરાયલા નિયમો અને ધોરણોને તાબે રહી વર્તવું જોઈએ અલાહબાદમા મળેલા કન્વેન્શને તેનો કહેવાતો મત (Creed) મૂકી દીધો છે. અને કેટલાક ધોરણો અને ઉદ્દેશો દાખલ કીધા છે કે જે ધોરણોથી કોન્ગ્રેસનું કામ ચલાવવું એમ હું ધારૂછુ. તે ઉદ્દેશો અને હેતુઓ આ પ્રમાણે છે —

હિન્દુસ્થાનના લોકોને માટે, ઈંગ્રેજ હકુમત નીચેના બીજા સસ્થાનના લોકોના સ્વરાજ્યના ધોરણે રાજ્ય પદ્ધતિની પ્રાપ્તિ કરાવવી અને આજ સંસ્થાનોની માફક રાજ્યના હકો અને જવાબદારીઓમા સરખે હિસ્સે ભાગ લેતા થવુ, અને આ ઉદ્દેશોનો કાયદેસર હાલના રાજ્યવહીવટની પદ્ધતિમા સ્થિર સુધારો કરવામાં, રાજ્યકીય એકતા વધારવામાં, દેશના માનસિક, નૈતિક, આર્થિક અને ઔદ્યોગીક સામગ્રીઓ વધારવા અને નિયમસર કરવામા ઉપયોગ કરવો.

હુ નથી ધારતો કે કોન્ગ્રેસના આવા ઉદ્દેશો તરફ કોઇને તકરાર કરવા જરૂર પડે બહુ દૂર સુધી જોવું તે ઘણીવાર ડહાપણ ભરેલુ નથી. ( It is often unwise to look too far ahead) કેવી તરેહના રાજ્યકીય લક્ષ્ય બિંદુ તરફ આપણે લઇ જવાઈશું

તે અત્યારથી કહેવું અશક્ય છે અને એવું લક્ષ્યબિંદુ અત્યારથી બતાવવા કોન્ગ્રેસ જવાબદારી લઈ પણ ન શકે આપણે યાદ રાખવું જોઈએ કે, **એવો વખત જલદીથી આવશે કે જ્યારે કોન્ગ્રેસ રાજકીય પાર્લામેન્ટના રૂપમાં બદલાઈ જશે.** ત્યાંસુધી કોન્ગ્રેસની મહેનતો હાલની સંસ્થાઓનો વધારો કરે તો પણ ઘણું છે અને રાજકીય પાર્લામેન્ટ એકવાર સ્થપાઈ તો તે રાજ્યના ભવિષ્ય સંબંધી વિચાર જેમ દરેક સંસ્થાઓની પાર્લામેન્ટ કરે છે તેમ, કરશે આ લક્ષ્યબિંદુએ પહોંચવા પહેલા તો આપણે એટલું બધું સુરંગ્રીવાળું કાર્ય કરવાનું છે કે જેમાં આપણા બધાએ સાધનો ખપી જશે. આપણા રાજકીય મતમાં સમાયેલા ચાર મહાન તત્ત્વો જ **સ્વદેશી, બોયકોટ, રાષ્ટ્રીય કેળવણી અને સ્વરાજને** માટે જેટલા બધાએ નિઃસ્વાર્થ, દૃઢ અને ખંતથી કામ કરવાનું છે, તેને માટે નૈતિક, આર્થિક અને આત્મિક, સ્વાર્થ ત્યાગ જેટલો બની જોઈશે ત્યાસુધી તો આપણે ભેદભાવ ત્યાગ કરીને એક સંપથી સાથે કામ કરવું જોઈએ હું ઉચ્ચ આશયોની પ્રોત્સાહક અસરોને કાઢી નાખવા નથી માગતો, પણ આપણે દરેક જણે તેને સંભાળ પૂર્વક રાખી બીજાને આપવી, પણ તે આશયો કે જે હાલ આપણી મર્યાદાની બહાર છે તેની ખાતર આપણે જે એક **સામાન્ય રાજકીય સભાને માટે તેની એકતા, સરળતા અને વૃદ્ધિને માટે પ્રજાના પ્રતિનિધિ રૂપે બંધાયા છીએ તેમણે માંહોમાંહે લઢી મરવું ન જોઈએ.**

જ્યારથી દેશમા નવો જુસ્સો પ્રગટી નીકળ્યો છે ત્યારથી આપણે ખરેખર થોડા ઘણા પણ આગળ વધ્યા છીએ પરંતુ નવો પક્ષ જ્યાંસુધી તેના લક્ષ્ય બિંદુની સ્થિતિએ ન પહોંચે ત્યાંસુધી મજબુત અને દૃઢ વધારો કરવાની જરૂર છે જૂના પક્ષે નવા પક્ષનો અવિશ્વાસ ન રાખવો જોઈએ, કારણ કે બંને પક્ષો માતૃભૂમિની ઉચ્ચ લાગણીથી સેવા કરે છે, બંને પક્ષો તરફથી ઐક્ય થવાને અંતઃકરણ પૂર્વક યત્ન થવો જોઈએ, અને તેથી પરસ્પર અદલા બદલાના ન્યાયથી તેમાં બંને પક્ષોના થોડાક મત કે નિયમોનો ભોગ આપવો પડે તો તેથી શું! કોઈ પણ પ્રજાના આશયો તેની ઉછરતી અવસ્થામાં એક જ બિંદુમાં મધ્યસ્થ થઈ શકે નહિ મત કરતા પણ વધારે જરૂરનું એ છે કે કોન્ગ્રેસને ભાગી પડતી બચાવવા માટે નિયમો અને ધોરણો રચાવા જોઈએ ટીનેવેલીના હુલ્લડ સંબંધી બોલતા તેમણે એવું ઇચ્છ્યું કે ટીનેવેલીના અમલદારોએ, યુરોપીઅન હરીફાઈને ટેકો આપવા, સ્વદેશી હીલચાલ દાબી દેવા, સામાન્ય ભયનું રાજ્ય ચલાવ્યું એવું બહાર માલૂમ પડી આવશે

સ્વદેશી, બોયકોટ, રાષ્ટ્રિય શિક્ષણ અને સ્વરાજ્ય સંબંધી બોલ્યા પછી કહ્યું કે મેં આપણી સ્થાનિક ફરીઆદો ઉપર વિવેચન કર્યું નથી, કારણ કે તમે સઘળા જાણો છો કે આટલો વખત થયો પણ એમાની એક ફરિયાદ તરફ સરકારે ધ્યાન નથી આપ્યું રાજકર્તા પહેલાની જ માફક સખત અને મજબુત છે લોકોની માગણીઓ તરફ ધ્યાન આપી તેમની તરફ યોગ્ય રીતે વર્તવું એ ત્રણે તેમની પરંપરા નીતિનો ભંગ થયા બરાબર છે લોર્ડ મીન્ટો હમણા થોડા વખત ઉપર બોલ્યા હતા કે “ લોકો તરફથી ચલાવવામાં આવતી રાજકીય હિલચાલને સરકાર અનુમોદન આપે છે એવું જાહેર થાય

તો બ્રીટીશ અમલને મહાન્ ધક્કો પહોંચે." તેટલા માટે રાજ્યકર્તાઓમે અરજીઓ **કરવાના પ્રયત્નોમાં નકામો વખત ન ગાળતાં** અમલ કર્તાની જે હાલની રાજ્ય પદ્ધતિ છે તે જ ફેરવવા સુધરવા અને **પ્રજાકીય પદ્ધતિવાળું રાજ્ય સ્થાપવા આપણે વખત ગાળીશું** તો લોકોની ફરીઆદોનો ઝટ નીકાલ આવી જશે આપણા દેશમાં ખુણે ખોચરે પણ મેકરો અને હજારો માણસો છે ફરી ફરીને દરેક માણસને એવો ઉપદેશ આપવો કે આપણે એક જ રચના, એક જ હેતુ, એકજ સલાહ સપથી કેમ આગળ વધીએ, અને તે ઉપરાત આપણા બાપદાદા ઋષિમુનિ, કે જેમણે ધર્મ અને દયાના પાઠ મનુષ્ય જાતિને પહેલવહેલા શીખવ્યા, તે ઋષિમુનિ પ્રણીત આપણી આર્ય માતૃભૂમિ તરફ સ્વાર્થ ત્યાગ પ્રેમ કરવો તે બતાવવુ ગૃહસ્થો સ્વદેશ તરફ એક અંતઃકરણ પૂર્વક, નિષ્કપટ, અને પરિપક્વ પ્રેમ, દેશનાં દરેકે દરેક અંગોને જીવનમય કરનો અને તેના હૃદયમાં પોતાનો વિશ્વાસ લેતો એવો નિ સ્વાર્થ સ્વદેશાભિમાનનો જુસ્સો તેજ ફક્ત આપણા દુશ્મનોનુ વારણ કરનાર અને આપણી અડચણો દૂર કરનાર મહાન શસ્ત્ર છે

પ્રાચીન કાળ તરફ આપણો પૂજ્યભાવ, આપણુ પોતાના જ બળ ઉપર ભરોસો અને ભવિષ્યની સારી આશા તરફ શ્રદ્ધા, તે આ મનુષ્યની લાગણીના એટલે સ્વદેશાભિમાનના ત્રણ વિભાગો છે કે જેને માટે કોઈપણ પ્રજા લાયક નથી એમ નહી કહેવાય અને જેણે ઘણા લોકોના દાખલામા તેમની ન્યાય બુદ્ધિ અને કલ્પના શક્તિ એ, બન્નેને અચંબો પમાડી આશ્ચર્યયુક્ત પરાક્રમો કરી બતાવ્યા છે —

Admiration of the past, confidence to our own strength, and faith in the future, are the three factors of this human sentiment of which no nation is wholly incapable and which, in the case of many people have achieved wondrous feats, staggering logic and imagination alike

આપણા દેશનો પ્રાચીન કાળ એટલો બધો ઉચ્ચ હતો કે તેનો વારસો લેવાનુ દરેક પ્રજાને મન થાય, તેટલા માટે જ્યારે આપણામાંના દરેકજણને પ્રેમ અને સ્વાર્થ ત્યાગની સમજ શક્તિથી અસર થાય છે તો પછી તેણે તેની આસપાસના દરેક જણના હૃદયમાં એટલુંજ નહી પણ અસ્પષ્ટ મંદમંદ વાણીથી બોલતા દરેક બાળના હૃદયમા આવો પ્રેમ ઉદ્દીપન કરવા પવિત્ર ફરજ બજાવવી જોઇએ.

**મનુષ્ય જાતિના ગુરૂ તરીકે નિયોજાયેલી, પોતાના પુનરુત્થાન પામેલા આધ્યાત્મિક પ્રતાપથી શ્રેષ્ઠપણાને પામેલી, હાલમાં ક્રૂરતાથી લુંટાતી પણ ફરીથી એકવાર પોતાની પૂર્ણ, અનંત, સૌન્દર્ય વિભવથી આનંદમય થયેલી એવી ભવ્ય, અસામાન્ય અને ઉન્નત થયેલી સ્વતંત્ર હિન્દ દેવીની મૂર્તિ પર ધ્યાન ધરતા અને તેના જ બળ ઉપર શ્રદ્ધા રાખતાં, ગમે તે પદવીના અથવા ધંધાના આપણા દરેક સ્ત્રી, બાળકો, વિદ્યાર્થિઓ અને વૃદ્ધ પુરૂષોએ શીખવું જોઇએ. મુશ્કેલીઓ અને દુશ્મનો તો અસ્તિત્વ ધરાવે છે પણ તેઓ, એક વિચારનું અને એકજ નિશ્ચયનું બળ સંપાદન થતાં સમાઇ જશે.**

---

# રથયાત્રા.

સર્વ મોટા અને પ્રાચીન ધર્મનું એ લક્ષણ છે કે તે મનુષ્ય સ્વભાવ અને ખીલવણીનાં અનંત સ્વરૂપને બંધ બેસતો થઈ શકે છે. આ બીના મહાન્ કેથોલિક ક્રિશ્ચિયન મતને પણ તેનાં સિદ્ધાંતો, રહસ્ય, શાસ્ત્રો, વિધિઓ, ઉત્સવો અને વ્રતો સુદ્ધાંત સર્વને લાગુ પડે છે. સદસદ્વિચારબુદ્ધિ ( rationalism ) તેને 'જંગલી ખીલવણીમા નિયમિત કરી શકે તેમજ તેને હાનિકારક વહેમ તરીકે કાઢી નાંખી શકે; છતાં તે વિચારબુદ્ધિ મનુષ્યના આત્માની જરૂરીઆતો પૂરી પાડવા કોઇ દિવસ પહેલાં તેમજ ભવિષ્યમાં શક્તિમાન્ થઈ શકશે નહિ. સદસદ્વિચારબુદ્ધિવાળાનો ધર્મ સરળતા અને નિયમિત તર્કશાસ્ત્ર તરફ મમતા ધરાવવાનો દાવો કરવા છતા, તેને અધમ પાયરીનો ધર્મ સારી રીતે કહી શકાય. કારણ કે તે જીંદગી અને વિચારની અનંત ગુંચવણોને તેઓના અધમ સ્વરૂપમા લાવી મૂકે છે. વિવેકયુક્તજ્ઞાનવાળાને ( rationalist ) જણીતું આ એકલું જ વિશ્વવ્યાપકતાનું રૂપ છે. મનસ્વી સિદ્ધાંત અગર રહસ્ય અથવા ક્રિયાઓ એવું જે કાંઈ દૈવી તત્વ તરફની માણસની સ્વભાવિક લાગણીને ઉત્તેજીત કરે છે અથવા તેના આત્માની ઉંડામા ઉંડી જરૂરીઆતોને પહોંચી વળે છે તેમાનું કાંઇ તે રસ્તે ચાલનારા પાસે હોતું નથી જુના અને વધારે ગુંચવણવાળા મનુષ્યના ધર્મ, જે, પ્રજા અગર જાતિના આગળવધતા અધ્યાત્મિક અનુભવોને સમાવે છે, તે ફક્ત તર્કશાસ્ત્ર અગર તત્વ જ્ઞાનના કરતા ( અને તે પણ મનોવિકારથી મિશ્ર થએલાં અને નીતિશાસ્ત્રથી નિયમિત થએલાં અને ધર્મ તરીકે ઠોકી બેસાડેલા હોવાથી દેખીતી રીતે હલકી પાયરીના હોવાથી ) માણસની જરૂરીઆતોને પહોંચી વળવા વધારે સમર્થ હોય છે.

ખરેખર આપણા જમાનાનું તેમજ આપણી ખીલવણીનું અતિશય વિચિત્ર રૂપ એ છે કે પ્રત્યેક દેશમાં મનુષ્યના મન, વિચાર અને જ્ઞાનની વૃદ્ધિ સાથે ધાર્મિક જીંદગીનાં જુનાં અને બાતલ થએલા ધોરણ અને ક્રિયાઓ તરફ પાછા વળવાને ગરૂ કરે છે. જો આ કોઈ પણ રીતે પ્રતિક્રિયા કહેવાય તો તે ફક્ત પ્રતિક્રિયા જ નથી પણ વાસ્તવિક રીતે પ્રાચીનનું નવા સ્વરૂપમાં રૂપાન્તર છે નવા વિચારે કુદરતનાં ગુહ્યસ્થાનોમા પ્રકાશ પાડયો છે, અથવા મનુષ્ય અગરે જનસમાજના ગુપ્ત બળોને પ્રકાશમાં આણ્યા છે, એટલું જ નહિ પણ તેણે માણસોના વિચાર અને જીંદગીની ગુંચવણોને તથા મનુષ્યની ખીલવણી અને મનુષ્ય સ્વભાવના અનંત ભેદને, બીજા સંપ્રદાય અથવા પદ્ધતિની નિઃસત્વ એકાગ્રતાને માટે નહિ પણ બન્નેનાં સમાન અંતર માટે માગણી કરી, પ્રગટ કરી દીધાં છે. અને દુનિઆના પ્રાચીન ધર્મના આ નવીન સ્વરૂપ ધારણ કરવામાં તેઓ નવીન શક્તિ અને અર્થ ધારણ કરે છે. આપણા જમાનાની તે લગભગ સાર્વજનિક પ્રવૃત્તિ છે. યુરપ તેમજ એશિઆમાં તે દેખાય છે.

હિંદુસ્થાનમા આ વિચિત્ર પુનરુજ્જીવને આપણા પ્રાચીન ધર્મશાસ્ત્રો અને ક્રિયાઓને, આપણા ધર્મ અથવા આપણા અધ્યાત્મિક જીવનના કાળમાન્ય સ્વરૂપને, નવો અર્થ આપવા માંડયો છે. નવી કેળવણીના જુસ્સાથી જુનાને નવું સ્વરૂપ આપવાની

આ ક્રિયા, રાષ્ટ્રઅધોદણની ક્રિયા જે આપણી આસપાસ ચાલી રહી છે તેનું મુદ્દાનું તત્ત્વ છે. લોકોની ખીલવણી, સુધારો, વિચાર, અને જીવન, તેમજ ધર્મશાસ્ત્ર અને તેની વિધિઓ, ક્રિયાઓ, ઉત્સવો અને વ્રતોની સાથે વધારે ગાઢો સંબંધ, અને વધારે જાણીતો આધ્યાત્મિક સંસર્ગ, તે નવીન રાષ્ટ્રીય તત્ત્વના જુસ્સાનું આવશ્યક સ્વરૂપ છે. તે ચેતનરહિત પ્રાચીનભાવસરક્ષણ ( conservatism ) ની પાછળ હોવાની તેમજ વિચારશૂન્યતાને દેવત્વ આપનારી નીતિ નથી. કોઇ પણ પ્રકારે તે તેમ નથી જ. જમાનાની ઉંચામા ઉંચા પ્રકારની વિચારશક્તિ અને ખીલવણીના પ્રભાવથી માત્ર તે રાષ્ટ્રીય આદર્શનો અને જીંદગીની અવસ્થાઓનો પ્રકાશ છે.

આ નવો અર્થ આપવાની અને પુનઃ સુવાની પ્રાપ્ત કરી આપવાની ક્રિયા, રાષ્ટ્રીય મનના પોતાની જુની વિધિ અને સંસ્થાઓ તરફ ધીમા પણ નિશ્ચિત પુનરાગમનમાં દેખાય છે. દાખલા તરીકે રથયાત્રાનો મોટો ઉત્સવ જે અસાડ શુદ ૨ ના દિવસે ઉજવવામાં આવ્યો હતો તે હિંદુ રાષ્ટ્રીય જનને માટે મહાન્ અર્થ સૂચક છે. આ અર્થ કાંઇ નવો નથી, તેમજ તે નવીન વિચારથી તેને અપાએલો નથી. ફક્ત ચાલુ સમયની જરૂરીઆતો અને પ્રવૃત્તિઓથી વર્તમાનમા સપાદન થએલો તે જુનો વિચાર છે. આપણાં મધ્યમા એક નવીન અભિષિક્ત વિચારનો જન્મ, દૈવી સાહાય્યને માટે નવીન ઉત્કંઠાની ઉત્પત્તિ, થએલી છે, જે, એક **અવતાર**, એક ઉદ્ધારક, એક નેતા, એક **પહેલ** કરનાર, કે જે આપણા પાપ અને દુઃખના ભારમાથી બચાવી આપણને આપણા આધુનિક અંધકાર અને દાસત્વમાથી પ્રકાશ અને સ્વાધીનતામાં લઇ જઈ શકે તેના આગમનને માટે રાષ્ટ્રના જુસ્સા રૂપી ઘુમથી બહાર પડે છે. આ અભિષિક્ત વિચાર **કૃષ્ણના** મતની આસપાસના હિંદુ વિચારમા કેન્દ્રસ્થાન કરીને રહેલો છે. **શાક્ત** લોકોને પણ પોતાનો **અવતાર** છે, પણ આ **અવતાર**નો મત જો કે **શક્તિ**ના ઉપાસકોએ લીધેલો છે, તો પણ તે વાસ્તવિક રીતે **વૈષ્ણવ** વિચાર અને તત્ત્વજ્ઞાનને નૈસર્ગિક છે. એટલા માટે એ તો સ્વાભાવિક જ છે કે રાષ્ટ્રીય મનમાં આ ઉત્કંઠા સાથે **શ્રી કૃષ્ણ** સાથે સંબંધ ધરાવતા ઉત્સવને તે નવું બળ અને નવી અભિલાષા આપે.

અસાડ શુદ ૨ નો ઉત્સવ ખરેખર એક મહાન્ ઐતિહાસિક બનાવનો સ્મરણોત્સવ અને અપૂર્વ ઐતિહાસિક દેખાવને નવેસર ઉત્પન્ન કરનાર છે. કુરૂક્ષેત્રના યુદ્ધમા અર્જુને વાપરેલો રથ તેજ આ છે. તે રથનો કૃષ્ણ તે **કુરૂક્ષેત્રનો જ કૃષ્ણ છે, તે મહાભારતનો કૃષ્ણ છે જે હિંદુ ભારતવર્ષમાં વર્ણૈકતાનો મહાન અવતાર, ઐક્ય અને શાન્તિનો દેવદૂત, રાષ્ટ્રીય શુદ્ધતાનો પ્રતિપાદક, અને ભગવદ્‌ગીતાનો ઉપદેશક હતો.** વૈષ્ણવ ભક્તને આ રથની સંજ્ઞાથી પોતાના આત્માની અંદર, અને બહાર પોતાના મંડળમા તે મહાત્માની હાજરીનું હમેશ ભાન થાય છે. શ્રી ચૈતન્યના સમકાલીન એક વૈષ્ણવ વિષે એમ કહેવાય છે કે ગીતાનો શુદ્ધ અગર અશુદ્ધ પાઠ કરતી વખતે તેને **અર્જુનને** બોધ આપતા **શ્રી કૃષ્ણનો** પ્રત્યક્ષ આભાસ થતો હતો. રથયાત્રાનો ખરેખરો હેતુ તે આભાસ આપણા સર્વના મ્હો આગળ ખડો કરવાનો છે, અને હાલના સમયમા આપણને તેની કેટલી

## ચાલુ વર્ષ ( બીજા ) ના ગ્રાહકોના લવાજમની પહોંચ.

૩૧ રા. રા કેશવલાલ ગણેશ દેશપાંડે, વડોદરા
૩૨ ડા જેશંકર મગનલાલ, રાજકોટ
૩૩ રા. હરિપ્રસાદ વરજરાય દેશાઇ, અમદાવાદ
૩૪ રા રા. આશાભાઇ નારણદાસ પટેલ, અમદાવાદ
૩૫ રા રા શંકરભાઇ ઘેલાભાઇ, મુંબઇ
૩૬ ગા રા. જગન્નાથ બાળકૃષ્ણ પુરાણી, અમદાવાદ
૩૭ રા. રા. રેવુભાઇ છોટુભાઇ દેસાઇ, કોસંબા
૩૮ રા. રા. વિઠ્ઠલ ગજાનંદ પારધી. એડન
૩૯ રા રા કેશરીપ્રસાદ મણીલાલ, અમદાવાદ
૪૦ રા રા. પોપટલાલ દામોદર મહેતા, કેકટી.
૪૧ કુમારશ્રી દોલતસિંહજી સુરજમલસિંહજી, પાટડી
૪૨ રા. રા. ભુરાભાઇ ભાઉજીભાઇ, અમદાવાદ
૪૩ રા. રા. અંબાલાલ હરગોવિંદ, વિસનગર
૪૪ કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી, વિરમગામ
૪૫ રા. રા કૃષ્ણલાલ નરભેરામ ભરૂચ
૪૬ રા. રા. શાકરલાલ બુલાખીદાસ, અમદાવાદ
૪૭ રા. રા. જી કે. અમીન, સીનોર
૪૮ રા. રા નારણલાલ દલપતરામ, છોટાઉદેપુર
૪૯ રા. રા ડાહ્યાભાઇ કુબેરદાસ, અમદાવાદ
૫૦ રા રા, માણેકલાલ ગીરધરલાલ લુહાર, વડોદરા ગયા વર્ષનું
૫૧ રા. રા. ભોળાનાથ નથુરામ, અમદાવાદ ગયા વર્ષનું.

---






# દરેક જગાએ વેચાય છે.



જસમાઇનની

વીંછીની દવા.

ગમે તેવા ઝેરી વીંછીનું ઝેર એક મીનીટમાં ઉતરી જાયછે લાખો પડીકા અજમાઇ ગયા છે અને તેનું અકસીરપણું સાબીત થઈ ગયું છે.

એક પડીકાથી ૧૦-૨૦ દર્દીઓ વીંછીના ત્રાસથી મુક્ત થાય છે.

૧૦૦ પડીકાનો રૂ. ૧.
૫૦ ,, રૂ. ૦॥=

જસમાઇનની

તાવની દવા.

ફક્ત ત્રણ પડીકાંથી ગમે તેવો ઝેરી બુખાર (તાવ) નાબુદ થઇ જાયછે. પ્લેગ, મેલેરીઆ, રોજનો, એકાતરીઓ, ચોથીઓ વગેરે એકદમ ફેરીન મટી જાય છે. અને દર્દીને નવી જીંદગીનું સુખ મળે છે.

૧૦૦ પડીકાનો રૂ. ૧.
૫૦ ,, રૂ. ૦॥=

તાવથી ઘટી ગયેલી તાકાતને પાછી લાવે છે તેથી જસમાઇનની તાવની દવા એક વખત લઇ ખાત્રી કરવી જોઇએ.

વ્યાપારીઓને મોટું ડીસ્કાઉન્ટ.

મળવાનું ઠેકાણું.

જસમાઇન ઇન્ડિયા એજન્સી.

ઠાકુરદ્વાર રોડ—મુંબાઇ.







ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

*Registered No. B. 680.*

# ઉદ્‌બોધન.




असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय । बृहदारण्यक० १, ३, २८.

कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन । श्रीमद्भगवद्गीता. अ. २.


| | | |
|---|---|---|
| पुस्तक २. | તંત્રવાહક અને પ્રકાશક. | संवत १९६४. |
| अंक ५. | એક યુવક વર્ગ. | भाद्रपद, शुक्ल ? सप्टेंबर, १९०८. |


विषयानुक्रमः

જતીમા પડેના પોતાના દુ ખથી કાયર થઇ ઘણીવાર ઉદ્દાર ન્હેરે પોતાના કિસ્મતનો દોષ કાહાડી એ લોકો નવરા પડે ત્યારે ગાતા કે —

" શીદ બન્યો હુ હબશી જાત !
હાઘૂત થાઉ' દીનને ગત !
કેમ બન્યો નહિ ગોરી જાત !
સાહેબ, સાહેબ જ્યા ત્યા થાત !

ઓ પ્રભુ ! તુ જગના તાત !
ઘડયો ન્હને કેમ માઝમ રાત !
ઘડયો ન્હને કેમ માઝમ રાત !
ઘડયો ન્હને કેમ કાળી રાત ! શીદ બન્યો હુ—

' હટ જા, દૂર જા, કાળા ભૂત ! દૂર જા અહિ થી કાળા ભૂત !
માથુ ફોડીશ નહિ તો ભૂત ! જા, આઘો, ઓ, કાળા ભૂત ! '
શીદ બન્યો હુ—

' હટ જા અહિથી ઓ કમજાત ', કહીને સાહેબ મારે લાત.
' જીવથી મારી નાખીશ ખાસ સગા ખોળશે ત્હારી લાશ ',
શીદ બન્યો હુ—

નથી સભળાતુ આવુ નીત, દુ ખે વ્યાકૂળ ન્હારૂ ચીત્ત,
ઓ પ્રભુ તુ જગના તાત ! ઘડયો ન્હને કેમ કાળી ગત
આ દુ ખ પામુ દિનને રાત,
ઘડયો ન્હને કમ માઝમ ગત*—શીદ બન્યો હુ— "

ઉપર પ્રમાણે અ તરની ઉ ડી અમુઝણોનુ રહસ્ય નહીં સમઝાયાથી તે વખતે એ લોકો પરમેશ્વરનો દોષ કહાડતા હતા, પરન્તુ સુખી થવાને માટ " સાહેબ " ઘ.વ વાની શી જરૂર હતી ? જીવોનો ઉત્તમ અધિકાર " મનુષ્યત્વ " તો એમને પરમેશ્વરે ક્યારનુએ આપ્યુ હતુ પણ કાળ તે માત્ર તાબેદારીની હાલતમા પડી રહેવાથી દબાઇ રહ્યુ હતુ. તે ખીલવવાને માટે બ્હારનું સૌન્દર્ય ક ચામડીની નડાઇ બાધ કર્તા હતાજ નહીં

ધીમે ધીમે એ લોકોમા જ્ઞાન મેળવવાની જીજ્ઞાસા ઉત્પન્ન થવા લાગી મજુરો ન઼ઈ પરાણે અ ધકારમા ન્હવુ પડેલુ તે ગીધીઓ માનસિક કેળવણીની ખરી કિંમત કઇક સમજવા લાગ્યા—કઇક ઝાખી ઝાખી પણ એ લોકોને સમજણ પડવા લાગી ગાતા લોકોની હુશીયારી અને ખબરદારીનુ મૂળ જ્ઞાનનુ એમની વિદ્યાજ હોવી જોઇએ. રેહેને રેહેતે એમને ભણતરની જરૂર અનાજ પાણી કરતા પણ વધારે લાગવા માંડી

* ગ્હારા મિત્ર રા. કૃપાશકર ભ્ન્નેરલાલ પ ડિતે ઈ ગ્રેજીમા લખાવેલા ઉપરના ગીતનુ આ ભાષાન્તર કરી આપવાની મ્હેરબાની કરી છે

કેટલાક ઉદારચરિત પુણ્યશાળી યુરોપિઅનોએ આ વખતે પોતાના જાતભાઈઓનો સખ્ત વિરોધ છતા એમને માટે ખાસ નિશાળો કહાડી જી. સી. આર્મ્સ્ટ્રોંગ નામના એક લશ્કરી સેનાધિપતીએ તો પોતાનુ સમગ્ર જીવન એ લોકોના ઉદ્ધાર અર્થે ગાળવા નો નિશ્ચય કરી એમની બધી હાજતોનો જોઈએ એવો અભ્યાસ કર્યો ઇસ્વી ૧૮૬૮ ની સાલમા એણે વરજીનીઆમા એક નિશાળ કહાડી એમા સામાન્ય કેળવણી અને ખેતીવાડીનું કંઈક જ્ઞાન આપી વિદ્યાર્થીઓને શિક્ષકોનુ જ્ઞાન આપવાની યોજના રાખી હતી

આ સસ્થાનો લાભ ઘણા સીધી યુવકોએ લીધો, અને વર્ષોવર્ષ ત્યાથી પાસ થયેના વિદ્યાર્થીઓએ દેશના જૂદા જૂદા ભાગોમા જઈને નિશાળો કહાડી કેળવણી વધ વાથી હબશી પ્રજાની આર્થિક અને નૈતિક સ્થિતિમા દિનપ્રતિદિન ઘણો સુધારો થતો ગયો પરન્તુ એમની ઉન્નતિમા ખરૂ બળ લાવનાર નર શ્રેષ્ઠ બુકર. ટી વોશીંગટનછે

પ્રથમથીજ પોતાના લોકોને એક વાત એણે ઠસાવી છે કે ગૌરવર્ણના એ "દેવો" અને " દેવીઓ " ને આપણે એવુ સાબીત કરી બતાવો કે એઓ હમેશ મ્હોટા છીએ એવુ અભિમાન કરવુ ભૂલી જાય

ગુલામગીરીથી ઉચે ચઢતો ચઢતો એ છેક સીધી લોકોની એક જ જાતની કોલેજનો સ્થાપક અને પ્રીન્સીપાલ થયેનો છે એના જીવનમાથી અને એની કોલેજના શિક્ષણ ક્રમમાથી આપણને એટલુ બધુ શીખવાનું અને અનુકરણ કરવાનું મળે એવુ છે કે એનું જીવનચરિત્ર આવતા અકમાં આપવાનો મ્હારો વિચાર છે હાલમા તો સ્થળ સંકોચને લીધે નીચેની હકીકતજ જણાવી સતોષ પકડવો પડશે

એક કરોડ કાળા મનુષ્યો યુનાઈટેડ સ્ટેટ્સને પોતાની માતૃભૂમિ ગણે છે અને ગુલામગીરીની હાલતમાં હતા તેના કરતા હજારગણે દરજ્જે તેઓ દેશને તેમજ ગોરા લોકોને લાભકર્તા થઈ પડયા છે

આપણી ૩૦ કરોડની વસ્તીવાળા હિન્દુસ્તાનમાં છેક ૧૯૦૪-૦૫ ની સાલ સુધી દેશી ભાષાઓમા ૭૧૩ વર્તમાનપત્રો નીકળતાં તે ૧૯૦૬ મા ૧૦૩૭ થયા હતા જ્યારે સીધી લોકોની દેખરેખ નીચે ૫૦૦ વર્તમાનપત્રો બ્હાર પડે છે

કેળવણી ખાતે એ લોકોએ ૩ કરોડ રૂપીઆ એકઠા કર્યા છે કોલેજો અને પાઠ શાળાઓ થઈને ૧૬૦ સસ્થાઓ એવી છે કે જેમા કુલ ૪૦,૦૦૦ સીધીઓ ઉચી કેળ વણીનો લાભ લેછે સ્ત્રી કેળવણી પુરૂષની કેળવણીની સાથે સાથેજ ચાલે છે ૨૦૦૦૦ વિદ્યાર્થીઓ, સાહિત્ય વિજ્ઞાન અને વ્હેવારીક બાબતોનુ જ્ઞાન મેળવે છે ૨૦ લાખ છોકરા છોકરીઓ જાહેર નિશાળોના અભ્યાસ કરે છે જ્યા એમની જાતના ત્રીસ હજાર ટ્રેઈન્ડ ( સુશિક્ષિત ) મેહેતાજીઓ અને મેહેતીજીઓ એમને ભવિષ્યના જીવનને માટે તૈયાર કરી રહ્યા છે

આપણા હિન્દુસ્તાનમા ૯૦ ટકા માણસો અભણ છે, ઇટાલીમા ૩૦ ટકા, સ્પેઈન નમા ૬૨, ટકા અને રૂશીઆમા ૮૫ ટકા માણસોને લખતા વાચતા આવડતુ નથી ત્યારે

સીધી લોકોમા માત્ર ૪૪ ટકાજ માણસો અજ્ઞાન દશામા છે બાકીના ૫૬ ટકા ભણેલા છે

આપણી કેળવણી ઉપર ઉપરથી જોતા ગમે એટલી વધી ગયેલી લાગતી હોય, પણ ખરેખર જોતા હજી તો બ્રીટીશ હિન્દુસ્તાનમા નિશાળે જવા લાયક ઉમ્મરના છોકરાઓનો માત્ર ૨૫ ટકા ભાગ નિશાળે જાય છે, બાકીનો ૭૫ ટકા ભાગ અભણ રહે છે છોકરીઓને ફલાણુ ભણાવવુ જોઇએ અને ફલાણુ રેહેવાદેવુ જોઇએ વિગેરે જાતની તકરાર કર્યા કરનારા જાણીને અજાયબ થશે કે નિશાળે જઈ શકે એટલી ઉમ્મરની છોકરીઓમાથી બ્રીટીશ હિન્દુસ્તાનમા માત્ર ૩ ટકા ભાગ ભણવા જાય છે બાકીની ૯૭ ટકા તો નિશાળમા શુ થાય છે તે વાત પણ જાણુતી નથી આ તો બ્રીટીશ હિન્દુસ્તાનના આંકડા છે એમા દેશી રાજ્યોની હજી આનાથીએ ઉતરતી કેળવણી ધ્યાનમા લઇએ, પારસી, નાગર વિગેરે ચાર આગળ પડતી ન્યાતોનું ભણતર જૂદુ કાહાડીએ તો પછી કેળવણીમાં આપણા લોકો કેટલા પછાત છે તેનો દુ ખદાયક ખ્યાલ બરાબર આવશે. આપણામાં વકીલ દાકતર બહુ વધી ગયા એમ લોકો બોલે છે, પણ આપણાથી ૩૦ મા ભાગની સીધી લોકોની વસ્તીમા ૮૦૦ દાકતરો છે અને ૬૦૦ વકીલો છે. ચોપડીઓમા આપણા વિદ્વાન પૈસાદાર લોકો પણ હજી ના ચાલ્યેજ પૈસા ખર્ચે છે પણ આ સીધી લોકોની લાયબ્રેરીઓમા ૩૦ લાખ પુસ્તકો છે એક બે લાખથી સાત આઠ લાખ રૂપીઆના આસામીઓ એમનામા ઘણા છે થોડાક પદર પદર લાખ રૂપીઆ સુધીની મુડીવાળા પણ થયા છે *

૩૦,૪૦ વર્ષની ટુક મુદતમા જે પ્રજા આટલુ બધુ કરી શકી છે તેનું ભવિષ્ય ખરેજ પણું ઉજ્વલ થવુ જોઇએ ! વાચનાર આપણા લોકનુ ભવિષ્ય ઉજવલ કરવું તે ત્હમારાજ હાથમા છે જેઓ જાતે મેહેનત કરે છે ત્હેમનેજ પરમેશ્વર સાહ્ય આપ છે.

"God helps those that help themselves"



* આ લેખમાંનો મુખ્ય ભાગ હિંદુસ્તાન રીવ્યુ "ના ગયા ન્યુઆરીના અંકમાંના "Negro in America" નામના નિબંધ ઉપરથી લીધો છે હિન્દુસ્થાનના આકડા ૧૯૦૮ ની સ્ટેટ્સમેન ઇઅર બુકમાંથી આપ્યા છે.

# स्वदेशभूमिस्तोत्रम्

उपजाति वृत्तम्

कुपुत्रभूतानपि भारतीया-
नन्नेन दुग्धेन च पोषयन्तीम् ।
दयार्द्रचित्तां प्रणतेन मूर्ध्ना
स्वदेशभूमिं प्रणयेन वन्दे ॥ १ ॥

तथामृतान्तःकरणोऽतिनीचः
किं दुर्जनः प्राणिति जीवलोके ।
यथा न तेनोदितमाननेन
स्वदेशभूमिर्जननी ममेति ॥ २ ॥

प्राचीनकालेऽखिलदेशभूप
चूडामणिक्षालितपादयुग्माम् ।
अधोगतामार्यमहीं निजाक्ष्णा
संपश्यतः कस्य भवेन्न पीडा ॥ ३ ॥

असह्यदुःखानलतापिताया
दृगम्बुजान् मातरधःपतन्तीं ।

पश्चाद्धनं वीर्यसमं हरन्ति
धातुक्षयश्चोद्भवतीत्थमेव ॥ ५ ॥

भुवः समुद्धारकृते निजाया
विदेशवस्तुप्रणयं निरस्य ।
कार्यः प्रयत्नो निरपेक्षतायाः
संसिद्धिदक्षोऽखिल भारतीयैः ॥ ६ ॥

धन्या जना यैर्निखिलं स्वकीयं
समर्पितं भूपरिरक्षणार्थम् ।
नामानि तेषां विमलेतिहास–
ग्रन्थेषु चामीकरमुद्रितानि ॥ ७ ॥

येषां समृद्धौ न मदातिरेको
येषां न चापत्सु विषादलेशः ।
येषामनास्था विषयोपभोगे
भवन्तु मातुः परिचारकास्ते ॥ ८ ॥

सुसेव्य पादाम्बुजयुग्ममातुः
स्तुतिं प्रतापेन कृतां पवित्राम् ।
पठन्तु सर्वे दृढदेशभक्ताः
कुर्वन्तु सेवां च वसुंधरायाः ९ ॥

---

૫. પરદેશમાં ઉત્પન્ન થયેલા ક્ષુદ્ર પદાર્થો શરૂઆતમાં જલદીથી ચિત્તને વશ કરે છે, અને વીર્ય સરખાં ધનનું હરણ કરે છે. આ કારણથી દેશરૂપી શરીરમાં ધાતુક્ષય (સોનાં રૂપા આદિ ધાતુઓનો ક્ષય. શરીરના પક્ષમાં ધાતુક્ષય નામનો જીવ લેણ રોગ) ઉત્પન્ન થાય છે.

૬. તેથી પોતાની માતૃભૂમિનો ઉદ્ધાર કરવા માટે વિદેશી ચીજોનો મોહ છોડી દઈને સર્વે ભારતવાસીઓએ પોતાની જાતને નિરપેક્ષ (કોઈની અપેક્ષા અર્થાત્ આધાર નહી રાખનારી) બનાવી શકે એવો યત્ન કરવો જોઈએ.

૭. જે પુરૂષરત્નોએ માતૃભૂમિના સંરક્ષણ માટે પોતાનું સર્વસ્વ સમર્પ્યું છે તેવા પુરૂષોને ધન્ય છે. તેમના નામ શુદ્ધ ઇતિહાસના ગ્રંથોમાં સોનાના અક્ષરે લખાયાં છે

૮. જેમને સંપત્તિમાં મદ નથી હોતો, જેમને આપત્તિમાં જરીક શોક નથી થતો અને જેઓને વિષય સુખના ઉપભોગમાં કેવળ અરૂચિ છે તેઓ માતાનાં સેવકો થાઓ.

૯. સારી રીતે સેવન કરવા લાયક ચરણકમલવાળી માતાની પ્રતાપે કરેલી પવિત્ર સ્તુતિનો દૃઢ દેશભક્તો પાઠ કરો અને માતૃભૂમિની સેવા કરો.

# ભારતતનુજો શું હઠશે ?

## ભૈરવીની ધૂન.

શું હઠશે ? શું હઠશે ? ભારતતનુજો શું હઠશે ?
જીવનયુદ્ધથી શું હઠશે ? ભારતતનુજો શું હઠશે ?
ભલેને આવે દુઃખ કરોડો, નહિ હઠશે, નહિ હઠશે,
ભારતતનુજો નહિ હઠશે, જીવનયુદ્ધથી નહિ હઠશે.

જેને સરિતા મૂળથી નીકળી, સામી કરોડો ગિરિની પ્રસરં
શું હઠશે ? શું હઠશે ? નીકળી સરિતા શું હઠશે ?
ભેદી ગિરિઉર બળથી વહશે, નહિ હઠશે, નહિ હઠશે.
ભારતતનુજો નહિ હઠશે, જીવનયુદ્ધથી નહિ હઠશે.

વજ્ર સમી ભૂમિ ગિરિના પટની, અંકુર વટનું ફુટતું ઉકળી
શું હઠશે ? શું હઠશે ? અંકુર વટનું શું હઠશે ?
પથ્થરને પણ ચીરી ફુટશે, નહિ હઠશે, નહિ હઠશે,
ભારતતનુજો નહિ હઠશે, જીવનયુદ્ધથી નહિ હઠશે.

ક્ષાર બર્યો જ્વાળામુખી આ'હો, હિમપડથી સર્વાંગે છાયો,
શું હઠશે ? શું હઠશે ? ક્ષાર બર્યો તે શું હઠશે ?
ધુંધવી ભભૂકો બળથી ઉઠશે, નહિ હઠશે, નહિ હઠશે,
ભારતતનુજો નહિ હઠશે, જીવનયુદ્ધથી નહિ હઠશે.

કોણ હઠાવે કુદરત હજને ? ક્રમ ક્રમથી જે પામ્યું બળને,
શું હઠશે ? શું હઠશે ? ક્રમ ક્રમથી જે પામ્યું બળને;
અસ્તિત્વ જગતમાં ખીલવી કરશે, નહિ હઠશે, નહિ હઠશે,
ભારતતનુજો નહિ હઠશે, જીવનયુદ્ધથી નહિ હઠશે.

કંઇક દિવસથી ધ્વનિ આ સુણીએ, અંતર ગૂઢ સરિતાનો એ
ભારતજીવન સરિતાનો એ.
શું હઠશે ? શું હઠશે ? પ્રબળ સરિતા શું હઠશે ?
વેગ ધરંતી વિશ્વે વહશે, નહિ હઠશે નહિ હઠશે.
ભારતતનુજો નહિ હઠશે, જીવનયુદ્ધથી નહિ હઠશે.

જેમ દબાણો દુઃખો આવે, ત્યમ ત્યમ અંતર બળ દ
શું હઠશે ! શું હઠશે ? ભારતતનુજો શું હઠશે ?
રાંક જણાતાં ભડભીમ બનશે, હૃદયદેવ એ સાક્ષી પૂરે
નહિ હઠશે. નહિ હઠશે; ભારત તનુજો નહિ હઠશે.

# લોકમાન્ય શ્રીયુત તિલક
## અથવા
## આત્મભોગની પ્રતિમા.



આ જાગૃતિના વખતમા શ્રીયુત બાળગંગાધર તિલક જેવા સત્ય, ટેક, નિર્ભય, આત્મશ્રદ્ધા અને સ્વાર્થત્યાગની મૂર્તિ જેવા વીર દેશભક્તના ચરિત્રનો ઉદ્દેશ જણાવવા પ્રસ્તાવનાની જરૂર જ નથી.

**શ્રીયુત તિલકનો જન્મ**

આ વીર દેશભક્ત સને ૧૮૫૬ના જુલાઈની ૨૩ મી તારીખે રત્નાગીરીમા જન્મ્યા હતા મહારાષ્ટ્રના ઇતિહાસમા પ્રખ્યાત ચિતપાવન બ્રાહ્મણની ન્યાતમા એમનો જન્મ થયો હતો એમના પિતાજી રા ગંગાધરરામચંદ્ર તિલક રત્નાગીરીની શાળામા આસીસ્ટંટ શિક્ષક હતા પછીથી એ થાણા અને પુનામા આસીસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતા અને ૧૮૬૬ પછી શ્રીયુત તિલકે પોતાની બધી જીંદગી પુનામા ગાળી છે

**શ્રીયુત તિલકની આત્મશ્રદ્ધા**

'પુત્રના લક્ષણ પારણામાથી વરતાય' એ કહેવત પ્રમાણે શ્રીયુત તિલકની દક્ષતા, સત્ય, નિશ્ચય વગેરે મહાન ગુણોનો વિકાસ નાનપણમાથી જ થવા માડ્યો હતો શાળાના અભ્યાસમા એની ગણના પ્રથમ પંક્તિમા થતી હતી એ એના વર્ગનુ કેન્દ્રસ્થાન ભોગવતા હતા. તેમની સ્મરણશક્તિ વિલક્ષણ પ્રકારની હતી ગમે તેવો દાખલો હોય પણ એ પાટી કે ચોપડીમા લખ્યા વગર મોઢેથી ગણતા પોતાની ખાત્રી વગર કાઈપણ એ સ્વીકારતા નહી. એમની આત્મશ્રદ્ધા નાનપણથી ઉત્તમ પ્રકારની હતી શ્રીયુત તિલક પુના હાઈસ્કુલમા અભ્યાસ કરતા તે વખત મી જેકબ તે શાળાના હેડમાસ્તર હતા એક દહાડો શાસ્ત્રી બાવાએ છોકરાઓને નૈષધના કોઈ શ્લોકનો તરજુમો લખાવ્યો તે શ્રીયુત તિલકે લખ્યો નહી આ છોકરો મારો તરજુમો લખતો નથી એમ કરી શાસ્ત્રી બાવા શ્રી તિલક ઉપર ગુસ્સે થયા તે વખતે એમણે સરળ જવાબ દીધો કે "જાતે ભાષાતર કરવાથી જેટલો ફાયદો થાય છે તેટલો બીજાનુ કરેલુ ભાષાતર મોઢેથી કરવાથી થતો નથી" દરેક વિષયમા પ્રવીણતા મેળવવી એ શ્રીયુત તિલકનો સિદ્ધાત હતો શાળામા સંસ્કૃત તથા ગણિતની એમની પ્રવીણતા ઉત્તમ પ્રકારની હતી આ વિષયમા એમના વર્ગના છોકરાઓ એમની મદદ લેતા બીજાઓને શીખવવાની એમને નાનપણથી હોસ હતી છોકરાઓ એમના ઉપર બહુ હેત રાખતા

**શ્રીયુત તિલકની દક્ષતા—નિશ્ચય**

શ્રીયુત તિલક ૧૦ વર્ષના હતા ત્યારે મરાઠી શાળામા અભ્યાસ કરતા હતા એક દહાડો કોઈ છોકરે નિશાળમા મગફળી ખાધી હતી મગફળીના છોડા વર્ગમા નાખ્યા હતા શિક્ષક વર્ગમા આવ્યા ત્યારે છોકરાઓને છોડા બ્હાર નાખવાને કહ્યુ શ્રીયુત તિલક ઉભા રહ્યા

પુનાના આગેવાનોને એમણે ઠપકો આપ્યો. એમને સજા કરતી વખત મી જસ્ટીસ સ્ટ્રેચીએ આ બાબતમા સરકારની સેવા બજાવવાની વાત કબુલ કરી હતી

**શ્રીયુત તિલકનો ખાનગી વ્યવહાર-સાદાઈ દુર્ગુણનો ત્યાગ**

ખાનગી વ્યવહારમા ( private life ) શ્રીયુત તિલક સાદાઈનો નમુનો છે દરેક ઋતુમા અને દરેક પ્રસગે એ ધર્મશીલ બ્રાહ્મણના નિયમિત સાદા પોશાક સિવાય બીજુ પ્હેરતા નથી કેટલાક કેળવણી પામેલા હિંદવાસીઓમા જે દુર્ગુણો સાધારણ રીતે જણાય છે તેમાંથી તે ખાસ મુક્ત છે અને તેમની નિર્મળ વર્તણુકને એબ લગાડે એવો કાંઈ પણ દોષ એમના કટ્ટામા કટ્ટા દુશ્મનો પણ કાઢી શકે તેમ નથી યુવાન અને વૃદ્ધ, ગરીબ તવગર, ઉચ્ચ નીચ, બધા સાથે એઓ એક સરખા પ્રેમાળ, ભોળા અને દીલસોજ મિત્ર છે

**શ્રીયુત તિલકનો મુદ્રાલેખ—"કર્તવ્ય બરાબર બજાવવું' પોતાની જાત માટે બેદરકારી**

'પોતાનુ કર્તવ્ય બજાવવુ ' એ એમનો મુદ્રાલેખ છે પોતાની જાત માટે એ બીલકુલ લક્ષ આપતા નહી એમના સબધમા જુઠાણુ અને ચાડી પુષ્કળ થતી, પણ એનો જવાબ આપવાની દરકાર એમણે કરી નથી એજ આનો પુરાવો છે એમની જાતને માટે ખાનગી કે જાહેરમા જે કહેવાતુ તેથી એ પોતાનુ કર્તવ્ય બજાવવામા કદી ચૂકતા નહી તીરસ્કારને લીધે તેમને ડેકન એડ્યુકેશન સોસાએટી ના સભાસદની પદ્વીનુ રાજીનામુ આપ્યુ હતુ, પણ કોઈ દીવસ પોતે ઘણી મ્હેનતથી ઉછેરેલી ફર્ગ્યુસન કોલેજ કે ન્યુ ઇંગ્લીશ સ્કુલને નુકશાન થાય એવુ એમણે કદી કાંઈ લખ્યુ નથી કે કર્યું નથી ખાનગી વ્યવહારમા અને જાહેર કામમા આફતમા આવેલા માણસોને બચાવવા એ હમેશા તત્પર છે ક્રોફર્ડના નામચીદા મુકરદમામા જ્યારે કેટલાક

**ક્રોફર્ડ કેસમા મામલતદારોને મદત અધિકારીઓની અકૃપારૂપી બદલો**

મામલતદારો મુશીબતમા આવ્યા ત્યારે તેમણે એમને વિનંતિ કરી અને એઓ તેમને માટે લડ્યા છેવટે નોકરી ખોયા બદલ તેમને ( મામલતદારોને ) લોર્ડ રે ના વખતમા કાંઈ નુકશાની આપવામા આવી મામલતદારોને નુકશાન કરવાને જે અધિકારીઓએ નક્કી કર્યું હતુ તેમની અકૃપા સિવાય શ્રીયુત તિલકને તેની મ્હેનત બદલ કાંઈ મળ્યું નહી જ્યારે વડોદરાવાળા બાપટ ઉપર લાંચનો આરોપ આવ્યો ત્યારે

**વડોદરામાં બાપટને મદત વડોદરા રાજ્યનો બચાવ**

એને મદત કરનાર કાંઈ મિત્ર નહોતા આ વખતે શ્રીયુત તિલકે એમને માટે મ્હેનત કરી, એને છોડવ્યો, અને તેથી વડોદરા રાજ્યને ચોખ્ખા ભયમાંથી બચાવ્યું. આવી બાબતોમા એના નિઃસ્વાર્થને એના દુશ્મનો હલકા સ્વાર્થમા ગણના કરતા મનુષ્ય તરીકે એનામા ઘણા દોષો છે આજ દોષો તેના પુષ્કળ સારા ગુણોમાથી ઉત્પન્ન થાય છે એ જલદીથી ઉશ્કેરાય તેવા છે જે દુનીઆમા આપણે રહીએ છીએ તે દુનીઆને ન છાજે તેવા તેઓ વિશ્વાસુ અને ઉદાર છે તે નમુનેદાર મરાઠા છે તેઓ આવેશમા આવે એવા બ્હાદુર દેશપ્રેમી છે હમેશા ઉચ્ચાભિલાષી છે તેથી જીંદગીની નાની દુ ખોના ધ્યાનમા બેદરકાર રહે છે

જે ગ્રહસ્થે પોતાની આખી જીંદગી પોતાના દેશની સેવામા ગાળી છે તે ગ્રહસ્થના ઉપર સરકાર સામે રાજદ્રોહ ફેલાવવાના ગુન્હા માટે કામ ચાલ્યુ છે અને જે પચ ( જ્યુરી ) મા ઘણો ભાગ યુરોપીઅનનો હતો તે પચે વધુ મતે તેમને ગુન્હેગાર ઠરાવ્યા છે તેમને શિક્ષા કરતી વખતે તેમણે સરકારને જે ઉચા પ્રકારની મદત કરી હતી તેનું નામદાર જડ્જે વર્ણન કર્યું હતુ, પણ તે મદત સાથે રાજદ્રોહના વિચાર કેવી રીતે બધબેસતા આવે તેનો વિચાર કરવાનુ તે નામદાર તદ્દન ભૂલી ગયા જો કે શ્રીયુત તિલકને કાયદા પ્રમાણે શિક્ષા થઈ છે તોપણ લોકના વિચારથી તે નિર્દોષ ઠર્યા છે મુકરદમો ચાલતી વખત તેમની હિમ્મતથી લોકમાં તેમની પ્રતિષ્ઠા દશગણી વધી છે પચના અભિપ્રાય છતા કચેરીમા ઉભા રહીને તેમણે પોતાનુ નિર્દોષપણુ ફરીથી જાહેર કર્યુ તે વખતનો દેખાવ તેમના પ્રત્યેની માનની લાગણી વધારનાર હતો ચોખ્ખા અત કરણે અને દ્રઢ નિશ્ચયે તેમને તે વખત વજ્ર જેવા કર્યા હતા પ્રજાના હકના રક્ષણને માટે ઉભા રહેતા વીર તરીકે લોકોએ તત્કાળ તેમને પરખ્યા હિદના દેશી વર્તમાન પત્રોની સ્વતત્રતાની લઢતમા દેશને માટે પ્રાણ ત્યજનાર તરીકે બધા હિદવાસીઓ તેમને હાલ ગણે છે

શ્રીયુત તિલકની સરકારની સેવા અને સરકાર સામે રાજદ્રોહ

પ્રજાના હકના રક્ષણ કરનાર વીર, દેશ માટે પ્રાણ આપનાર

---

## આપણું ખરૂં કર્તવ્ય

---

જેવી રીતે મનુષ્યોમા જન્મ મરણના ચક્ર ફર્યા કરે છે-તેવી રીતે પ્રજાઓને પણ જન્મ મરણ તથા તે અગે આવતી ત્રણ અવસ્થાઓ ભોગવવી પડે છે. પ્રાચીન ઇતિહાસ તરફ દ્રષ્ટિ કરીએ તો આ વાત સહજ સમજાશે " સાત ટેકરીઓ " ઓ ઉપર ઉત્પત્તિ પામેલુ રોમનુ રાજ્ય, બાલ્યાવસ્થાની અનેક અડચણો વેઠી પ્રથમ ઇટલીમા અને આખરે આખી દુનિયામા શ્રેષ્ટ ગણાયુ સીઝરનો સમય રોમની યુવાવસ્થાનો સમય કહીએ તો ખોટુ નથી. પણ તેજ સમયમા વૃદ્ધાવસ્થાના બીજ પણ નજરે પડે છે, ને સીઝર પછી આશરે પદરસે વર્ષે રોમનુ રાજ્ય નાશ પામ્યુ હિદુસ્થાનની બાબતમા પણ આવીજ જાતનુ કાઇક માલમ પડે છે ઉત્પત્તિ તથા બાલ્યવયને યુવાવસ્થાના ભૂત વિષય ઉપર કાઇ લખવાની જરૂર નથી મરાઠાઓના ઉદય સમય હિદી પ્રજાની વૃદ્ધાવસ્થાનો સમય ગણીએ તો ખોટુ નથી મુસલમાનોનો જુલમ ખમી જીર્ણ થઈ ગએલુ શરીર મરાઠા સત્તાનો દોર લાબો સમય જીવી શક્યુ નહિ, ને કુસપ ને ઇર્ષાને અગે ઉત્પન્ન થએલી માહોમાહીની લડાઇઓમા હિદી પ્રજા નાશ પામી, ને હિદુસ્થાનના ઇતિહાસનુ છેલ્લુ પ્રકરણ લખાયુ

આવી રીતે નાશ પામેલા પ્રજાત્વનો બ્રિટિશના આવાગમનથી પુનર્જન્મ થયો સ્વરાજ્યને દેશદાઝના નાશ પામેલા સસ્કારો જુદીજ રીતે ઉદ્દભવ્યા ને બ્રિટિશને આથી

ઘણો ફાયદો થયો. હિંદવાસીઓનીજ મદદથી અંગ્રેજોનું રાજ્ય દૃઢ થવા માંડ્યું ને એથી હિંદુસ્થાનને પણ કાંઇક ફાયદો થયો ખરો. બ્રિટિશ રાજ્ય નીચે ભોગવાતી અનેક તરેહની શાંતિ ને સુલેહથી તથા અંગ્રેજી કેળવણી રૂપી પુષ્ટ ખોરાકથી હિંદી પ્રજારૂપી બાળક દીન પ્રતિદીન વૃદ્ધિ પામવા લાગ્યું ને નામદાર લૉર્ડ કર્ઝને બંગાળાના વિભાગ કર્યા ત્યારથી તે બાળક બાલ્ય વયની નિર્દોષ ચેષ્ટાઓ મૂકી દઇ યુવાવસ્થાનું ગાંભીર્ય, કદાચ પણ તથા તે સાથે તે અવસ્થાનું અક્કલ્યાળાપણું પણ શીખવા માંડ્યું છે. ચાર પાંચ વર્ષથી "પ્રજાત્વ" શબ્દનું રહસ્ય આપણે સમજવા લાગ્યા છીએ અને તેથી આ વિષયે આપણા કર્તવ્ય ઉપર બે શબ્દો લખું તો અયોગ્ય નહિ ગણાય.

એક પ્રજા તરીકે બાહાર પડવા સારૂ રાજ્યકીય વિષય તરફ જેટલું લક્ષ આપીએ તેટલુંજ બલ્કે તેથી વધારે લક્ષ આપણે સાંસારિક તથા ઔદ્યોગીક વિષય તરફ આપવાનું છે. રાજ્યકીય વિષય પ્રત્યે આપણું કર્તવ્ય સાંસારિક ને ઔદ્યોગિક વિષયમાં યોગ્ય સુધારો કરીશું તો સમજાતાં મુશ્કેલ પડશે નહિ. લોકોમાં રાજ્યકીય કેળવણીનો ફેલાવો થાય તે સારૂ પ્રાથમિક કેળવણીની ખાસ જરૂર છે. જ્યાં લોકો મૂળાક્ષરોજ સમજતા નથી ત્યાં રાજ્યકીય વિષયો શી રીતે સમજવાના! વળી વધી ગએલા કુસંપને લીધે ઐક્યતાનો અર્થ આપણે ભૂલી ગયા છીએ ને આને સારૂ પણ આપણા અનેક સાંસારિક રિવાજો જવાબદાર છે. ટુંકામાં જો આપણે રાજ્યકીય સુધારો ઇચ્છતા હોઇએ તો આપણું મુખ્ય લક્ષ સાંસારિક ને ઔદ્યોગિક સુધારા ઉપર દોરાવું જોઇએ.

હવે સાંસારિક વિષયમાં પ્રથમ લક્ષ સ્ત્રી વર્ગની સ્થિતિ તરફ આપવાનું છે. જે દેશની વસ્તીનો અડધો ભાગ સ્વતંત્રતા (Liberty) એ શું છે તે સમજતો નથી તે દેશની ઉન્નતિ શી રીતે થવાની? જ્યાં સુધી સ્ત્રીવર્ગને પુરૂષવર્ગ સાથે સમાન સ્થિતિમાં આપણે મૂક્યો નથી, જ્યાં સુધી આપણે આપણા બૈરાં છોકરાંઓને પરછુટ આપી નથી ત્યાં સુધી આપણે સ્વતંત્રતાને લાયક શી રીતે ગણાઇશું? પુરાતન સમયથી ચાલતી આવતી અવિભક્ત કુટુમ્બ—સંસ્થા આપણને સાંસારિક સુધારાના અનેક કાર્યોમાં અંતરાયરૂપ આવે છે. પ્રાચીન સમયમાં એ સંસ્થાથી ફાયદાઓ થયા હશે. કદાચ હાલમાં પણ આ બહુ મનુષ્યોનાં પેટ ભરવા સારૂ એ સંસ્થાની જરૂર લાગતી હશે, પણ એટલું તો નિસંદેહ છે જે અંગ્રેજી કેળવણીના નવા પવનની અનેક લ્હેજતો અનુભવેલા મનને એ સંસ્થા અનેક રીતે હાનિકારક લાગે છે. એ સંસ્થાથી કુટુમ્બ-વત્સલતા આપણામાં એટલી બધી વધી જાય છે જે દેશ-દાઝને સ્વાર્થ-ત્યાગ આપણે જાણી શકતા નથી. મ્હારે કબુલ કરવું પડશે જે એ સંસ્થાથી એક જાતનો સ્વાર્થ-ત્યાગ આપણામાં આવે છે, પણ તે સ્વાર્થ-ત્યાગ પાછો કુટુમ્બમાંજ સમાઇ જાય છે, ને તેથી કરીને દેશસુધી ઉંચે ઉડી શકતો નથી. ટુંકામાં વ્યક્તિને દેશની વચ્ચે કુટુમ્બ એવી રીતે આવી ગયું છે જે આપણી અત્યેક વ્યક્તિઓનો મુખ્ય ઉદ્દેશ કુટુમ્બ સ્થિતિ સુધારવા તરફ વિશેષ દોરાય છે, ને દેશ સ્થિતિ વિષે ઓછું લક્ષ અપાય છે. માટે કુટુમ્બમાંજ સમાતી વ્યક્તિને દેશમાં સમાવાનો ખરો માર્ગ કુટુમ્બને દૂર કરવાનોજ છે. જ્યાં સુધી આ માર્ગ ગ્રહણ કરીશું નહિ ત્યાં સુધી આપણી વ્યક્તિઓ દેશ વત્સલ નહિ થતાં કુટુ

ળ વત્સલજ રહેશે. અવિભકત કુટુમ્બ સંસ્થાનો વિષય ઘણો મ્હોટો હોવાથી તે હાલ મુલતવી રાખી આગળ ચાલીશું.

બીજો સાંસારિક સુધારો જ્ઞાતિબંધનની બેડીઓ તોડવાનો છે. નાની મોટી જ્ઞાતિઓને લીધે આપણામાં એટલા તો વિભાગ પડી ગયા છે જે પ્રજાકીય ઐક્યતા મેળવવા સારૂ આપણે એકદમ લાયક થઇ શકતાં નથી. વળી આજ કારણથી ઉત્પન્ન થતા ઉંચા નીચાંના ભેદને લીધે આપણામાં ખોટી મ્હોટાઇને મગરૂરી આવી જાય છે. આપણે સઘળા દેશ બંધુઓને સરખા ગણી શકતા નથી ને ઐક્યતાને બદલે સર્વત્ર ભિન્નતા જોવામાં આવે છે.

આ ઉપરાંત આપણે ખરૂં લક્ષ તો સ્ત્રી તથા પુરૂષોને પ્રાથમિક કેળવણી આપવા તરફ રાખવાનું છે. જો આપણા દ્રવ્યવાળા દેશ બંધુઓ પોતાનો પૈસો એ દિશામાં ખરચે તો એથી ઉત્તમ કાર્ય બીજું એક પણ નથી. હિંદના પ્રત્યેક ગામડામાં પ્રાથમિક કેળવણીની શાળાઓ જોઇએ, ને ત્યાં ભણેલા ગણેલાને અનુભવી માસ્તરો મારફત યોગ્ય કેળવણી અપાવવી જોઇએ. જ્યાં સુધી પ્રત્યેક ગામડામાં આવી શાળાઓ સ્થપાઇ નથી ત્યાં સુધી આપણે આપણું કર્તવ્ય કરી શકયા નથી. કેળવણી વગર સઘળા ઉપાયો વ્યર્થ છે. પાયા વગરનું મકાન પવનના પ્રથમ ઝપાટે પડી જશે. કોઈ પણ જાતના ઉચ્ચ ઉદ્દેશો રાખવા સારૂ કેળવણી રૂપી પાયાની પ્રથમ જરૂર છે. સ્વદેશ સેવકોને ખરૂં કાર્ય એજ કરવાનું છે. જ્યાં સુધી દેશની એ સેવા થઇ નથી ત્યાં સુધી બીજું બધું વ્યર્થ છે. એક શાળા ચલવવી. એમાં બાર મહિને ત્રણસે રૂપીઆનું ખર્ચ આશરે થાય. શું આપણે આવી અનેક શાળાનો કાઢી ન શકીએ? જો આપણામાંના દરેક પ્રતિવર્ષ સ્વ-કમાઇઓ અમુક ભાગ એ કાર્યમાં આપવા નિશ્ચય કરે તો આ કાર્ય ઘણી સહેલાઇથી થઇ શકે. આ ઉપરાંત સાંસારિક સુધારા બીજી ઘણી દિશામાં કરવાના છે. એ બધા ઉપર વિવેચન કરતાં જગ્યા રોકાય માટે આટલા ખાસ લક્ષમાં રાખવાં લાયક આપ્યાં છે.

રાજ્યકીય ઉન્નતિને સારૂ વ્યાપાર-વૃદ્ધિની ખાસ જરૂર છે. વ્યાપારમાં પાછળ પડેલો દેશ બધી રીતે પાછળ જ સમજવો. અંગ્રેજીમાં કહેવત છે જે "વાવટો વ્યાપારની પાછળ જાય છે" ( flag follows the trade ). બ્રિટિશ વ્યાપારનો ઇતિહાસ આનું આબેહુબ દૃષ્ટાંત છે. પ્રથમ એક વ્યાપારી કંપની તરીકે હકો મેળવી, માંહોમાંહીના કુસંપનો લાભ લઇ, તેઓ થોડા સમયમાં મહાન રાજ્ય સ્થાપી શક્યા. એટલુંજ નહિ પણ હજી પણ તેઓ પોતાનું મુખ્ય લક્ષ વ્યાપાર વૃધ્ધિ તરફજ તાણે છે ને વ્યાપાર-સ્વતંત્રતાની ખાસ હિમાયત કરનારી પ્રજામાં પાછો વ્યાપાર—રક્ષણનો પડઘો સંભળાવા માંડયો છે એ શું આપણને દૃષ્ટાંત રૂપ નથી. મ્હારે કબુલ કરવું પડશે જે વ્યાપાર—ખીલવવામાં આપણે ઘણી અડચણો વેઠવાની છે. આપણી વ્યાપારની મુખ્ય હરિફાઇ આપણા ઉપર રાજ્ય કરનાર પ્રજા સાથે હોવાથી આપણે ઘણુંજ સંભાળીને ચાલવાનું છે. આપણને રાજ્ય મદદ મળી શકશે નહિ, ને સ્વાશ્રયી થયા વગર આપણો છુટકો નથી. આ ઉપરાંત આપણા વ્યાપારને ઉંચો આવતો અટકાવવા

ઉદાસ રાજ્યકર્તાઓ તરફથી આડકતરા અતરાયો ન ખાશે, ને ન ખાય એ સ્વાભાવિક જ છે કોઇ પણ પોતાના પેટ ઉપર પગ મુકવા દે નહિ પણ આથી કાંઇ આપણે પાછા હ'ઠવાનું નથી આપણા માર્ગ તો ખુલ્લો છે દેશી માલને ઉત્તેજન આપવું એજ માર્ગ આપણે ગ્રહણ કરવાનો છે અર્થ—શાસ્ત્રવેત્તાઓ કાંઇ દરેક દેશ સાર વ્યાપાર સ્વતંત્રતા હિમાયત કરતા નથી દુનિઆના દરેક દેશોએ પોતાનું રક્ષણ એક કે બીજી વખત કરેલું છે ઈંગ્લાંડ પ્રથમ વ્યાપાર–રક્ષણની હિમાયત કરતું હતું એવો પણ સમા હતો જે ઈંગ્લાંડમા ગરમ કાપડ પ્હેરવા સામે કર નંખાએલા હતા એનું કારણ એ હતું જે પરદેશી ગરમ કાપડની ખપત ઓછી થાય ને તે બદલ દેશી સુતરાઉ માલની ખપત વધે માત્ર પાછલા ચાલીશ વર્ષથી જ ઈંગ્લાંડ વ્યાપાર—સ્વતંત્રતાની હિમાયત કરે છે, ને હેમા પણ પાચ સાત વર્ષથી તો પાછી વ્યાપાર—રક્ષણની બુમો પાડવા માડી છે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસે ' સ્વતંત્રતાના વિગ્રહ ' ની શરૂઆતથી જ વ્યાપાર—રક્ષણ રીતિ અનુગ્રહણ કરી છે ને હજી સુધી પણ તે તેજ રીતિને પકડી રહ્યું છે. જર્મની—જાપાન વિ૦ દરેક દેશોના ઇતિહાસમા પણ આજ વાત નજરે પડે છે તો પછી આપણે પણ એજ રીતિ શા સારૂ ન પકડી ? ફેર માત્ર એટલો જ છે જે જ્યારે આ દેશોના આગેવાનો કાયદાની મદદ લઇ લોકોને વ્યાપાર રક્ષણ કરવાની જરૂર પાડી શકયા ત્યારે આપણે તો એ બધુ આત્મમ્હેનતથીજ કરવાનુ છે, કાયદાની મદદ આપણને મળી શકવાની નથી વળી વ્યાપારને રક્ષણ કરતા પૈસાનો ભોગ પણ આપણે આપવો પડશે આવી જાતની અડચણો વેઠવા છતા પણ વ્યાપારને રક્ષણ કરવાની જરૂર છે હિંદમા બનતા માલની ખપત વધારવી એજ આપણું કર્તવ્ય છે, જ્યાં સુધી કર્તવ્યના ભાનની આવી લાગણી આપણામા ઉદ્દભવી નથી ત્યા સુધી આપણી કોઇ પણ પ્રકારની ઉન્નતિ થવાની નથી

ટુંકામા કોઇ પણ જાતની રાજ્યકીય ઉન્નતિને સારૂ પ્રાથમિક કેળવણી, વ્યાપાર વૃદ્ધિ ને બીજા સાંસારિક સુધારાઓની ખાસ જરૂર છે

---

## ગ્રહો

પરમાત્માની અગાધ રચનાના સાક્ષીભૂત ગગન તરફ નજર કરવી તે ઘણુંજ આનંદદાયક લાગે છે આકાશની ખરી શોભા જોવા માટે શિયાળાના દિવસો ઉત્તમ છે કારણ કે શિયાળામા રાત લાબી હોય છે તેથી આકાશના તારાઓ અને ગ્રહોને લાબા વખત સુધી જોવાની તક મળી શકે છે દિવસમા દિનમણિ સૂર્યદેવના દેદીપ્યમાન અને માણસની ચર્મચક્ષુને આંજી નાખે તેવા તેજમા તારાઓ અને ગ્રહોને જોવા તે ઘણું મુશ્કેલીનું કામ થઇ પડે છે યોગાભ્યાસથી આપણા પ્રાચીન તેજસ્વી ઋષિમુનિયોએ દિવ્ય ચક્ષુ મેળવ્યાં હતાં, તેઓ તો સમગ્ર વિશ્વને હસ્તામલકવત્ જોઈ શકતા હતા વાણી બલકે મનને પણ અગોચર બ્રહ્મજ્યોતિને સાક્ષાત્ દેખતા હતા આપણે ઘણા સસ્કૃત પુસ્તકોમાં તેવા મહાત્માઓને વિષે વાચીએ છીએ કે —

ज्ञाननिधिः समग्रस्तैश्चेतोऽतीतात्मशक्तिभिः ।
तीव्रतपोधनैःपीतो यथागस्त्येन वारिधिः ॥

" મનથી પણ કલ્પી ન શકાય તેવી શક્તિવાળા અને તીવ્ર તપનેજ સાચું ધન ાનનારા તે ઋષિઓએ જેવી રીતે અગસ્ત્ય-મુનિએ મહાસાગરનું પાન કર્યું હતું તેવી ીતે આખા જ્ઞાનના ભંડારનું પાન કર્યું હતું." પણ આધુનિક સમયમાં કઠિન યોગા-ભ્યાસ સિદ્ધ કરવાની શક્તિ ધરાવનાર વિરલાજ છે. તેથી હમણાં આપણી ચર્મચક્ષુથીજ ામ લેવાનું છે. માટે ઇસ્વીસન પૂર્વે આપણા ઋષિઓએ જે શોધો કર્યા છે તે હમ-ણાના વખતમાં ઘણા પરિશ્રમે થઇ શક્યા છે.

હવે જો કોઇ મનુષ્ય શિયાળામાં દરરોજ આકાશ તરફ નજર કરે તો તેને અમુક ાલૂમ પડશે કે ગગનમાં દેખાતા નાના તેજસ્વી ટપકા જેવા તારાઓ એક સ્થળથી ીજા સ્થળ તરફ ગતિ કરે છે. તારાઓ પૂર્વથી પશ્ચિમ તરફ મુસાફરી કરતા જણાય ે. કેટલાક તારાઓ અસ્ત થતા જાય છે અને બીજા પૂર્વ દિશા તરફ દષ્ટિગોચર થતા ાય છે. પણ તેઓની ગતિ સાધારણ રીતે એકજ નિયમને અનુસરીને થાય છે. આ-ણે અમદાવાદમાં જોતા હોઇએ તો શુદ્ધ ઉત્તર દિશા તરફ આશરે વીસ ડીગ્રી જેટલા ંચા સ્થળે આકાશમાં એક તારો દેખાય છે તે પોતાની જગ્યાએ બીલકુલ સ્થિર માલૂમ ડે છે. જો આપણે આપણી આંખને તે તારા સાથે એક સીધી લીટીથી જોડીએ તો ુરતજ જણાશે કે બીજા તારાઓ આ સીધી લીટીની આસપાસ વર્તુલમાં ફરે છે. ાથી તે સ્થિર તારાની પાસેના તારા કોઈ પણ વખતે અસ્ત થતા નથી. તે તારાઓને ાપણે " સદા દશ્ય તારાઓ " ( Circumpolar stars ) એવું નામ આપીશું. ્થિર તારાથી વધારે દૂરના તારાઓ અસ્ત થતા જણાશે. ગગન મધ્ય રેખાથી Celestial Equator ) થી ઉત્તરના તારાઓ બાર કલાક કરતાં વધારે વખત ુધી જોઈ શકાશે. ગગન મધ્યરેખા ઉપરના તારાઓ બરોબર બાર કલાક જોઇ શ-ાશે. ગગન મધ્યરેખાથી નીકળી જેમ જેમ દક્ષિણ તરફ જોઇશું તેમ તેમ તારાઓ બાર ્લાક કરતાં ઓછો વખત દેખાશે અને આગળ જતાં કેટલાક તારાઓ એવાં પણ ાવશે કે જે બિલકુલ દેખાશેજ નહીં. આપણે સ્થિર તારાને ઉત્તર ધ્રુવ ( North-Pole ) એવું નામ આપીશું અને જોનારની આંખને ઉત્તર ધ્રુવ સાંથે જોડનારી સીધી ીટીને સાધારણ ધરી ( Common axis ) કહીશું. તેથી તારાઓ આ ધરીની આ-સપાસ વર્તુલમાં ફરે છે એટલું આપણે જાણ્યું.

ઘણાખરા તારાઓ આ સિવાય બીજી કોઇ પણ રીતે ફરતા નથી એટલે કે તારા-ઓના એક બીજા વચ્ચેનાં અંતરમાં ફેરફાર થતો નથી. આ તારાઓને આપણે સ્થિર ( fixed stars ) કહીશું. કારણ કે મહાન્ ભાસ્કરાચાર્યની શોધ પ્રમાણે જે તારાઓ ધરીની આસપાસ વર્તુલમાં ફરતા જણાય છે તે કેવળ આભાસ માત્ર છે. ખરી રીતે તારાઓ સ્થિર છે પણ પૃથ્વી ઉપર બતાવેલી સાધારણ ધરીની આસપાસ ભમરડાની ાફક ફરે છે તેથી તારાઓ તે ધરીની આસપાસ વર્તુલમાં ફરતા જણાય છે. આ સિદ્ધ ્રવા માટે મહામુનિ ભાસ્કરાચાર્યે નીચે પ્રમાણે તર્ક કર્યો છે તે ઘણો અગત્યનો છે.

( १ ) જો આપણે તારાઓને ખરા રીતે ફરતા માનીએ તો એક ક્ષણની અંદર કરોડો ગાઉની ગતિની કલ્પના કરવી પડશે અને જો પૃથ્વી ધરીની આસપાસ ફરે છે એવું માનીએ તો જેટલું આપણે આકાશમાં જોઇએ છીએ તેટલું આપણે સ્હેલાઇ સમજાવી શકીશું અને એક ક્ષણમાં કરોડો માઇલની ગતિની કલ્પના નહી કરવી પડે કારણ કે આપણી પૃથ્વીની વિષુવવૃત્તરેખા પાસેના મહદ્ વર્તુલ (great circle) ની ત્રિજ્યા (radius) આશરે ૪૦૦૦ માઇલ છે તેથી એક દિવસમાં વધારેમાં વધારે ૨૫૦૦૦ માઇલની ગતિની કલ્પના આપણે કરવી પડે છે, એટલે કે, એક ક્ષણમાં આશરે ૨ માઇલની ગતિની કલ્પના કરવી પડે છે. એક ક્ષણમાં કરોડો માઇલની ગતિની કલ્પના કરવી તેના કરતા આટલી નાની ગતિની કલ્પના કરવી તે વધારે યોગ્ય લાગે છે.

( ૨ ) જો આપણે તારાઓને ફરતા માનીએ તો બધા તારાઓ એક સરખી રીતે સાધારણ ધરીની આસપાસ વર્તુલમાં ફરે છે તે માનવું કેવળ અશક્ય છે, કારણ કે આટલા બધા તારાઓ એક સરખી રીતે ફરી શકે નહી અને ફરી શકે તો તેઓની વચ્ચે કોઇપણ જાતનો મજબુત સંબંધ હોવો જોઇએ પણ એવો સંબંધ છે એવું માનવા માટે આપણી પાસે કારણ નથી.

આ ઉપરાંત બીજા ઘણા તર્કો કરી ભાસ્કરાચાર્યે સિદ્ધ કરી આપ્યું કે પૃથ્વી સાધારણ ધરીની આસપાસ ભમરડાની માફક ફરે છે. આટલા માટે જે તારાઓનું એક બીજા વચ્ચેનું અંતર બદલાતું નથી તે તારાઓને આપણે સ્થિર તારા કહ્યા છે.

પણ કેટલાક તારાઓ સાધારણ ધરીની આસપાસ વર્તુલમાં ફરે છે એટલું જ નહિ પણ તે તારાઓ અને બીજા સ્થિર તારાઓ વચ્ચેના અંતરમાં વધારો ઘટાડો થાય છે. આ તારાઓને ભટકતા તારાઓ ( wandering stars ) અથવા ગ્રહો ( planets ) એવું નામ આપવામાં આવ્યું છે આ ફરતા તારાઓ અથવા ગ્રહોના તેજમાં એવી અલૌકિક સુંદરતા છે કે ઘણા પ્રાચીન વખતથી માણસોનું ધ્યાન તેમની તરફ ખેંચાયું છે. પ્રાચીન સમયમાં ગ્રીસના લોકોને પાંચ ગ્રહો વિષે માહિતી હતી. તેમનાં નામ નીચે પ્રમાણે છે:—

Mercury ( બુધ ), Venus (શુક્ર), Mars [ મંગળ ] Jupiter ( અથવા બૃહસ્પતિ ), Saturn [ શનિ ]. આ બધા ગ્રહો સૂર્યભ્રમણવર્તુલ (ecliptic) ની આસપાસ આઠ ડીગ્રીથી ઓછા અંતરે આવેલા છે. આ પછી ગ્રહોની સંખ્યામાં અઢારમા સૈકા સુધી વધારો થયો નહી. ૧૭૮૧ ની સાલમાં માર્ચની ૧૩ મી તારીખે, સર વીલીયમ હર્શલ જેનું જીવન ચરિત્ર આ માસિકના ગ્રાહકોના જાણની બહાર નથી તેણે યુરેનસ ( Uranus ) નામનો એક નવો ગ્રહ શોધી કહાડયો. સર વીલીયમ હર્શલે અમુક શક્તિવાળી દુરબીનથી દરેકે દરેક તારાને તપાસ્યો અને આ તપાસમાં આ નવા ગ્રહનો શોધ કર્યો. સંવત ૧૮૦૧ ના જાન્યુઆરી માસની ૧ લી તારીખે સેરીસ ( Ceres ) નામના એક નવા ગ્રહનો શોધ થયો. આ પછી નાના એકસો દુરબીનથી જોઇ શકાય એવા ગ્રહો શોધી કહાડવામાં આવ્યા છે. આ નાના ગ્રહોની સંખ્યામાં જેમ જેમ વધારે શક્તિવાળી દુરબીનો બનાવવામાં આવે છે તેમ તેમ વધારો થયે જાય

છે. એમ માનવામા આવે છે કે આ બધા નના ગ્રહો કોઈ એક ભાગી ગયેલા મોટા ગ્રહના કકડા હોય બધા કરતા અગત્યની શોધ મોંસ્યુર લ વેરીઅર નામના એક ફ્રેચ ખગોળ વેત્તાએ કરી છે આ ખોળનો ઇતિહાસ ઘણોજ રમુજી છે. સર વીલીઅમ હર્શેલે શોધી કહાડેલા યુરેનસ નામના તારાને ઘણા વખત સુધી તપાસતા માલુમ પડ્યું કે તે કોઇ બીજુ અજાણ્યુ બળ એ ચતુ હોય તોજ તેની ગતિ સમજાવી શકાય છે તે અજાણ્યું બળ કઇ જગ્યાએથી ખેચાણ કરતુ હોતુ જોઇએ તેનો હિસાબ ગણ્યો ત્યારે અમુક સ્થળે ગ્રહ હોવો જોઇએ તેમ સિદ્ધ થયુ, તે જગાએ દુરબીનથી જોવામા આવ્યું કે તુરતજ એક ગ્રહ જણાઇ આવ્યો જેને નેપ્ચુન ( Neptune ) એવુ નામ આપવામા આવ્યું છે.

આપણા ઋષિઓ પણ આ બધા ગ્રહને જાણતા હતા સોમ (Moon), મગળ (Mars), બુધ (Mercury), ગુરૂ (Jupiter) શુક્ર (Venus), શનિ (Saturn) એટલા પાચ ગ્રહ અને એક ઉપગ્રહનો ઉપયોગ, અઠવાડિયાના સાત દિવસમાથી છ દિવસના નામ પાડવા માટે, કરવામા આવ્યો છે. આ ઉપરાત તેઓ રાહુ અને કેતુ નામના બે ગ્રહ જાણતા હતા જેને આપણે આધુનિક સમયમા ઘણા પરિશ્રમે શોધી કહાડેલા યુરેનસ અને નેપ્ચુન તરીકે ઓળખીશુ તો કાઈ અયોગ્ય નથી આથી જેમ આપણે ઉપર જણાવી ગયા તે પ્રમાણે દુરબીન આદિક ઐહિક સાધનોના અભાવે કેવળ યૌગિક શક્તિની મદદથી અત્યારે જણાયેના સઘળા ગ્રહો તેઓએ જાણી લીધા હતા

મહાન્ ભાસ્કરાચાર્યે શોધી કહાડેલા ગુરૂત્વાકર્ષણનિયમના પરિણામે ગ્રહની ગતિના નિયમો જાણી શકાય છે. ભાસ્કરાચાર્યનો નિયમ નીચે પ્રમાણે છે—

કોઈ પણ બે પદાર્થો તેઓના મહત્ત્વથી સમપ્રમાણમા અને તેઓની વચ્ચેના અતરનાવર્ગથી વ્યસ્ત પ્રમાણમા એક બીજાને આકર્ષે છે.

ગતિશાસ્ત્રમા (Dynamics) એવુ સિધ્ધ કરવામા આવ્યુ છે કે જો કોઇપણ પદાર્થને, મધ્યસ્થબળ ( central force ) અતરના વર્ગથી વ્યસ્ત પ્રમાણમા, આકર્ષે તો તે પદાર્થ શકુચ્છેદમા (conic section) ફરે છે અને તે શકુચ્છેદના બે મૂલ બિંદુમાંનુ (focus) એક મૂલબિંદુ મધ્યસ્થબલનુ સ્થળ હોય છે.

કેપ્લર નામના એક નામીચા ખગોળવેત્તાએ ગ્રહોની ગતિના જે ત્રણ નિયમો આપ્યા છે તે સઘળા ભાસ્કરાચાર્યના ગુરૂત્વાકર્ષણના નયિમમાથી સ્હેલાઇથી ગતિશાસ્ત્રની મદદ વડે સિધ્ધ થઇ શકે છે તે ત્રણ નિયમો નીચે પ્રમાણે છે —

૧. ગ્રહો, સૂર્યની આસપાસ, સૂર્ય મૂલબિંદુવાળા ઈંડાકાર શકુચ્છેદમા ( ellipse) ફરે છે.

૨. દરેક ગ્રહને સૂર્ય સાથે જોડનારી ત્રિજ્યા સરખા વખતમા સરખા ક્ષેત્રફળ ઉપર ફરે છે.

૩ બે ગ્રહના સપૂર્ણ પ્રદક્ષિણાના વખત ( periodic time ) ઈંડાકાર શકુચ્છેદની મુખ્ય ધરીઓના ( major axes ) ઘનના પ્રમાણમા હોય છે.

પૃથ્વી સૂર્યની આસપાસ અર્ધ મુલબિંદુવાળા ઈંડાકાર ચક્કરમાં ફરે છે તેથી પૃથ્વી અને સૂર્ય વચ્ચેના અંતરમાં દરવખતે ફેરફાર થયા કરે છે સૂર્ય અને પૃથ્વી વચ્ચેનુ સરાસરી અંતર આશરે ૯ કરોડ માઈલ છે કલાકના સો માઈલ પ્રમાણે ચાલનારી મોટરકારને સૂર્ય સુધી પહોંચતા સો કરતા પણ વધારે વર્ષ લાગે એટલુ એ અંતર પૃથ્વી અને સૂર્યના અંતરને અંતર માપવાનો એકમ ( unit ) ગણવો આવશ્યક છે તેથી કોઈ ગ્રહનું સૂર્યથી અંતર ૨ હોય તો તેનો અર્થ ૧૮ કરોડ માઈલ એમ સમજવો અને ત્રણ હોય તો ૨૭ કરોડ માઈલ સમજવો

દરેક ગ્રહના સૂર્યથી સરાસરી અંતર અને તેઓના સંપૂર્ણ પ્રદક્ષિણાના વખત નીચેના કોઠા ઉપરથી જણાશે —

| ગ્રહનુ ઇંગ્રેજીનુ નામ | ગ્રહનુ ગુજરાતી નામ | સૂર્યથી સરાસરી અંતર પૃથ્વીનુ અંતર એકમ ધારીને | સંપૂર્ણ પ્રદક્ષિણાનો સમય દિવસમા |
|---|---|---|---|
| મર્ક્યુરી | બુધ | ૩૮ | ૮૭ |
| વીનસ | શુક્ર | ૭૨ | ૨૨૪ |
| અર્થ | પૃથ્વી | ૧૦૦ | ૩૬૫ |
| માર્સ | મંગળ | ૧૫૨ | ૬૮૬ |
| માઇનર પ્લેનેટ્સ | નાના ગ્રહો | ૨૬ | ૧૫૭૧ |
| જુપીટર | ગુરૂ | ૫૨૦ | ૪૩૩૨ |
| સેટર્ન | શનિ | ૯૫૩ | ૧૦૭૫૯ |
| યુરેનસ | રાહુ | ૧૯૧૮ | ૩૦૬૮૬ |
| નેપ્ચુન | કેતુ | ૩૦૦૭ | ૬૦૧૨૬ |

વાચકે ખાસ ધ્યાનમાં રાખવુ કે આ કોઠામા અંતર પૃથ્વીના અંતરના એકમમા આપવામાં આવ્યુ છે તેથી જો તેને જુપીટર અથવા ગુરૂનું અંતર માઈલમા શોધી કાઢવુ હોય તો ૫૨૦ ને ૯ કરોડે ગુણતા એટલે ૪૬ કરોડ માઈલ થશે તેથી ગુરૂનું સૂર્યથી અંતર ૪૬ કરોડ માઈલ છે એમ તેણે સમજવુ તેવી રીતે નેપ્ચુન અથવા કેતુનું સૂર્યથી અંતર આશરે બે અબજ અને સીત્તેર કરોડ માઈલ છે આટલા મોટા અંતરે હોવા છતા ગુરૂત્વાકર્ષણના વિશ્વવ્યાપી નિયમને વશ થઈ નિયમાનુસાર અહોરાત્ર ફર્યા કરે છે તે પરમાત્માની અલૌકિક શક્તિનુ ક્ષણભંગુર કલેવરવાળા માનવીને ભાન કરાવે છે

ગ્રહની આસપાસ ફરનારા કેટલાક તારાઓને ઉપગ્રહ એવુ નામ આપવામા આવ્યું છે જેમકે ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે તેથી તેને પૃથ્વીનો ઉપગ્રહ કહેવામા આવે છે

તે પ્રમાણે ગુરૂના આસપાસ ચાર ઉપગ્રહ ફરે છે અને શનિની આસપાસ ૮ ઉપગ્રહ ફરે છે. વળી શનિની આસપાસ વીંટીના જેવા આકારવાળાં વર્તુલો આવેલાં છે.

શુક્રના તારાનું અંતર પૃથ્વીના અંતર કરતાં ઓછું હોવાથી કોઇ વખતે પૃથ્વી અને સૂર્ય વચ્ચે શુક્રનો તારો આવી જાય છે તે વખતે તે સૂર્ય ઉપર એક બાજુએથી બીજી બાજુ સુધી મુસાફરી કરતા ડાઘાના જેવો દેખાય છે. આને શુક્રની સંક્રાંતિ ( Transit of Venus ) એવું નામ આપવામાં આવ્યું છે. શુક્રના ભ્રમણ વર્તુલ અને પૃથ્વીના ભ્રમણ વર્તુલ વચ્ચે કોણ હોવાથી શુક્રની સંક્રાંતિ સાધારણ રીતે ૮ અને ૧૨૧꠰ અથવા ૧૦૫꠰ વર્ષના અંતરે થાય છે. શુક્રની સંક્રાંતિ ૧૬૬૧, ૧૬૩૯, ૧૭૬૧, ૧૭૬૯, ૧૮૭૪, ૧૮૮૨ ની સાલમાં થઇ છે, અને ભવિષ્યમા ૨૦૦૪, ૨૦૧૨ અને ૨૧૨૫ ની સાલોમાં થશે. શુક્રની સંક્રાંતિથી સૂર્યનું અંતર શોધી શકાય છે તેથી ૧૮૭૪ અને ૧૮૮૨ માં દરેક દેશની સરકારોએ હુશીઆર ખગોળવેત્તાઓને શુક્રની સંક્રાંતિ ઉપર બારીક તપાસ કરવા માટે રોકયા હતા.

વિશ્વનિયંતા, ચરાચર સ્વામીની અલૌકિક શક્તિનો ખ્યાલ મેળવવા ઇચ્છનાર ગૃહસ્થે ખગોળ શાસ્ત્રનો અભ્યાસ ઘણો જ ધ્યાનપૂર્વક કરવો જોઈએ. મોટા મોટા ખગોળ શાસ્ત્રીઓ ઘણી વખત બોલી ગયા છે કે પરમેશ્વરની કૃતિનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું અશક્ય છે; પણ મેહેનત અને પરિશ્રમના પરિણામે આપણે આટલુ જાણી શકયા છીએ; અને જતે દિવસે વધારે જાણવાને શક્તિમાન થઇશુ.

---

## મ્હારા દેશવટાની વાત.

### ( લાલા લજપતરાય. )

---

**પ્રસ્તાવના.** લજપતરાયને દેશનિકાલ કરવામાં આવ્યા પછી, તેઓએ પોતાનો વખત કેવી રીતે ગાળ્યો, તે જાણવા દરેક સ્વદેશ ભક્તને જીજ્ઞાસા ઉત્પન્ન થાય તે સ્વભાવિક છે. નીચેના લેખમાં, ઉદ્ભવેલી જીજ્ઞાસાને દૂર કરવા અને ગુજરાતી ભાતૃઓ સમક્ષ, તે વિશે માહિતી, રજુ કરવા યત્ન કરવામાં આવ્યો છે. "પરન્તુ પ્રથમ શા કારણથી તેમને દેશનિકાલ કરવામાં આવ્યાં, તે જાણવું આવશ્યક છે. કારણો વારંવાર પાર્લામેન્ટમાં પુછવામાં આવ્યાં છે, છતાં સેક્રટરી ઑફ સ્ટેટ તેમજ વાઇસ્રૉઉન્ટ મોર્લીએ કારણોને ગુપ્ત રાખવા કહેલું છે. ઇગ્લાંડના અધિકારીઓ, આ બાબતમાં વધારે દોષને પાત્ર નથી. હિંદમાં જે ઍંગ્લો ઇંડી-અન વર્તમાનપત્રો છે તેઓ ઉપર જ હાલની અશાંતિ માટે પુરેપુરી જવાબદારી રહેલીછે; જેવાં કે કલકત્તાનું "ઇગ્લીશમેન" પત્ર અને લાહોરનું "સીવીલ એન્ડ મીલીટરી ગેઝેટ" તે ઉપરાંત ઇગ્લાંડમાં નીકળતું "ડેઇલી એક્સપ્રેસ"; આમાંના પહેલા પેપરે લજપતરાય ઉપર સરકારને બીન વફાદાર બનાવવા કોશીશ કીધી તેનું તહોમત મુકયું. નંબર બીજાએ તેમના સંબંધી ખોટી અફવા ઉડાવી, ખોટી ખબર આપી, સરકારના કાનને ઝેરી

બનાવી દીધા નંબર ૩ જાતુ પેપર ગેઝેટ બધુ ઘેલુ થઈ ગયુ કે, કાબુલના અમીરની મદદ માગવા, લજપતરાય અફઘાનીસ્તાન ગયા એવા ચાર્જ મુક્યો આવા અનેક ખોટા તર્ક બાંધી, તેમના ઉપર વહેમાત લાવી, સરકારમા લજપતરાય વિરો ખોટા મત બંધાવી દીધો જે ખોટી બાબતો ઉપર લાયબલના કેસ હાઈકોર્ટમાં હજુ ચાલે છે

ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆએ, આવા ખોટા ખબરપત્રી મિત્રોને, પોતાને કફોડી સ્થિતિમા મુકવા માટે, ધન્યવાદ આપવો જોઇએ દેશનિકાલ પછી, રાજા અને પ્રજા વચ્ચે, અનેક બનાવ બન્યા છે કે, જેથી એક બીજાની લાગણી દુભાયે જાય છે લોર્ડ મિન્ટો અને મોર્લી, લોર્ડ કર્ઝન અને લેફ્ટેનન્ટ બંગાળામા અને હિંદમા જે બી વાવ્યાં છે તેના પરિણામને અનુભવે છે સત્તાનો લોભ, અસિમ લાભ માટે તીવ્ર ઇચ્છા હાથ નીચે વસતી પ્રજા ઉપર જે હુકમી અને આપખુદી ચલાવવાથી આવેલી અસહનશીલતા વિગેરે કારણોએ હિંદના લોકમા અસંતોષ ફેલાવ્યો છે હાલની અશાંતિનુ મૂળ કારણ, હિંદમા લાંબા વખતથી ચલાવવામા આવતી આપખુદી સત્તા છે, જે સત્તાને લોર્ડ કર્ઝને પુર્ણ ટોચે પહોંચાડી છે જો કે આવા ઉમરાવો હિંદમા આવી નિરંકુશીત સત્તા ભોગવે છે છતા ઇગ્લાંડમા ઉમદા મનવાળા અમીર ઉમરાવો નથી એમ ન સમજવુ આયર્લેન્ડ અને બ્રીટનના વિજયી વાસીઓ જુજ સંખ્યામા છે કે જેઓ હિંદનુ હિત મનમા ધરાવે છે, પરંતુ પાર્લામેન્ટમા માત્ર થોડીક જ સંખ્યામાં હોવાથી તેઓની ગણત્રી કરવામા આવતી હતી આ ઉમદા માણસો હિંદની તેમજ ઇગ્લાંડની ઓછી સેવા બજાવતા નથી એક તરફથી હિંદના હિતસ્વી હોઇ હિંદની દાદ રજુ કરેછે તો બીજી તરફથી ઇગ્લાંડ હમેશાં પોતાનુ જ કરી કેમ રાખી શકે તે વિશે રસ્તા સુચવે છે જયારે આટલી ટુકી સંખ્યાવાળા ગૃહસ્થો જો કદી પાર્લામેન્ટમા બેસતા બંધ થાય તો ઇગ્લાંડની દુર્દશા બેઠી તેમ સમજવુ તેઓના વિચાર ઘણા ઉન્નત અને વિશાળ છે હિંદની દાઝ સારી પેઠે જાણે છે, પરંતુ હિંદ માટે વિશેષમા વિશેષ તે એટલુ જ કહી શકે કે પાર્લામેન્ટમા જે, સભાસદો હાલમા હિંદી સવાલો ઉપર ધ્યાન આપવા આકર્ષાતા નથી તેઓને ધ્યાન આપતા કરે આટલેથી ઉદાર અને ઉન્નત મનવાળા મેમ્બરોની ઉદારતા અટકે છે દરેક હિંદીએ ખાસ સમજવાનુ છે કે ઉદાર ( liberal ) મેમ્બર, હિંદને પોતાના હક્ક અને રાજ્યદ્વારી સ્વતંત્રતા અપાવે યાતો કોઇ વખત અપાવવામા સાધનભૂત થાય તે મૃગજળ સમાન છે જો એમ સમજવામા આવે તો તેની ભૂલ છે પરંતુ આ ઉદાર મનના ગૃહસ્થોનો ઉપકાર માનવામા આવે છે કે મારે માટે બીનસ્વાર્થે પાર્લામેન્ટમા મારા કામ ચલાવ્યા સિવાયના દેશનિકાલ માટે સવાલો પુછયા હતા

પંજાબની અશાંતિના કારણો માત્ર બેજ હતા પહેલુ કે ચીનાબ કેનાલકોલોની વિષે પસાર કરેલ કાયદો હતો બીજુ રાવલપીંડીમા આબરૂદાર માણસોની, પકડપકડ અને જાહેર સભા માટેનો કાયદો ચીનાબ કોલોની કાયદો કેળવાએલી તેમજ બીન કેળવાએલા બન્નેને સરખી રીતે નુકશાન કારક હતો, જેથી બન્ને ક્લાસ સરકારને અરજ ગુજારવામા એકઠી થઈ હતી આ બન્ને વર્ગ મારા દેશનિકાલથી ઉશ્કેરાએલી ન હતી કારણ કે જો ઉપરના બન્ને કાયદા તે વખતે રદ કર્યા હત અને મને દેશનિકાલ કર્યો હોત તો પણ તે લોકો મારે માટે કાંઇ બોલત નહિ

ઉપર પ્રમાણે મારા દેશનિકાલનાં કહેવાતા તેમજ ખરા કારણો દર્શાવી મારા સ્વ દેશીબધુઓને બે બોલ કહેવા માગુ છુ આપણે સર્વે તોફાની વાતાવરણમા દાખલ થયા છીએ આ વાતાવરણ કોણે ઉભુ કર્યું અને કેવી રીતે ઉપસ્થિત થયુ તેનુ નિરાકરણ હાલ આપણને કોઈ રીતે ફળદાયક નથી એટલુ તો નિર્વિવાદ છે, કે એકલી સરકારજ આને માટે જવાબદાર છે જોકે શકા થાય છે કે સરકારે ધાર્યું હોત તો આને દૂર કરી શકી હોત કે નહિ બનાવ બન્યા પછી ડહાપણ આવે છે, પરતુ ખરી વખતે ડહાપણ દેખાય તેજ હિતકારક છે સરકારને પોતાના નીમેલા માણસોથી કામ લેવાનુ છે, કે જે મનામા દુરાગ્રહ, નબળાઇ, અને કામ લેનાની અશક્તિ હોય છે પ્રજામા પણ તેમ હોય છે બન્ને પક્ષ આવી રીતે હોવાથી, અનિષ્ટ પરિણામનુ કારણ કોણ, તે કહેવુ નકામુ છે ખરાબ અને અણીના વખતે, બન્ને પક્ષ પોતપોતાની સ્થિતિ અને મહાન્ સવાલોની મહત્તા જોઇ, પડેલા ગુચવાડાનુ નિરાકરણ સ્નેહ ભરેલા સાધનોથી લાવે, તો તે અતિ ઉત્તમ છે સરકાર પોતાની ફરજ સારી રીતે જાણે છે હુ સલાહ આપવા માગતો નથી પરતુ મારા દેશીઓ પ્રતિ મને બોલવા પુરતી છુટ છે—તેમને તો હુ એમજ કહુ છુ કે "સ્વસ્થ અને શાંત થઇ આપણી સ્થિતિનું ભાન કરો તમારી શકતીઓ માટે ફુલાઇ જતા નહિ તેમજ મુસ્કેલીઓથી ઢીલા બની જતા નહિ બન્નેબાજુને સતોલીને મક્કમ નિશ્ચય કરો અને માણસને યોગ્ય દ્દઢતાથી આગળ વધો સત્ય માનજો, કે સ્વાર્થ ત્યાગ કર્યા સિવાય અને મુસ્કેલીઓમા પસાર થયા સિવાય હલકામા હલકો ફાયદો પણ થવાનો નથી દુનીઆઉપરની, એક વખત આપણી હિંદની સ્થિતિએ પહોચેલી પ્રજાઓ મહાન્ ભોગ આપ્યા સિવાય યાતો જીવનુ જોખમ ખેડયા સિવાય, ઉચ્ચ સ્થિતિએ પહોચી નથી પ્રજાની ઉન્નતિ કરવી તે ઘણુ અઘરૂ કામ છે, જાળા અને કાટાથી ભરપુર છે આ કાગને ઝાખરા સાફ કરનાર અને રસ્તો ચોખ્ખો ચણુખ કરી આપનારની સખ્યા માત્ર વેઢા ઉપર ગણી શકાય તેટલી છે જે હિદીવાનોએ પોતાની જીદગી દેશની સેવા બજાવવા સમર્પી છે, તે જીદગી તેઓની પોતાની રહી નથી, ગાડા માણસની માફક જીદગીને આડે રસ્તે દોરી ગુમાવવાની નથી જો દેશસેવાને બ્હાને ગાડપણથી જીદગીને ગુમાવવામા આવે તો, જે ઝાડનો છાયડો લેવા માગીએ છીએ તેજ ઝાડના મૂળ છેદવા બરોબર છે સ્વદેશાભિમાનની એ એક લાગણીથી પ્રાણ અર્પણ કરી દેવો તે બ્હાદુરી ભરેલુ છે, છતા જીવીને જીદગી ઉપર, દેસ દાઝની સેવાથી પડતી આફતો વહરી તે અતિ ઉચ્ચત્તર છે

'જીવવુ પ્રથમ છે મરવુ તે પછીથી છે મરવા પહેલા ઉંચા પ્રકારે કેમ જીવવુ તે' માણસે શીખવાનુ છે પોતાના અડગ નિશ્ચય માટે, જન્મભૂમિ માટે, દેશના સમસ્ત લોક માટે સારી જીદગી ગુજારી મરવુ તેજ ઉત્તમમા ઉત્તમ મરણ છે માન પામવાના હેતુથી સારી જીદગી ગાળવી તેના કરતા જીવનના હેતુ બર લાવવા ખાતર જીદગી ગાળવાની છે એ વાત દરેક હિંદવાસીને સારી રીતે ખબર છે માન મેળવવા ખાતર ઉત્તમ જીદગી ગાળવામા આવે છે એમ જ્યારે સમજાય ત્યારે જાણવુ કે આપણી એટલી અધોગતિ થઇ છે માટે જીદગીને ઉત્તમ રસ્તે દેશસેવાના કાર્યમાં પ- રોવવી અને ઉત્તમ પ્રકારે ગાળવી

ત્રાસ અને જીદ કરી, પરંતુ નિરૂપાયે અંતે મારે હા પાડવી પડી. લોકોની મેદની ધીરે ધીરે ઓછી થવા લાગી, મેદનીના તોફાની ભાગે ડેપ્યુટી કમીશનરના બંગલામાં ઘસી જઈ, ઘણું નુકશાન કીધું. ત્યારબાદ ડીસ્ટ્રીક્ટ જજ્જના મકાનમાં ઘુસી ગયો. ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ તો કોર્ટમાંજ કેસ ચલાવ્યા કરતા હતા. છેવટે જ્યારે એમ સાંભળ્યું કે શીવીલ લાઈન છોડી લોક વધારે ઉશ્કરાઇ વિશેષ તોફાન કરવા લાગ્યા છે ત્યારે કેશ પડતા મુકી બહાર નીકળી પડયા. આ સમયે હું અને લાલા હંસરાજ કોર્ટમાં હતા. થોડીવાર પછી અમે બન્ને હંસરાજને ત્યાં ગયા.

લગભગ સાંજના ચારેકને સુમારે લોકોના સમક્ષ, મારે બોલવાની મીટીંગમાં જવા, હું તેમજ હંસરાજ નીકળ્યા તે લોકોને તેમના કરેલા કામ માટે મારો અણગમો જાહેર કરવાનો હતો. તેમને, સારે રસ્તે અને સુલેહ ભરેલી રીતે ચાલવા તેમજ વર્તવા, મ્હારે સંબોધવાનું હતું. રસ્તે જતા, ડેપ્યુટી કમીશનરનો બંગલો આવ્યો ડેપ્યુટી કમીશનર મ્હારે જવાના રસ્તામાં પોતાની ખુરસી નાંખી બેઠેલા હતા. આસપાસ અમને પોલીસનો મજબુત ચોકી પહેરો જણાયો. પછી નીચે પ્રમાણે વાતચીત થઈ.

કમીશનર—" મંડીમાં જે સભા મેળવવા માગો છો તેને ભરવા હું મના કરૂં છું. અમારી પાસે ૨૫ પોલીસના માણસો તૈયાર છે, તેમની પીસ્તોલો ગોળીઓથી ભરી તૈયાર રાખવામાં આવી છે. જો મંડળી વીખરાઈ નહી જાય તો તેમના ઉપર ગોળીઓ છોડવા હુકમ કરીશ અને તે સર્વમાં પ્રથમ તમે જાતેજ ભોગ થઈ પડશો."

ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટે પણ તેવીજ રીતે કહ્યુ કે " હુ મેજીસ્ટ્રેટ તરીકે, તમને સભા મેળવવા મના કરૂ છુ. પોલીશમાં હું દારૂ ગોળા આપી ચુકયો છુ, લશ્કર તૈયાર રાખ્યું છે. તેમ છતાં મારા હુકમનો અનાદર કરી મીટીંગ ભરશો તો પોલીસ તમારા ઉપર બંદુકનો મારો ચલાવશે.

ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપરઇન્ટેન્ડન્ટે જણાવ્યું કે " તમે પુરેપુરા જવાબદાર છો. ", જેનો મેં જવાબ આપ્યો કે " હુ મારી જવાબદારીઓ જાણુ છુ. કાયદાનું જ્ઞાન મેં સંપાદન કર્યું છે." આ સિવાય કેટલાક જવાબ થયા અને અંતે ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટનો હુકમ લોકો આગળ કહી સંભળાવ્યો.

બીજે દીવસે પ્રભાતે વાગે મને ઉંઘમાંથી ગુરદાસ સોહનીના નોકરે જગાડયો અને જણાવ્યું કે ગુરદાસરામને કેદ કરી જેલમા લઇ ગયા. કોર્ટમાં જતાં મને માલુમ પડયું કે બીજા ચાર વોરંટ કેદનાં કાઢેલાં છે તે ખજાનસીંગ, લાલા હંસરાજ, અમુલખરાય, માટે છે. પાંચમુ કોને માટે તેનો પત્તો લાગ્યો નહિ. થોડીવારમાં લાલા હંસરાજને અમુલખરાય કેદ થઇ પસાર થતાં દેખાયા. જામીન ઉપર તેમને છોડવા માટે સેસન જજ્જને અરજ કરવામાં આવી પરંતુ ફોગટ ગઇ. (અપૂર્ણ)

# બહિષ્કાર જયંતીના દિવસે કલકત્તામાં મી. ગઝનવીએ આપેલું ભાષણ.

ગૃહસ્થો,

આજના મહાન્ પ્રસંગ ઉપર બોલવાનું શરૂ કરતાં પહેલાં મ્હને કહેવા દો કે જે આજે મ્હને જે ઉત્તમ માન આપ્યું છે તેને માટે હું કેવળ અયોગ્ય છું. ગૃહસ્થો, આ સ્થાન હમેશાં મ્હારા મુરબ્બીઓ તથા અગ્રેસરોથી શોભાવવામાં આવ્યું છે કે જેઓના ચરણ બેસી તેમની પાસેથી મ્હારી માતૃભૂમિ તરફની ફરજો અદા કરવાનું જ્ઞાન અને ઉપદેશ હું વારંવાર મેળવતો આવ્યો છું. મ્હને લાગે છે કે આ સ્થાન કે જેને માટે હું કેવળ અયોગ્ય છું તે મ્હારા કરતાં વિશેષ અનુભવી તથા વયોવૃદ્ધ પુરૂષને આપવામાં આવ્યું હોત તો પણ સારૂં થાત. પણ આપે મ્હને આજ્ઞા કરી છે તે આજ્ઞાને તાબે થયા વગર છુટકો નથી તેથી આજે બપોરે જે આ જવાબદારી વાળી જગ્યામાં આપે મ્હને બેસાડ્યો છે તે સ્વીકારી મ્હારી બનતી ફરજ બજાવીશ.

ગૃહસ્થો, આજે આપણે ઑગષ્ટની સાતમી તારીખની જયન્તી ઉજવીએ છીએ. આપણા ઈતિહાસમાં એક મહાન્ દિવસ છે. તે એક નવીન યુગનો જન્મકાળ બતાવે છે. આજ સુધી આપણા વડિલો જે માર્ગે પ્રવૃત્તિઓ કરતા આવ્યા છે તેનાથી આ કેવળ જૂદોજ માર્ગ તે પ્રદર્શિત કરે છે. બંગાળાના ભાગલા માટે લોકોએ ઘણીએ પ્રાર્થના કરી; વિનંતિ કરી; પોતાનો તેના તરફ વાંધો પ્રદર્શિત કર્યો; હજારો સભા ભરવામાં આવી; કારે કામ અરજીઓ કરવામાં આવી; અનેક કૉન્ફરંસો ભરવામાં આવી અને પ્રતિનિધિઓના મંડળો મોકલવામાં આવ્યાં. પણ તે બધુએ નિષ્ફળ ગયું અને અરણ્ય રૂદન સમાન નિવડયું.

નિરાશા અને નિરૂત્સાહની આવી ખરેખરી અણીના વખતે કલકત્તાના ટાઉન હૉલમાં જે ઘણીજ મોટમોટી સભાઓ ભરવામાં આવી છે તે માંહેલી એક જબરજસ્ત અંજાયર સભામાં ઈ. સ. ૧૯૦૫ ના ઑગષ્ટની ૭ મી તારીખે અંગ્રેજ લોકોની બેદરકારી તથા હિંદુસ્થાનની પ્રજામતની અવગણના વાળી વર્તણુક સામે વાંધો બતાવવા ઉભા રહેલા એકજ ઉપાય તરીકે વિદેશી માલ નહિ ખરીદવાનો—તેનું બહિષ્કરણ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો. તે ઠરાવ સર્વાંશે વ્યાજબી અને ન્યાયપુરઃસર હતો. સરકાર કે જેણે કોઇપણ પ્રકારની અરજી નહિ સાંભળવાને કાન આડા હાથ દઈને બેઠી હતી તેને અંગે પ્રાપ્ત થયેલી ઘણીજ કફોડી સ્થિતિને લીધે ન ચાલતાં આવો ઠરાવ કરવો લોકોને જરૂર પડયો હતો. અને તે કહેવા દો કે લૉર્ડ કર્ઝન કે જે તે વખતની સરકાર મંડળીનો ઉપરી અધિકારી હતો તેણે પોતાના વ્હાલા સંતાનનું વાલીપણું સ્વીકાર્યું નહિ. તે ઠરાવ એટલો બધો વ્યાજબી હતો કે હિંદુસ્થાનમાં અંગ્રેજી મતના વાજીંત્ર રૂપ, એંગ્લો ઇન્ડીઅન મતના મુખ્ય સાધનભૂત "ઇંગ્લીશમેન" અને "સ્ટેટસમેન" નામનાં વર્તમાનપત્રોએ પણ તેને તે વખતે અંતઃકરણ પૂર્વક અનુમતિ આપી હતી. જો તેઓએ ત્યાર પછી પોતાનો મત ફેરવ્યો હોય અને હવે સ્વદેશી—બહિષ્કારની

હિલચાલને ધિક્કારના માઠી હોય તો તે બાબત તે લોકોના મનની અનિશ્ચિતતાને આભારી ગણાવી જોઈએ કે જે લોક મતરૂપી પવનના પ્રત્યેક ઝપાટાથી બદલાવા સંભવ છે આવુ છતા આપણા વર્ણનમા ખામી ન આવવી જોઈએ પ્રજાના અહિતના સામે જે વાંધો ઉઠાવનારી હિલચાલને અસ્તિત્વમા મુકવામા આવી છે તે ઘણી આશ્ચર્યકારક રીતે વિસ્તાર પામી છે. તેણે આપણા ઉદ્યોગોને વેગ આપ્યો છે, તેણે પ્રજાના મનો ભાવને વધારે ગંભીર અને તીવ્ર બનાવ્યુ છે અને વિચાર શક્તિના દરેક અંગને અસર કરી છે, પ્રજાની પ્રવૃત્તિનો એકે એવો વિભાગ ભાગ્યે જ રહી ગયો હશે કે જ્યા તેણે પોતાનો અમલ ચલાવ્યો નહિ હોય, ધર્મ, નીતિ, સામાજીક આચાર, કેળવણી અને ગૃહવ્યવસ્થા, એ સર્વે તેની સર્વ વ્યાપી વિસ્તારવાળી અસરમા આવી ગયા છે. તેણે ગૃહને ઘેર્યું છે. અને તે ગૃહીણીઓ કે જેઓ પાકશાળા તથા ગૃહ ઉપર આધિપત્ય ભોગવે છે તેમના હૃદય મંદીરમા તેણે વાસ કર્યો છે કેટલાક એવુ કહે છે કે સ્વદેશી–બહિષ્કારની હિલચાલ એ એક તોફાન છે, તેને તજી દેવી જોઈએ તેઓને અમારો પ્રતિઉત્તર એ છે કે "જાઓ અમારી ગૃહિણીઓને સમજાવો કે જેઓ સ્વદેશી હિલચાલની ચુસ્ત હિમાયત કરનારીઓ છે; અને જે સંતાનોને તેઓ ઉછેરે છે તેઓને જઈને કહો કે જેઓ નાનપણથીજ માતાના પયપાનની સાથે સાથે સ્વદેશી હિલચાલનુ પાન કરે છે." વિદ્યાર્થિઓ અને બાળ વર્ગમા જે દીઠામા આવે છે તે સ્વદેશી હિલચાલનુ બળ નીહાળી રાજ્ય કર્તાઓ વિસ્મય પામી ગયા છે

નિશાળો કે જ્યા માથાપર ભમતા કાળની પેઠે રીઝલીનો સરક્યુલર ઉપરલટકી રહ્યો છે તેમાંથી આ બાળકોએ આ સત્તનુ પાન ખરી રીતે જોતા કર્યું નથી પણ ગૃહ કે જે બધી લાભ કારક વાતાવરણનુ મૂળસ્થાન છે તથા જ્યા આપણી કુળની માતાઓનુ આધિપત્ય છે, તેમજ જે ઉન્નત દૃષ્ટિની તથા સરક્યુલરની સત્તાની બહાર છે, તેમજ આપણી છુપી પોલીસોની તીવ્રદૃષ્ટિની પણ બહાર છે તે ગૃહમાથી તેઓએ તેનુ પાન કર્યું છે. સ્વદેશી હિલચાલે પોતાના મૂળ ખુબ ઉંડા નાખ્યાં છે. ગૃહ કે જે એક કેંદ્રસ્થાન છે ત્યાંથી તે હિલચાલ આખા દેશમાં સર્વત્ર પ્રસરી આપણા શરીરના રક્તમા તે વહે છે. તે રક્તની સાથે સાથે ભવિષ્યની પ્રજામા પણ વહેતી ઉતરશે આ મહાન્ અને ઉન્નત હિલચાલની વિજયવંત ગતિને કોણ રોકી શકે એમ છે.? કોઈપણ જાતના દબાણોએ એને નષ્ટ કરેલ નથી, અને નષ્ટ કરશે પણ નહિ. દબાણ આવી આપણી હિલચાલને નષ્ટ કરી શકનાર પણ નથી. કારણ કે આ હિલચાલ દૈવીપણે સ્ફુરણ પામેલી એક ઇશ્વરદત્ત બક્ષિસ છે. મેં કેટલાકને એમ કહેતા સાભળ્યા છે કે આ સ્વદેશી બહિષ્કારની હિલચાલમા દબાણ અને બળાત્કાર કરવામા આવે છે. અને હુ પણ એમ નહિ કહી શકુ કે અહિં તહિં કેટલેક ઠેકાણે દબાણ અને બળાત્કારના બનાવો બન્યા નથી. પણીજ કાયદા પૂર્ણ હિલચાલો પણ આ દોષને પાત્ર છે. આજ આવુ કે જે એક જીવનની અવસ્યની ક્રિયા છે, તે પણ તેના હદ બહારપણામાં એક પાપ બને છે.-કોઈપણ બુદ્ધિવાળો માણસ કાયદાની મર્યાદાવાળી હિલચાલને તજી દેવાને વિચારશે નહિ, કારણ કે તેઓ ઉત્સાહના રેલછેલ પણામા નિયમ ભંગના ગુન્હેગાર બન્યા છે.

બીજી હિલચાલોની કસોટી કાઢવા જે ઉપાયો લેવામા આવે છે તે ઉપાય વડે

આ સ્વદેશી-બોયકોટની પણ કસોટી કાઢી જુઓ અને જણાશે કે એટલું છતાંય ક્રાન્તિની પરીક્ષામાંથી પસાર થઈ શકે એમ છે આ આપણી હિલચાલની સામે જે દોષારોપણ કરવામાં આવે છે તે એક જુની-અધિકારી વર્ગની કલ્પના છે, પણ તેનું સત્ય વસ્તુના ખરા ન્યાય શાસ્ત્રથી ખંડન કરવામાં આવ્યું છે પૂર્વ બંગાળના તોફાન પછી તરતજ આપણા અગ્રેસરોએ એક જાહેરનામું બાહેર પાડ્યું હતું, તેમાં માજીસ્ટ્રેટ અને જજોએ બળાત્કારના ખાસ તહોમતોના જે કેસ ચલાવ્યા હતા તેઓના ચુકાદાના ફકરાઓ ટાંકી તેનું ખંડન કર્યું હતું તે જાહેરનામામાં હું પણ એક નમ્ર સેવક સહિ કરનારમાં હતો તેથી હું જે બોલુછુ તે કેટલાક આધારથી બોલુછુ. આપણી હિલચાલને માટે જરી પણ ગેરસમજુત ન થવી જોઈએ જે વખતે એ હિલચાલને અમલમાં આપણે મુકતાં હઈએ ત્યારે આપણે એવું માનવું જોઈએ કે એ હિલચાલ આપણને સર્વ શક્તિમાન પરમાત્મા તરફથી એક બક્ષીસ તરીકે મળેલ છે. આપણી હિલચાલ તે, પ્રેમ ઉપર દેશના પ્રેમ ઉપર મનુષ્ય જાતના બધા કરતાં શ્રેષ્ટ અને દૈવી મનોભાવ ઉપર રહેલી છે આપણી આ હિલચાલના એકે અગ્રેસરે આ વિષયના સંબંધમાં બોલતાં અથવા લખતાં એને કદાપિ પણ ટેકો આપ્યા વગર રહ્યા નથી, અને આપણામાં અગ્રેસરની સત્તા પણ એટલા સુધી છે કે પ્રજાનો દરેકે દરેક જણ સર્વાંશે તેના વચનને સ્વીકારવાનો જ. કોઈ બળાત્કાર કે જોર જુલમ કે જેના વડે બળ કરીને બીજાને આપણે આ બાબતમાં ફરજ પાડી શકીએ તેની આપણને જરૂર નથી, પણ આ મહાન્ કાર્ય કે જેની અંદર આપણે સર્વે જોડાયા છીએ તેને માટે સાત્વિક વૃત્તિથી સદા આપણા ઉદ્દેશનો બોધ કર્યા કરવો એ એક જ માત્ર આપણા હાથમાં ઉત્તમ હથિયાર છે. જો રાજ્યના કાયદા બાંધવામાં આપણો અવાજ સાંભળવામાં આવતો હોત તો શરૂઆતના ખામી વાળા આપણા ઉદ્યોગોના રક્ષણને માટે આપણે વ્યાપારી દિવાલ ચણી લેત (હિંદુસ્થાનમાં આવતા બીજાના માલ ઉપર જકાત નાખત,) અંગ્રેજી સંસ્થાનોની માફક કરત, પણ રાજ્ય કર્તાઓની ધારા સભામાં આપણો કોઈ પણ જાતનો અવાજ સાંભળવામાં આવતો નથી. ત્યાં આપણે અશક્ત છીએ તેથી તે માર્ગેથી ખસી સાત્વિક વૃત્તિથી આપણા ઉદ્દેશનો સતત બોધ કરવાની તથા આપણી સંસારની સ્થિતિ આપણને જે સાધનો પુરા પાડી શકે તે સાધનો વાપરવાની આપણને ફરજ પડે છે. બોયકોટ-બહિષ્કારમાં બળાત્કાર અને જોર જુલમ તો હોવો જ જોઈએ આવા પોગળ મિથ્યા વચનોથી આપણે આપણી પૂર્ણ વ્યાજબી અને કાયદેસર હિલચાલમાંથી જરી પણ ખસવાના નથી. હું કબુલ કરૂંછું કે મને બોયકોટ-બહિષ્કાર શબ્દ ગમતો નથી. આપણો શબ્દ તો "વર્જન" છે. કે જેનો અર્થ વર્જવું, ત્યાગવું, ઉપયોગમાં ન લેવું એવો થાય છે પણ કંઈ તેનો અર્થ દુષ્ટ ઇચ્છા કે ધિક્કાર થતો નથી. અને આ શબ્દ એવો છે કે જેનો અર્થ આપણા બધાએ લોકો જાણે છે. અને તેથી તેઓને કહેવામાં હું તેનો ઉપયોગ કરૂંછુ જ્યારથી ઈ સ. ૧૯૦૫ ના ઑગષ્ટ મહિનાની ૭ મી તારીખથી આપણે આ હિલચાલને વેગ આપ્યો છે ત્યારથી અત્યાર સુધીમાં ખરેખર આ આપણી પ્રજાની હિલચાલનું ઘણું સારૂં પરિણામ આવ્યું છે વાર્ષિક રિપોર્ટના પરિણામી આંકડાઓ, સરખાવી જોતાં આ હિલચાલ પરિણામ ઘણું વિજયવંત નિવડ્યું છે, અને આ હિલચાલને

પીડવાના દરેક પ્રયત્ન નિષ્ફળ નિવડયા છે. બંગાળામાં વણાટના ધધાને કાંઇ અસાધારણ વેગ મળ્યો છે. વણકરોએ વણાટનો ધધો છોડી દીધો હતો, અને રોજમા મજુરી કરવા જતા હતા, તેઓએ પાછો વણાટનો ઉદ્યોગ હાથ ધર્યો છે. અને એ ઉદ્યોગ આખા બંગાળામા સૌથી સારી સ્થિતિમા છે હુગલીના માજીસ્ટ્રેટ પોતાના વહિવટના હેવાલમા આ બાબતની સત્યતાની ખાત્રી આપે છે, તેવી જ રીતે બીજા માજીસ્ટ્રેટો પણ તેની સાબીતી આપે છે. સ્વદેશી હિલચાલના પરિણામે નીકળેલી ધી બંગાળ લક્ષ્મી કોટન મીલ્સ પણ ઘણી વિજયવંત નીવડી છે હિંદુસ્થાનના આ ભાગમાં એ મીલ સૌથી ઘણી જ આબાદ સ્થિતિમાં છે બીજી એક સુતરની મીલ થોડા દીવસમા સ્થપાશે, અને બંગાળ લક્ષ્મી કોટન મીલને છે તેનાથી વધારવામાં આવનાર છે. ગએ વર્ષે સ્થપાયલી બંગાળ હોઝીઅરી કુ. લી. મોજા વિગેરે બનાવનારી કું ઘણા જ સારા પાયા ઉપર કામ કરે છે બીજી કેટલીક રેશમની અને સુતરની મીલો કાઢવામા આવી છે આપણા ઘર ગથ્થુ ઉદ્યોગમા પણ કાંઇ નવીનજ જીવન આવ્યુ છે સ્વદેશી હિલચાલની પ્રવૃત્તિથી કેટલીક બેંકો, વીમા કંપનીઓ, સહકારી મડળીઓ અને વ્યાપારની પેઢીઓ હયાતીમાં આવી છે, અને તે બધી સસ્થાઓ ઘણી આબાદ સ્થિતીમા છે ઇ० સ० ૧૯૦૫ ના ઑગસ્ટની સાતમી તારીખ પહેલાના તથા પછીના હિંદુસ્થાનની મીલોમાંથી વણાઇને નીકળેલા કાપડના આંકડા મને તમારી આગળ રજુ કરવા દો

## હિંદુસ્થાનની મીલોમાંથી વણાઇ તૈયાર થઇ નિકળેલુ કાપડ.

| | | |
|---|---|---|
| ૧૯૦૧—૦૨ | =૩૪૬૦ | કરોડ યાર્ડ |
| —૦૩ | =૩૮.૬૦ | ,, ,, |
| —૦૪ | =૪૩ ૬૦ | ,, ,, |
| —૦૫ | =૫૨ ૬૧ | ,, ,, |
| —૦૬ | =૫૩ ૬૪ | ,, ,, |
| —૦૭ | =૫૭ ૧૮ | ,, ,, |

માર્ચની ૩૧ મી તારીખે પૂરા થતા સરકારી વહીવટના વર્ષમા ૬૫ કરોડવાર જેટલું કાપડ વણાઇ બહાર નીકળ્યું છે કે જે લગભગ ઇ० સ० ૧૯૦૭ મા નિકળેલા કાપડ કરતા આઠ કરોડ વધારે છે બંગભંગની ૧૯૦૫ ની સાલના આંકડા તરફ આપ સર્વેનુ ધ્યાન ખેંચવા હુ ઇચ્છુ છુ ૧૯૦૪ મા નિકળેલા ૪૩ કરોડ યાર્ડમાથી વધીને ૧૯૦૫ મા ૫૨ કરોડ જેટલુ વધારે કાપડ નીકળ્યુ ૧૯૦૭ મા એના પહેલાના વર્ષ કરતા ૪ કરોડ યાર્ડ વધારે કાપડ નીકળ્યુ, અને ૧૯૦૮ ની સાલમાં ૧૯૦૭ ની સાલ કરતા ૮ કરોડ યાર્ડ વધતુ કાપડ નીકળ્યુ. દિનપ્રતિદિન થતી જતી વૃદ્ધિને બતાવનાર આ આંકડાઓ સ્વદેશી હીલચાલના ઉજ્જવળ ભવિષ્યની શુ આપણા હૃદયમા આશા નથી ઉત્પન્ન કરતા ? હવે હુ હિંદુસ્થાનની મીલોમાથી નીકળતા ધોતીઆઓની પેદાસના આંકડા બતાવુ છું કે જે તમને ઘણા ઉપયોગી થઇ પડશે

'હિંદુસ્થાનની મીલમાંથી થએલી ધોતીઆનો પેદાશ.'

| | | |
|---|---|---|
| ૧૯૦૧—૦૨......૬' ૮૩ | કરોડ | યાર્ડ |
| —૦૩......૮. ૭૭ | " | " |
| —૦૪......૧૧.૩૦ | " | " |
| —૦૫ ......૧૩.૫૩ | " | " |
| —૦૬......૧૩ ૭૬ | " | " |
| —૦૭.. ૧૭ ૦૬ | " | " |

એ જણાય છે કે આટલા ૭ વર્ષ દરમિયાન હિંદુસ્થાનની મીલમાંથી ઉપજતા કાપડનો આંકડો લગભગ બમણો થઇ ગયો છે સ્વદેશી હીલચાલની શુભ શરૂઆત પહેલા આ ઉદ્યોગનો વેગ ઘણો ધીમો હતો, પણ એ હિલચાલ પછી હિંદુસ્થાનની મીલોની પેદાશ કુદકે અને ભુસકે ૧૧ કરોડ યાર્ડ સુધી આગળ વધી ગઇ છે બંગભંગ પહેલાના ત્રણ વર્ષોની મર્યાદમા ૯ કરોડ યાર્ડથી ૧૧ કરોડ યાર્ડની અંદર રહેલો હતો, બંગભંગના ત્રણ વર્ષ પાછીના વખતમાં ૧૨ કરોડ યાર્ડમાંથી વધીને એકદમ ૧૭ કરોડ યાર્ડનો આંકડો આવી ગયો. સાંભળીને કેટલો આનંદ થશે કે ૧૯૦૮ ની સાલનો આંકડો કે જેને ઉપરના લીષ્ટમાં ગણવામાં આવ્યો નથી તે ૧૭ કરોડ યાર્ડમાંથી ૨૨ કરોડ યાર્ડ સુધીનો છે

હવે મ્હારે મ્હારા ધર્મ બંધુઓ-ઇસ્લામીઓને બે બોલ કહેવાના છે . એમણે ધ્યાન રાખવું જોઇએ કે હિંદુઓ જેટલોજ એમને પણ સ્વદેશી હિલચાલથી લાભ છે. એક રીતે જોતાં એમને એમનાથીએ વાસ્તવિક રીતે વિશેષ લાભ છે. કારણ કે તે એક ઘણી ગરીબાઇ ભોગવતી પ્રજા છે અને તેથી તે મના હિંદુ ભાઇઓ કરતા તે વધારે ગરીબાઇનું દુખ ભોગવે છે જો દેશનું ધન દેશમાંજ રહે-અને આજ સ્વદેશી હિલચાલનો સ્તુત્ય ઉદેશ છે, તો પછી તેનો સૌથી ઘણો લાભ તેના શ્રીમંત હિંદુ ભાઇઓ નહિ પણ મુસલમાન ભાઇઓ મેળવશે બીજી એક વાત ધ્યાનમાં રાખવાની છે વણકરોમાં હિંદુ કરતાં મુસલમાનનો ભાગ વધારે છે અને તેઓને આ સ્વદેશી હિલચાલથી સૌથી વધારે લાભ થયો છે મુસલમાન લોકોના જાહેરમતનું સા સાધભૂત ' મુસલમાન ' નામના વર્તમાનપત્રમાથી નિચે પ્રમાણે મે આંકડા લીધા છે કે જે મ્હારા મતને સારી પેઠે પુષ્ટિ આપે છે —

| વિભાગ | હિંદુ | મુસલમાન |
|---|---|---|
| ચીતાગોંગ | ૧૭૧૦ | ૨૨૦૫ |
| નોઆખલી | શુન્ય | શુન્ય |
| ટીપેરાહ | ૧૩૬૩ | શુન્ય |
| બાકરગંજ | શુન્ય | ૧૩૩૪૩ |
| ફરીદપુર | ૨૬૬૨ | ૫૯૧૫૮ |
| માઇમનસીંગ | ૧૦૯૦૮ | ૩૦૧૨૫ |
| ઢાકા | ૧૪૨૮૬ | ૫૫૯૩૦ |
| પબના | ૪૦૨૦ | ૧૩૯૨૦ |

હવે બીહારમાં કેવી હકીકત છે ? હિંદુઓ કરતાં મુસલમાન સંખ્યામાં વધારે છે. હવે. આપણે પટના વિભાગ લઇએઃ—

| વિભાગ | હિંદુ | મુસલમાન |
|---|---|---|
| પટના | ૧૫૧૦૫ | ૩૮૬૩૩ |
| ગયા | ૩૫૦૭૪ | ૭૪૨૫૨ |
| શાહબાદ | ૭૬૫૨ | ૫૩૪૯૫ |
| સરાન | ૭૯૧૫ | ૯૭૨૨૨ |
| ચેમ્પરેન | ૨૮૨૦૨ | ૭૩૯૯૯ |
| મુઝફરપુર | ૫૪૦૬૬ | ૮૫૨૧૬ |
| દરભંગા | ૭૬૨૫૮ | ૫૭૫૨૮ |
| એકંદર | ૧૯૩૧૭૨ | ૪૯૦૩૪૫ |

આવી જ્યારે હકીકત છે ત્યારે એકજ ધર્મી મ્હારા મુસલમાન બંધુઓને આ સ્વદેશી હિલચાલમાં જોડાવાને તથા તેમા મદદ કરવાને હું મ્હારા અંતઃકરણ પૂર્વક વિનતિ કરીશ. કારણ કે આ હિલચાલથી ખાસ કરીને તેમને અગણિત લાભો થાય એમ છે.

હવે મ્હારે કાંઇક મ્હારા હિંદુ મિત્રોને વિનતિ કરવાની છે. હિંદુ અને મુસલમાન ની વચ્ચેના સંબંધમાં હજી સુધારાને ઘણું સ્થાન છે જે બીનાને માટે સર્વ દિલગીર છે, તેને ધ્યાન બહાર કહાડવી એ નિરર્થક છે. એ તો સ્પષ્ટ જ છે કે દેશના ઉત્તમ લાભમાં બન્ને પ્રજાઓમાં અરસપરસ અંઃકરણની શુભ લાગણી ઉત્પન્ન થવી જોઇએ. આ આપણને અરસપરસ આપણા કાર્યમાં ઘણું મદદભૂત થઇ પડશે. મ્હને કહેતા દિલગીરી ઉપજે છે કે કેટલાક હિંદુ ભાઇઓથી એવા અવિવેકી કૃત્યો કરવામાં આવે છે કે જેથી મુસલમાન ભાઇઓની લાગણી દુઃખાય છે. અને હિંદુસ્થાનની ઉન્નતિને આડે આવનાર વિરોધિઓ આનો લાભ લઇ બન્ને કોમો વચ્ચે ભિન્નભાવ ઉત્પન્ન કરે છે. આવા અવિવેકી કૃત્યો અટકાવવા અને બન્ને કોમો વચ્ચે સંપ અને એક દિલતા વધારવાને હિંદુ આગેવાનોએ મુખ્ય પ્રયત્ન કરવો જોઇએ. પ્રજાના વર્ગમાં તેઓ જ્યારે વધારે શ્રીમંત અને વધારે લાગવગ ધરાવનારા છે ત્યારે આવો પ્રયત્ન કરવો એ તેમની મુખ્ય ફરજ છે હિંદુ અને મુસલમાનો એકજ માતાના સંતાનો છે. તેમાં “ હિંદુ ” એ મોટા ભાઈ છે. તેથી તેમણે પોતાના નાના ભાઇને ઉન્નતિને માર્ગે પોતાને હાથે ચઢાવવા જોઇએ.

હાલમાં આપણે બહુ ગંભિર સ્થિતિમાં છીએ આ વાતને ઢાંકવી તે વ્યર્થ છે આખા દેશમાં બધે ક્ષોભ અને અશાંતિ પ્રસરી રહેલ છે આનું વળણ શાથી ઉત્પન્ન થયું તેના કારણો શોધવાની જરૂર નથી. દરેક વૈદ્યને પોત પોતાની પરીક્ષા તથા તેનું પોતપોતાનું ઔષધ હોય છે. તેઓની ગણનામાં આવવા જેટલો હું કોઇ રીતે લાયક નથી. પણ ખરી હકિકત તો જે છે તે તેજ છે, તેને કોઇ ના પાડી શકતા નથી. સરકારે પહેલા દાબી દેવાની અને પાછળથી મેળવી લેવાની નીતિ ગ્રહણ કરી છે. દાબી દે-

વાની રાજ્યનીતિ કોઈ પણ રીતે શુભ પરિણામ લાવી શકશે નહિ હું કહેવાને હિંમત ધરું છું, કે ઠામી દેવાની રાજ્યનીતિ પહેલેથી જો મેળવી લેવાની રાજ્યનીતિ ગ્રહણ કરવામાં આવી હોત તો સરકારને ઘણો ફાયદો થાત કારણ કે ત્યાર પછી દબાણની કોઈ પણ રીતે જરૂર રહેત નહિ, અને જો જરૂર રહે તો સરકાર તરફ મળી ગએલા વર્ગની લાગણીએ સરકારના હાથ મજબુત કર્યા હોત, અને દબાણ ઘણું અસરકારક નીવડત

આ બારીક સમયમાં આપણી શી ફરજ છે કાયદાની હદમાં રહીને આપણું સ્વદેશ ઉન્નતિનું કાર્ય આગળ વધાર્યા જવું આપણી હિલચાલ પૂર્ણ રીતે કાયદાપૂર્વક છે અને જો આપણે કાયદાની હદ ઓળંગી બહાર જઈશું તો આપણા કાર્યને, આપણી જાતને, અને આપણા રાજ્યને અસહ્ય નુકશાન થશે હું ભાર મુકીને કહું છું કે આપણો ઔદ્યોગિક અને રાજકિય ઉદ્ધાર નીતિ અને સન્માર્ગેથી જ થશે એ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે નીતિનો અધિષ્ઠાતા ઈશ્વર પ્રજાઓ અને મનુષ્યના ભાવ ઉપર સત્તા ચલાવે છે મનુષ્યોના કર્મોની વ્યવસ્થા કરવામા નૈતિક નિયમો જ પોતાની સત્તા ચલાવે છે આપણું રાષ્ટ્રિય પુનરૂજ્જીવન અવળા માર્ગેથી સાધી શકાશે એમ કદિ માનવું જોઈએ નહિ

મેં ઉપર કહ્યું છે તે પ્રમાણે આપણું કાર્ય પવિત્ર છે-ઈશ્વર તરફની બક્ષીસ છે. તેટલા માટે આપણે ભક્તિભાવ અને ઉત્સાહ સહિત કાયદા અને સુલેહ શાંતિનું બરાબર પાલન કરીને અને તે ઉપરાંત આપણું કાર્ય સાધવામાં નીતિ, સત્ય અને ન્યાયે જે સીધો રસ્તો આપણા મો આગળ મેલેલો છે તેમાંથી જમણી યા ડાબી બાજુએ જરાપણ ન ખસીએ એવા નિશ્ચયથી આપણે તેનું સેવન કરવું જોઈએ આપણે ૭ મી ઑગષ્ટના દિવસનું સ્મરણ કરવું જોઈએ, અને તેનું સ્મરણ કરતાં આપણે ફરીથી એક વખત આપણી માતૃભૂમિની સેવા કરવામાં આપણી જાતને સમર્પીએ, સ્વદેશીની પ્રતિજ્ઞાને તાજી કરીએ, સ્વદેશી હિલચાલને સત્ય નિષ્ઠાએ અને એને માટે આપણું જીવન ગાળી કાર્ય બજાવતા રહીએ અને પછી જુઓ સૌ સારાવાના થશે.



વળી ઉદ્બોધનના જે જે ગ્રાહકોનું લવાજમ આવતું જશે તેમને આવતા અંકથી ઉદેપુરનો મહારાણા પ્રતાપની રમ્ય છબી આપવામાં આવશે. વાસ્તે દેશવત્સલ ગ્રાહકો લવાજમ મોકલી એ અલભ્ય છબીનો લાભ જરૂર મેળવશે.

આ વખતના અંકની જોડે ઉદ્બોધનના દેશવત્સલ ગ્રાહકોને લોકમાન્ય શ્રીયુત બાલ ગંગાધર તિલકના જીવનવૃત્તાંતની સાથે તેમની સુંદર છબી આપવામાં આવી છે.

## ચાલુ વર્ષ (બીજા) ના ગ્રાહકોના લવાજમની પહોંચ

| | | |
|---|---|---|
| ૫૨ | ગ. લલ્લુભાઇ કુબેરદાસ અમદાવાદ | |
| ૫૩ | રા. શાસ્ત્રી ભોલાદત્ત ગણપતરામ બી. એ, | અમદાવાદ |
| ૫૪ | પરીખ વાડીલાલ મનસુખરામ | અમદાવાદ |
| ૫૫ | રા. મનસુખરામ નરોત્તમદાસ | ,, |
| ૫૬ | રા. બાપુજી જગન્નાથ | ,, |
| ૫૭ | રા. જસવંતલાલ ગોવર્ધનદાસ વેરાગીવાળા | સુરત |
| ૫૮ | રા. રઘુનાથ શર્મા દ્વિવેદી | અમદાવાદ |
| ૫૯ | સેક્રેટરી, નિલકંઠેશ્વરી લાયબ્રેરી | મીઆગામ |
| ૬૦ | રા. ગુલાબભાઇ જેઠારામ દવે | વિસનગર |
| ૬૧ | રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ બી. એ. એલ. એલ. બી. | અમદાવાદ |
| ૬૨ | ગ. મણિલાલ કેશવલાલ | ,, |
| ૬૩ | રા. સાકરલાલ છોટાલાલ સુતરીઆ | ,, |
| ૬૪ | રા. અંબાલાલ હરગોવનદાસ | ,, |
| ૬૫ | રા. ચુનીલાલ અમૃતલાલ બી. એ, | મુંબઇ |
| ૬૬ | રા. ચુનીલાલ ધરમચંદ | મીઆગામ |
| ૬૮ | રા. નાનાલાલ ભાવજીભાઇ | ,, |
| ૬૯ | રા. અમૃતલાલ છોટાલાલ | ,, |
| ૭૦ | રા. મગનલાલ હરગોવિંદ | ,, |
| ૭૧ | રા. મંગળદાસ કેશવલાલ | ,, |
| ૭૨ | રા. મોતીલાલ જેસંગલાલ | ,, |
| ૭૩ | રા. છગનલાલ લાલચંદ | માતપુરા |
| ૭૪ | રા. જીવણલાલ ચીમનલાલ મહેતા | મુંબઇ |
| ૭૫ | રા. વાઘેલા હિંમતસંગજી ભગવાનજી | અમદાવાદ |
| ૭૬ | તરગાળા હિતવર્ધક શ્રી લાયબ્રેરી | ,, |
| ૭૭ | રા. પરીખ લલ્લુભાઇ પ્રેમાનંદ | મુંબાઇ |
| ૭૮ | રા. નાનાભાઇ દયાશંકર | મુંબઇ |
| ૭૯ | વસઇ સર્ક્યુલેટીંગ લાયબ્રેરી | વસઇ |
| ૮૦ | શ્રી દશા શ્રીમાળી હિતેચ્છુ મંડળ તથા લાયબ્રેરીના ઓ. સેક્રેટરી મહુ | |

સુપ્રસિદ્ધ ડૉ. જમનાદાસ પ્રેમચંદ, એલ.એમ. & એસ. L. M. & S. ની દેખરેખ
નીચે તૈયાર થતી ડૉ. એન. હોલની લોકોપયોગી દવાઓ.

# પ્લેગ કીલર

જરૂર વાંચો. પ્લેગની રામબાણ દવા. જરૂર વાંચો.

આ દવા નાના બચ્ચાથી તે મોટી ઉમરના માણસોને સરખી રીતે આરામ કરે છે, ને પીવામાં સ્વાદિષ્ટ છે. દરરોજ સવાર સાંજ પ્લેગ કીલર પીવાથી પ્લેગની દહેશત દૂર રહી રોગ થતો નથી અને જેને પ્લેગ લાગુ પડયો હોય તેણે દિવસમા ચારથી છ વખત આ દવા પીતાં તેને પ્લેગની ચારે જાત નાબુદ થાય છે. પ્લેગ જ્યાં જ્યાં થતો હોય ત્યાંના લોકોએ પોતાના કુટુમ્બના રક્ષણ માટે દરરોજ તે દવા પીવી, અને ધર્મ ખાતે તેમજ મુસાફરી તેમ પોતાના કુટુમ્બમા રાખવી, કેમકે પ્લેગ કઇ વખત લાગુ પડશે તે કહી શકાય તેમ નથી.

પ્લેગ કીલરે પ્લેગના માટે વપરાતી બીજી દવાઓ કરતા પાલીતાણા, ભાવનગર, અમદાવાદ, વડોદરા, ખેરાળુ, મહેસાણા એમ ઇત્યાદિ શેહેરોમાં બહુ સારી અસર કરી નામ મેળવ્યુ છે

એક વખત આ શીશી વાપર્યાથી ખાત્રી થશે આ ઘાતકી રોગે ઘણા કુટુમ્બોનું ધનનાશ કાઢ્યુ છે, વાસ્તે વખતસર ચેતી તેનો લાભ લેજો નહિતો પસ્તાવુ પડશે.

પ્લેગકીલર. સર્વે દવા વેચનારને ત્યાથી મળેછે. પ્લેગકીલર વાચી લેજો. કીંમત રૂ ૧-૪-૦

દવા કેમ વાપરવી તેની સમજ દવાની બાટલી સાથે હોય છે. કીંમતના સામા ન જોતા તેના ગુણ ઉપરજ ખાસ વીચાર કરજો.

આ દવાની હરીફાઇ બીજી કોઇ દવા કરી શકતી નથી.

# એન્ટી મેલેરીઆ.

## તાવની અકસીર દવા.

એન્ટીમેલેરીઆ નામ વાંચી ખરીદજો. ઠગાશો નહી.

કે મેલેરીયામાથી થતો રોજીંદો, એકાંતરીઓ, તરીઓ, ચોથીઓ વિષમજવર. વળી આ દવાથી આધાશીશી અને શરીરની કળતર, દુખાવો, બરોળની આઠ (લીવર) સખત શરદીનો તાવ નાશ પામે છે. કીંમત શીશી એકનો રૂ ૧-૦-૦

આ દવાની સેકડો બાટલીઓ અમદાવાદની મીલોમાં તથા મુંબાઇ, વડોદરા, અને પાલીતાણાની જાત્રા વગેરેમા ખપી ગઇ છે. મટે નહી તો પૈસા પાછા સર્વ શહેરમા મળશે.

જાણીતા શેઠ મનસુખભાઈ ભગુભાઇ, સોલીસીટર બાપશા કર નાનાભાઇ, પાલીતાણાની માણેકજી કલ્યાણજીની પેઢી વગેરે જાણીતા ગૃહસ્થો અને ડાકટરોએ ઉત્તમ સર્ટીફીકેટો આપ્યા છે

હેલ્થ ટૉનીક—હરકોઈ કારણથી નીપજતી નબળાઇનો નાશ કરે છે શક્તિને માટે આના જેવી કોઇ દવા નથી કી. રૂ. ૨.

# દરેક જગાએ વેચાય છે.

જસમાઇનની

વીંછીની દવા.

ગમે તેવા ઝેરી વીંછીનું ઝેર એક મીનીટમાં ઉતરી જાયછે. લાખો પડીકા અજમાઇ ગયાં છે અને તેનું અકસીરપણું સાબીત થઈ ગયું છે.

એક પડીકાથી ૧૦–૨૦ દર્દીઓ વીંછીના ત્રાસથી મુક્ત થાય છે.

૧૦૦ પડીકાનો રૂ. ૧.
૫૦ ,, રૂ. ૦ાાૅ

જસમાઇનની

તાવની દવા.

ફક્ત ત્રણ પડીકાંથી ગમે તેવો ઝેરી બુખાર (તાવ) નાબુદ થઇ જાયછે. પ્લેગ, મેલેરીઆ, રોજનો, એકાંતરીઓ, ચોથીઓ વગેરે એકદમ ફોરીન મટી જાય છે. અને દર્દીને નવી જીંદગીનું સુખ મળે છે

૧૦૦ પડીકાનો રૂ. ૧.
૫૦ ,, રૂ. ૦ાાૅ

તાવથી ઘટી ગયેલી તાકાતને પાછી લાવે છે તેથી જસમાઇનની તાવની દવા એક વખત લઇ ખાત્રી કરવી જોઇએ.

વ્યાપારીઓને મોટું ડીસ્કાઉન્ટ.

મળવાનું ઠેકાણું.

**જસમાઇન ઇન્ડિયા એજન્સી.**

ઠાકુરદ્વાર રોડ—મુંબાઇ.

---

## ઉદ્‌બોધન.

એક રૂપિયાના જુજ લવાજમમાં ચાર ફોર્મનું માસિક જેમાં જનહિતના સર્વ પ્રકાર ઉપયોગી વિષયો સ્વતંત્ર રીતે ચર્ચવામાં આવે છે. તે શિવાય તેના ગ્રાહકોને ભારતકુળદીપક આર્યધર્મરક્ષક મહારાણા શ્રી પ્રતાપસિંહજીની એક સુંદર તસવીર ભેટ તરીકે આપવામાં આવશે. વળી નીચેનાં પુસ્તકો તેમને સસ્તા ભાવે આપવામાં આવશે.

| | મૂળ કીમત. | ઘટાડેલી કીમત |
|---|---|---|
| ૧ ગુજરાત સાહિત્ય પરિષદનો પ્રથમ વર્ષનો રીપોર્ટ, સર્વ ભાષણોના સંગ્રહ સાથે. | રૂ. ૨—૦—૦ | રૂ. ૧—૦—૦ |
| ૨ કાવ્યોદ્યાન ... ... ... | રૂ. ૧—૦—૦ | રૂ. ૦—૮—૦ |
| ૩ મદનવિજય, ( પંચાંકી નાટક ) પાકું પુંઠું ... | રૂ. ૧—૦—૦ | રૂ. ૦—૧૦—૦ |
| કાચું પુંઠું ... | રૂ. ૦—૮—૦ | રૂ. ૦—૫—૦ |

પોસ્ટેજ જુદું.

| | |
|---|---|
| વાર્ષિક લવાજમ... ... ... | રૂ. ૧—૦—૦ |
| પોસ્ટેજ સાથે ... ... | રૂ. ૧—૪—૦ |
| દરિયા માર્ગે યુરોપ, અમેરીકા તથા આફ્રિકામાં... ... | રૂ. ૧—૬—૦ |

(આ નાણાં પોસ્ટલ ઓર્ડરથી મળવાં જોઇશે.)

મળ ખબરદાર—વ્યવસ્થાપક—"ઉદ્‌બોધન"—રીચીરોડ, પોલીસ ચોકી આગે—અમદાવાદ.

Registered No. B. 680

# ઉદ્બોધન.

असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय । बृहदारण्यक. १, ३, २८.

कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन । श्रीमद्भगवद्गीता. अ. २.



| | | |
|---|---|---|
| પુસ્તક ૫. | સંપાદક અને પ્રકાશક. | સંવત ૧૯૬૫ આશ્વિન, શુક્લ, ૬. |
| અંક ૬. | એક યુવક વર્ગ. | ઓક્ટોબર, ૧૯૦૯. |



વિષયાનુક્રમ.



વાર્ષિક લવાજમ અગાઉથી રૂ ૧-૦-૦ ટપાલ ખર્ચ ૦-૪-૦

# ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

જનસમાજને ઉપયોગી દરેક વિષયોની ચર્ચા કરવાના ઉદ્દેશથી કેવળ પરોપકારાર્થે કાઢેલાં આ માસિકે ગતવર્ષમાં કેવું કાર્ય બજાવ્યું છે તે અમારા સુજ્ઞ વાચકોને વિદિત હશે. અને વિશેષમાં તેમાંથી કોઇપણ રીતે નફો કરવાનો તેના પ્રવર્તકોનો વિચાર જ નથી તે, તેના આરંભ બે ફોર્મથી થએલો તે ગ્રાહકોની સંખ્યામાં વધારો થયા સાથે અઢી અને ત્રણ ફોર્મપર જઇ સરેરાશ અઢી ફોર્મપર આવેલો, તે પરથીજ સ્પષ્ટ થશે. આ વર્ષથી તેને ચાર ફોર્મનું કરવામાં આવ્યું છે અને જેમ જેમ ગ્રાહકોની સખ્યામાં હજી પણ વૃદ્ધિ થતી જશે તેમ તેમ તેના કદમાં વળી વિશેષ વધારો કરવામાં આવશે.

વિશેષમાં અમે આ વર્ષથી તેમાં લેવાના વિષયોનો મનનપુર્વક અભ્યાસ કરી તેની નિયમસર વહેંચણી કરી છે, અને તેને લખાવવા માટે સારા લેખકો સાથે ગોઠવણ કરી છે. ટુંકામાં તેને સર્વાંગે ઉપયોગી અને સુંદર બનાવવાનો અમે સંકલ્પ કર્યો છે, અને તે છતાં તેનું લવાજમ જેટલું જુજ હતું તેટલું જ, એટલે પ્રતિવર્ષ રૂપિયો એક પ્રમાણે રાખવાનો નિર્ણય કર્યો છે.

આ અંક જે અમે બુક પોસ્ટથી રવાના કર્યો છે તે સ્વીકારાતાં અમે એમ સમજીશું કે અમારા ઉદ્દેશને પોષણ આપી આપ ગ્રાહક થઇ ચુકયા છો અને આશા છે કે હવે પછીનો અંક જે વિ. પિ. થી રવાને કરવામાં આવે તો તે આપ જરૂર સ્વીકારી આભારી કરશો.

## વિશેષ.

અમારા ગ્રાહકોને લો. મા. શ્રીયુત તિલકની સુંદર છબી આપવામાં આવી છે, અને હજી જે નવા ગ્રાહકો થશે તેને તે આપવામાં આવશે

વળી જેનું લવાજમ આવી ગયું છે તેને ઉદયપુરના મહારાણા ક્ષત્રપાળ વીરરત્ન પ્રતાપની છબી આ વખતથી આપવા માંડી છે. વાસ્તે લવાજમ આપી તે આદર્શ રૂપ પુરૂષની છબી મંગાવી લેવી. છબી મોકલતાં ભૂલ થઇ હોય તો તે છબી મંગાવી લેવી.

# ઉદ્‌બોધન.




" પેખ ઉદયગિરિ દૃષ્ટિ ઉંચી કરી,
" સૂર્ય ધીમે ધીમે આમ આવે. "

વર્ષ ૧૨ મું. ] આશ્વિન, શુક્લ ૩ ૧૯૬૪ [ અંક ૬ ઠ્ઠો.

## દિશાવલોકન.

જાપાનમાં સ્ત્રી કેળવણી.

" સ્ત્રીઓની ઉન્નતિ વગર દેશની ઉન્નતિ કદી થવાની નથી " આ વાક્ય આપણે વારંવાર સાંભળીયે છીયે ખરા, પણ ખરી રીતે જોતાં દેશોદ્ધાર કરવા માટે કેટલીએક નવી હીલચાલો જેટલા જોરથી ચાલવી શરૂ થઈ છે ત્હેના કરતાં અડધા જોરથી પણ સ્ત્રીઓની દશા સુધારવાનું કામ કમનસીબે કોઇયે હજી આરંભ્યું નથી " મૉડર્ન રીવ્યુ " ના વિદ્વાન્ તંત્રીએ વ્યાજબી રીતે ફરીયાદ કરી છે કે " પ્રજાકીય કેળવણી " ની સંસ્થા જહેનો આરંભ બંગાળામાં થયો છે, ત્હેમાં પણ સ્ત્રીઓની ઉન્નતિ થાય તે માટે કાંઇ ગોઠવણ કરવામાં આવી નથી. અને જો હાની સંસ્થા સ્ત્રીઓનો ઉદ્ધાર કરવાની કાંઈ ગોઠવણ ન કરે તો ત્હેને પ્રજાકીય સંસ્થાનું નામ ઘટતું નથી

હાલમાં ઠેકાણે ઠેકાણે સ્વદેશીની બાધાઓ લેવાય છે, રાજકીય વિષયો ચર્ચાય છે, ઉદ્યોગો ખીલવવાની તૈયારીઓ બતાવાય છે, અને જુદી જુદી દીશાઓમાં અનેક સ્વાર્થ ત્યાગ થાય છે, પરંતુ જ્યહાં સુધી આપણા દેશની સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન પોતાનો કરી, વિદ્વાન્ દેશભક્તો ત્હેને માટે પોતાનાં સમગ્ર જીવન અર્પે નહિ ત્યહાં સુધી આપણા દેશનો ઉદય થવાની વ્યાજબી રીતે આશા રખાય નહિ

જાપાન, જહેણે પોતાનો ઉદ્ધાર ઘણોજ ટુંક સમયમાં કર્યો છે, અને જહેની પાસેથી હમણાં હમણાં આપણે ઘણું શીખવાની આશા રાખીયે છીયે, ત્હેણે આ બાબતમાં સમગ્ર એશીયા ખંડની પ્રજાઓમાં ઘણો સરસ દાખલો બેસાડ્યો છે પોતાની ઉન્નતિનો માર્ગ સરળ કરવાને પૂર્વ દેશીય વિચારના બે સિદ્ધાંતો કબુલીને ત્હેણે આણી તરફની બધી પ્રજાઓને સ્તબ્ધ કરી નાખી છે એક તો ત્હેણે બધાને બતાવી આપ્યું કે કોઇ પણ પ્રજા ઉન્નત થવા માગતી હોય તો ત્હેણે પોતાની સ્ત્રીઓ તરફ ઘણું ન્યાયી વર્તન ચલાવવું જોઇયે અને બીજું દરેક પ્રજાના બાળ બચ્ચાં તે ત્હેનો પહેલોજ કીમતી ખજાનો છે,

અને તેથી ત્હેમની તરફના વર્તનમાં ઘણીજ સંભાળ રાખી તેનામાં ઉચ્ચાશયી અંકુરો રોપવા જોઇયે. જે દેશોમાં સ્ત્રી ત્યાં બાળકો કુટુંબના વડીલના સંપૂર્ણ કાબુ તળે હોય, ત્હેનો વિચારી કે અવિચારી ગમે તેવો હુકમ માનવાને બંધાયલા ગણાતા હોય, તે દેશો, ઉપરના બે સિદ્ધાંતો ઉપરથી સ્તબ્ધ થઇ જાય ત્હેમાં શી નવાઈ ?

આ સિદ્ધાંતો બાંધવામાં જાપાનને મૂખ્ય સહાનુભૂતિ પાશ્ચિમાત્ય સુધારાની મળી. જ્હારથી જાપાનમાં યુરોપી પ્રજાનો સુધારો દાખલ થવા માંડયો

**પાશ્ચિમાત્ય સુધારાની સ્હાય**

ત્હારથી ત્હાં આગળ સ્ત્રીની ઉન્નતિનો માર્ગ ઘણો સરળ થઇ ગયો જેમ વસંત ઋતુમાં સૂર્ય ધરતીને ઢીલી કરી બીને બ્હાર આવવાનો અવકાશ આપે છે, તેવીજ રીતે પાશ્ચિમાત્ય સુધારાએ કેટલાએક કૃત્રિમ અને સખ્ત સાંસારીક બંધનો તોડી નાંખી જાપાનની સ્ત્રીઓને પોતાની શક્તિ ખીલવવાનું સુગમ કરી આપ્યું છે

જાપાનના ગંભીર મનુષ્યોને વિચાર કરતાં માલુમ પડયું કે યુરોપ તરફના ઉપયોગી અને આજી નાખે હેવા સુધારાનો મુખ્ય આધાર કેળવણી ઉપર

**સુધારાનો પાયો કેળવણી છે**

રહેલો છે આમ લાગવાથી ત્હેમણે પોતાના કેળવણીખાતાનું બંધારણ ત્હાના જેવું કરવાનો નિશ્ચય કર્યો, અને તરતજ તે અમલમાં મૂકવા માંડયો, અને જ્હારે ત્હેમણે તેમ કરવા માંડયું ત્હારે સ્ત્રી

**સ્ત્રીકેળવણીનો પાયો**

કેળવણીની ગોઠવણ કરવાનું ત્હેમને ઘણુંજ અગત્યનું લાગ્યું આ પ્હેલાં ત્હાના લોકોએ એ વિષયપર બિલકુલ ધ્યાન આપ્યું ન્હોતું. આ વખતથી ત્હેમણે છોકરાઓની સાથે છોકરીયોને પણ પ્રાથમિક કેળવણી આપવાની ગોઠવણ કરી. પરંતુ થોડાજ વખતમાં છોકરીયોને લાભકર્તા થઇ પડે તેવી

**ત્હેનું આગળ વધવું**

કેળવણી આપવાને માટે ત્હેમને વાસ્તે ત્હાં ખાસ જુદી નિશાળો ઉઘાડવામાં આવી. આ પ્રાથમિક નિશાળોની ગોઠવણ થયા પછી સ્ત્રીઓને માટે ત્હાં જુદી જુદી હાઇસ્કુલો પણ ઉઘાડી વળી ત્હાંની સરકારે પણ લોકોના આ પગલાને ઉત્તેજન આપ્યું, અને છ વર્ષથી તે બાર વર્ષની ઉમ્મર સુધીની છોકરીયોને ફરજીયાત કેળવણી આપવાનો કાયદો ઘડયો આ ઉપરાંત કેટલીએક છોકરીયોને કેળવણી લેવા માટે ખાસ અમેરિકા મોકલવામાં આવી આ સ્ત્રીઓમાંની એક પાછી આવ્યા પછી એડમીરલ ઉરીયુ સાથે પરણી, જ્હારે બિજી માર્ક્વીસ ઓયામાને પરણી. આ રીતે ૧૮૯૧ ની સાલ સુધી તો બધુ ઉત્સાહ પૂર્વક

**સ્ત્રી કેળવણીને સખ્ત ફટકો**

ચાલ્યું પરંતુ કેળવણીને પરિણામે છોકરીયોમાં સ્વતંત્રતાનો ભાવ ઉદ્ભવ થયો, આ ત્હેમના જુના વિચારના માબાપોને ગમ્યું નહિ તેથી કરીને દરેક કુટુંબમાં કલહના બીજ રોપાયા, અને ત્હેમાં સર્વથા વાંક કેળવણીનોજ નિકળ્યો ત્હાંના જુના વિચારના લોકોને એમ લાગ્યું કે કેળવણી છોકરીયોને રોગી અને કપટી બનાવે છે, અને સ્ત્રીપણાના તેમના પવિત્ર વિચારોનો નાશ કરે છે, હાને પરિણામે થોડાક સમયને માટે સ્ત્રીકેળવણીને એક ફટકો પડયો, જહેને લીધે ત્હેનું થોડા વખત સુધી આગળ વધવું બંધ રહ્યું તે વખતના લોકોએ એમ ધારવા માંડયું

કે સ્ત્રીકેળવણીનો હેતુ ત્હેમને ફકત સારી માતાઓ અને સ્હમજુ પત્નિઓ બનાવવાનોજ હોવો જોઇયે અને ત્હેમને બિજી કોઇ પણ પ્રકારની કેલવણી આપવા સ્હામે ત્હેમણે સખ્ત અણગમો બતાવવા માંડ્યો

જાપાનના તે વખતના લોકોની માફક આપણે અહિ પણ કેટલાએક હજુ એમ ધારે છે કે સ્ત્રીઓને ઘરધંધા શિવાય બિજી કોઇ પણ જાતની કેલવણીની બિલકુલ જરૂર નથી પરંતુ આવા વિચારો જાપાનમાં લાંબા વખત સુધી ટકયા નહિ કેટલાએક મહાન મનુષ્યોને લાગ્યુ કે સ્ત્રીઓ જે દેશોન્નતિનુ મુખ્ય સાધન છે ત્હેમને એથી ઘણોજ અન્યાય થાય છે. એ પુરૂષોમા પ્રો. જીન્ઝો નારૂસ ( Prof. ginzo Naruse ) આપણુ ખાસ ધ્યાન ખેંચે છે આ પરોપકારી મહાત્માએ પોતાનુ સમગ્ર જીવન સ્ત્રી કેલવણીની બાબતમાંજ ગાળવાનો નિશ્ચય કર્યો, અને તે બાબતનો ખાસ અભ્યાસ કરવા અમેરિકા ગયા ત્હા ત્રણ વર્ષ રહ્યા, તે દરમિયાન ત્હેમણે ઉત્તર અમેરિકામા આવેલી સ્ત્રીઓ માટેની દરેકે દરેક સંસ્થાની મુલાકાત લીધી, પછી જાપાનમા પાછા જઇ પોતાના અભ્યાસ અને અનુભવને આધારે " સ્ત્રી કેલવણી " નામનુ પુસ્તક પ્રસિદ્ધ કરી તે સંબંધી પોતાના વિચાર દર્શાવ્યા આ પુસ્તક ઘણુજ સરસ સમયે બ્હાર પડયુ ત્હેની સીધી અસર તો એ થઇ કે જાપાનમા ઠેર ઠેર સ્ત્રીઓને માટે સુધરેલી ઢબની હાઇસ્કુલો નિકળવા માંડી આ સમય પછી સ્ત્રી વિદ્યાર્થીની સંખ્યામા પણ ઝપાટાબંધ વધારો થયો વળી તે સમયથી સ્ત્રીઓ માટે સંખ્યાબંધ ચોપડીયો તથા, ચોપાનીયા પણ નિકળવા માંડયા. પરંતુ પ્રો.

પ્રો૦ નારૂસ.

નારૂસ ફકત ચોપડી લખીનેજ અટકયા નહિ તેઓએ ઘણો વખત વિચાર કરી સ્ત્રીઓને માટેજ ખાસ એક યુનિવ્હરસિટી સ્થાપવાની યોજના ઘડી કહાડી, અને તે બાબતમા બિજા વિદ્વાનોની સલાહ લીધી એ બધા ત્હેમની સાથે એકમત થયા અને ત્હેમા મદદ કરવા વચન આપ્યુ હાને પરિણામે સમગ્ર પૂર્વ તરફના દેશોમા આગળ કદી પણ નહિ સ્થપાયલી હેવી સંસ્થા જાપાનમા ૧૯૦૧ ના એપ્રીલ માસની વીસમી તારીખે સ્થપાઈ

ત્હેની ખાસ સ્ત્રીઓ માટે યુનિવ્હરસિટી

આ સંસ્થાના કામના મુખ્ય ત્રણ વિભાગ કરવામા આવ્યા છે. એક તો ગૃહવ્યવસ્થા, બિજો જાપાની સાહિત્ય, અને ત્રીજો ઇંગ્રેજી સાહિત્યનો, પ્રથમ વર્ષમાજ આ ત્રણે વિભાગોમા થઇ ત્હા ૨૫૦) છોકરીયો દાખલ થઈ અને તે ઉપરાંત આ સંસ્થામા દાખલ થનારને મેળવવાનું એક ખાતુ હતું, ત્હેમા ૩૦૦) છોકરીયો આવી આ રીતે પ્હેલાજ વર્ષમા ત્હા ૫૫૦) છોકરીયો થઈ બિજે વર્ષે આ સંખ્યા ૮૦૦) ની થઈ અને ત્રીજે વર્ષ તો ૧૦૦૦) ની થઇ ગઈ આ બાબતજ ત્હાના લોકો પોતાની છોકરીયોને કેળવવાને કેટલા આતુર છે ત્હેનો પ્રત્યક્ષજ પુરાવો છે.

વળી આ દરમિયાન જાપાનની પ્રાથમિક શાળાઓમાં પણ છોકરીયોની સંખ્યા વધતી જ ચાલતી હતી, ત્હા આગળ પ્રાથમિક કેલવણીના બે વિભાગ કરેલા છે એક તે સામાન્ય પ્રાથમિક કેલવણી અને બીજી ઉંચી તરેહની પ્રાથમિક કેલવણી દાખલ

જાતની કેળવણી પૂરી કરનાર છોકરીઓની સંખ્યા ૧૯૦૧ ની સાલમાં ૬૧૧૪૨૨ ની હતી, ત્યારે બિજી તરેહની કેળવણી પૂરી કરનારની સંખ્યા તેજ સાલમાં ૨૩૪૭૯૨ જેટલી હતી

**મીસ સુડા અને તેની શાળા.**

વળી આ સમય પછી તરત જ એક બિજી સંસ્થાએ બધી પ્રજાનું ધ્યાન ખેંચ્યું આ સંસ્થા તે ટોકીયોમાં સ્થપાયલી "ઇંગ્રેજી સાહિત્યની સ્ત્રીઓ માટેની નિશાળ" હતી હેનાં સ્થાપક મીસ સુડા (Miss Tsuda) કરીને એક વિદુષી બાઇ છે આ બાઇ પોતે અમેરિકાની એક જાણીતી કૉલેજની ગ્રેજ્યુએટ છે તે ઉપરાંત તેઓ યુરોપના સાહિત્યનું પણ ઘણું બ્હોળુ જ્ઞાન ધરાવે છે, હેમનો એક મુખ્ય ગુણ એ છે કે જે કામ હાથમાં લેવું હેને સંપૂર્ણ કરવું ઉપરની શાળાનો મુખ્ય

**હેનો ઉદ્દેશ**

ઉદ્દેશ જાપાની સ્ત્રીઓની શકિતઓ ખીલવી, હેમને યુરોપ તરફના સુધારાનું જ્ઞાન આપી, હેમાંથી જે ઉત્તમ હોય હેને અનુસરવાને શીખવવાનો છે પરંતુ પાશ્ચિમાત્ય સુધારાનું જ્ઞાન આપતી વખતે મુખ્ય વાત ધ્યાનમાં રાખવામાં આવે છે તે એ છે કે હેમને પોતાના વડીલો તરફથી વારસામાં મળેલા કેગના એક સદ્‌ગુણો તેઓ ગુમાવી દે નહિ તથા હેમના મનમાંથી પોતાની ભૂમિ માટેનું અભિમાન લેશ પણ ઘટે નહિ હેમને ત્યાં સ્વાશ્રયી બનતા શીખવવામાં આવે છે હેમનામાં સ્વમાનના અંકુરો રોપવામાં આવે છે પરંતુ આ સઘળુ શીખવવાનો ઉદ્દેશ હેમને કુવારી જીંદગી ગાળી સ્વતંત્રતાથી રહેવાને ઉત્તેજન આપવાનો નથી, પણ હેમને ત્હાના પુરૂષોના બરોબરીયા કરી હેમની સાથે વધારે સ્નેહ બાંધી, હેમને વધારે ઉપયોગના થઇ પડે તેવા કરવાનો છે

**હેનું ટુંક વર્ણન**

જાપાનની પ્રાથમિક નિશાળોમાં પાસ થયેલી છોકરીઓને આ શાળામાં દાખલ કરવામાં આવે છે આ શાળાના બે વિભાગ છે, પ્હેલા વિભાગમાં બે વર્ષ ગાળવા પડે છે, અને ત્યાં દરેક વર્ષની ફી રૂ ૩૬ છે, બીજા વિભાગમાં ત્રણ વર્ષ ગાળવા પડે છે, અને ત્યાંની ફી વર્ષે દહાડે રૂ ૪૫ છે આ નિશાળમાં ૧૫૦ છોકરીઓ નિયમિત અભ્યાસ કરે છે હાંમાની ૩૦ તો શાળાના મકાનમાં જ રહે છે મીસ સુડા જેઓ આ શાળાના મુખ્ય શિક્ષક પણ છે તેઓ પણ શાળાના મકાનમાં જ રહે છે અને ત્હાં રહેતી છોકરીઓ ઉપર દેખરેખ રાખે છે.

**શીખવવાની રીત**

આ શાળામાં પરદેશી ભાષાઓ (Berlı) નામે ઓળખાતી રીતે શીખવવામાં આવે છે આ રીતિનો મુખ્ય ઉદ્દેશ પરભાષા શીખનારાઓને તેઓ જે દેશની ભાષા શીખતા હોય તેજ દેશના મૂળવતની તરફથી હેનું જ્ઞાન અપાવવાનો છે હાવી રીતથી તે ભાષાઓ શિખનારાઓને ત્હાના દેશમાં મુસાફરી કરીને શીખ્યા હોય એટલો લાભ થાય છે.

જાપાનીઓનું ધારવુ એમ છે—અને તે તદ્દન ખરૂં જ છે—કે કેળવણી લીધા પછી

૩

એ અગ્નિકુંડ કુલનો સખિ ! જેહ સ્થાપ્યો,
ત્હાં તો તપ્યાં તપ બહુ, બહુ યોગ સાધ્યો.
કીધી પ્રસન્ન પ્રભુતા, કીધી અગ્નિચર્યા,
ને ગાઈ હું ખસુખનીય અનેક વાતો.

૪

વર્ષે વર્ષે કથા એક માંડી આજ સુધી, સખિ !
એમ અષ્ટાદશાધ્યાયી ગીતા જીવનની લખી.

૫

જેવાં મહાસાગર લોઢ માંહી
ઘૂમે છબીલાં કંઈ છીપલાંઓ.
બ્રહ્માંડના લોઢ પ્રચંડ ગાજે
ત્હેમાં ઘૂમે માનવ બાલ ત્હેવાં.

૬

ઘૂમવાનું હવે ! એવું ઘુમ્યાં, ને ઘૂમશું હજી
ઇચ્છાએ કે અનિચ્છાએ વાધ્યા સંકલ્પના સજી.

૭

મલીન કે સ્વચ્છ સ્વરૂપ ધારી
ગંગા તણાં નીર વહે સદાય.
મલીનને સ્વચ્છ પ્રકાશી રંગો
આયુષ્ય ગંગા વહી તેમ જાય.

૮

ડુલે એ નીરમાં, વ્હાલી ! આપણું ન્હાનું નાવડું,
ધરો સુકાન, તરાવી લો પૂર સંસારનું વડું.

૯

આકાશનો ઉદધિ ઉતરતો અગાધ
પીયૂષનું પરમ હાસ્ય હસે છ ચન્દ્રી.
એવું સખિ ! અમૃતના અભિષેક જેવું
કો હાસ્ય હેતનું સદા હસજો અગાધ.

૧૦

ઉગે ને આથમે વર્ષો આઠને ભરતી ભર્યાં.
સ્નેહથી સંચર્યાં સાથે દેવિ ! તે દમ્પતી તર્યાં.

# બુકરટીવોશીંગ્ટન.

ગુલામગીરીની અધમ અને નિરાશાજનક દશામાંથી નીકળી બુકરટીવોશીંગ્ટન અથાગ ઉદ્યોગ અને અડગ ધૈર્યના બળે બીધી લોકોમાં એક માહાપુરૂષ થઇ પડયો છે અને એણે પોતાની જાતના લાખ્ખો લોકોને સુધારી ઉન્નત કરવામાં પ્રાણતોડ મહેનત કરી છે દુનિયાની બીજી બધી પ્રજાઓ કરતા ઉતરતી ગણવામાં આવતી હબશી લોકોની જાતિમાં ઉપન્ન થઇ અનેક તરેહના પ્રતિકૂળ સંજોગો છતાં એવીગનરે થોડા જ વર્ષમાં એકને હાથે જે અદ્ભુત કાર્ય બન્યું છે તે જોઇને છક્ક થઈ જવાય છે.

એનો જન્મ અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં આવેલા વરજીનીઆના ખેતરમાં થયો હતો એનો બાપ કોણ તથા કિયા વર્ષમાં જન્મ તેની એને ખબર નથી બાપના સબંધમાં ન્હોરો થયા પછી ગેને વાતમાં ને વાતમાં કોઇએ એમ કહેલું કે પાસેના ખેતરમાં રેહેનાર એક સાહેબ ત્હારો બાપ થાય એની મા રૂષ્ટ પુષ્ટ શરીરવાળી એક સીધણ હતી ન્હાનપણનો ઘણો કાળ લાકડાના કકડા ગોઠવીને બનાવેલી એક ઝુંપડીમાં એમને રેહેવાનું હતું. ખેતરના મજૂરોને માટે રાધી આપવાનું એ રસોડુ હતું, અને એ માજ એ, એની મા, એક મ્હોરો ઓરમન ભાઈ અને એની બ્હેન એટલાને રેહેવાનું હતું. રાતે એ બધા ઓરડીની ગંદી ભોય ઉપર મેલા લુગડાના કુચા પાથરી એના ઉપર સૂઈ રેહેતા એ બિચારો આખી જીંદગીમાં ન્મત એ શું એ તો રવિવાર જાણ્યાના સરખો પામ્યો નથી જરાક સમજણો થયો ત્યારથી એને કામમાં જોડયો હતો પુંજો વાળવાનું, પાણી ભરવાનું, મજૂરોને ભાત આપી આવવાનું અને દયણું દળાવી આપવાનું કામ છેક ન્હાનો હતો ત્યારથી એ કરતો મા ઘડીવાર કામમાંથી પરવારતી નહીં એટલે છોકરાની આસનાવાસના એ પુરી કરી શકતી નહિ તેમ નિશાળ કે ભણવાનું પણ બુકરના નશીબ સુધી ન્હોતું

ગુલામગીરીમાંથી મુક્ત થયા પછી એ લોકો ત્યાંથી ખશીને બીજે ગામ ગયા, એ ગામમાં મીઠાની ખાણ હતી તે ઉપર એના ઓરમન બાપે નોકરી લઇ લીધી ત્યાં પણ બુકર છેક ચાર વાગ્યાનો ઉઠીને કામપર ચ્હડી જતો મીઠું ભરવાના પીપ ઉપર નંબર પાડવામાં આવતા તેમાં એના બાપવાળી પીપોનો નંબર '૧૮' હતો એ આંકડા એ ઓળખતા ને નખતા સપાગળધ શીખી ગયો અહિંથી એના ભણતરની શરૂઆત થઇ એમ કહી શકાય થોડા દિવસ પછી એની મા કઇકથી મૂળાક્ષર અને જોડણીની ચોપડી લઇ આવી પણ એની જાતનું કોઈ માણસ ભણેલું ત્યાં હતું નહી, અને ગોરા લોકો ની મદદ માગતા બ્હીક લાગી, તેથી એ પોતાની મેળે માહા મુશ્કેલીએ કંઇક એમાંથી શીખ્યો એની મા એની ભણવાની હોંશ જોઇને બહુ રાજી થતી, ને વારવાર હિમ્મત આપતી, પણ જાતે અભણ એટલે એને કાંઇ જાતની મદદ કરી શકતી નહીં એવામાં ત્યાં કાઇ શીધીનો છોકરો ભણેલો આવી ચ્હડયો એની પાસેથી આખા મોહોલ્લાના માણસોએ ભણવાની ગોઠવણ કરી એને ખવરાવવાના વારા બાંધ્યા અને કંઈક પગાર જેવું પણ ઉઘરાણું કરીને એકઠું કરી આપ્યું પરન્તુ આની પાસે ભણવાનો બુકરને

વખત મળતો નહીં. એ કંઇ જે પૈસા લાવે એવો થયો હતો, એટલે એને ભણાવવામાં ખોટી કરે તો એટલા પૈસા ગરીબ ઘરમાં ઓછા થાય તે ફાવે એવું ન્હોતું. આથી બુકરે રાત્રે ભણવાનું ઠરાવ્યું, અને બધા દાહાડે ભણતા તેનાથીએ રાત્રે એ વધારે ભણવા લાગ્યો થોડા દિવસ પછી એને દાહાડે પણ થોડેક વખત ભણવા મોકલવાનું ઠર્યું બુકરટી વૉશીંગ્ટને **"ગુલામગીરીથી ઉચે"** (up from slavery) એ નામના પુસ્તકમાં પોતાનું જીવન ચરિત્ર લખ્યુ છે, તેમા એ કહે છે કે "ભઠ્ઠીથી ૯ વાગે છુટુ ને નિશાળે જઉં તે પેહેલાં ત્યાં તો પણ લેસન ચાલી જતું. આથી મ્હેં વિચાર કર્યો કે ૯ થી થોડાક વ્હેલા છુટાય તો નિશાળમાં વખતસર પહોચાય એમ ધારીને ભઠ્ઠી ઉપરની ઘડીઆળ એક દિવસ મ્હેં છાનીમાની અરધો કલાક ફેરવી દીધી. આ વાત ઘણાને ગમતી ના આવે એ હું સમજું છુ, પણ જે વાત ખરી બનેલી છે, તે મ્હારે ક્હેવી જોઈએ, આ રીતે હું ફાવ્યો ને નિશાળે વખતસર પોહોચવા લાગ્યો એથી દરરોજ સ્હવારમા ઘડીઆળને ફેરવી દેતો, ને નિશાળે વ્હેલો પોહોચતો, પણ આ હુશીઆરી ઝાઝા દાહાડા ચાલી નહિ. ભઠ્ઠીના ઉપરીના સમજવામા એ વાત કંઈક આવી જવાથી થોડા દિવસ પછી ઘડીઆળના તાકાને એણે તાળુ મારી લીધુ."

પણ આવો છોકરો ભણ્યા વગર રેહેજ નહીં એ ખુલ્લુ છે થોડા દિવસ પછી એક સારી નિશાળે એણે બરાબર અભ્યાસ કરવા માટે જવાની ઇચ્છા કરી પણ એવી નિશાળ ૫૦૦ માઇલ દૂર હતી. ત્યા પોહોચવા જેટલા પાસે પૈસા મળે નહીં પણ એ તો ઘેરથી નીકળ્યો. ઘણો ભાગ ચાલતો ગયો. ને રસ્તે ભીખ માગીને પેટ ભરવા ધાર્યું, પણ એ લખે છે કે "રસ્તામા થાક અને ભુખથી હુ તો છેકજ લેવાઇ ગયો રાત પડી ગઇ છેવટે રસ્તે એક શેહેર આવ્યું એના મ્હોટા લાકડાના 'ફુટપાથ' ઉપર લુગડાનું ઓશીકુ કરીને સુઇ ગયો. આખી રાત મ્હારા માથા ઉપરથીજ જાણે ગાડી ઘોડા ચાલ્યા જતા હોય એવું મ્હને લાગ્યા કર્યું. આવી રીતે પણ ઉંઘ લસલસાટ આવેલી તેથી સ્હવારમા થાક ઉતર્યાથી કંઇક જાગૃત તો થયો, પણ કેટલાએ દહાડાથી પેટ ભરીને ખાધુ ન્હોતું તેથી ભુખ તો કકડીને લાગી મ્હેરોડીઆના ઝાઝા અજાણે સૂતો સૂતો હુ ચારે તરફ જોવા લાગ્યો, તો પાસેજ વ્હાણમાથી સામાન ઉતારવાને ચારૂ મજૂરો કામે લાગેલા દીઠા. મ્હેં પણ મજૂરી ઠરાવીને સામાન ઉતારવા માંડયો. એમા તે આખો દાહાડો મજૂરી મળી ને બીજા પણ કેટલાક દિવસ નીકળી ગયા. મજૂરીના પૈસા મળ્યા એમાથી ખાતા પીતાં કંઇક બચ્યુ એટલુ સાથે લઇને જે ગામમા નિશાળ હતી ત્યા આખરે પોહોચ્યો."

નિશાળ આગળ ગયો તે વખતે એના લુગડાં મેલાં ને શરીર ગંદુ થઇ ગયેલું હતું. એ નિશાળની ઉપરી એક બાઇ હતી, એની પાસે એ તરત ને તરત એવેજ વેશે મળવા ગયો ને સ્કુલમાં દાખલ થવાને માટે રજા માગી. બાઇએ કહ્યું કે જોને ખંડમા કચરો પડયો છે તે વાળી નાખ જોઇએ. બુકર સમજ્યો કે ભવિષ્ય સુધારવાનો આખરે ખરો લાગ મળ્યો છે. એમ માની ઝાડુ લઇને આખો ખંડ ૩ વાર ઝુડીને સ્વચ્છ કરી દીધો; ટેબલ ખુરસી બધુ ખસેડીને સાફ કર્યું, ને ઉપર લુગડાનો કકડો લઇને પાછુ બધુ ૪ વાર ઘસી ઘસીને લોહી નાખ્યું એટલામા બાઇ આવીને જુવે છે તો બધુ સફાઇબંધ દીઠું. પોતે ગજવામાથી એક રેશમી રૂમાલ કાહાડયો ને કેટલેક ઠેકાણે ટેબલ, ખુરસી,

ભીંતો વિગેરે એ રૂમાલવતી લોહી જોયાં ખુણા વચાળાં તપાસ્યાં, પણ સ્હેજ પણ કચરો કોઇ જગાએ માલુમ પડયો નહીં. એ આંથી ધણી ખુશી થઇ ને બાળક છોકરો આવી નવાઇની પણ આંકરી પ્રવેશક પરીક્ષા સ્હેજમાં પાસ કરી શકયો એટલે એને સ્કુલમાં દાખલ કર્યો.

એ નિશાળમાં એકવાર દાખલ થયા પછી ફીની કે ખાધાપીધાની હરકત પડે એવું ન્હોતું. નિશાળ તરફથીજ કેળવણી આપવાની સાથે સાથે કંઇ ન્હાનાં ન્હાના કામ એવાં આપવામા આવતા કે એમાથી વિદ્યાર્થીઓને ખરચ જેટલા પૈસા મળી રહેતા. ૩ વર્ષમા, ત્યાં ભણવાનુ હતુ એટલુ એ ભણી રહયો. ને ઘણા દિવસથી માને મળવા જવાનું મન થયા કરતુ હતુ તે પાસ થયા પછી પેહેલો ત્યાં ગયો. ગામના લોકોએ એની પાસે ગીધી લોકોનાં બીજા છોકરાને ભણાવવાનો નિશાળ કહડાવરાવી. પણ હજી વધારે ભણવાની એને ઇચ્છા હતી. એટલે થોડાજ વખતમા એ યુનાઇટેડ સ્ટેટસની રાજધાની વોશીંગ્ટન આગળ અભ્યાસ કરવા લાગ્યો. ત્યા થોડોક વખત રહયો, પણ એટલામાં એની મૂળ નિશાળ જ્યા એ પાસ થયો હતો એ 'હેમ્પટન ઇન્સ્ટીટયુટ' ના કારોબારીઓએ એને પાસ થયેલા વિદ્યાર્થીઓ તરફનું એક ભાષણ આપવા બોલાવ્યો. ત્યાં એણે "કયુ બળ વિજય પામે છે" એ વિષય ઉપર એક ભાષણ આપ્યું. એ પછી ત્યાજ એને આગળ ભણવાની યોજના એજ સંસ્થા તરફથી કરી આપવામા આવી; અને સાથે સાથે માસ્તરની જગા પણ ત્યાજ મળી એ વર્ષ પછી ટસ્કેજી નામના ગામડામાં એક નિશાળ કાહાડવાની માગણી "હેમ્પટન કોલેજ" ના વ્યવસ્થાપકો ઉપર આવી તે કામ બુકરને સોંપવામાં આવ્યું. તે બુકરે બહુ ખુશીથી સ્વીકાર્યુ, પણ ત્યાં જઇને જુવે છે તો નિશાળ કે વિદ્યાર્થીઓ કશુ તૈયાર ન્હોતું, બધુ એને જાતે ઉભુ કરવાનુ હતુ. અલ્બામાના રાજ તરફથી વર્ષે રૂ. ૬૦૦૦ રોકડા મળવાના હતા, પણ એટલામાથી એનો પગાર તથા સ્કુલનુ બીજુ બધુ ખર્ચ ચલાવવાનું હતુ.

આમ હોવાથી તે હિમ્મત હારી ગયો નહીં. થોડાક મહિના તો એણે આસપાસનાં ગામોમાં ફરી ગીધી, લોકોની સ્થિતિની તપાસ કરવામા ગાળ્યા, એમાં એને જણાયુ કે "ગુલામગીરીમાથી છુટીને પાછા વૈતરા એનાં એ રહ્યા", એ વિચારથી આ લોકો કંટાળ્યા છે. છુટા થયા પછી એ લોકોએ મજુરીમાથી છુટીશુ એમ ધાર્યું હતુ તે થયુ નથી. બધામાં ભણવાની ઉત્કંઠા તો સજ્જડ થયેલી છે, પણ એમને ઘર કેમ ચલાવવા અથવા ખેતી વિગેરે ઉદ્યોગો કેમ ખીલવવા તે કશુ આવડતુ નથી. આ બધી 'જાતે કરેલી તપાસ' ઉપરથી એને કેવી શાળા સ્થાપવી એનો બરાબર ખ્યાલ આવ્યો. 'મ્હારા સંબંધમાં જે જે કોઇ આવશે તેને પ્રથમ તો મ્હારે કોઇપણ જાતની મેહેનતમાં ન્હાનમ નથી એ વાત શીખવાડવી પડશે.'

(અપૂર્ણ)

# *આર્યાવર્તની જ્ઞાતિઓ, અને પ્રજાકીય બંધારણ.

જે સમયમાં બુદ્ધદેવ લોકોને ઉપદેશ કરતા હતા, તે વખતે હિંદમા રેલ્વે નહોતી, વીજળીક તારો નહોતા, છાપખાના નહોતા, ત્યારે શાથી અને એમ કેમ બન્યું મુગ બને બહુજ થોડા સમયમાં બૌદ્ધ મત, જગતના દનની પેઠે હીંદુસ્થાનની ચોતરફ પ્રસરી ગયો ? આ પ્રશ્નના પ્રત્યુત્તરની અત્રે સૂચના કરવામાં આવી છે બુદ્ધદેવ ખરા અંતઃકરણના અને પ્રમાણિક હતા, અને પોતાના મત માટે હૃદયબળ ધરાવતા હતા જગતમા ભાગ્યેજ જાણવામા આવે એવા તે મહાન્ ત્યાગી હતા જે વિષયનો તેઓ ઉપદેશ કરતા તે પોતે આચરણમા મુકતાં તેમણે બ્રાહ્મણ મતનો ખુબ નિષેધ કીધો—તે વખતનો બ્રાહ્મણમત જે, ઘાતકી યજ્ઞો અને નિરપરાધી અને મૂગા પ્રાણિઓને રીબાવવામા અને જ્ઞાતિને નામે ઓળખાતા કૃત્રિમ ભેદ ભાવોના સેવનમા લાગેલો હતો ગરીબ લોકોને અને હિંદુ સમાજમાથી બહિષ્કાર પામેલાઓને તેમણે મનુષ્ય પ્રેમ અને ભ્રાતૃભાવના શાસ્ત્રનો ઉપદેશ કર્યા, અને પોતે ઉપદેશ કરતા તે આચરણમા મૂકવાની અને બહિષ્કાર પામેલાઓના હક્કો માન્ય રાખવાની તેમનામા માનસિક દૃઢતા હોવાને લીધે પોતાના મતપ્રચારમાં તેઓ વિજયી થયા જેઓ અંધકારમા હતા તેઓએ બુદ્ધદેવમા એક ઝળહળતી જ્યોતિ દીઠી તેઓને દાબી નાખવામા આવેલા હતા અને ચગદી નાખવામા આવેલા હતા તેઓએ બુદ્ધદેવને પોતાનો છુટકારો કરનાર અને ઉદ્ધારક તરીકે ઓળખ્યા એમ થવાથી તેઓ તેમના ઝુંડાની પાછળ પાછળ ચાલ્યા ગયા

બુદ્ધદેવના વ્યક્તિ વિશિષ્ટ આકર્ષણને બાજુએ મૂકતા જનસમૂહને પોતાના મતનો ઉપદેશ કરવામા જે રીતિ એમણે ધારી હતી તે નિઃશંક હતી તેમના વખતનો બ્રાહ્મણમત તે શિક્ષિત વર્ગોનો ધર્મ હતો, અને અભણ જનસમુદાય તે કશા લેખામા ગણાતો નહીં બુદ્ધદેવના સમય પહેલા અભણ વર્ગોનો ઉદ્ધાર કરવાને અને શિક્ષણ આપવા માટે કશો યત્ન કરવામા આવ્યો નહોતો, કારણ કે બુદ્ધદેવની પૂર્વના સમયની સામાજીક નીતિમાં અભણ જન સમુદાયની કશી ગણત્રીજ નહોતી તેઓને કદાપી ધાર્મીક શિક્ષણ મળતું નહીં, કારણ હિંદુઓની ધાર્મીક વિદ્યા સંસ્કૃત ભાષામા બંધ પડેલી હતી જે દ્વિજાતિ સિવાય બીજા કોઈને પણ શીખવા દેવામા આવતી નહોતી અને એ નિયમ કેવા આગ્રહ સાથે પાળવામાં આવતો હતો તે રામાયણમાની એક બીના ઉપરથી સમજાશે, જેમાં દયાળુ અને સત્યપૂર્ણ રામચંદ્રને, ચોક્કસ ધાર્મિક ક્રિયાઓ જે તે વખત લોકોના વિચાર પ્રમાણે દ્વિજાતિ સિવાય બીજાને કરવાનો અધિકાર નહોતો તે ક્રિયા કરવા સિવાય જેનો બીજો કશો અપરાધ નહોતો એવા, એક શૂદ્રનો પ્રાણ લેતા જણાવેલા છે.

વર્ણોના હકકાના આ દુરૂપયોગ સામે બુદ્ધદેવે વાંધો ઉઠાવ્યો અને દબાયેલા લોકોને મનુષ્યના હકકો બક્ષવાની તજવીજ કીધી એમાજ તેમના વિજયનો છુપો ભેદ સમાયેલો છે જનસમુદાયનું સમજવા માટે અને તેમને પોતાનો પ્રેમમત સમજાવવા માટે તેમણે તે લોકોને શાસ્ત્રીઓની ભાષામા—સંસ્કૃત ભાષામાં—ઉપદેશ કર્યો નહોતો પરંતુ સામાન્ય લોકોની ભાષા—જે તે વખતે પ્રાકૃત અથવા પાલીને નામે કહેવાતી હતી—તે પ્રાકૃત ભાષામા ઉપદેશ કીધો અને પોતે વિજય મેળવ્યો

---

* [illegible]

પ્રજા શબ્દ પાશ્ચિમાત્ય દેશોમાં જે અર્થમાં સમજવામાં આવે છે તે અર્થમાં એક પ્રજા તરીકેનો દેખાવ આર્યાવર્તે કદીબી દેખાડયો હોય તો તે જે વખતે આ દેશમાં બુદ્ધમત ઉચ્ચતમ કક્ષાએ હતો, તે વખતે દેખાડયો હતો. તે વખતે હિંદી પ્રજાના બંધારણની ફતેહમાં જે કારણો સહાયભૂત થયાં તેનું પ્રથક્કરણ કરીએ તો તે જ્ઞાતિ પદ્ધતિના જુલમનું ખંડન અને તેમજ દબાયલા વર્ગોના ઉદ્ધારના પ્રધાન કારણો આપણને જણાશે.

પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રનો એક એવો નિયમ છે કે જો આપણેજ એક પ્રવાહી ગોળો તપાવવો હોય તો એવી રીતે કે તે આખો તપી જાય, તો તેને મથાળેથી નહીં, પણ તળીએથી ગરમી લગાડીએ છઇએ. એક પ્રવાહી પદાર્થને અગ્નિનો પ્રયોગ લગાડવાથી જે બનાવ આપણી નજરે પડે છે તે પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રમા *કોન્વેક્શન Convection તરીકે જાણીતું છે. તપાવ્યાથી તળીઆની રજકણો મથાળે ચડે છે, અને મથાળેની નીચે તળીએ જાય છે. કોન્વેક્શનના લીધે રજકણોનો વિનિમય થાય છે જેથી આખો જથ્થો તપ્ત થાય છે. તેવીજ રીતે એક પ્રવૃત્તિ ફતેહમંદ ઉતારવા માટે પદાર્થ શાસ્ત્રના આ નિયમને અનુસરીને કામ લેવું જોઇએ. જેઓ સમાજના નીચલા પડમા રહેલા હોય તેમની પાસે પહોચવું જોઇએ, તેઓને કોન્વેક્શન દ્વારા સપાટી ઉપર લાવવા જોઇએ. જો એમ નહીં કરવામાં આવે, દબાયલા લોકોને ઉદ્ધારવામા નહીં આવે તો આર્યાવર્તમાં પ્રજા બંધારણનો સંભવજ નથી. જે માણસો વાતો કરવામાં સૌથી વધારે ગરબડ કરનારા છે તેઓ જો અંતઃકરણના ખરા હોય તો જે કંઈ બુદ્ધદેવે કર્યું હતું તે પ્રમાણે કરવું જોઇએ. પોતાના આરામ સુખ અને જીંદગીની અમીરી ઢબ છબનો ત્યાગ કરવો જોઇએ, અને બુદ્ધદેવની રીતિઓ ધારણ કરવી જોઇએ. બુદ્ધદેવ એક રાજપુત્ર જન્મ્યા હતા. પોતાના રાજપાટનો ત્યાગ કર્યાથી પોતાના દૈવી કામમાં વિજય મેળવી શકયા હતા. તેમણે દબાયલા લોકોને ઉચ્ચ સ્થિતિએ લાવી મુકયા. લોકો જે ભાષા સમજતા હતા તેજ ભાષામાં તેમણે ઉપદેશ કીધો, અને નહીં કે શાસ્ત્રીય સંસ્કૃતમાં.

જ્યાં સુધી દબાયલા વર્ગોને મનુષ્યના હક્કો આપવામાં આવે નહીં, અને તેઓને સપાટી ઉપર લાવવાની દરેક તજવીજ કરવામાં આવે નહીં ત્યા સુધી, આર્યાવર્તમાં પ્રજાકીય બંધારણ એક સંસિદ્ધ બનાવ કદીબી બનવા પામશે નહીં. જો એ કરવામાં નહી આવે તો કોઇબી દિશામાં કંઇબી પાકો સુધારો હિંદુસ્થાનમાં સંભવિત નથી—કોઇબી ગમે તેવો સુધારો લ્યો રાજકીય, સામાજીક અગર ધાર્મિક—લોકોને તેમની પોતાની ભાષા દ્વારા શિક્ષણ આપવાની જરૂરીઆત વિષે વિચાર કરવાની જરૂરીઆત નથી. આજ કાલ આપણા ઘણાખરા નેતાઓ અંગ્રેજીમાં બોલવા ઓળખવામાં કુશળતા મેળવવાની તજવીજ કર્યા કરે છે. પરંતુ ફક્ત અંગ્રેજીમાં લખવા અગર બોલવાથી પ્રજા બંધારણના કામમાં કાર્યસાધક ઝાઝુ નિવડશે નહીં. સામાન્ય જનસમુદાયને સમજાવવાને આપણી દેશી ભાષાઓ ખીલવવી જોઇએ છે. એમ નહીં કરીશું તો સામાન્ય જનસમુદાય ઉપર કંઇબી અસર કરી શકીશું નહીં; કે જે જનસમુદાય પ્રજાનો ખરો આધાર છે.

# મ્હારા દેશવટાની વાત

## ( લાલા લજપતરાય )

( અનુસંધાન ગયા માસના પૃષ્ટ ૧૬૧ થી )

પાંચ ગૃહસ્થોને પકડયા પછી, તરતજ લાહોર જઇ મારે જામીન ઉપર તેમને છો ડાવવા તેવા વિચારથી હુ લાહોર તરફ રવાના થયો લાહોર કોર્ટમા ઉપરના ગૃહસ્થોને જામીન ઉપર છોડવા મે અરજી આપી છતા એડવોકેટ જનરલ વિરૂદ્ધ પડવાથી જજ નિશ્ચય ઉપર આવી શકયા નહિ અને અરજીનો નિકાલ મુદતની રાખ્યો બે દીવસ પછી ડેપ્યુટી કમીશનર રાવલપીંડીથી કેટલાક કાગળીઆ સહીત આવ્યો જજને કાગળીઆ સુપ્રત કર્યા પછી અરજીનો નિકાલ એમ કરવામા આવ્યો કે જો જામીન ઉપર પકડેલા સખસોને છોડવામા આવે તો વધારે તોફાન થાય માટે તેમને મુક્ત કરવામા આવશે નહિ પંજાબની સ્થિતિ ઘણી બારીક થઈ હતી આ બનાવથી એમ જણાતુ હતુ કે સરકારે દબાણની રાજ્યનીતિને હાથ કરી છે પ્રજાના આગેવાનોને, પછી તેઓ રાજ્ય-નીતિ સબધે ગમે તેવા વિચારો ધરાવતા હો, તોપણ ત્રાસ આપવો તેવો સરકારનો નિશ્ચય જણાતો હતો. આવી સ્થિતિમા પ્રજા હિતનુ કામ કેવી રીતે ચાલુ રાખવુ તે સવાલ થઈ પડયો, આ વિષય ઉપર મારા દેશ બાંધવોને સલાહ અને ચેતવણી આપવા ધારૂ છુ જે નીચે પ્રમાણે છે —

સરકાર તરફથી ચોખ્ખી રીતે આપણું કામ બધ રાખવાને હુકમ ન મળે ત્યા સુધી, આપણે ઉપાડેલુ કાર્ય બહાદુરીથી અને નીર્ભયતાથી કર્યા કરવુ આપણાં મડળો બીનકાયદેસર છે અને તેથી પોલીસે જોર જુલમથી વીખેરી નાખવા, એવા હુકમ પોલીસને આપવા મેજીસ્ટ્રેટને તક મળે માટે સભાઓ ઉપર સભાઓ ભર્યાજ કરવી તેમ છતા યાદ રાખવુ કે રાજ્યદ્વારી હિલચાલને તોફાનથી દૂર રાખવી એટલે રાજ્યદ્વારી હિલચાલમા કોઇ રીતે તોફાન થવુ ન જોઇએ

હુ ખાત્રીથી કહુ છુ કે પંજાબમા થયેલુ તોફાન માત્ર સરકારના પોલીસ લોકોથી જગાડવામા આવ્યુ હતુ ખોટી ખોટી હકીકતો સરકારમા મોકલી આપી જેથી સરકારને દબાણ કરવાની જરૂર પડી આપણે બધ પડવાની જરૂર નથી મને ખાત્રી છે કે મારા પંજાબી ભાઇઓ આ પ્રસગે બહુ શાત રહેશે તટસ્થ અને મક્કમ રહી રાજ્યદ્વારી હક મેળવવા માટે પોતાના પ્રયત્નને કિંચિત્ પણ શિથિલ પડવા દેશે નહિ ઇંગ્રેજી કાયદા એટલા બધા વિશાળ છે કે તેમની હદમા રહી કાયદેસર ધીમુ પણ ચોક્કસ પુષ્કળ કામ આપણે કરી શકીયે એ સમજથી કાયદાની હદમા આપણે રહો અને તેવી રીતે રહેતા મેજીસ્ટ્રેટ ખોટા હુકમોથી ભલે આપણને કામ કરતાં હેરાન કરે આ દેશમાં રાજદ્વારી કામ જો બધ પડે તો જાણ માટેની બ્હીક કે ભયના માર્યા બધ પડવા દેશો નહિ. ભલે સરકાર હુકમ કાઢી આપણને બધ કરવા ફરમાવે; સરકારને ઉલટા આફતમા આવવુ પડશે, અને લોકોને બીજી યુક્તિઓ શોધી કાઢવા જરૂર પડશે અત્યાર

સુધી જે કામ કરવાને આપણે શક્તિમાન થયા છીએ તે કાયદાની હદમાં રહી ઉપરી અમલદારોથી નહીં ડરતા કરેલુ છે.

આ સમયે, સરકાર મારા ઉપર ત્રાપ મારવા ઇરાદો રાખે છે તેવી બાતમીઓ મારા મિત્રો તરફથી ઉપરા ઉપરી આવવા માંડી. કેટલાકે સલાહ આપી કે જોખમકારક કામમાંથી મારે થોડો વખત દૂર રહેવું, તો કેટલાએકે જણાવ્યું કે આ તોફાન શાંત થાય ત્યાંસુધી પરગામ જતા રહેવુ. પરંતુ મારો જવાબ તો એકજ હતો. "મેં કાંઈ ખોટું કામ કર્યું છે તેવુ હું જાણતો નથી, તેમ કર્યું છે તેવું લાગતુ નથી, તો કાયદેસર સરકાર મારી સામે કોઈપણ પગલાં ભરી શકેજ નહિ, તેથી હું કોઇ પણ રીતે ભયની દરકાર રાખતો નથી." હવે મારૂં ધ્યાન મારા પકડેલા મીત્રોને મદદ કરવા સંબંધી રોકાયું. હું રાવલપીંડી જવા ઇરાદો રાખતો હતો પરંતુ તે ગૃહસ્થોના સબંધીઓનું ધારવું મને એમ લાગ્યું કે હું રાવલપીંડી ગયો તેથીજ તેમના ઉપર આ આફત આવી પડી, તેથી ત્યાં જવાનું બંધ રાખ્યું. પકડાએલા ગૃહસ્થોને મેં દીલાસા પત્ર લખી મોકલ્યો. પછી વિચાર ઉદ્ભવ્યો કે પંજાબમા તેમ દેશમા બીજા સ્થળોએ પકડેલા ગૃહસ્થોને કેદ કરવા માટે અણગમો જાહેર કરવો; પરંતુ તે વિચાર માંડી વાળ્યો. આ સમયે પંજાબમાં મને પકડવા સંબંધી જ્યાંને ત્યાં અફવાઓ ચાલી રહી હતી. મને તેમાં કાંઈ સત્ય લાગવાથી મારો પત્ર વ્યવહાર ટુંકો કરવા માડ્યો, અને ભવિષ્યની આફતમાં મારા પિતા અડગપણે ટકી રહે તેવું તેમનું અંતઃકરણ તૈયાર કરવાનુ ધાર્યું. સદ્ભાગ્યે મારી સ્ત્રી, બે માસ ઉપર વિધવા થએલી મારી પુત્રી, અને મારો સુવાન નાનો પુત્ર લુધીઆનામાં મારા સાળાને ત્યાં ગયાં હતા. લાહોરમાં માત્ર મારો મોટો પુત્ર હતો. મારા કુટુંબનો મોટો ભાગ લાહોરથી બહાર ગામ હતો, તેથી પોલીસની ઝડતી વખતે કુટુંબમાં દયાજનક દેખાવ નજરે પડે છે તે બન્યા નહિ માત્ર મારી ચિંતા મારા પૂજ્ય પિતા માટે હતી. બચપણથીજ મારા પિતા તરફ ઘણોજ ભક્તિભાવ બતાવતો આવેલો તો તદ્અનુસારે મારા પિતાની મરજી વિરૂદ્ધ જઇ મારા પિતાની લાગણી દુભાવવી કે મારા દેશ પ્રત્યે મારી ફરજ બજાવવી અને ઉપજતી અડચણો વેઠવી તેનું નિરાકરણ કરવાનુ હતું. એક તરફ મારા પિતાએ બતાવેલી સખત લાગણી માટે મારૂં ધ્યાન દોરાતું. મારી તનદુરસ્તીની ચિંતામાં તો અકાળે તેમને પળીઆં આવ્યાં હતાં મારી જીવવાની આશા (માંદગીના સમયે) બીજા છોડી દેતા ત્યારે મારા પિતા એકલા આખી રાત મારી પથારી પાસે બેસી રહેતા, ખબર રાખતા ને તબીયત સુધારતા પ્રસંગોપાત ઐશ્વરી જ્ઞાનની વાતો કરતા, જેથી ધર્મ સંબંધી બી મારામાં રોપાયા હતાં.

સ્વભાવિક છે કે આવા માયાળુ દયાળુ હિતચિંતક પિતા વિષે મને પહેલી ફીકર થાય તો ભવિષ્યની આફત તેમના ઉપર અસર ન કરતાં વજ્ર પેઠે રહી શકે અને તેમના વૃદ્ધ શરીરને હાની ન કરે માટે મારે તેમને વિનંતી કરવાની હતી. તેથી મને પકડ્યો તેના બે દીવસ પહેલાં મારા પૂજ્ય પિતાને મેં નીચે પ્રમાણે કાગળ લખ્યો.

પૂજ્ય પિતાજી—

મને પકડવા સબંધી ઉપરા ઉપરી (બહોત ગરમ) અફવાઓ ચાલી રહી છે,

જો કે કેટલે સુધી ખરી છે તે હુ કહી શકતો નથી મારે આપને વિનતી કરવાની છે કે મારા ઉપર કોઈ પ્રકારની આફત આવે તો આપ જરા પણ દિલગીર ના થાશો–ગભરાતા ના, મને જરા પણ બ્હીક હોય તો તે માત્ર આપને માટેજ છે જો કદી મને પકડવામા આવે તો આપ ધીરજ રાખશો એવી હુ આજીજી કરુ છુ–મોટા પુરૂષોને દુખ પડયુ તો મારા ઉપર આવી પડે તેમા શી નવાઇ! ( મૈં કીસ ગીન્તીમે હોઉ ) મારા પુત્ર પ્યારેકીશનને અને ડહુબને તા ૧૩ મી પહેલા અત્રે આવવા ન દેશો

આપનો આજ્ઞાંકિત,

લજપતરાય.

મારા પિતાને ધીરજ આપવાની સાથે મારે કેટનીક કાયદાની બારીકીઓ તપાસવાની હતી સાભળવા પ્રમાણે ૧૮૧૮ ના રેગ્યુલેશન ૩ મુજબ મને દેશનિકાલ કરી પંજાબમાથી ખસેડવાનો હતો, તેથી તે મગાવી તમામ જોઇ ગયો મને બીલકુલ લાગ્યુ નહિ કે હુ તે લખાણ પ્રમાણે ગુન્હેગાર ઠરૂ આથી મે તો મારૂ કામ જારી રાખ્યુ પજાબની સ્થિતિ બાબે ઇગ્લાડમા રહેતા મારા મિત્રોને પત્રો લખ્યા હતા જેમા વીલીયમ વેન્ડરબર્નને પણ લખ્યો હતો તેમને પજાબની ચીનાબ–કેનલ–કોલોનીમાની માહીતિ જણાવી હતી તે ઉપરાત પજાબના ગભીર મામલા વિષે ઇશારો કર્યો હતો થોડા વખતે મારા મિત્રો જેમા દયાનદ કોલેજના પ્રીન્સીપાલ લાલા હુંસરાજ હતા તેઓ મને બહાર ફરવા જવા બોલાવવા આવ્યા મને બહુ આગ્રહ કર્યો તે વખતે પ્રેસમા મોકલવા ' પજાબની સ્થિતિ " વિષે લેખ લખતો હતો તેથી ના પાડી મારૂ કામ પરવારી રહ્યા પછી કોર્ટમા જવા મે લુગડા પહેર્યા, કોર્ટમા કામ માત્ર એટલુજ હતુ કે મારા એક અશીલે રૂ ૩૫૦) મને આપ્યા હતા તેવા કેસમા સારા વકીલથી મને આપ્યા હતા એવી સરતે કે ખપ પડે તો સારા વકીલની સલાહ તેના કેસમા લઈ શકાય. મારા અસીલની ઇચ્છા મુજબ ગાડીમા બેસી કોર્ટમા જવા નીકળતો હતો, અને હજુ પ્રેસમા મોકલવાનો લેખ તો મારા હાથમા હતો એટલામા તો મારા મુન્સીએ આવી ખબર આપી કે બે ગૃહસ્થો મને મળવા આવ્યા છે, બહાર નીકળી નજર નાખતા મી ગગાદાસ ઇન્સ્પેક્ટર અને રહેમતખાન મુનસીને જોયા તેઓએ જણાવ્યુ કે ' કમીશનર તમને બોલાવે છે" મે કહ્યુ ' હાલ હુ કોર્ટમા જાઉ છુ ને ત્યાથી પાછા આવતા હુ તેમને મળીશ" છતા તેઓએ આગ્રહ કીધો ને જણાવ્યુ કે કમીશનર ડીસ્ટ્રીક્ટ ઓફીસમા બેઠેલા છે મને મનમા તો વહેમ પડ્યો કે કાઇક ગુહ્ય ભેદ છે મારી તૈયાર રાખેલી ગાડીમા હુ તેમને બેસારી શાત ચિત્તે તેમની સાથે ગયો દરવાજા બહાર નીકળતા બે યુરોપીઅન સામા મળ્યા મારી ગાડી જોતા તેઓ ઘોડેથી નીચે ઉતરી ગાડીમા આવ્યા, ત્યાથી ઓફીસમા ગયા ત્યા જતાંજ મી યગહસબન્ડ મારે માટે વૉરટ તૈયાર રાખી બેઠા હતા, તેઓએ મને જણાવ્યુ કે ' ગવર્નર જનરલે તમારે માટે વારટ કાઢ્યુ છે તેમા તમને પકડી પજાબમાથી દૂર કરવાના છે ત્યા તમને રીતસર વર્તન આપવામા આવશે મે તરતજ જવાબ આપ્યો કે ' હુ તૈયાર છુ ' મારે કાઇ મળવુ છે કે નહિ વિગેરે પુછવામાં આવતા સત્વર જવાબ આપ્યો કે નહિ મા ! રનેહીને મળવા મારી ઇચ્છા હોય તો લખવા માટે પુછવામા આવતા મે પુત્ર, ઉપર અને લાલા હસરાજને લખ્યો હતો

પુત્રને સખ્ત ભલામણ કરી હતી કે વૃદ્ધ પિતાને હરકોઈ રીતે સંતોષ આપશે. તેમના હુકમને તરત ઉઠાવી લેવો, અને મનને રીઝવવું, મારી ખોટ પડવા ન દેવી. તેમજ મારા અશીલના રૂ. ૩૫૦) મારી પાસે હતા તે રકમ મારા અશીલને પાછી આપવા સૂચવ્યું હતું. મારા મિત્રને નારાજ નહી થવા જણાવ્યુ હતું. આ પ્રમાણે મારૂં કામ હું પરવારી રહ્યો કે મારે માટે પ્રથમથીજ મોટર તૈયાર રાખી હતી તેમાં મને બેસારી દીધો. આગલી બેઠકમાં ડેપ્યુટી કમીશનર હતા જેઓ મોટર હાંકનાર બન્યા હતા, અને બીજા પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ, પાછલી બેઠકમાં હું અને ઇન્સ્પેક્ટર. મોટર ચાલી, બાગ વટાવ્યો. મીઆનમીર પસાર કર્યું એટલે તો અલૌકીક દેખાવ નજરે પડયો. લશ્કર મીઆનમીર તરફ કુચ કરતું દેખાયું; દેશી અને ગોરૂં બન્ને ઘોડેસ્વાર ને પાયદળ. આ ઉપરાંત તોપો પણ હતી. જોતાં મને હાસ્ય ઉત્પન્ન તો થયું પરંતુ દબાવી દીધું. મોટરકાર ઉભી રાખવામાં આવી. મોટર હાકનાર ડે. કમીશનર બહાર નીકળ્યા, અને ઉપરના લશ્કરી કમાન્ડરની સાથે વાતો કરતા આગળ ચાલ્યા. બે યુરોપીઅન સીપાઇની વચ્ચે તેમની પાછળ હું ગયો. મીઆનમીરની લશ્કરની કોટડીઓ આગળ આવતા એક કોટડી ઉઘાડી આપી કેદખાનાની કોટડીમાં મને દાખલ કર્યો, ને તાળુ માર્યું. અંદર પેસતાંજ મે માસની બેસતમ ગરમી મને લાગવા માંડી, લુગડાં કાઢી નાખ્યા. કેદખાનાના નીયમો વાંચ્યા, મારે સુવાનો ખાટલો જેના ઉપર પુષ્કળ ધુળ ચોટી હતી તે તપાસ્યો. ખાટલો ખંખેર્યો પછી હું તો લાંબો થઈ સુઇ રહ્યો. સુઇ રહેતાં વિચાર આવવા લાગ્યા. મારે ભવિષ્યમાં જીવન કેમ ગાળવું તે ઉપર તરંગો ચાલ્યા. પ્રથમ તો મારી સ્ત્રી દીકરો દીકરી વિગેરે મને પકડતી વખતે ગેરહાજર હોવાથી ઇશ્વરનો આભાર માન્યો. પછી મારી જાતની મારી હીમતને અંતઃકરણની દ્રઢતાથી તપાસ લીધી. તપાસતાં માલુમ પડયુ કે મારૂં અંતઃકરણ દ્રઢને સ્થિર છે. આત્મિક બળ અતુલ્ય છે. આ નિશ્ચય ઉપર આવતાં મને અધિકતર આનંદ થયો. થોડીવારે મને બોલાવી પુછવામા આવ્યું કે ખાવા કે પીવા કાંઇ જોઇએ છે તેના જવાબમાં મેં ના પાડી. સાંજના છના અમલમાં પોલીસ સુપરીન્ટેન્ડન્ટ આવ્યા, ને મને મીયાંનમીરના સ્ટેશને લઇ જવા મારે માટે તૈયાર રાખેલી લેન્ડો ગાડીમાં મને બેસાર્યો. સ્ટેશન આવ્યું ને મને ઉતારી તૈયાર રાખેલી "સ્પેશીઅલમાં" દાખલ કરવા તૈયારીઓ કરવામાં આવી. મને એક ડબ્બામાં દાખલ થવા ફરમાવવામાં આવતાંજ હું અંદર જઇ બેઠો. મારી સાથે આવેલા મી. રુન્ડલ પોલીસ સુપરીન્ટેન્ડન્ટે મને ગુડઇવનીંગ કરી. મેં સામો જવાબ આપ્યો એટલામાં તો ગાડીની સીસોટી વાગી, સ્પેશીઅલ ઝડપથી ચાલી. રસ્તામાં આવતા સ્ટેશનના નોકરોને પણ ખબર પડવા દેતા નહિ કે રખેને મને પકડવાથી બીજે ગભરાટ થાય ને તોફાન જાગે. ચાલતી ટ્રેને જે ઉપરીને હવાલે મને કરેલો તે મારી પાસે આવ્યો. મારાં કપડા વીગેરે તપાસ્યાં કે કદાચિત મારી પાસે કાંઈ નુકશાન જનક પદાર્થ માલુમ પડે તે નહી જડતાં મારો સોનાનો અછોડો ઘડીઆળ ને રૂપીઆ મારી પાસે હતા તે સર્વ પોતાને કબજે કર્યું રસ્તામા સ્ટેશને સ્ટેશને મને પકડવા સંબંધી ગુપ્ત રાખવામા આવતું સ્પેશીઅલ વિષે પુછતાં જણાવવામાં આવતું કે એ તો "રેલવે બોર્ડ સ્પેશીઅલ ગાડી છે." વળી સ્ટેશન આવતાં ગાડીનાં ને વિશેષ કરીને સ્ટેશન તરફનાં બારણાં હુંબંધ કરતો. આવી સ્થિતિએ અથડાતો કુટાતો રાત્રી પસાર કરી.

પંજાબ હવે પાછળ મુકયુ અને સવારમા અયોધ્યાની હદમાં મુસાફરી કરતા હતા તાપ સખત હતો દિવસના ભાગમા મારે માટે કેટલીક જોગવાઇઓ કરી હતી, તે દીવસ ને બીજી રાત્રિ પસાર કરતા અમો બંગાળના " ડાયમેન્ડ બંદરે " પહોંચ્યા ત્યાથી આઠ વાગે " ગાઇડ " નામની આગબોટમા મને બેસાર્યો પણ તે પહેલા મને કાગળ લખવા પરવાનગી આપી હતી તેથી મારા પુત્રને નીચે પ્રમાણે કાગળ લખ્યો

મારા વ્હાલા પુત્ર,

મ્હારી સ્થિતિ જોઇએ તેવી છે ખાત્રી પૂર્વક હુ તને જણાવુછુ કે મે મારા આત્માને ઉન્નત રાખવાને કદી નિરાશ નહિ થવા ચોક્કસ ઠરાવ કર્યો છે ભવિષ્યના બનાવ માટે હુ બેધડક તૈયાર થયેલોછુ પરતુ મારા પરમપૂજ્ય પિતાશ્રી અને તારી માતુશ્રીની સંભાળ રાખજે તેમની આમન્યા માનજે તારો નાનો ભાઇ અને વિધવા બેનને ઓછુ આવવા દેતા નહિ કાકાથી મળીને ચાલજે અને ખાસ કરી આવી પડતી આફતોને કમરકસી સહન કરી લેજે પ્રિય પ્યારેલાલને પણ તેજ સલાહ છે ગભરાઇશ નહિ મારી મુશીબતથી હુ કદી દબાવાનો નથી

લી

તારો હિતસ્વી

લજપતરાય

ત્યારબાદ હોડકામા મને બેસારી નવા પોલીસ ઓફીસરને મારી સુપ્રત કરી પંજાબથી મારી સાથે આવેલા ઇન્સ્પેક્ટરે રજા લીધી " ગાઇડ " આગબોટમાં ગયા તો ત્યાં ન દીઠેલો ભાગ દીઠામા આવ્યો મને તેમજ મારા દેખરેખ વાળાઓને આગબોટમાં વગર વપરાશનો નીચેનો ભાગ જેમા દુર્ગંધ મારતી હતી તેમા દાખલ થવા કેપ્ટને કહ્યું મે આનાકાની કરી છતા કાંઇ વળ્યુ નહિ અંગ્રેજ અમલદાર પણ તેના ભોગ થઇ પડ્યા હતા, પરતુ કેપ્ટન સાથે મસ્લત ચલાવીને તેઓએ પોતાનો સ્વાર્થ પોતા માટે અલગ ઓરડી કઢાવી સાધી લીધો આવી જગ્યાએ બે દીવસ ગુજાર્યા, પછી મોટુથી જે કોટડી અંગ્રેજ સબ ઇન્સ્પેક્ટરને આપવાની હતીતે મને આપવામા આવી રસ્તામા ખોરાક સબંધી બહુજ બેકાળજી રાખવામા આવતી મારી સાથે હિંદુ અને મુસલમાન સારજંટો રાખ્યા હતા, એટલા માટે કે મને ઉપયોગી થઇ પડે, પરતુ અફસોસ !—મને મદદ કરતા પહેલા તો દરિયાની હવાથી પોતે બીમાર થયા મુસલમાન સારજંટોને વધુ આફતો હતી જાતે રાંધવાનું ને માસિક રૂપીઆ આઠ કે નવમાથી ખાવાનુ જાતે રાધવુ પસદ હતું નહિ તેથી અડધા ભુખે રહેતા આ દયાજનક સ્થિતિ જોતા મને અતિશય લાગી આવ્યુ અંગ્રેજ અમલદારોને ત્રણ આંકડાવાળા પગાર મળે, ને વળી મુસાફરી વખતે સરકારી ખાણુ ખર્ચને ખાવાની ગોઠવણ સરકાર કરી આપે ત્યારે બીચારા સારજંટને ટુંકા પગારમાથી ખાવાનુ, ને તે વળી જાતે મુસાફરીમા કરી લેવુ મારા પંજાબી " હાઇલેન્ડ " જબરજસ્ત યોદ્ધાઓને આવી રીતે ભુખે અધમુઆ જોઇ દયા આવતી રસ્તામા કેપ્ટન મારી પાસે આવી રાજ્યદ્વારી ચર્ચા મારી સામે કઢાવવા યત્ન કરતો, ને પછી તે સુરેન્દ્રનાથ અને " વન્દે માતરમ્ ' બોલાવનારાઓને અપશબ્દો કહેતો, તેથી મારે વાત ટુકી કરવી પડતી કેપ્ટન સ્વભાવે હલકો હતો ને વખત બે વખત હાથ ને

મુકામાજીનો ઉપયોગ છુટથી કરતો. આવી રીતે રસ્તો ગુજરતાં અમે ત્રણ દીવસે રંગુનના બારા આગળ આવ્યા. વરસાદનાં ફેરાં પડતા હતાં ને તે વખતે "ગાણ્ડુ" પોતાનું લંગર નાંખ્યું; એટલામાં રંગુનના પોલીસ કમીશનર પોતાનું હોડકું લઇ આવ્યા, તેમાં મને લઇ લીધો. કમીશનર બહુ તુંન્ડ મીજાજના હતા, પોતાની સત્તા સામા માણસ ઉપર જણાવવા ઇંતેજાર જણાતા હતા. મને હોડકામાં યોગ્ય ઠેકાણે બેસવા પણ ન કહ્યું. હોડકું પાછું ફર્યું, ને રંગુનના બારાની એકાંત જગ્યાએ લઈ ગયા, ત્યાં મને ઉતારતાં એક ખટારો તૈયાર હતો તેમા બેસાર્યો. રંગુનથી થોડેક દુર આવેલા પાંન્ડુઇઝીંગ સ્ટેશને મને લઇ ગયા. ત્યા સીખ પોલીસ માલુમ પડતી હતી. હું તો બર્મીસ લોકોને અને મારા સીખ બાંધવોને જોઇ પછી ગમે તો તે હિંદુ કે મુસલમાન હો બંગાળી કે પછી મદ્રાસી પોલીસ હો મારા હૃદયમા અઢળક ભાઈચારાની લાગણી પેદા થઈ. બ્રહ્મદેશ મારો હિંદુસ્થાનનો છે તેથી હું જાણે પંજાબમાં છુ તેમજ લાગ્યુ. મને કાંઈ અજાણ્યું કે અપરહતા ભરેલુ જણાયું નહિ. કોણ જાણે કેમ એ સ્વભાવિક બાતૃભાવની લાગણી નીકળી આવી. સ્ટેશન ઉપર પણ હિંદુ સીખ અને મુસલમાન પોલીસો મારા તરફ મીઠી દૃષ્ટિ કરતા હતા. તેમા તેઓ પોતાના ઉભરા પણ કાઢતા હતા. આગબોટમા મારા ઉપર એક જુવાન ભરાવદાર પંજાબી મુસલમાન પોલીસ મુકવામા આવ્યો હતો. ચહેરો ખુશ મીજાજી ને સ્વભાવ સરળ હતો. તેણે મારી સાથે ઘણાજ અસરકારક રીતે મીઠી નજરે અને હેત ભાવથી વાત કરી હતી. વાત કરતાં ઘણી વખત ઉશ્કેરાઇ જતો એટલુંજ નહી પરંતુ રડી પડતો, એને હુ કદી વિસારનાર નથી. તે સિવાય મારા મુસલમાન બીરાદર પોલીસો મારી તરફ માનબુધ્ધિ રાખતા હતા.

( અપૂર્ણ )

---

## હુન્નરકળા નિરીક્ષણ.

પ્રિય વાચકો, જરા ધ્યાન આપો. હુન્નરનો તાત્કાળીક હેતુ, દ્રવ્ય કમાવા કરતાં ઘણોજ ઉચ્ચ હોવો જોઇએ. યુરોપી પ્રજાએ હુન્નરનો હેતુ દ્રવ્ય પ્રાપ્તિજ માન્યો છે, ગમે તે સાધનથી પરદેશમાથી દ્રવ્ય ખેંચી જવું અને પોતે પૈસાદાર થઇ સર્વ સુખ સંપાદન કરવાં એજ તેમનો મુખ્ય હેતુ છે. અને તેથી જ તેમને જોઈતાં સુખમા હજુ ખામી લાગે છે. કારણ વસ્તુ અધિકાર (possession of property) ને વ્યાપાર અધિકાર (possession of commerce) થી ભિન્ન છે. વસ્તુ અધિકારથી આબાદી, સુખ મળે છે. વ્યાપાર-અધિકારથી દ્રવ્ય પ્રાપ્તિ જ છે, પણ શાંતિ કે સંતોષ નથી. માટે અન્ય દેશને દરેક વસ્તુ પૂરી પાડી તેમની અઢળક દોલત ખેંચી લાવવામાં જ, તેઓ મોટાઇ માને છે. પરંતુ તે વસ્તુ તેને લગતી દરેક સરત પૂરી પાડે છે કે નહિ તેનું તેમને ભાન નથી કે જે આપણે આગળ જોઇશું ત્યારે બરોબર સમજાશે.

માટે અન્ય દેશોને પૂરું પાડી તેમની જરૂરીઆતો તૃપ્ત કરવા જતાં પહેલાં આમો દાર કરી અસલ સ્થિતિએ પહોંચવું એજ ...

આપણા ભારત વર્ષમાં પૂરાતન કાળથી યથાર્થ હુન્નર સામાન્ય રીતે ધર્મ સ્નેહ તેમજ ઉપયોગિતાથી મિશ્ર છે. આપણી સુંદર પ્રાચીન કારીગરીનો અંશ-ખરો હુન્નર-જો આપણી સાંસારિક જીંદગીમાં મુખ્ય ભાગ ભજવતો વિરાજ્યો હોત, અને ખાસ પર દેવીઓના આનંદ માટે બનાવવામાં આવેલી અદ્ભૂત ચીજો હોત તો, કુદરતના નિયમ પ્રમાણે બહોળા વપરાશમાં ન આવતી વસ્તુઓ જેમ નાશ પામે છે તેમ ક્યારનોએ તે નાશ પામ્યો હોત.

આપણે પુખ્ત વિચાર કર્યા પછી તેમજ જનસમાજની ઉન્નત સંસ્થાઓનો અનુભવ લીધા પછી જાણીએ છીએ કે કુદરતમા સૌન્દર્ય અને ઉપયોગિતા એ બે, દરેક વસ્તુઓ સાથે ઘણીજ સઘટ્ટ રીતે પરસ્પર જોડાયલી છે. તેટલાજ માટે મનુષ્યના પ્રત્યેક હસ્ત કૌશલ્યમાં તે બન્ને સંપૂર્ણ રીતે દૃષ્ટિગોચર થવા જોઇએ.

સૌન્દર્યતા એ વિષય દરેક વ્યક્તિ પરત્વે આધાર રાખે છે. જે ચીજમા આપણે સૌન્દર્યતા નીહાળીએ છીએ, તેને અન્ય પ્રજા તદ્દવિહીન માને છે. પરંતુ આપણી લક્ષણા પ્રમાણે એ તો નિર્વિવાદ છે કે આધુનિક યાંત્રિક કામો, રેલવે પૂલો, મોટર વિગેરે નિઃશંક ઉપયોગી છે, પરંતુ આપણી પ્રાચીન, સુંદર, મનોહર વસ્તુઓ જેટલી ખુબીદાર સુશોભીત તેમજ ટકાઉ નથી. ઘણાં અર્વાચીન કામો, જે પ્રખ્યાત ' કોન્ટ્રાકટરો ' ના હાથથી થાય છે તે પ્રાચીન ભવ્ય કામો સાથે સરખાવતાં ટકાઉપણામાં, ભવ્યતામાં ઘણાં જ ઉતરતાં હોય છે. કારણ એજ છે કે મિથ્યાભિમાનથી સર્વ વસ્તુઓની દેખીતી ઉન્નતિ થઇ છે. હાલના કારીગરોનું લક્ષ દ્રવ્ય પ્રાપ્તી તરફ વધુ દોડયું છે દ્રવ્ય કમાવાની આતુર ઉત્કંઠા માટે વસ્તુના આકાર, શોભિતાપણું તેમજ ટકાઉપણું અને શા હેતુથી બનાવવાની છે તે સર્વેનો જોખમભરેલી રીતે ભોગ અપાય છે.

કારીગરોમા વ્યવસ્થાની બેદરકારને લીધે હજારો છાનાં કપટ થાય છે. જેથી માલ તકલાદી બને છે, તથા આપણા કારીગરોનું માન ઘટે છે. તેઓ કારીગરો કહેવડાવવાની લાયકાત ઉપર પાણી ફેરવે છે. પ્રમાણીકપણું સાચવવા માટે તેઓએ ખાસ શીખવું જોઇએ.

પુરાતન કાળમા આપણા દેશમા ' સૌન્દર્ય ' એ શું છે તેનું ભાન પ્રજાના દરેક કળા નિપુણ કારીગરોમાં તેમના કામોથી જ આપોઆપ પ્રકાશી ઉઠતું હતું. તે વખતે જેમ વૈદિક કાળમાં ઋષિ લોકો પોતાના આશ્રમમાં વેલ કે છોડવાને આંગણા આગળ ક્યારા કરી રોપતા હતા, અને અનેક આકૃતિવાળી ગોઠવણ કરી સૌન્દર્યથી ભરપૂર દેખાવવાળા ક્યારાઓમાં ઉછેરવા શ્રમ લેતા હતા, તેમ હુન્નર કારીગીરીમા પણ સૌન્દર્યતાને પ્રધાનપદ આપતાં હતા. ભલે, વખતનો વ્યય થાય કે ભલે દ્રવ્ય વધુ ખરચવું પડે, અથવા તો લેનારને તે ચીજ મોંઘી પડે. તે સઘળાની તેઓ બીલકુલ દરકાર કરતા નહિ. પરંતુ તે સમયે રાજા રજવાડાઓ પોતાના કારીગરોને ઉત્તેજન આપવા પોતાના દરબારમાં જો કોઈ કારીગર ફરતો ફરતો આવે, અને જણાવે કે મ્હારી મહા મુશીબતે બનાવેલી કારીગરીની કાંઇ કીમત કરી લેતું નથી, તેને આશ્રય આપી તે ચીજ પોતે બ્હોરી લેઇ પોતાના રાજ્યમાં તેવા કારીગરોને મ્હોટી પદવી આપી વર્ષાસન બાંધી આપતા હતા.

હાલતો જે સોંઘી ને 'ટાપટીપ ને ધોળકા' વાળી મળે તે લેવા તરફ પ્રજાનું લક્ષ દોડે છે. ઉપયોગિતા, ટકાઉપણું સૌન્દર્યને કોઇ પુછતુ નથી.

પ્રાચીન કાળમાં હિંદની માફક યુરોપના ગ્રીસ દેશમાં સૂક્ષ્મ કળાઓ-કાવ્ય, શીલ્પ, નાટ્ય, આદિ સંપૂર્ણ દશાએ કેળવાયલા હતા. હિંદમા જેમ સંસ્કૃત સાહિત્ય કાવ્યમાંજ હતું તેમ ગ્રીસમાં પણ તે ભાષાનું સાહિત્ય કાવ્યમાજ હતું. ગ્રીસમાં પણ મહાન્ બેઠકો, યુદ્ધની વ્યૂહ રચનાઓ, શત્રુઓને અટકાવવાની મોટી દીવાલો તથા કીલ્લા બુરજો તથા સાધારણ ઉચ્ચાલનની મદદથી દરિયામા પૂલ બાંધવા વીગેરે પ્રખ્યાત હતા, તેવીજ રીતે આપણા હિંદમાં પણ અદ્ભૂત કોતરણીવાળા દેવાલયો, પાઠશાળાઓ, યત્ન-ગ્રહો, વ્યૂહ રચના, તથા અદ્ભૂત શિલ્પ-કોતર કામ તે સમયની જાહોઝલાલી તેમજ અભ્યુદય બતાવી આપે છે. તે સમયના કારીગરોમા ભૂમિતિનું જ્ઞાન પણુંજ હશે તેની સાબીતી મળે છે. મુસલમાની રાજ્યમાં બંધાયલી મશીદો, તાજમહાલ જેવી દુનિયાંની નવાઇની ચીજોમા ગણાતી કબરો, બુરજો, મિનારા, પાઠશાળાઓ વીગેરે ઘણાજ નમુના જોવા લાયક રમણીય સ્થાનો છે જે સર્વે સાબીતી આપે છે કે હસ્ત કારીગરીથી તેઓએ આબેહુબ અલૌકિક તથા યાન્ત્રિક મદદથી પણ ન થઇ શકે તેવા તથા રમણીય તેમજ ટકાઉપણામા આજસુધી અચલિત છે તેવા બનાવ્યા હતાં. પર્વતોમા વિશાળ કોતરેલી ગુફાઓ, એક પથ્થરમાં સાંધા સિવાય કોતરી કાઢેલા મ્હોટા મ્હોટા ઓરડાઓ જે હજુ હયાત છે તે હાલના રાક્ષસી યન્ત્રોની પણ અલ્પતા જાહેર કરે છે.

યાંત્રિક શોધના પ્રવેશ સુધી આપણા ઘરો,-મકાનો, પોષાક, રાચરચીલુ વાસણ વિગેરે સર્વે કારીગરીયુક્ત હતાં, હજુ પણ જેની આંખ જુની બાંધણીનાં ઘરો-સરસા માન વીગેરે ઉપર ઠરી ગઈ છે, તેઓને તો હાલની ફેશનની શૌસીયારીમાં તણાઇ જતા યુવાનો તેમજ યુરોપીયન રીતિનું અનુકરણ કરતા સુધારાના હિમાયતીઓની, સાદા, કા રીગરી વિહીન સરસામાન વસાવી એક તકલેદી સાદા બંગલામાં રહેવાની પસંદગી કાંઈ વિચીત્રજ લાગશે. તેઓ વિલાયતીજ સર્વ વસ્તુ સારી એમ માને છે. તેઓને દેશી વસ્તુ હમેશાં બેડોળ કઢંગી તથા ગંદી લાગે છે, તેમની ચક્ષુઇન્દ્રિયો વિલાયતી વસ્તુ ઉપરજ ટેવાઈ ગઈ છે. આ કથન એક દેશહિતનું છે.

આપણા રાજા રજવાડાઓએ તેમજ ખાનદાન શ્રીમંતો તથા સાહસીક વ્યાપારી ઓએ હુન્નર-ઉદ્યોગ, અને આપણી નિત્યની સાંસર્ગિય જીંદગીનો ગાઢો સંબંધ, પુન સ્થાપિત કરવા પ્રયત્ન શીલ રહેવું એ મુખ્ય ફરજ છે; કારણ હાલમાં એક દંતકથા સ માન થઇ પડેલો આપણો હુન્નર, જેઓના આધારે, તેના નાશ થતા અંકુરો પણ પાણ વિના આજ સુધી દુબળી હાલતમાં ટકી રહ્યાં છે તેને તેઓ પાણી પાઇ ઉછેરે તો અલ્પ કાળમાં મૂળ સ્થિતિ પ્રાપ્ત કરે.

પ્રાચીન હિંદની કારીગરીવાળા કારીગરોને ઉક્ત સ્વદેશ ભક્તો યોગ્ય રસ્તે તન, મન, ને ધન, તેમજ હાલની સુધરેલી વરાળ તેમજ વીજળીની નવામાં નવી શોધોવ મિશ્રિત કરી સહાય આપે તો જરૂર તેમના ઉપર હુન્નરખાન પ્રસન્ન થઈ શ્રેષ્ઠ અ બાદી આપશે.

એક અનુભવી અંગ્રેજ હુનરશાસ્ત્રી કહે છે કે "હિંદમા મહા મુશ્કીબતે પણ પ્રખ્યાત ઇન્જીનીયરોએ બાંધેલું હાય એવું એકે મકાન નથી કે જે પ્રાચીન કારીગરોએ બાંધેલા હુનરોની સરખામણીમા ક્ષણભર પણ મુકી શકાય ચીરસ્થાયિપણાના સંબંધમા હિંદના બાંધકામો પુરાતન કાળથી હયાતી ભોગવે છે ભવ્યતા અને સૌન્દર્યતામા શ્રેષ્ઠ પદવીએ પહોંચેલા છે તેના કરતા બીજી વધુ સાબીતી આપવી તે તેમની શ્રેષ્ઠ ઉત્તમતાને લાંછન લગાડવા જેવું છે હિંદુ તેમજ મુસલમાનોના ભવ્ય કીર્તિસ્તંભો, ઇમારતો, તેમજ કીલ્લાઓ, આ દેશના તાપ, વરસાદ, તેમજ ઠંડીની પ્રબળ અને હાનીકારક અસરોની કસોટીએ ચઢેલાં તેમજ ઝનુની મહમદ ગઝનવી, તૈમુરઅલી, નાદીરશાહ, તેમજ અબદલ્લી જેવાઓની મહાલુટફાટવાળી ચઢાઇઓના ક્રૂર ફટકા પછી પણ રહેલા શક્તિવાન થયા છે તે ઉક્ત સાબીતીમા અનુમોદન આપવા બસ થશે "

હજુ પણ દેશી રાજ્યોમા તેવા કારીગરોએ શિલ્પ શાસ્ત્રિઓના વારસોએ તેવી કારીગરી કેટલેક અંશે જાગવી રાખી છે, તેમને તથા બીજા ગરીબાવસ્થાને લીધે બાપ-દાદાની કારીગરી ગુમાવી સાધન વિનાના થઇ પડયા છે, અને અક્ષતને મેળવવા કોઇપણ રસ્તો રહ્યો નથી, તેઓને ઉત્તેજીત કરવા તથા કામે લગાડવા જોઇએ

આવા બાપદાદાની કારીગરીને સાચવી રાખનારા વારસોને પરદેશ કે દેશની હુનર શાળામા શીખવા મોકલાય અને પછી પ્રાચીન, અને અર્વાચીન કળાનું મિશ્રણ કરી હાલની નવી ઢબ પ્રમાણે જ્ઞાન લઈ નિપુણતા મેળવે તો કેવું મજેનું ! તેજ પ્રમાણે આપણા શ્રીમંતોની સખાવતો, ગરીબ વણકરો જેઓ હાથની શાળ ઉપર કામ કરવામાથી પણ ધંધાવિહીન થઇ પડયા છે તેઓ માટે, તેમજ ભરત કામ, કોતર કામ અને એવી કારીગરીઓ ઉપર વપરાય તો કેવું સારૂં !

થોડુંક ખેતી સંબંધી નિરીક્ષણ કરી આ લેખ સમાપ્ત કરીશુ, ખેતી કરવા કેવા પ્રકારનું ખાતર, કેવી જમીન તથા તેને સુધારવાના ઉપાય, કેવા હળ તથા ખેતી-યન્ત્રો વિગેરેનો ઉપયોગ કરવો કેવી રૂતુમા શું વાવવું, તથા પડતર જમીનને કેવી રીતે ખેડાણ લાયક બનાવવી એ સર્વનું કૃષિશાળામા જ્ઞાન લેવા નિર્ધન ખેડુતોને મોકલાય, તો દેશની સર્વ સ્થિતિમાં સુધારો થાય એ નિર્વિવાદ છે

વાચક વૃંદ, તને માલૂમ હશે કે, યુરોપમા ખેતી કેવા પ્રકારે થાય છે. ત્યાંની જમીન પહાડી તથા ઘણીજ ખેડાય નહી તેવી છે ઇંગ્લાંડ સ્કોટલાંડમા ઠંડી રૂતુને લીધે છોડ ઉછરતાં નથી. તો ત્યા એવી ઠરી કેવા પ્રકારે ફતેહ મેળવી રસાળ પ્રદેશ માફક અન્ન પકવવું તેના ઉપર પૂરતું લક્ષ કેવી રીતે આપે છે તે જાણવાથી ઘણાજ આનંદ સાથે ખેદ થાય છે. શિશિર રૂતુને લીધે ઉછરતા છોડને ઉષ્ણતા આપનારા યન્ત્રોની મદદ તેમજ કાચગૃહો સ્કોટલાંડના લોકો વાપરે છે, તથા સ્કોટલાંડના પર્વતો ઉપર તથા આલ્પ્સ પર્વત ઉપર ત્યાંના લોકો ખેતી કરવા શક્તિવાન થયા છે તેઓ કહે છે કે " માણસનો સતત ઉદ્યોગ તથા ખતથી પાહાડી જમીનને પણ એક નંદનવન બનાવી મુકે છે. " આ કથન વ્યાજબી છે તે તેમણે સાબીત કરી આપ્યું છે ખેદ એટલા જ

મારે થાય છે કે, આપણા હિંદ જેવો રસાળ પ્રદેશ, આખી પૃથ્વીના પડમાં કોઈ સ્થળે નથી, અને તેનું જીવન ફક્ત ખેતી ઉપર જ આધાર રાખે છે, છતાં આટલો બધો પછાત કેમ છે તેનું કારણ શોધતાં સહજ ખ્યાલ આવશે કે તેને સુધારવાના બનતા ઉપાય લેવાતા નથી. ખેડુત વર્ગ ઘણો જ ગરીબ અને અજ્ઞાન છે, તેઓને ભારે કર આપવો પડે છે, તથા વવરાવનારાઓ તથા મુખી લોકો પોતામાં મ્હોટો ભાગ પડાવે છે તેથી તે બીચારાના નશિબે તો ગુજરાન જેટલુ જ બલકે તેથી પણ થોડું રહે છે. આ ઘણું જ દયાજનક છે. માટે ઉદ્યોગ હુન્નરના સંબંધમાં જેમ કહ્યું તેમ આમાં પણ શ્રીમંતોની ખાસ મદદની જરૂર છે. જાપાન વિગેરે દેશોમા તો રાજ્યની ખાસ મદદ છે. આપણે તેવું નથી. તોપણ કાંઇ હરકત રાખવી નહિ. વ્હાલા બંધુઓ, ધૈર્ય રાખી સંકટના સમયમાં આળસ મુકી દઇ ઉદ્યોગ આદરો. સરકારની મદદની જરૂર વિના આપણે આપણા પગ ઉપર ઉભા રહેવા શક્તિવાન થવુ જોઇએ. સરકાર જો કાઇક મદદ આપશે તો તે આપણા માબાપ છે તેમાં કાઇ અનુગ્રહ નથી. ને નહિ આપે તો સ્વાશ્રયનો પાઠ તમે સારી પેઠે થોડાં વર્ષો થયા શીખવા માડયો છે તે ઉપર આધાર રાખજો. જેમ કોઇ એક આપકર્મી છોકરાને તેના માબાપ કાઢી મૂકે છે અને કાંઈ મદદ કરતા નથી, તેથી તે લાગણીવાળો પુત્ર પોતાની જાત મેહેનતથી બાપ કરતા સારી પ્રતિષ્ઠા સંપાદન કરેછે, પછી માબાપ પણ તેને હેતથી પાછો બોલાવી પોતાનો વારસો આપેછે. તેમ જો આપણે આપણી યોગ્યતા મેળવીશું અને સરકારને બતાવી આપીશુ કે હમે હવે યોગ્ય છીએ તો તે પ્રસન્ન થઇ આનંદથી આપણને મદદ આપશે. અરે યોગ્યતાવાળા આપણને હુનર ઉદ્યોગની સ્વતંત્રતા ટુંકામાં 'સ્વરાજ્ય' પણ જરૂર આપશે એ સિદ્ધ સમજજો.

---

## પ્રજાત્વ અને ત્હેનો મળાધાર.

---

( લંડનની "ઇન્ડીયન સોસાઇટી" સન્મુખ રા. બી. કે. દાસ એઓએ વાંચેલો નિબંધ )

---

આજકાલ હિન્દુસ્થાનમા, છેલ્લા ઘણાં વર્ષો સુધી નહિં જોયલી હેવી, નવીન જાગૃતિ પ્રસરી રહી છે, ત્હેને પરિણામે અનેક લોકોના મુખમાંથી–પ્રજાત્વ, પ્રજાકીયત્વ, દેશજનતા, રાષ્ટ્રીયપણું, એક દેશત્વ, એક રાષ્ટ્રત્વ, Nationality–આ શબ્દો આપણે વારંવાર સાંભળીએ છીએ. પરંતુ જેટલા વિસ્તારથી આ શબ્દોનો ઉપયોગ થાય છે તેટલા વિસ્તારમાં ત્હેનો ખરેખરો ભાવાર્થ ઘણા લોકો નથી સ્હમજતા એવું અમને લાગવાથી આજે આ વિષય પસંદ કર્યો છે.

"પ્રજાત્વ એ એક ઘણો જ વિશાળ અને જુદી જુદી બાબતોથી ભરપૂર વિષય છે. તે વિષે બરોબર લેખ લખવો હોય તો એક મ્હોટુ પુસ્તક થઈ જાય. પરંતુ આજના

જેટલા ટુંકા લેખની અંદર ત્હેને સંપૂર્ણ રીતે ચર્ચવાનું અશક્ય હોવાથી મ્હેં ત્હેની ફક્ત એક જ બાજુ લીધી છે. આ બાજુ તે ત્હેની રાજકીય બાજુ છે.

આપણે બધા જાણીયે છીયે કે એક પ્રજા ભિન્ન ભિન્ન ન્યાત જાત વિગેરેની અનેક મંડળીયોની બનેલી છે, અને આ જાતિઓને પોતાના ખાનગી સ્વાર્થ હોય છે પરંતુ આ મંડળીયો જેટલા પ્રમાણમાં દેશની સામાન્ય ઉન્નતિમા હિત ધરાવે છે, તેટલાજ પ્રમાણમાં તે દેશની સામાન્ય પ્રજાતત્વની ગણના થાય છે.

એક મનુષ્ય પોતે લીબરલ કે કોન્ઝરવેટીવ પક્ષનો હોય છે તે પ્હેલા તે એક ઇંગ્રેજ છે તેમ તે હીંદુ તરિખે કે મુસલમાન તરિખે ઓળખાય તે પ્હેલા એક હિંદી છે. એક લીબરલને પોતાના ખાનગી વિચારો તેમજ ઉદ્દેશો હોય છે અને તેવીજ રીતે એક કોન્ઝરવેટીવની બાબતમા પણ છે. પરંતુ આ બન્ને પક્ષના લોકો ઇગ્લંડની ઉન્નતિના સામાન્ય વિચારથી એકત્ર બંધાયલા છે જ્હારે સમગ્ર દેશને લગતો કોઇ સવાલ આવે છે ત્હારે તેઓ પોતાના મતભેદને દૂર કાઢે છે કારણ કે તેઓ સઘળા, બની વૃત્તિઓ અને લાગણીઓ કરતા પણ જ સજ્જડ સ્વદેશાભિમાનની લાગણીથી એકત્ર જોડાયલા છે. આ સામાન્ય લાગણી, દૃઢ વૃત્તિ, ત્હેમની પોતાની જ વચ્ચે અરસપરસ રહેલી છે, અને નહિં કે ત્હેમની અને બિજા કોઇની વચ્ચે. આ લાગણીને લીધેજ તેઓ એક જ રાજ્ય છત્રની છાયા નિચે સલાહસંપમા વસે છે ધાર્મિક બાબતોમા શ્રદ્ધા જે કામ સારે છે, સંસારીક બાબતોમાં ઐક્ય જે કામ સારે છે તેજ કામ રાજકીય વિષયોમાં સ્વદેશાભિમાન સારે છે

આ પ્રમાણે આપણે જોઇયે છીયે કે અનેક ન્હાની ન્હાની મંડળીયોનું, પ્રજાતનું. રાષ્ટ્રીયતાનું એક મ્હોટું મંડળ છે. અને આ મંડળના બળનો આધાર પણ દરેક ન્હાની મંડળીયોના બળ ઉપરજ છે આમ હોવા છતા પણ રાષ્ટ્રીયતાનું આ મ્હોટું મંડળ દરેક દરેક મંડળી ઉપર રાજ્ય ચલાવે છે જેવી રીતે આપણે કોઇપણ ઇશ્વરી હુકમ જેવા કે મૃત્યુ, માંદગી, સુખ દુઃખ વિગેરેનો અનાદર કરવાને શક્તિમાનજ નથી તેવીજ રીતે સામાન્ય દેશના લાભનુ કોઇપણ કામ કરવાને, પ્રજાતત્વની લાગણી પ્રેરે તો ત્હેનો અનાદર કરવાને કોઇપણ મંડળી સમર્થ નથી પછી ત્હેને પોતાને તેથી ગમે તેટલું નુકસાન થતું હોય. એનુ કારણ એ છે કે દેશના હિતમાજ સર્વના હિત સમાયલા છે વળી આપણને ખબર છે કે, કોઇપણ ઠેકાણે એક પંચ એકઠું થયુ હોય તો ત્હેની અંદરના મ્હોટા ભાગના માણસોના જે વિચાર તેજ પંચના વિચાર તરિખે જાહેર કરવામા આવે છે અને આ હુકમ બધા માને છે, તેવીજ રીતે પ્રજાતત્વના વિચાર પણ દેશના મ્હોટા ભાગના વિચાર છે, અને વળી તે બધા દેશના ભલા માટે છે, તેથી કરીને દરેક દરેક મંડળ અથવા ન્યાત પોતાને થોડો ઘણો ગેરલાભ થતો હોય તો પણ ત્હેને માન્ય કરે છે આ પ્રમાણે આપણે જોઇયે છીયે કે પ્રજાકીયત્વનો મુખ્ય આધાર સર્વના સામાન્ય મતને સર્વોપરી સત્તા આપવામાજ રહેલો છે અને આ સત્તાનો અનાદર કરવો તે એક રાજ્યદ્રોહનું કામ છે

આ પ્રમાણે જ્હેનું બંધારણ રચાયલું છે તે પ્રજા પોતાના તંત્ર ઉપર જ અસ્તિત્વ ધરાવે છે. અમુક માણસ કે મંડળના હક્ક કે ઇચ્છા તરફ તે ધ્યાન આપ્યા કરતી નથી. અને આ જુદા જુદા મંડળો પણ જ્યહારે દેશનું કાંઈ સામાન્ય કામ હોય છે ત્હારે પોતાના હક્કને માટે બડબડાટ કર્યા કરતા નથી આવી રીતે અનેક મંડળીઓની સ્વદેશાભિમાનની લાગણીઓના બળ ઉપર આધાર રાખતી રાજ્યનિષ્ઠાનું બળ ઘણુજ વધારે થઇ જાય છે, આના દાખલા આપવાનું કાંઈ કારણ નથી. ઇંગ્રેજી પ્રધાન મંડળની નિમણુક ત્હાનું પાર્લામેન્ટ નામનું મંડળ કરે છે, પરંતુ આ પ્રધાન મંડળ પાર્લામેંટ કરતાં વધારે સત્તા ભોગવે છે અને તેથી પણ સ્હેલો દાખલો લઇયે. આપણું શરીર દરેકે દરેક ઘણા ઉપયોગી અવયવોનું મળીને બનેલું છે. પરંતુ આ શરીર જે અવયવોનું બનેલુ છે તે દરેકના કરતાં વધારે બળવાન છે. અત્યાર સુધી આપણે જોયુ છે કે પ્રજાત્વ તે ન્હાના ન્હાના મંડળો તથા જાતિયોનુ બનેલુ છે, અને જે મંડળ તથા જાતિયોનું તે બનેલુ છે તે દરેકના કરતા ત્હેની સત્તા તથા હિત તરફ વધારે ધ્યાન આપવામા આવે છે.

જો આપણે બારીકીથી તપાસીશુ તો માલૂમ પડશે કે જે સામાન્ય કૌટુંબિક રીતિ હિંદુસ્થાનના આર્યોનુ એક વખતનુ ગૌરવ તથા કીર્તિ હતી, અને જે અદ્યાપિ પણ ત્હેનું મુખ્ય સત્વ છીન્નભિન્ન થયુ છે તે છતા એ, હિંદના જુદા જુદા ભાગોમા અસ્તિત્વ ધરાવે છે, તે રીતિના સિદ્ધાતો ઉપર જ આ દેશજનતાના સિદ્ધાતો રચાયલા છે. આ રીતિમાં આપણે જોઇયે છીયે કે, જુદા જુદા માણસોનુ મળીને કુટુંબ થયેલુ હોય છે, અને દરેક જુદા માણસને પોતાના વિચાર તથા સ્વાર્થ હોય છે, પરંતુ જ્યહારે આખા કુટુંબના સઘળા લાભનો સવાલ આવે છે ત્હારે દરેકના જુદા સ્વાર્થ ઉપર લક્ષ આપવામાં આવતુ નથી એક કુટુંબમા આપણે બે ભાઇનો એક બિજાથી તદન જ ઉલટા વિચારો ધરાવતા જોઇયે છીયે, પરંતુ કુટુંબના સામાન્ય હિતની બાબતમાં તેઓ ઘણીજ સરસ રીતે જોડાઇ જાય છે. દરેક માણસના મનમા પોતાનો, પોતાની જાતનો, બચાવ કરવાની લાગણી જન્મથી જ રહેલી હોય છે. આ લાગણી સ્વાર્થી છે, પરંતુ કૌટુંબિક જીંદગીનો મૂળ સિદ્ધાંતો ત્હેમાથી જ ઉત્પન્ન થયેના છે, આખા કુટુંબની ઉન્નતિ નહિ થાય તો મ્હારી પણ નહિ થાય. આ સ્વાર્થી વિચારથીજ લોકો કુટુંબના લાભની બાબતમા આવતા નહિ દેશાભિમાનના સિદ્ધાતો પણ મૂળતો આ સ્વાર્થી વિચારમાથી બંધાયલા, પરંતુ જેમ જેમ મનુષ્ય જાતિ વધારે સુધરેલી બનતી ગઈ તેમ તેમ આ સ્વાર્થી વિચારોનો નાશ થયો અને ત્હેને બદલે, આ દેશના કામમા વચ્ચે આવી હું અડચણ કરીશ તો પાપી થઇશ. દેશદ્રોહી કહેવાઇશ, એવો નીતિમય વિચાર લોકોમા ફેલાયો. આ પ્રમાણે પ્રજાત્વના તથા કૌટુંબિક જીંદગીના મળ સિદ્ધાતો એકજ વિચારમા રહેલા છે. દેશજનતા તે ન્હાના ન્હાના ઘણા કુટુંબોના સમૂહોનું મળીને બનેલું એક મ્હોટું કુટુંબ છે. વિસ્તારમા ઘણુ મ્હોટુ હોવાથી ત્હેના તથા એક સામાન્ય કુટુંબના લાભ ઘણીવાર વિરોધી હોય છે. પરંતુ આપણે આગળ જોયુ છે તેમ પ્રજાત્વ કોઇપણ કુટુંબના જુદા લાભ તરફ લક્ષ નહિ આપતા બધાના સામાન્ય લાભ તરફ જ નજર રાખશે અને એટલુ તો શું પણ જરૂર પડે એક અમુક મંડળને કે પુરૂષને પણ, બધાના સામાન્ય લાભને માટે દૂર કરતા અચકાશે નહિ. આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે દરેક

મનુષ્યે, ગમે તેટલો ભોગ ખમીને પણ દેશ સેવા કરવાની છે. આ સમજવું કાંઈ મુશ્કેલ નથી. ફરીથી આપણા શરીરનો દાખલો લ્યો. દરેકે દરેક અવયવ, જે મળીને આ શરીર બનેલું છે, તે ઘણુંજ ઉપયોગી છે, અને ત્હેની સંભાળ અતિશય રાખવી જોઇયે. પરન્તુ કદાચ એવો વખત આવે કે એકાદ અવયવ કાપી નાંખવું પડે અને જે તેમ ન કરે તો આખા શરીરને નુકશાન થાય તો શરીરના લાભને ખાતર એ અવયવને એકદમ કાપી નાંખવું જોઇયે. આ વાત સર્વમાન્ય છે એક કુટુંબ અને આખા રાજ્યની વચ્ચે પણ આવો જ સંબંધ છે. રાજ્ય કે કુટુંબ બેમાંથી એકને નુકશાન થવાનું જ હોય તો તે કુટું બનેજ થવું જોઇએ. આ વાત દરેક માણસે યાદ રાખવી જોઇયે. જો કદાચ પોતાનેજ હાથે પોતાના રાજ્યનું કે પોતાનાજ કુટુંબનું અનિષ્ટ કરવાનો વખત આવે તો રાજ્યને બચાવી લઈ કુટુંબનુંજ અનિષ્ટ કરવું જોઇયે.

દરેક કુટુંબની ફરજ એ છે કે ત્હેનું કોઇપણ કુટુમ્બી ન્હાની વયનું હોય ત્હારે ત્હેને સારી કેળવણી આપી ત્હેના મનમાં નીતિના બીજ રોપવાં. પછી જ્હારે તે મ્હોટો થાય અને સ્વેચ્છાથી વર્તી શકે એવી સ્થિતિમાં આવે ત્હારે પ્રજાત્વનો ત્હેના ઉપર હક્ક થાય છે, એટલે કે ત્હેણે પોતાનું લક્ષ દેશસેવાની બાબતો તરફ દોરવું જોઇયે. એ ખરૂં છે કે મ્હોટો થાય તો પણ તે કુટુમ્બના બંધનમાંથી દૂર થતો નથી. પરંતુ હવે આ બંધનો લોખંડના જેવાં સખ્ત નથી પણ રેશમી દોરીના જેવા સુંવાળા છે આ સમયથી દેશ જનતા ત્હેને એક વ્યક્તિ તરિકે સ્વીકારે છે કે જેથી કરીને તે સમગ્ર પ્રજાની પ્રવૃત્તિઓમાં પોતાની તરફનું ઉમેરણ કરી શકે.

અત્યાર સુધી મ્હેં પ્રજાત્વ શું છે તે સમજાવવા પ્રયત્ન કર્યો છે. આપણે જોયું કે તે અમુક સામાન્ય વિચારોથી બંધાયલી ભિન્ન ભિન્ન વ્યક્તિઓ અને મંડળોનું બનેલું છે; અને જે સત્તાઓ મળીને ત્હેની સત્તા બંધાયલી છે તેજ સત્તાઓ ઉપર તે સામ્રાજ્ય ચલાવે છે. અને વળી કૌટુમ્બીક કે બિજા કોઇપણ બંધનના કરતાં પ્રજાત્વના બંધનના હક વિશેષ છે.

હવે આપણે આ દેશ જનતાની લાગણીનું મૂળ શું છે તે તપાસીયે. જો ટુંકામાંજ કહીયે તો " સામાન્ય ભાવનાઓ, " આ બે શબ્દોમાંજ તે આવી રહેલું છે, પરંતુ આ બે શબ્દોજ ત્હેને માટે બસ નથી. કારણ કે કોઈ વળી એવો સવાલ કરશે કે આ " સામાન્ય ભાવનાઓનું " મૂળ શું છે? અને કેવા સંજોગો વચ્ચે, અને કેવી તરેહના લોકોમાં ત્હેમનો ઉદ્ભવ થાય છે? આ સવાલનો જવાબ આપવાનો પ્રયત્ન હું હવે કરીશ.

આનો સૌથી સ્હેલો ઉત્તર, જે દરેક જનના મનમાં આવી જાય છે તે એ છે કે; જે પ્રજા સામાન્ય જાતિ-કુળમાંથી ઉતરી આવી હોય, સામાન્ય ભાષા બોલતી હોય, અને સામાન્ય ધર્મ પાળતી હોય ત્હેની વચ્ચે " સામાન્ય ભાવનાઓ "નો ઉદ્ભવ થવાનો સંભવ છે. એટલે કે પ્રજાત્વનું મૂળ, જાતિ, ભાષા અને ધર્મમાં આવી રહેલું છે, કેટલેક દરજ્જે આ ખરૂં છે. એ તત્વો પ્રજાત્વ ઉત્પન્ન કરવામાં ઘણીજ અગત્યની મદદ આપે છે. પરંતુ તેમ થવામાં ત્હેમના વગર ચાલી નહિ શકે તેમ નથી. મ્હારૂં કહેવું એમ

છે કે જાતિ, ભાષા, અને ધર્મની ભિન્નતા એ એવી અડચણો નથી કે જ્હેને લીધે પ્રજાત્વનો ઉદ્ભવ થતો અટકે. કેટલાએકને મ્હારૂં કહેવું પણ ઉછાંછળુ લાગશે ખરૂં, પરંતુ વિચાર કરતા માલૂમ પડશે કે જાતિ, ધર્મ ને ભાષાની ભિન્નતા, દેશ જનતાના ઉત્પન્ન થવામાં કોઈ પણ કાળે કાઇ પણ હરકત કરતા થઇ પડી નથી. જો આ બાબતમાં ઐતિહાસીક પૂરાવા જોઇતા હોય તો તે પણ પુષ્કળ છે. સ્વીટ્ઝરલેંડ, જે યુરોપ ખંડમાં ઘણુંજ સરસ રીતે ચાલતું એક રાજ્ય છે, હ્રેના, જાતિ ત્યા ભાષાની ભિન્નતાના લક્ષ બિંદુથી જોતા ત્રણ વિભાગ કરી શકાય તેમ છે. ત્હાના કેટલાએક લોકો ફ્રેંચ છે, કેટલાએક જરમન છે, જ્યહારે કેટલાએક ઇટાલીયન છે અને આ ત્રણે દેશના લોકો ત્હેમની પોતાનીજ ભાષાઓ બોલે છે. વળી ધર્મ સંબધી ઐક્ય પણ ત્હેમનામાં નથી. આટલુ હોવા છતા પણ સ્વીટ્ઝર્લેંડ એક સ્વતંત્ર ગજ્ય છે, અને ત્યા પ્રજાત્વની બિલકુલ ખામી નથી. વળી બેલ્જીયમનો દાખલો લ્યો. ત્હાનો એક વિભાગ હોલાડની જોડે વધારે મળી જાય તેવો છે જ્યહારે બિજો વિભાગ ફ્રાન્સ સાથે વધારે મળતો આવે છે, તેમ છતાં પણ આખા બેલ્જીયમમાં સ્વદેશાભિમાનની લાગણી પ્રસરી રહેલી છે. વળી ફ્રાન્સ જેવા આગળ વધેલા દેશમા પણ કલેરીકલ્સ, અને પ્રોટેસ્ટન્ટ્સ, એ પ્રમાણે ધર્મના બે પંથો છે, અને ત્હેમની વચ્ચે, ભિન્નતા હેવી છે કે તેવી ભાગ્યેજ ભિન્ન કોઇ દેશમા હશે. તો પણ ફ્રાન્સ એક મહાન્ સામ્રાજ્ય છે. વળી અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ જુદી જુદી જાતિના અને ભિન્ન ધર્મ પાળનારા લોકો વસે છે. હાવા તો બિજા અનેક દાખલાઓ છે. અને ત્હેનુ કારણ પણ દેખીતું જ છે. ધર્મ અને જાતિની ભિન્નતાનો અર્થ શો છે ? શું તે એમ નથી કે જુદી જુદી જાતિના અને જુદા ધર્મ માનનાર લોકોના મત અમૂક બાબતમા ભિન્ન છે. ? હું ત્યા મ્હારા ભાઇ દરેક બાબતમાં ભિન્ન મત હોઇયે, પણ શુ તેથી હમે કૌટુંબિક બંધનથી ગંઠાયલા નથી ? તેવુ જ પ્રજાત્વની બાબતમાં છે. ત્હેના રેશમ જેવા સુંવાળા બંધનો ભિન્ન જાતિ ત્યા ધર્મના લોકોને બાંધેલા રાખે છે.

વળી સ્વદેશાભિમાનના તત્ત્વનું બિજું પણ એક મૂળ છે, જ્હેને મી. મીલ ઘણી જ અગત્ય આપે છે. હેવું કહેવામાં આવે છે કે પ્રજાકીય ઐક્યનુ ખરૂ મૂળ તો એજ છે કે તે પ્રજાનો ઇતિહાસ સામાન્ય હોય, દંતકથાઓ સરખી હોય, અને વળી પાછલા વખતમાં થયેલી લડાઇયોમાં મેળવેલી જીત કે હારને બધા સરખીજ અગત્ય આપતા હોય. પણ ઉપર બતાવેલા બિજા તત્ત્વોની માફક ઘણાજ જરૂરના છે તેમ નથી. ત્હેમના વગર પણ ચાલી શકે, આ કારણો પ્રજાત્વને મજબુત સ્હાય આપી શકે એટલી વાત તો ખરી છે, અને આ તત્ત્વોને લીધેજ ઇટાલીનો પુનરોદ્ધાર થયો અને ત્હાની પ્રજાએ સ્વતંત્રતા મેળવી, એ વાત પણ ખરી છે. પરંતુ સવાલ એ છે કે પ્રજાત્વને વાસ્તે આ મૂળ શુ ઘણું જ અગત્યનું છે ? સ્વીટ્ઝર્લેંડના લોકોએ પ્રજાકીય ઐક્ય મેળવ્યુ ત્યહારે શું તેઓને પાછલો સામાન્ય ઇતિહાસ હતો ? અમેરિકાની પ્રજામા પાછલી સામાન્ય દંતકથાઓનો ભંડાર હતો ? નહીજ. હાવા ઘણાય દાખલાઓ છે. ત્યહારે પ્રજાત્વનું ખરૂ મૂળ છે શું ? આપણે ઉપર કહ્યું તે પ્રમાણે તે મૂળ કાંઈ સજાતિયપણામા નથી, સામાન્ય ભાષામા નથી, સરખા ધર્મમા નથી, તેમજ સર્વ સામાન્ય ઐતિહાસિક અને બિજી દંતકથાઓ.

માં પણ નથી. ત્યારે તે છે શેમાં ? કયા તત્વે સ્વીસ લોકોને પોતાના અંતર્ભેદ ભુલાવી એકમેકની સ્હાયથી સામાન્ય પ્રજાત્વમાં પ્રેર્યા ? કયા તત્વે અમેરિકનોના મતભેદ ડુબાડી હેમને એક પ્રજા રૂપ બનાવ્યા ? આપણે કૌટુંબિક સંસ્થા તરફ નજર કરીશું તો હાનો ઉત્તર ઝટ મળી જશે. હું અને મ્હારો ભાઈ દરેક બાબત ઉપર જુદા વિચાર ધરાવીએ છીએ. છે છતાં હેવી કઈ લાગણી છે જે હમને બેને એક બિજા સાથે જોડાયલા રાખે છે ? એ લાગણી એ છે કે જે કૌટુંબિક ગૃહમાં હમે બે ઉછર્યા છીયે, રહીયે છીએ-તે ગૃહનો દરેકે દરેક ભાગ-હેનો ખુણો-ખાંચો-ભીંત-ઇટ-વી. બધુંજ જેટલું મ્હારૂં છે તેટલુંજ મ્હારા ભાઈનું પણ છે. હમે બે એકજ ગૃહના-કુટુંબના છીયે તે લાગણી હમને બાંધે છે. શું દુનિયામાં હેવું એક પણ બંધન છે કે જે હમને હમારા કુટુંબ કરતા વધારે બંધનમાં રાખે ? નહીંજ. પ્રજાત્વની બાબતમાં પણ તેમજ છે. સ્વિસ લોકોને ઉશ્કેરનારો મૂખ્ય વિચાર એજ હતો કે—" સ્વીટ્ઝર્લેંડની તસુએ તસુ ભૂમી હમારી છે, અહિંનાં પર્વત ગુફા—નદી—નાળા બધું હમારૂં એકલાનુંજ છે, અને બિજા કોઇનું નથી— "

" આ હમારી માતૃભૂમી છે " હેવો વિચાર તેજ ફક્ત પ્રજાત્વનું ખરેખરૂં મૂળ છે, એકજ માતૃભૂમીથી—સામાન્ય દેશથી—જે લોકો જોડાયલા છે તે લોકોને ન્યાત જાતના ભેદ, ભાષાની બિન્નતા કે ધર્મનું જુદાપણું કશુએ છુટા કરવાને સમર્થ નથી.

હવે જે બાબતને લક્ષમાં રાખી આ લેખ મ્હેં લખવા માંડયો છે તે બાબત ઉપર હું આવીશ. મ્હારો ખરો ઉદ્દેશ તો હેવું સાબીત કરી આપવાનો છે કે હિંદુસ્થાન જો પોતે સ્હમજી શકે તો હાલ જે સ્થિતિમાં તે છે હેમાં તે એક સામાન્ય પ્રજા છે જ. જો એક પ્રજાત્વના વિચારથી આખા ભારત વર્ષને જોડાવું હોય હેને તેમ કરતા અટકાવે હેવી એકે દુર નહિ કરી શકાય તેવી અડચણ નથી. એ ખરૂં છે કે ન્હાનપણથી જ ઇંગ્રેજ સરકારે આપણને એમ શીખવાડયું છે કે હિંદમાં ઘણી નાત જાતો હોવાથી અને ઘણા ધર્મ હોવાથી તે એક સામાન્ય પ્રજા તરિખે અસ્તિત્વ ભોગવી શકે જ નહિ. પરંતુ આ વાત ઉપર આપણે બિલકુલ લક્ષ આપવુ જોઇયે જ નહિ અને આપણા મન હાવી રીતે ભંભેરાવા દેવા જોઇયે નહિ. આપણે બરોબર સ્હમજવું જોઇયે કે પ્રજાત્વ પેદા કરવાને વાસ્તે જે એક જમીન જરૂરની છે તે સામાન્ય ભૂમી છે. અને આ સામાન્ય ભૂમી તો આપણી પાસે છેજ.

ઇંગ્રેજ સરકાર આપણને અવારનવાર કહ્યા કરે

વળી આ ઉપરાંત એક બિજી વાત છે તે એ છે કે—હેમને સામાન્ય દંતકથાઓ છેજ નહિ અને વળી ઇતિહાસની જે થોડી ઘણી વાતો હેમના ધ્યાનમાં છે તે હેમની જુદી જુદી જાતો વચ્ચે કડવાશની લાગણી ઉત્પન્ન કરે તેવી છે, કોઈ પણ કાળે હિંદુ ને મુસલમાન કે શીખને મરાઠા એકઠા જોડાવાનો સંભવ જ નથી. કારણ કે ઇંગ્રેજ સરકારનું માથાનું રાજ્ય સ્થપાયા પ્હેલા તેઓ અંદર અંદર લડયા જ કરતા હતા. આ તે લોકોનો આપણને એકઠા નહિ થવા દેવાનો છેલ્લોજ ઉપાય લાગે છે. કારણ કે આ પછી બિજી કોઈ દલીલ તેઓ આગળ ધરતા નથી. તે લોકો આમ કહે એટલે ન્હાના બાળકની માફક માની નહિ લેતા હેમને એકદમ સ્હામો જવાબ આપવો જોઇયે કે " ઇંગ્રેજ અને સ્કોટલેંડના લોકો એકત્ર કેમ થઇ શકે ? શું તેઓ છેક અત્યાર સુધી અંદર અંદર લડતા ન્હોતા ? શું સ્કોચ લોકો

ઇગ્રેજોનુ દગા ભરેલુ કરપીણુ કામ ભૂલી ગયા ? શુ તેઓ ઇલેકોની ખીણની અંદર ઇગ્રેજોએ ચલાવેલી ક્રૂરકતલ કોઈ પણ દીવસે ભૂલી જાય તેમ છે ? હા. આજ જવાબ ત્હેમને વાસ્તે બરાબર છે. અરે, એથી પણ વધારે ત્હેમને કહેવાનુ છે. ખુદ ઇગ્લંડમા જ બે પક્ષ હતા. તેઓએ પોતાના મત ભેદનો નિર્ણય લાવવાને માટે સખ્ત લડાઇ કરી હતી. અને આ બન્ને પક્ષો હજુ પણ ઇંગ્લંડમા હસ્તિ ધરાવે છે ફક્ત ત્હેમણે પોતાના નામમાજ ફેરફાર કર્યો છે, બાકી હજુ પણ ત્હેમનામા મતભેદ છે. આ બધુ હોના છતા પણ આ બન્ને પક્ષો અસલના વખતમા ત્હેમજ હાલના વખતમા પણ એક પ્રજાત્વના સામાન્ય વિચારથી બંધાયલા છે આ બન્ને પક્ષો પોતાની ગઇ ગુજરી સભારે તો ત્હેમની વચ્ચે કડવાશની લાગણી ઉત્પન્ન થાય તેમ નથી ? અને આમ હોના છતા, શુ તેઓ એકજ પ્રજા તરીખે જોડાયલા નથી ?

આપણે પણ એક પ્રજા નથી હેવા ખોટા ખ્યાલથી દોરાઇ નહિ જતા મનમા નક્કી જાણવું જોઇએ કે આપણે બધા એકજ પ્રજા છીયે શુ આપણામાનો દરેકજણ કોઇ પણ નાત કે જાતનો હોવા મ્હેવાં એક હિંદવાન નથી ?

આ બાબત ઉપર હુ સ્વામિની નિવેદિતાના શબ્દો ટાકીશ. "જ્હારે બધા સામાન્ય પાકથીજ પોષાય છે—જ્હારે દુકાળ પડે છે ત્હારે બધાનો સાથેજ મરો થાય છે—જ્હારે દરેક રૂતુને બધા સરખી રીતેજ વધાવે છે અને વરસાદ નથી પડતો તો બધા સાથેજ લાગાજ કકળાણ કરવા મંડી જાય છે-અને જ્હારે બધાની હાજતો—આશાઓ ભય-અને પ્રેમ એક સરખા જ છે ત્હારે આ બધાઓને કયા વિઘ્ન જુદા પાડી શકે તેમ છે ?" સત્યતાથી તપાસતા જે લોકો જોડાયલા છે તે લોકોને કયો માનુષી પ્રચાર જુદા કરવાને શક્તિવાન છે ?

જ્હારે "વંદે માતરમ્" નું પ્રજાકીય ગીત ગવાતું હોય છે ત્હારે દરેકે દરેક હિંદ પુત્રનુ હૃદય આનંદોર્મિથી ધડકતું નથી ?

---

વંદુ મા ! ત્હને,
સુજલ, સુફલ, હિમગિરિ પવને !
ધન્ય લીલોતરી સોહિત ત્હમને !
વન્દુ મા ત્હને !

ચાદની ચળકે, જામની પલકે,
કુસુમ વિકસે દ્રુમદળ લળકે,
વદન હસિત,
વચન વસિન,
સુખદ, વરદ, મા ત્હને !
વન્દુ મા ત્હને !

× × × × × × × ×
× × × ×

નમિયે નમિયે કમલે અમલે !
સુજલે સુફલે અતુલે ! મા ત્હને !

વન્દુ મા ત્હને !

જય, જય, જય, શ્યામલ સરલે !
ધરણી, તરણી હસિત ભૂષિતે !

વન્દુ મા ત્હને !

શું આ રસાળુ ને યશાળુ ગીત હીંદુ ત્હેમજ મુસલમાન સીખ ત્હેમજ મરાઠાની ભૂમિ હિંદના ગાન કરતું નથી ?

શું આ ગીત દરેક હિંદીની માતા ભારતભૂમીના ગુણ ગાતું નથી” ?

---

## * સીસ્ટર નિવેદિતાનો સ્ત્રી શિક્ષણ સંબંધી પત્ર

૧ લેવેડર ગાર્ડન્સ, લંડન ઈ વે

પ્રિય બંધુ,

ત્હમારો વિષય ઘણોજ ઉપયોગી છે, અને તે વિષે લખવાની મ્હને તક મળી તેથી ખરેખર હું મ્હને ઘણીજ ભાગ્યશાળી સમજું છું

ત્હમે જે છોકરીઓના શિક્ષણ વિષે લખો છો ત્હેમની ઉમર જણાવી નથી, પણ હું ધારૂં છું કે ત્હમે સર્વ વયની સ્ત્રીઓ વિષે સામાન્ય રીતે કહ્યો છો, અને તેટલા માટે ત્હમે યુવાન અવિવાહિત બાળાઓને બાદ કરતા નહિ હો વળી હું એમ ધારૂં છું કે ગુજરાતી ભાષા બોલતી કન્યાઓ માટે ત્હમારૂં કહેવું છે

બંગાળામાંથી સ્ત્રી શિક્ષકો ખોળી લેવા માટે હું સલાહ આપતી નથી કારણ કે બંગાળી સ્ત્રીઓ ગુજરાતી બોલી શકશે નહિ અને તેથી ત્હમને પરશિક્ષણથી વચ્ચે આવતી અડચણો ઘણી નડશે ઘણું ખરૂં અંગ્રેજી ભાષામાં ચલાવવું પડશે માનસિક તથા નૈતિક શિક્ષણ દૃઢ રીતે આપવા માટે સર્વ જ્ઞાનનો પાયો માતૃભાષામાં સુદૃઢ કરવો જરૂરનો છે તોપણ નિઃશંક એક સારી બંગાળી સ્ત્રી વ્યવસ્થાપક, એક અંગ્રેજી અથવા તો બીજી પરદેશી સ્ત્રીશિક્ષક કરતા અસંખ્ય દરજ્જે શ્રેષ્ઠ છે અને ત્હમે બીજા પુરતા ગુજરાતી શિક્ષકો તેણીના હાથ તળે મેળવો તો તેથી ઘણીજ સહાય મળશે ત્હમે તેવી સ્ત્રી માટે સલાહ માગતા હો તો મીસીસ એસ, સી સીરકાર-કે-મીસીસ એસ એસ બોર ૮૨-૩ અપર સરક્યુલર રોડ કલકત્તા-ઉપર લખો, મ્હને ખાતરી છે કે તે ત્હમને મદદ આપશે પરણેલી સ્ત્રી શિક્ષકની નોકરીમાં ઝટ મળી આવશે, જે તેણીના પતિ સાથે અમદાવાદ આવશે ।

---

* અમદાવાદના વેદસનાતન ધર્મોત્તેજક મંડળ તરફથી સ્ત્રી શિક્ષણ કેવા ધોરણ ઉપર અપાવું જોઇએ તે સંબંધી તેમનો મત તથા જો જરૂર પડે તો કોઇ સારી સ્ત્રી શિક્ષક મોકલી શકો કે કેમ એમ પુછવામાં આવતાં તેના જવાબમાં તે મંડળના સેક્રેટરી ઉપર તે બાઇએ આ પત્ર લખ્યો છે હાલમાં કાંઇક વિશેષ સ્ત્રી શિક્ષણના વિચારો ચર્ચાતા હોવાથી આ પત્રને લોકોની વિચારણાને અર્થે પ્રસિદ્ધ કરવો ઉચિત ગણ્યો છે

૧૭ બોસપરાલેન બાગ બજાર કલકત્તામાં આવેલી વિવેકાનંદની સ્કુલમાં સીસ્ટર ક્રીસ્ટાઇનનું કામ બતાવી આપે છે કે જ્યારે હિંદુ સ્ત્રીઓને, વ્હેમના ધર્મ અને અંધારણ તરફ માનપૂર્વક ઉત્સાહ ધરી શિક્ષણ આપવામાં આવે છે ત્યારે તેનો લાભ લેવા તેઓ અત્યંત આતુર હોય છે. તેણીએ શીવવા ભરવાના કામથી પહેલા શિક્ષણ શરૂ કર્યું. અને દરેક વયની સ્ત્રીઓ શીખવા માટે ત્યાં આવતી. વૃદ્ધ સાસુઓ તેમની પુત્રવધુઓને તથા માતાઓ તેમની પુત્રીઓને લેઇને આવતી, અને સર્વે સાથે મળી ઉલ્લાસથી શિક્ષણ લેતાં. અમે વળી ગીતામાંથી કેટલુંક વાંચતા, અને દુનિયાના ભિન્ન ભિન્ન દેશો વિષે નકશા સાથે વિવાદ કરતા. વર્ષ બે વર્ષ પછી તેણીએ યુવાન સ્ત્રીઓનો સામાન્ય શિક્ષણ માટે વર્ગ કાઢ્યો, અને આ પ્રમાણે હજુ ચાલે છે.

હું જાતે માનું છું કે, જે શિક્ષણથી સ્ત્રીઓને સ્વદેશાભિમાનથી વિમુખ કરે, એવું કોઈપણ શિક્ષણ તેમને નહિ આપવા બાબત હિંદ ડહાપણ તથા શૂરવીરતા બતાવે છે. પણ અલબત આપણે એ પણ યાદ રાખવું કે, સંપૂર્ણ જિંદગી અને પ્રજાત્વના શિક્ષણની સંપૂર્ણ પદ્ધતિએ એક ફળ છે. માટે આપણે જે સ્થિતિમાં હોઇએ, ત્યાંથી શરૂઆત કરવી જોઇએ. હમેશાં ઘણા ભાગે ગૃહમાંથી સારી નરસી ભાવનાઓ–અસરો ઉત્પન્ન થાય છે, અને નિશાળોમાં તો જ્ઞાન મળે છે. જો ભાવના ઘણી નિર્મળ અને મજબૂત હશે, તો જ્ઞાન તેના દાસ કરતાં કંઇ વિશેષ નથી, એટલે કે તમે તમારી નાની બાળકીઓને ઘેર સિખવવાની ફરજ બજાવી યથાર્થ ભારતપુત્ર થવાનો યશ પ્રાપ્ત કરશો, તો દુનિયાની એકે નિશાળ તમારી સંતતિને દેશાભિમાનથી કદાપિ ભ્રષ્ટ નહિ કરી શકે. નિશાળ અંતઃકરણની બાબતમાં ઘર કરતાં ઉતરતી છે, આ સત્ય તમને જાતેજ જણાશે.

મારે કહેવું જોઇએ કે, મુંબઇમાં આવેલી એક મોટી કન્યાશાળાની મુલાકાત લેતાં ૧૦–૧૧ વર્ષની બાળાઓને ટેનિસન મોઢે બોલતી મેં જોઇ; પણ તેમાંની ભાગ્યેજ કોઇએ સતી સીતા કે સાવિત્રીનું નામ પણ સાંભળ્યું હશે એવું મને જણાયું. આથી મને ઘણું આશ્ચર્ય લાગ્યું. આને શિક્ષણ કહેવાયજ નહિ. પણ તે એમ પણ બતાવી આપે છે કે જે ગૃહોમાંથી તેઓ શિખવા જતી હતી, તે ગૃહોમાં ઘણીજ ખામી હોવી જોઇએ.

હિંદના કોઈ પણ પ્રાંતમાં અત્યારે પુરતી યથાર્થ શિક્ષણ પામેલી સ્ત્રીઓ નથી, કે જે સ્ત્રીશિક્ષણનો બધો ભાર ઉપાડી શકે; તેઓને પુરુષોની સહાય તો જોઇએજ. આથી એમ નહિ સમજવું કે પુરુષોએ શાળામાં જવું. આના સંબંધમાં ફક્ત વૃદ્ધ પુરુષો સિવાય–હું સઘળું નાપસંદ કરીશ. આનો અર્થ એ છે કે, ઘરડા પિતાઓએ પોતાની નાની બાળાઓ સાથે સમજુતી સહિત ઉચ્ચ બાબતો વિષે વાતચિત ચલાવવી, અને ભાઇઓએ પોતાની બહેનો સાથે જ્ઞાનગોષ્ટી કરવી; એ એક પોતાની પવિત્ર ફરજ બનાવી જોઇએ, વળી શિક્ષકોએ મેજીકલેન્ટર્ન ( જાદુઈ ફાનસ ) દ્વારા શિખવવાને ચોકઠાં અને ચકલાં શેરીઓમાં તથા ગામડાઓમાં ભારત અને ભાગવતની કથા કરનારા માણભટ્ટોની પેઠે જોડાવું જોઇએ. અને આપણા ચાલાક યુવકોએ ખાસ કરીને વાચનમાળાઓ ( સ્કુલમાં ચલાવવા માટે ) તૈયાર કરવામાં તથા ચોપાનીઆમાં દેશી ભાષામાં લખવાને ખંતથી લાગવું જોઇએ.

# સ્ત્રીઓ માટે ઉપયોગી નવીન વાંચનમાળા કરવાની પ્રાર્થના.

એક અમારા સ્વદેશબંધુ તરફથી અમને જણાવવામા આવ્યુ છે કે તેમને સ્વદેશજનતા ઉપર રચાએલી સ્ત્રી શિક્ષણ માટે પહેલાથી ત્રીજા ધોરણ સુધીની વાચનમાળા જોઇએ છીએ આ કાર્ય ખાસ દેશહિતને માટે છે વાસ્તે આશા છે કે દરેક વિદ્વાન દેશહિતચિંતક પોતાથી બનતી મદદ આપવા તત્પર થશે જે દેશબંધુને આ કાર્યની સિદ્ધિમા સાધન ભૂત થવા ઇચ્છા હોય તેમણે નીચેની સુચનાઓ ધ્યાનમા લઇ પ્રસ્તુત વાચનમાળા રચવાનો આરંભ કરવો, અને તેને અમારી તરફ મોકલી આપવી તપાસ તથા ચુટણીને અર્થે નીમેલી વિદ્વાન જનોની એક ખાસ કમીટી પાસે તેની પસદગી કરાવ્યા બાદ તેને છપાવવામા આવશે

૧ પ્રસ્તુત વાચનમાળાની ભાષા શુદ્ધ, સરળ અને વ્યવહારૂ જોઇશે

૨ દરેક હિંદુ ધર્મીઓને ઉપયોગી તથા માન્ય થાય તેવા હિંદુ ધર્મનાં તત્વો તેમા ચર્ચાવા જોઇશે.

૩ ઘરવૈદુ, બાળકોની માવજત વિગેરે શારીરિક શાસ્ત્રના વિષયો તેમાં સમાવવા જોઇશે

૫ સતીસીતા, સાવિત્રી વિગેરેના શીયળ ધર્મવાળાં તથા વીર રસાત્મક ચરિત્રો ટુકમા આવવા જોઇશે

૫ વીર પુરૂષો તથા મહાત્માઓનાં જીવન ચરિત્રો પણ આવવા જોઇશે, જેવા કે પ્રતાપ, ગૌતમ વિગેરેના.

૬ સ્વદેશી તથા દેશજનતાપર ઉપયોગી ચર્ચા.

૮ નૈતિક શિક્ષણના પાઠો સત્ય વગેરે નીતિનો વ્યાખ્યાઓ તથા તેના દષ્ટાંતના પાઠો ( ઐતિહાસિક પૈર્ણાણિક )

૯ સ્ત્રીઓને અનુકૂળ આવે તેવા સારા કવિઓમાંથી ચુટેલા મન્થો.

૧૦ સ્ત્રીઓને ઉપયોગી ગૃહ વ્યવહારની તથા ગૃહ વ્યવસ્થાની ઉપયોગી બાબતો

૧૧ સ્ત્રી જનસમાજનું એક મુખ્ય અંગ છે એવું ભાન કરાવે એવા બોધ જનક પાઠ

ઉપર પ્રમાણે પ્રજાજનની વૃદ્ધિ કરે તેવી દ્રષ્ટિએ તે રચાએલી હોવી જોઇએ, જેથી કરીને ન્હાનપણથી બાળાઓના હૃદયમા ઉમદી છાપ પડતા સંસારની તેમજ દેશ પ્રત્યેની પોતાની ફરજો અદા કરવા તેઓ શક્તિમાન થાય

કેવળ સ્વદેશ ઉન્નતિની માર્ગે સિદ્ધિને માટેજ આ અમારી પ્રાર્થના છે, તેથી આશા છે કે અમારા વિદ્વાન ગ્રેજ્યુએટ તેમજ અન્ય ગુર્જર બન્ધુઓ પોતાના નવરાશનો સમય આ ઉપયોગી કાર્યમા મદદ આપવામાં ગાળવા પાછીપાની નહિ કરે.

આના સંબંધમા પત્ર વ્યવહાર નીચેના શરનામે કરવા વીનતી છે.

તંત્રી.
' ઉદ્બોધન ' ઓફીસ રીચીરોડ.
અમદાવાદ.

શ્રી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

Registered No. B. 680.

# ઉદ્બોધન

૧૨૦૨

असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय । बृहदारण्यक. १, ३, २८.

कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन । श्रीमद्भगवद्गीता. अ. २.



| | | |
|---|---|---|
| પુસ્તક ૨. | તંત્રવાહક અને પ્રકાશક. | સંવત ૧૯૬૫ કાર્તિક. |
| અંક ૭. | એક યુવક વર્ગ. | નવેમ્બર. ૧૯૦૮. |



વિષયાનુક્રમ.



વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. ૧-૦-૦. ટપાલ ખર્ચ ૦-૪-૦.

# ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

જનસમાજને ઉપયોગી હરેક વિષયોની ચર્ચા કરવાના ઉદ્દેશથી કેવળ પરોપકારાર્થે કાઢેલા આ માસિકે ગતવર્ષમાં કેવું કાર્ય બજાવ્યું છે તે અમારા સુજ્ઞ વાચકોને વિદિત હશે. અને વિશેષમાં તેમાંથી કોઈપણ રીતે નફો કરવાનો તેના પ્રવર્તકોનો વિચાર જ નથી તે, તેનો આરંભ બે ફોર્મથી થએલો તે ગ્રાહકોની સંખ્યામાં વધારો થયા સાથે અઢી અને ત્રણ ફોર્મપર જઈ સરેરાશ અઢી ફોર્મપર આવેલો, તે પરથીજ સ્પષ્ટ થશે. આ વર્ષથી તેને ચાર ફોર્મનું કરવામાં આવ્યું છે અને જેમ જેમ ગ્રાહકોની સંખ્યામાં હજી પણ વૃદ્ધિ થતી જશે તેમ તેમ તેના કદમાં વળી વિશેષ વધારો કરવામાં આવશે.

વિશેષમાં અમે આ વર્ષથી તેમાં લેવાના વિષયોનો મનનપુર્વક અભ્યાસ કરી તેની નિયમસર વહેંચણી કરી છે, અને તેને લખાવવા માટે સારા લેખકો સાથે ગોઠવણ કરી છે. ટુંકામાં તેને સર્વાંગે ઉપયોગી અને સુંદર બનાવવાનો અમે સંકલ્પ કર્યો છે, અને તે છતાં તેનું લવાજમ જેટલું જુજ હતું તેટલું જ, એટલે પ્રતિવર્ષ રૂપિયો એક પ્રમાણે રાખવાનો નિશ્ચય કર્યો છે.

આ અંક જે અમે બુક પોસ્ટથી રવાના કર્યો છે તે સ્વીકારાતાં અમે એમ સમજીશું કે અમારા ઉદ્દેશને પોષણ આપી આપ ગ્રાહક થઈ ચુકયા છો અને આશા છે કે હવે પછીનો અંક જો વિ. પિ. થી રવાને કરવામાં આવે તો તે આપ જરૂર સ્વીકારી આભારી કરશો.

## વિ શેષ.

અમારા ગ્રાહકોને લો. મા. શ્રીયુત તિલકની સુંદર છબી આપવામાં આવી છે, અને હજી જે નવા ગ્રાહકો થશે તેને તે આપવામાં આવશે

વળી જેનું લવાજમ આવી ગયું છે તેને ઉદયપુરના મહારાણા શ્રી નપાગ વીરરત્ન પ્રતાપની છબી આ વખતથી આપવા માંડી છે. વાસ્તે લવાજમ આપી તે આદર્શ રૂપ પુરૂષની છબી મંગાવી લેવી. છબી મોકલતા ભૂલ થઇ હોય તો તે લખી મંગાવી લેવી.

# ઉદ્બોધન.

" પેખ ઉદયગિરિ દૃષ્ટિ ઉંચી કરી,
" સૂર્ય ધીમે ધીમે આમ આવે. "

वर्ष २ जुं. ] कार्त्तिक, १९६५ [ अंक ७ मो.

## દિશાવલોકન.



તુર્કસ્થાન

When a deed is done for Freedom, through the broad earth's aching breast
Runs a thrill of joy prophetic trembling on from East to West
And the slave where'er he cowers feels the soul within him climb
To the aweful verge of manhood, as the energy sublime
Of a century bursts full blossomed on the thorny stem of time.

* * * * * * *

*Lowell.*

જ્યારે સ્વતંત્રતાને માટે કોઈ કાર્ય થાય છે ત્યારે વિશાળ પૃથ્વીની પીડાતી છાતી-માંથી હર્ષનાં રોમાંચ પ્રસરે છે, તે ભવિષ્યનું સૂચન કરે છે અને પૂર્વથી પશ્ચિમ એનો ધ્રુજારો વ્યાપે છે, જ્યારે સૈકામાં ઉત્પન્ન થનાર ઊંચી શક્તિ કાળના કાંટાવાળા થડઉપર સંપૂર્ણ રીતે ખીલી નીકળે છે ત્યારે જ્યાં જ્યા ગુલામો દાસત્વ ભોગવે છે ત્યાં ત્યા ત્હેમને ત્હેમના આત્મા મનુષ્યત્વની દમામદાર સ્થીતિએ ચઢતા જણાય છે.

* * * * * * *

લોવેલ.

**પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના.**

આજથી એ મહિના ઉપર જે દિવસે મક્કે રેલ્વે થયાની ખુશાલીમા આપણા આખા હિન્દુસ્થાનના મુસલમાનભાઇઓએ જાહેર તેહેવાર પાળ્યો હતો, અને મસજીદોમાં ને બજારોમા રોશનાઈ કરીને રંગ રંગીન ધ્વજ પતાકાઓ બાંધી દીધી હતી તેજ દિવસે ગયા સપ્ટેમ્બરની ૧ લી તારીખે તુર્કસ્થાનની ભાગ્યશાળી પ્રજાએ સ્વરાજ્ય મેળવ્યુ

**પાછલો ઇતિહાસ**

એશીઆઈ અને યૂરોપી તુર્કસ્થાન ઘણા પ્રાચિન કાળથી પ્રસિદ્ધ છે. અરબસ્તાન ઈરાન, અને ચીનના મહાન વિચારો ગ્રહણ કરીને એ પૂર્વ દેશની મહાન પ્રજાઓના સુધારાના લાભ યૂરોપખંડની પ્રજાઓને એણે અસલનાં વખતમા ઘણા આપ્યા છે. ઈસી સન પૂર્વે ૨૦૦ વર્ષ ઉપર રોમન લોકોએ એ દેશ જીત્યો હતો ઈ. સી. ૩૧૮ ની સાલમા રોમન શાહનશાહ કોન્સ્ટેન્ટાઇને રાજગાદી રોમથી તુર્કસ્થાનના બાઇઝેનટીયમ શેહેરમા આણી આ શેહેરનુ નામ પોતાના નામ ઉપરથી કોન્સ્ટેન્ટીનોપલ પાડ્યું હતું જે પુરાતન શેહેર હજી સુધી તુર્ક રાજ્યની રાજગાદીનુ પાયતખ્ત છે ત્યાર પછી આખો દેશ જોતુ એણે ઘણી લડાઇઓ થયેલી છે અને મહાન બુદ્ધ ધર્મ ક્રીશ્ચીઅન ધર્મ અને મુસલમાન ધર્મના અનેકવિધ સંયોગોથી કંઈ કંઈ રંગ ત્યાંથી ખીલ્યા છે એજ મુલકમાંથી જંગીઝખાન ચીન દેશ ઉપર અને આપણા હિન્દુસ્થાન ઉપર ચઢી આવ્યો હતો મુગલવંશનો મૂળ પુરુષ લંગડો તૈમુર જેની ઘોર લ્હડાઇઓનું જ્ઞાન આપણે છેક ગુજરાતી નિશાળોમાંથી મેળવેલું તે તૈમુર આજ દેશમાંથી આવેલો અને આપણા દેશમાં મુગલ વંશની સ્થાપના કરનાર બાબર પણ એનાજ વંશનો હતો ઈ સી ૧૩૦૦ ની સાલમા ઓથમાન નામના એક તુર્ક સરદારે હાલના સુલતાન જે વંશના છે તે વંશની સ્થાપના કરી હતી અને એનાજ નામ ઉપરથી આજ સુધી તુર્ક રાજ્ય ઓટ્ટમાન સામ્રાજ્ય તરીકે ઓળખાય છે ઈ સી ૧૪૫૩ ની સાલમાં તુર્કોએ કોન્સ્ટેન્ટીનોપલ લીધું અને પ્રાચીન રોમના પૂર્વ દેશમાના રાજ્યનો અંત આણ્યો

યૂરોપના આજકાલના બળવાન ખ્રીસ્તી રાજ્યો આજે તુર્કસ્થાનને " ધોળે દિવસે લુંટવા નીકળ્યાં છે " તેજ ખ્રીસ્તી રાજ્યોને ઈ સ્વી પંદરસે સોળસેમા તુર્કસ્થાને ત્રાસ ત્રાસ પોકરાવ્યો હતો જે રશીઅનું રાજ્ય હમણાં ફીટતો યુવક તુર્કસ્થાન પાસેથી પચાવી પાડવા બેઠુ છે તે આખુ રાજ્ય છેક હમણા સુધી તુર્ક રાજ્યને તાબે હતું ઓસ્ટ્રીયા આજકાલ તુર્કસ્થાનના બોસનીયા, અને હર્ઝેગોવીના પ્રાન્તો હમેશને માટે પોતાના કરી લેવાની યુક્તિઓ રચે છે તે ઓસ્ટ્રીયા હંગરીનું પાટનગર વીએના તુર્ક લોકોએ એ કાળમાં બે વખત સર કર્યું હતું અને આ અભિમાની ઓસ્ટ્રીઆના તે વખતના રાજકર્તા ફરડીનાન્ડને સુલતાન સુલેમાન આગળ ઈ સ્વી ૧૫૩૩ મા એટલેસુધી તાબેદારી સ્વીકારવી પડી હતી કે સુલતાનના વજીરની પદવી જેટલો હોદ્દો લેવા એણે ખુશીથી કબુલ કર્યું હતું

સુલતાન સુલેમાન એમનામાં એક મહાન રાજકર્તા થઇ ગયો છે એના વખતમા

**જાહોજલાલીનો કાળ** તુર્ક રાજ્યનો વિસ્તાર ઘણો વધ્યો હતો અને લોક આબાદ અને સુખી હતા. રાજ પદ્ધતિના ઉત્તમ પ્રકારના નિયમો એણે રચ્યા હતા અને મુલકની વ્હેંચણી જુદા જુદા પ્રાન્તો પાડીને બહુ વખાણવા લાયક રીતે કરી હતી. પ્રજાને બધી ઝીણીઝીણી બાબતોમાં સુખ આપવાની કાળજી એને એટલી બધી હતી કે છેક અનાજ અને ખાધા ખોરાકીની ચીજોના ભાવ પણ એણે કાયદાથી નક્કી કર્યા હતા. અને દેહાંતદંડની શિક્ષા ઉપર એને એટલો બધો અણગમો હતો કે એવી શિક્ષા એણે ઘણી ઓછી કરી નાંખી હતી. દેશપરદેશના વ્યાપારીઓને એ ઘણુંજ ઉત્તેજન આપતો અને પરદેશના માલ ઉપર જગાત પણ નામનીજ લેતો. એના વખતમાં જુદી જુદી જાતના લોકોને ગમે તે ધર્મ પાળવાની છુટ હતી.

પોતાના સુધરેલા રીતરિવાજનું અભિમાન રાખનારા હાલના પાશ્ચાત ખ્રીસ્તીલોકો પોતાનો વ્હેપાર વધારવાને અને પારકા દેશનો વ્હેપાર તોડી પાડવાને આજ સુધી કંઈકંઇ પ્રપંચો કરી રહ્યા છે. પરદેશના લોકો પોતાના રાજ્યમાં આવીને ફાવી જશે એ બ્હીકથી એ લોકો આફ્રીકામાથી, આસ્ટ્રેલીઆમાંથી અને કેનેડામાથી આપણા હિન્દુસ્થાનના લોકોને અને એશીઆટીકોને પોતાના રાજ્યોમાથી કાહાડી મૂકવાને કેવા નીચ, કેવા સ્વાર્થી અને કેવા અધર્મી કાયદાઓ પડે છે તે વર્ત્તમાનપત્રો વાંચનારાની જાણ બ્હાર નહીં હોય.

જે તુર્કી પ્રજાને હજી પણ આ ખ્રીસ્તી લોકો જંગલી ધર્માંધ અને સ્વાર્થી કહી કહીને ગાળો ભાંડે છે એ લોકોમાં આજથી ત્રણસેં વર્ષ ઉપર મહાન સુલેમાનના વખતમાં દેશપરદેશના લોકોને ગમે તે જાતનો વ્હેપાર કરવાની છુટ હતી, એમના જાનમાલનું રક્ષણ સંપૂર્ણ રીતે થતું, એમના તરફ ઘણોજ ભાવ રાખવામાં આવતો, ગમે તે ધર્મ પાળવામાં હરકત ન્હોતી અને પરરાજ્યના માણસો કંઈ ગુન્હો કરે તો એમના લોકોની જ્યુરી મેળવીને એમના દેશના કાયદા પ્રમાણે કામ ચલાવવાની ગોઠવણ હતી. રાજ્યપદ્ધતિ અને જનસમાજમાં સામાન્ય સુધારો થયો તેની સાથે સાથે તુર્કી સાહિત્ય પણ સુલતાન સુલેમાનના વખતમાં ઘણું વધ્યું હતું. એ પોતે તત્વજ્ઞાની અને કવિ હતો એનાં કાવ્યોમાં પવિત્ર નીતિ તરફનો એનો પ્રેમ અને પ્રજા તરફ એની દયાની કોમળ લાગણી જણાઇ આવે છે. એ વિદ્વાનોને ઘણો આશ્રય આપતો હતો. તેથી એ કાળમાં ત્યાં ઘણાં કવિઓ અને લેખકો ઉત્પન્ન થયા હતા. ઇતિહાસનાં, કાયદાનાં અને વાર્તાઓનાં ઘણાં ઉત્તમ પુસ્તકો એ કાળમાં લખાયાં હતાં.

તત્વજ્ઞાન અને ધર્મના સિદ્ધાંતોમાં લોકોની સમજણ ઘણી વધી ગઈ હતી. સરળ કુરાનને બદલે ઘણા ઢોંગ અને વ્હેમ જુના વખતથી ચાલી આવતા હતા તે દૂર કરી સુધારકો અને વિદ્વાન વિવેચકોના પ્રતાપે એ ઉત્તમ ધર્મનું ખરૂં રહસ્ય લોકો સમજવા શક્તિમાન થયા હતા. શિલ્પ કામ અને કળાકૌશલ્ય પણ સુલતાન સુલેમાનના વખતમાં કેવું ઉચ્ચ સ્થિતીએ પોહોંચ્યું હતું એની ખાત્રી તુર્ક રાજ્યમા જુદે જુદે ઠેકાણે આવી રહેલી જુની મસજીદોની ભવ્ય કારીગરી ઉપરથી થાય છે.

પણ ચ્હડતી પડતી એ આ સંસારનો મહાન નિયમ છે. સુલતાન સુલેઃ
વખતમાં પ્રાપ્ત કરેલી શ્રેષ્ટતા લાંબો વખત તુર્કી પ્રજા ટકાવી

પડતી.

નહી. ધન અને મ્હોટાઇના છરમાં કોઇપણ પ્રજા નીતિના ને
ના મહાન્ નિયમો તોડે તો એ પ્રજાની પડતી થયા વગર
નથી. એની પછીના સુલતાનો રાજાઓના મહાન્ ધર્મ ચુકી એશઆરામ અને ચેન
માં પડયા; બુદ્ધિશાળી અને અનુભવી પ્રધાનોને બદલે ધીમે ધીમે ખુશામતીઆ
પ્રપંચી માણસોના હાથમાં રાજ સત્તા આવવા લાગી. અને ઝનાનાની કપટજાળ પ્ર
વધારે ને વધારે દુઃખ ઉપજાવનારા થઇ પડયાં.

મહાન્ તુર્ક પ્રજા પણ ધીમે ધીમે પવિત્ર કુરાનની આજ્ઞાનો ભંગ કરી શરા
અને રંડીબાજીમા ફસાતી ગઈ. પોતાના કર્ત્તવ્યે ચુકીને મોજશોખમાં પડી. એજ કે
સ્ટ્રીઆએ ઇસ્વી. ૧૫૭૧ માં એના નૌકાસૈન્યનો નાશ કર્યો અને ઈ. સી ૧૯૩૭
આ કીર્તિવંત રાજ્યની ધીમે ધીમે ઉતરજ પડતી થઈ ગઈ, દર્મીયાનમાં યુરોપખંડ
રાજ્યો સુધરતાં ગયા, ત્યાંના લોકોમાં કેળવણી વધી બુદ્ધિ ખીલી બળ વધ્યું વિજ્ઞાનશાસ્ત્ર
અનેક જાતની શોધો થઈ અને સુધારા વધારાના આ યુગમાં તુર્કસ્થાન જમાના
પાછળ પડી ગયું

આખા યૂરોપનાં મ્હોટાં ખ્રીસ્તી માહારાજ્યોએ એ વખતે ધર્મ ફેલાવવાને બ્હા
વ્હેપાર વધારવા અને મૂલકો જીતવાની અને ગમે તે પ્રકારે જબ
યુરોપના રાજ પ્રપંચ થઇ નબળા લોકોનો ભક્ષ કરી જવાની રાજનીતિ ધારણ કરી હતી
આખા યૂરોપખંડનાં બધાં રાજ્યો ખ્રીસ્તી ધર્મના હતા. એમન
મનમાં તે વખતે કંઇક એવો જ ખ્યાલ ભરાયો હતો કે આખી પૃથ્વી ઉપર આપણે
રાજ કરવા લાયક છીએ અને બીજા લોકો આપણાથી ઉતરતા હોવાથી આપણે તાબે
રહેવા લાયક છે. પ્રથમ એમના જ ખંડમાનું મુસલમાની ધર્મનું બળવાન તુર્કી રાજ્ય
એમને ખુચતું હતું. એ બધાં રાજ્યો જે વખતે નવી નવી શોધોનો લાભ લઈ સુધારા
વધારા કરે જતાં હતાં તે વખત તુર્કસ્થાન માંદા માણસની પેઠે અનેક વ્યાધિઓથી પી-
ડાતું હતું. " પૈસો ધર્મમાં અને બળ બીજાઓને મદદ કરવામાં વપરાય તો જ સાર્થક
છે " પણ એ નીતિ યૂરોપનાં ધનવાન અને શક્તિમાન રાજ્યો હજી શીખ્યાં નથી.
તુર્કસ્થાનને મદદ કરવાને બ્હાને પોતાના સ્વાર્થ સાધી લેવાની અનેક જાતની યુક્તિઓ
રૂશીઆ, જર્મની, ઇંગ્લંડ, ફ્રાન્સ અને બીજા ઘણા રાજ્યો લાંબા વખતથી કરે જાય
છે અને જ્યારે જ્યારે પ્રસંગ આવે છે ત્યારે ત્યારે પેલી બે બિલાડાં અને વાંદરાની વાતમાં
લખ્યું છે એવું નાટક બધાં વારાફરતી જરા જરા " પ્લૉટ " માં ફેરફાર કરીને ભજવે
છે. એક કાળે જે તુર્કરાજ્ય એશિઆ યૂરોપ અને આફ્રીકાના ત્રણે ખંડોમાં વ્યાપેલું
હતું તેની પાસેથી ધીમે ધીમે ઉપરનાં રાજ્યોએ કંઇ કંઇ મુલકો પડાવ્યા છે. અને અ-
ત્યારે યૂરોપખંડમાં એનો વિસ્તાર ફક્ત મુંબઇ ઇલાકા જેટલો રહ્યો છે. આફ્રીકામાંથી
ઇજીપ્ત આખો ઇંગ્રેજ સરકારના તાબામાં આવ્યો છે અને એશિઆમાંના એના રાજ્ય-
ના મ્હોટા ભાગમાં જર્મનીએ પગ પેસારો કરેલો છે. તુર્કસ્થાનમાં એટલેથી હજી પતશે

એમ લાગતું નથી. જેમ દિવસ જતા જાય છે તેમ નવી નવી બીનાઓ આજકાલ ન્યુસ પેપરોમાંના છેલ્લા તારોમાં તુર્કસ્થાન સબંધી આવ્યે જ જાય છે.

**૧૯ મી સદીમાં તુર્કસ્થાન**

એક કાળનું મહાન્ રાજ્ય આજે તો છેક નરમ થઇ ગએલું છે અને તેની પડતી લાવવામા ખ્રીસ્તી રાજ્યોએ પોતાના પવિત્ર ધર્મનાં ઉદાર ફરમાન તોડી ભગવાન ક્રાઇસ્ટના અનુયાયીના નામને કલંક લગાડયું છે ખરૂં, પરન્તુ બધો જ વાંક એમનો કહાડવો યોગ્ય નથી.

ગયાં સો વર્ષથી તુર્ક દેશનાં પોતાનાં કર્મ પણ આજ પરિણામ લાવે એવાં હતાં. જે વખતે દેશને સુધારવાની, વ્યાપાર વધારવાની, રેલ્વે, તાર, પોસ્ટ વિગેરે ખાતાં કહાડવાની અને કેળવણી ફેલાવી દેશને ઉપયોગી જ્ઞાન આપી ઉદ્યાગ હુન્નર ફેલાવવાની જરૂર હતી તે વખતે સુલતાનો તથા આગેવાનો મોજશોખ અને એશઆરામમાં ગુલતાન થઈ રહ્યા હતા. લસ્કરના સિપાઇઓના હથીયાર પુરાણા કાળના ચાલે જતાં હતાં. અને એમને પુરા પગાર પણ આપવામાં આવતા નહી, નૌકાસૈન્ય અસ્ત વ્યસ્ત હતું. લાંચ રૂશવત પુષ્કળ ચાલતી; રાજના વઝીરોથી તે બધા રૈયતને જેમ લુટાય એમ લુંટતા: જાન માલની સલામતી ન્હોતી, દરબારમાં ન્યાય બરાબર મળતો નહી. લોકો ઉપર કર સખત નાખવામાં આવતા અને તેથી ખેડુત અને ઢોર ઉછેરી ગુજરાન કરનાર ગરીબ લોકોનો પુરો મરો થયો. અમલદારો ખુશામતીઆ, નીચ પ્રપચી અને દેશદ્રોહી થઈ ગયા હતા. રાજમાં અંધાધુની ખુબ જ ચાલતી.

સુલ્તાનો નવી નવી જાતના મેહેલો અને બંગલા બંધાવવામાં પડયા હતા, ફ્રાન્સ અને લંડનથી નવી નવી ફેશનના પોશાક, ગાડી ઘોડા, અને ફરનીચર લખ્ખો રૂપીઆના આવતા અને ઝનાનાની ખૂબસુરત બેગમોને માટે ઝવાહીર અને અલંકારોમાં અઢળક ધન પાણીની માફક રેડાતું. ધીમે ધીમે રાજની તીજોરી ખાલી થઇ ગઇ અને પરદેશના વ્હેપારીઓ પાસે એમનાં રાજ્યોની જામીનગીરીથી વ્યાજે નાણાં લેવાં પડયાં, હિસાબ ચોખ્ખો રહ્યો નહીં અને શાખ પરરાજ્યોના બજારોમાં ઓછી થઈ. છેવટે રૂશીઆના એલચીએ સલાહ આપી તે વડા તુર્ક વઝીર મહમદ પાશા અને સુલતાન અબ્દુલ આઝીઝે પાળી ને વ્યાજે લીધેલા નાણાં આપવાની ના કહી ને આખા રાજ્યને દેવાળીયું કર્યું. એમાં ન્હાની ન્હાની મુડીવાળા હજારો લોકો રોયા અને આથી એ પ્રજા તરફ જે કોઇ થોડાં રાજ્યોને લાગણી હતી તે પણ જતી રહી. ઇ. સ્વી. ૧૮૭૭ માં રૂશીઆ અને તુર્કસ્થાન વચ્ચે મહાન્ યુદ્ધ થયું એમાં તુર્કસ્થાન હાર્યું અને પાયમાલ થયું.

**હાલનો સમય.**

હાલના સુલતાન અબ્દુલ હામીદ ૧૮૭૬ ના ઓગસ્ટની ૩૧ મી તારીખે ગાદીએ આવ્યા છે. એ બાહોશ, બુદ્ધિશાળી, ઉદ્યોગી અને પ્રજાના કલ્યાણને માટે ઘણી લાગણીવાળા છે. સ્વભાવે સાદા અને સરળ છે અને કામ બધું હમણાં હમણાંનું એકલે હાથે કરતા હોવાથી ઉંઘ પણ માત્ર પાંચ કલાકની કરી નાખી છે. પણ એમની આસપાસના સેક્રેટરીઓ અને પ્રધાનો

એ અત્યાર સુધી લોકોની સ્થીતિનો ખરો ખ્યાલ એમના કાન સુધી આવવાજ દીધો ન્હોતો અને પેહેલાંના જેવું અંધેર અને પોલાળ રાજ્યમાં હમણાં સુધી ચાલતા. તીજોરી ખાલી રહેતી. એથી મુલ્કી કે લશ્કરી બન્ને ખાતામાં નોકરોને પગાર મહિનાના મહિના સુધી મળે નહીં, નૌકાસૈન્ય છેકજ ખખડેલી હાલતમાં આવેલું અને વ્હેપાર રોજગાર પડી ભાગ્યો. વસ્તીના બધાજ ભાગમાં મોંઘવારી દુઃખ અને નિરાશા સર્વત્ર હદ્દ સુધી જોવામાં આવતાં. તુર્ક રાજની નબળાઇનો લાભ લઇને કેટલાએ પ્રાન્તો હમણાં હમણાંનાં પાશ્ચાત્ય રાજ્યોના રક્ષણ નીચે સ્વતંત્ર થઇ પડ્યા છે અને એની હદ ઓછીને ઓછી થતી જાય છે. ગ્રીસ પેહેલું છુટ્યું એની પછી રોમાનીઆ અને સર્વીઆ સ્વતંત્ર બન્યાં અને ત્યાર પછી ઓસ્ટ્રીઆના રક્ષણ તળે બોસનીઆ અને હર્ઝેગોવીના ગયાં છે. બલગેરીઆ ખંડણી આપવાની સરતે સ્વતંત્ર થયું અને ઇજીપ્ત ઇંગ્રેજ સરકારને કબજે થયેલું છે. રાજ્યનો મ્હોટો ભાગ રૂશીઆ, ગ્રીસ અને મોન્ટીનીગ્રોએ મેળવ્યો છે. અને એમનું જોઇને અર્માનીઅનો મેસીડોનીઅનો અને આરબો પણ છુટા થવાની કોશીશમાં હમેશાં રહે છે.

જાગૃતિ.

પરન્તુ હવે આ બધી વાતો જુની થઈ ગઈ છે. એશીઆની લાંબી ઉંઘનો હવે અંત આવ્યો છે અને તુર્કસ્થાનમાં એક કેળવાયલો સ્વદેશાભિમાની અને બળવાન વર્ગ લોક સમૂહમાંથી ઉત્પન્ન થયો છે. એજ "યુવક તુર્ક મંડળ" ના પ્રયાસથી તુર્કસ્થાનમાં પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઇ છે. અને એમનેજ હાથે એ પુરાતન પ્રજા પાછી પુનરોદ્ધાર કરશે એમ લાગે છે. લાંબા સમયે જે તુર્ક પ્રજા બહુજ જુલમી અને નાસદાયક રાજસત્તા નીચે દબાયલી હતી તે આ મહિમાવાન યુગમાં સ્વતંત્રતાની ખુલ્લી હવામાં ફરવા લાગી છે અને થોડાજ વખતમાં એ આખા રાજની ઉન્નત સ્થીતિ થવા પામે એને માટે પ્રાણતોડ મ્હેનત કરવા લાગી છે. નાટકમાં એક સીન પછી બીજો સીન જેમ ઝપાટાબંધ બદલાઇ જાય છે તેટલીજ ઝડપથી કોન્સ્ટેન્ટીનોપલમાં એકહથ્થુ રાજપદ્ધતિ બદલાઇને પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઈ ચુકી છે. જુના કાળનું એ જાગ્રતિ વગરનું સુસ્તશેહેર આજે ધામધુમ અને ઉત્સાહથી ગાજી રહ્યું છે. નગરજનોના મ્હોં ઉપર નવુંજ એક નવુંજ તેજ પ્રકાશી રહ્યું છે. ચાલુ બનાવો ઉપર જાહેર સભા જેસભેર, ચરચા ચાલી રહી છે, અને પેલેસમાં, મોહોલ્લાઓમાં સર્વ, સ્થળે આનંદ આનંદ થઈ રહ્યો છે. જમાનાના સુધીને તુર્ક સ્ત્રીઓ પણ સભાઓ ભરી જગતને દિંગમુઢ, કરી રહી છે અને દેશોદ્ધારના ઉત્સાહમાં નવું બળ પ્રેરે છે. વર્તમાનપત્રો આ થોડા દિવસમાં ઘણાં વધી ગયાં છે અને નવી નવી ખબરો બનતી જાય છે તેમ વધારા ઉપર વધારા, કહાડી બજારોમાં અને મોહોલ્લાઓમાં માર્ગે વેગે ખબરો ફેલાવાઇ છે. છાપાં વેચનારા છોકરાઓને આજકાલ તડાકો છે. પદભ્રષ્ટ થયેલા પહેલાંના દુષ્ટ પ્રધાનોનાં મશ્કરીમાં દોરેલાં ચિત્રો વેચનારા બહું પૈસા કમાય છે. જુના વખતમાં સુલતાનનો છબીઓ વેચવાની બંધી હતી તે પણ હાલ જથ્થાબંધ ખપે છે. આ બધી ધામધુમ કોન્સ્ટેન્ટીનોપલમાં પ્હેલા કદી જોવામાં આવતી નહીં, ત્યાં ગયેલા મુસાફરો લખે છે કે હમણાં તો જાણે લંડનમાં કે પારીસમાં ફરતા હોઇએ એવો શોર બકોર થઈ રહ્યો છે.

ખ્રીસ્તી લોકો બહુ લડાઈઓ પછી અને લોહીની નદીઓ વ્હેવડાવીને જે એક હ-
ત્થુ સત્તાના દોર ઘણેકાળે તોડી શક્યા હતા તે કાર્ય તુર્ક પ્રજાએ એક પખવાડીયામાં
પૂર્ણ શાન્તિથી પાર ઉતાર્યું છે. ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાય એવા આ બનાવો
તુર્કસ્થાનમાં જેવી રીતે બન્યા છે એવી રીતે દુનિયાના કોઇ પણ મુલકમાં, ક્યાંએ બ-
ન્યા નથી. બીજી પ્રજાઓએ જે સ્વતંત્ર મેળવતાં ખુનામરકી અને ત્રાસ ફેલાવ્યાં હતાં
તેજ સ્વતન્ત્રતા તુર્ક લોકોએ લોહીનું એક ટીપું પાડયા વગર પ્રાપ્ત કરી છે.

આ દેખાવ તુર્કસ્થાન જેવો મુલક જે આધુનિક પ્રકારની કેળવણીથી અને નવા
સુધરેલા રીતરીવાજથી બહુજ પાછળ હોય એમ માનવામાં આવતું હતું ત્યાં ઉપર ઉપ-
રથી જોતાં બહુજ નવાઇનો અને સમજી ના શકાય એવો લાગે છે પણ ઉંડા ઉતરીને
તપાસ કરતાં માલુમ પડે છે કે એ બધું બ્હારથી લાગે છે એમ ફક્ત ૧૫ દિવસનું કે
મહિનાનું કામ નથી. પણ વર્ષોનાં વર્ષો સુધી એ દેશના મહાત્માઓએ આ ફળ પ્રાપ્તિને
સારૂ જે અથાગ પ્રયાસો કર્યાં છે તેને પ્રતાપે બનેલું છે.

**નવીન તુર્કમંડળ.**

**નવીન તુર્કમંડળ** જેને પ્રતાપે આ વખત આવ્યો છે એની સ્થાપના ઈ. સ્વી.
૧૮૭૬ માં આજથી ૩૨ વર્ષ ઉપર થઈ હતી. ચાલુ જમાનામાં
દેશ વિદેશોમાં જે સુધારા વધારા થઇ રહ્યા છે તેનુ જ્ઞાન બરાબર
મેળવી તે વખતથી ઉત્સાહવાળા જુવાન તુર્કો લાંબી ઉંઘ ત્યાગી
સ્વદેશાભિમાન પ્રાપ્ત કરી દેશોદય કરવાના ઉદ્દેશથી એક થયા હતા. યૂરોપ દેશની ભા-
ષાઓ, ખાસ કરીને ફ્રેન્ચ અને ઈંગ્લીશ શીખી એ લોકો સમયોચિત શક્તિ મેળવી
શકયા હતા અને ન્યુસપેપરો, પુસ્તકો અને લખાણોદ્વારા પોતાના જાતભાઇઓને સુધરેલા
રાજકારભારથી એ દેશોમાં લોકો કેટલું સુખ ભોગવી શકે છે તે સમજાવતા હતા.

ધીમે ધીમે એમનું બળ એટલું વધ્યું કે અમલદાર વર્ગે એમાંના કેટલાકને રાજદ્રોહી
ઠરાવી દેશનિકાલ કર્યા કેટલાકને કેદમાં પૂર્યા અને કેટલાક સ્વતંત્ર મતનાં વર્તમાન પ-
ત્રોને બંધ કર્યાં અને માત્ર ખુશામતીયાં પત્રો ચાલવા દીધાં. સુલતાનને સમજાવ્યું કે
આ લોકો આપનો જાન લેવાની ખટપટમાં પડયા છે એટલે સુલતાન લોકોથી દૂર અને
વધારે દૂર લશ્કરના રક્ષણ હેઠળ રેહેવા લાગ્યો. કોઇ વિરલ પ્રસંગે સુલતાન બ્હાર નીકળે
તો હજારો લશ્કરી પેહેરગીરો સાથે રાખ્યા વગર નીકળતો નહીં.

પેહેલાં તો **નવીન તુર્કમંડળે** પોતાનું મુખ્ય મથક સ્વીત્ઝરલેન્ડના જીનીવા શ-
હેરમા રાખ્યું અને પોતાના સિદ્ધાન્તોનો પ્રચાર કરવાને વર્તમાન પત્રો ત્યાંથી કાઢાડવા
માંડયાં. ધીમે ધીમે વિદ્વાન અને દેશદાઝવાળા ઘણા ઉત્સાહી યુવકો એમાં જોડાયા. બે
વર્તમાન પત્રોથી વધીને એમનાં મોટા વખત ઉપર ૧૩ પત્રો નીકળતાં થયાં અને તે
દ્વારા એમના સિદ્ધાન્તોથી સામાન્ય જનસમાજ તો શું પણ તુર્ક લશ્કરનો એકે એક
જુવાન અમલદાર એ મંડળ તરફ દીલસોજી ધરાવતો થયો.

દેશ પાર થયેલા લોકો પોતાના સિદ્ધાન્તો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં ફેલાવતા રહ્યા.
ઈંગ્લંડ ફ્રાન્સ વિગેરે સ્થળે રેહેવા ગયેલા તુર્ક વિદ્વાનો અનેક રીતે લોકોને પત્રોદ્વારા

અને લેખોદ્વારા કેળવતા ગયા અને ધીમે ધીમે લોકો પૂરૂં સમજ્યા કે દુઃખનું કારણ પાશાઓ (અમલદારો) અને સુલતાનની આસપાસ ફરી વળેલા તરકટી ચંડાળ ચોકડીના લોકો છે. " સમાન હક " અને " સ્વતંત્રતા " " પ્રજાશક્તિ " અને ' પ્રતિનીધી રાજ્ય " વિગેરે શબ્દોના મહિમા આખું ઓટ્ટોમાન રાજ્ય સમજી ગયું.

આખું તુર્કરાજ્ય ઓહીયા કરવાને તલપી રહેલું રૂશીઆ જો લોકો સુલતાનની સ્હામા થયેલા છે એમ સમજી જાય તો દેશ ઉપર ન્હડી આવે એમ સ્હમજી આ દેશવત્સલ મહાત્માઓ અત્યાર સુધી છાના છાના પોતાનું કાર્ય કરે જતા હતા પણ જ્યારે રૂશીઆ જાપાનની લડાઇમા રૂશીઆ હાર્યું એટલે એમની એ બ્હીક દૂર થઇ. બે વર્ષ ઉપર ઇજીપ્તના કૈરોમા જઇ એ લોકોએ એક મંડળ કાઢ્યું એના સિદ્ધાન્તો નીચે પ્રમાણે હતા. (૧) ઇ. સ. ૧૮૭૬ માં ગોઠવેલું રાજ્યબંધારણ જેમા ઇંગ્લેંડ અને ફ્રાન્સના પ્રજા સત્તાક તત્વોમાના ઉત્તમ તત્વોનું મિશ્રણ કરેલું છે એવું બંધારણ તુર્કસ્થાનને માટે સ્થાપવું. (૨) ચાલુ રાજ પદ્ધતિમા સુધારા કરવા. (૩) સુલતાનની આસપાસ વીંટાઇ રહેલા સ્વાર્થી અમલદારોનું સેતાની ટોળુ દૂર કરવું. (૩) તુર્ક રાજ્યનું અખંડપણું જાળવી રાખવુ (૫) નાત જાતના ભેદ દૂર કરી પ્રજાના સર્વ વર્ગને સમાન હક આપવા. (૬) નામદાર સુલતાનની ખાત્રી કરી આપવી કે આપની જાત તરફ પ્રજા બેવફા નથી.

તુર્કીની બ્હારની બધી પ્રજા અને અંદરની પણ વસ્તીનો મ્હોટો ભાગ આ સિદ્ધાન્તોને મળતો થયો. લોકો, નવા મતના સ્વદેશ ભક્તોના વિચારથી મુગ્ધ થઇ પડયા. લશ્કર ખાતામાં પણ એ વિચાર ફરી વળ્યા. હવે જે ખરૂં કરવાનું હતું તે સુલતાનને ખરી વસ્તુ સ્થિતિનું ભાન કરાવી એના કાન ખોલવાનું હતું અને એકાન્ત ગેહેલમાંથી બ્હાર કાઢી બધી બીના એને નજરે દેખાડવાની હતી.

આ કારણસર એક પ્રાન્તના બધા આગેવાનો એકઠા થઇ એક દિવસ સરકારી તાર ઓફીસે ગયા એમનો મ્હોટો ભાગ પેન્શનપર ગયેલા લશ્કરીઓનો હતો. જઇને તરતજ પેહેલાં તો એ લોકોએ સરકારી તાર ઓફીસનો કબજો લીધો. ત્યાંથી રાજ મેહેલની તાર ઓફીસ ઉપર સંદેશા ચલાવ્યા તેમાં આગ્રહ પૂર્વક માગણી કરી કે નામદાર સુલતાને જાતે ઓફીસમા આવવું. તે પ્રમાણે સુલતાન આવ્યો. એની આગળ પ્રજાના બધાં દુઃખોનું વર્ણન એક પછી એક નિવેદન કરવામાં આવ્યું. એ ફરીયાદો એકદમ દૂર કરવાનું સુલતાને વચન આપ્યું. તે દિવસથી વધારે ઉત્તેજન પામી વારંવાર એજ પ્રમાણે લોકો જુદે જુદે વખતે સુલતાન સાથે કોઇને વચમાં રાખ્યા વગર વાતો કરવા લાગ્યા. ગયા વર્ષની શરૂઆતથી આમ થવા લાગ્યુ હતું. ગયા જુલાઇમાં ખૂદ લશ્કરમાં સીપાઇઓએ ઉપરીઓના સ્હામા થવા માંડ્યું અને પગાર ના આપો ત્યાં સુધી કંઇ કામ કરવાના નથી એમ ચોખ્ખે ચોખ્ખું જાહેર કર્યું અને એ વાત ખુદ સુલતાનને પણ તાર મારફતે એઓએ પહોચાડી. એમને દુઃખ દેનાર પેલી દુષ્ટ ચંડાળ ચોકડીના પક્ષના કેટલાક-સેનાપતિઓને સીપાઇઓએ ગોળી ઠાર કર્યા.

આ રીતે સુલતાન અબ્દુલહામીદ પોતાના રાજ્યની ખરી હકીકતથી માહિતગાર થયો

અને દગાખોર આપ સ્વાર્થી અમલદારોથી હું દગાયો એ વાત એને કબુલ કરવી પડી. છ મહિના ઉપર મી. હાલીલ હામીદે "ઓરીયેન્ટલ રીવ્યુ"માં એક લેખ લખી જાહેર કર્યું હતું કે લોકોના પ્રતિનીધિ રાજ્ય મંડલની રીતના રાજકારોબારનો ખરડો સુલ્તાન ઘડે છે. આ આશાથી નવીન તુર્કમંડળ કેટલાક વખતથી શું થાય છે એની રાહ જોયાં કરતું હતું. એ શ્રદ્ધાનું છેવટે સારૂં પરિણામ આવ્યું છે. જુના કાળની પ્રજાને નુકસાન કરે એવા કાયદાઓ કહાડી નાંખી ઉદાર મનથી પ્રજાસત્તાક રાજ્યનું પેરણુ એણે પોતાની પ્રજાને બક્ષ્યું છે.

પેલી ચંડાળ ચોકડીના આગેવાનોને એક પછી એક પ્રજાજનોએ કેવી દશાએ પહોંચાડયા છે એનું વર્ણન વર્તમાન પત્રોમાં વાંચતાં જાણે કોઇ નાટક જોતા હોયએ એવું લાગે છે. કેટલાક છાનામાના દેશ છોડી નાશી ગયા છે. કેટલાકને કેદ કરવામાં આવ્યા છે અને કેટલાકના જાન લેવાયા છે. નવું પ્રધાન મંડળ કામીલપાશાની આગેવાની નીચે રચવામાં આવ્યું છે અને એ બનાવને માટે યૂરોપનાં રાજ્યોએ ખુશી દર્શાવી છે અને શાનશાહ એડવર્ડે સુલતાનને તારથી સંદેશો મોકલાવી મુબારકબાદી આપી છે,

**યૂરોપનાં રાજ્યોની તર્કીની લુંટ.**

પરન્તુ યૂરોપનાં મ્હોટાં રાજ્યોએ ઉપર ઉપરથી હર્ષ દેખાડી તરતજ વર્તન બહુ વ્હેમ પડે એવાં ચલાવવા માંડયાં છે. માંદુ તુર્કસ્થાન મરે એમાંજ એમને સ્વાર્થ હતો. તે હવે સાજુ સારૂ થઈ ટટાર થયું છે એટલે એને ફાડી ખાવા તલપી રહેલાં રાજ્યોના પેટમાં તેલ રેડાયું છે. તુર્કસ્થાનની હાલની સ્થીતિ લડી શકાય એવી નથી એ વાત જાણી કેટલાંક મ્હોટાં રાજ્યોએ તુર્કસ્થાનના મંડળીક રાજ્ય બલગેરીઆને સ્વતંત્ર થવા મ્હડાવ્યું છે. બલગેરીઆ પણ આ તકનો લાભ લઈ લશ્કર એકઠું કરવા મંડી ગયું હતું અને પોતાની હદમાં થઇને જતી તુર્ક રાજ્યની બાલ્કન રેલ્વે કબજે કરી બેઠું. એથી જર્મની અને ફ્રાન્સ બન્ને રાજ્યો ઉશ્કેરાયાં કારણ કે એમના પૈસાથી આ રેલ્વે તૈયાર થાય છે એટલે એ કામમાં વિઘ્ન આવે તો આ રાજ્યોને નુકસાન થાય એવું છે. તુર્કસ્થાનની પાસેથી કંઈ પણ પચાવી પડવાનો વખત હોય તો આ છેલ્લો તક છે એમ સમજી આ બધાં રાજ્યો વારા ફરતી પોત પોતાના લાભ કાંહાડી લેવા તૈયાર થયાં છે. ખંડીઆં રાજ્ય સર્વીઆ અને મોન્ટીનીગ્રો પણ સ્વતંત્ર થવા કુદી રહ્યાં છે. ક્રીટને ગ્રીસને તાબે થવું છે અને ઓસ્ટ્રીઆ હંગરી બોસનીઆ અને હર્ઝેગોવીનાના પ્રાન્તો હમેશને માટે પોતાના કરી લેવાની ધમકી આપી રહ્યું છે. આમાં, એ પહેલાં મ્હોટાં રાજ્યોએ તુર્કી બાબત કરેલાં બર્લીનના કોલકરારોમાં લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કરે છે. પણ રાજપાટની બાબતમાં પ્રતિજ્ઞા કે વચન ભંગ કરવામાં પાપ હોય એમ આ રાજ્યો કદી માનતાં હોય એમ જોવામાં આવ્યું નથી. આ ઘોટાળો ઉભો કરી પાછું તુર્કીને એમાંથી બચાવવાનો પરોપકાર કરવા સાધુ પુરૂષોની માફક રૂશીઆ ઇંગ્લંડ અને ફ્રાન્સ ન્હાર આવ્યાં છે અને રૂશીઆના પાયતખ્તમાં મ્હોટાં રાજ્યોની કોન્ફરન્સ ભરવાની તજવીજ ચાલે છે. જર્મની હજી એમાં જોડાવાની આનાકાની કરે છે. બલગેરીઆએ ચાર દિવસ "ખેંચ પકડ મોજે જોર આતા હે" કરી-જરા હાં, માં કરી છેવટે પંચ કરે તે

ન્હારે કબુલ છે એમ કહ્યુ છે તુર્કી બિચારૂં પરાણે ન્યાય કરાવવા કબુલ થયુ છે એણે શો ગુનોહ કર્યો છે, અને શેનો ન્યાય લેવા ગયુ છે એ આપણા જાણવામાં નથી પણ ન્યાય લેવા ગયુ છે ખરૂં

ન્યાય કરનારા પંચના સભાસદોએ નિશ્ચય કર્યો છે કે " તકરારી સવાલોનો ફડચો એવા નિયમ ઉપર કરવાની જરૂર છે કે જે સઘળાઓના લાભો બગડતા હોય તેમની ઉપર પણ ઘટતું ધ્યાન આપવુ "

તુર્કસ્થાનમા પ્રજાસત્તાક રાજ્ય થવાથી બીજાઓના શા લાભો બગડે તે સમજાતુ નથી પણ આ બીના પણ પાછી પેલી " બે બિલાડા ને વાંદરા " ની વાતમાંનો ન્યાય યાદ કરવાથી સમજાય એવી છે ખરી વાત એ છે કે રૂશીઆને કાળા સમુદ્રમાના પોતાના કાફલાને ડાર્ડેનેલ્સની સમુદ્રધુનીમાથી લડાઈ પ્રસંગે બ્હાર નીકળવાની રજા નથી તે આ વખતે લેઇ લેવી છે ઇજીપ્તનો કબજો કાયમનો કરી લેવાનો લોભ ઇંગ્લંડને છે ફ્રાન્સ સીરીયાનો મુલક જોઇએ છીએ બગદાદ રેલ્વે જે મુલકમાથી પસાર થાય છે તે આખો મુલક જર્મનીને લેઇ એશીઆમા હજી સુધી કોઈ મુલક પોતાના કબજામા નથી તે આ પ્રસંગે લેઇ લેવાનો વિચાર છે ઇટાલી ને આફ્રીકાની ઉત્તરે આવેલા ત્રીપોલીના સંસ્થાને લેવાં છે ન્યાય કરવાના બદલામા ન્હોટા રાજ્યો આ પ્રમાણે અરસપરસ " લાભ " અપાવી કચેરી બરખાસ્ત કરશે અને બલગેરીયા અને ઓસ્ટ્રીઆએ એનુ અપમાન કર્યું એના બદલામાં બધાને લેતા વધશે એટલો મુલક તુર્કસ્થાનને આપી દેશે કૉન્ફરન્સ હજી મળ્યુ નથી પણ મળશે ત્યારે ઉપર કહ્યુ છે એવુ છેક નહી તો એને મળતુ કામ થશે એમ લાગે છે **વીસમી સદીના સુધારાના યુગમા મહારાજયોની નીતિ અને ધર્મ હજી આટલે સુધી પોહોંચ્યા છે.**

આ કટાકટીના સમયમા નવીન તુર્કમંડળ પોતાનો રાજદ્વારી ઝુરગો નિયમમા
રાખી પૂર્ણ ધીરજ રાખીને પોતાનું કર્તવ્ય બજાવ્યે જાય છે. રા-
નવા રાજદ્વારીઓનુ કામ જકારભાર ભવિષ્યમાં કેવી રીતે ચલાવવામા આવશે એ બાબતના
નિયમ એમની તરફથી બ્હાર પડયા છે એમાં જાહેર કર્યું છે કે—

( ૧ ) જે વઝીરો પાર્લામેન્ટના દરબારમા લોકોના પ્રતિનીધીઓના વધારે મતથી નક્કી નહીં થાય ત્હેમને હોદ્દા છોડવા પડશે ( ૨ ) રાજ સભાના સભાસદોમા ¼ ભાગ સુલ્તાન નીમશે અને ¾ ભાગ લોકો ચુંટી કાઢશે ( ૩ ) ૨૦ વર્ષની ઉમ્મરનો દરેક ઓટ્ટોમાન મત આપવાનો હક ધરાવશે ( ૪ ) જાત અથવા ધર્મના ભેદને બીલકુલ ધ્યાનમા નહી લેતા આખી તુર્કીપ્રજાને સરખા હક્ક મળશે ( ૫ ) લોકોને ગમે તે ધર્મ પાળવાની છુટ છે ( ૬ ) કામદારો તથા મજુર વર્ગની સગવડ તથા સુખ બાબત ધ્યાન આપવામા આવશે ( ૭ ) વગર જમીનના ખેડુતોને જમીન અપાવવામાં મદદ કરવામાં આવશે અને તેમા હાલના જમીનદારોને કોઇ પ્રકારનું નુકસાન કરવામા આવશે નહી હાલની મહેસુલની રૂઢીમા ફેરફાર કરવામા આવશે ( ૮ ) કેળવણી મફત મળશે, કેળવણીના ન્હોટા અધિકારીઓને સઘળી નિશાળોની દેખરેખ રાખવી પડશે, સરકારી નિશાળો ખોલવામાં આવશે જેમા ન્યાત જાતના ભેદ નહી રાખતા સર્વેને સરખી રીતે દાખલ કરવામાં આવશે ( ૯ ) ખેતીવાડી અને વ્હેપારને ખીલવવામા મોટા પ્રમાણમા સુધારા

કરવા ધાર્યા છે. ( ૧૦ ) રઈયતના વડાઓ અત્યાર સુધી પોતે પોતાના મોહોલ્લાઓના મુખીઓ તરીકે ફરીયાદો કરી શકતા હતા પણ હવે તેઓને વધુ સત્તા એ આપવામાં આવી છે કે એમનામાંથી જે લાયક જણાશે ત્હેમને પોત પોતાના વિભાગના પ્રતિનિધી તરીકે ચુંટી કાઢવાને લાયક ઠેરવવા.

નવા-તુર્ક રાજદ્વારીઓએ ઉપરના નિયમ ઘડવામાં લોકોનાં સુખ વધે અને દેશની સર્વ વાતે ઉન્નતિ થાય એ ઉદ્દેશ સંપૂર્ણ રીતે લક્ષમાં રાખ્યો હોય એમ લાગે છે.

**ઇગ્લંડ અને તુર્કી.**

તુર્કસ્થાનમાં ઉભી થએલી મુશીબતો દૂર કરવામાં યૂરોપનાં ન્હાનાં મ્હોટાં રાજ્યોએ જે જે વેષ ભજવવા માડયા છે એ બધામાં ઇગ્લંડની રીતભાત કંઈ એવા પ્રકારની છે કે ગમે તેમ હોય પણ એથી એનો જ્યા ત્યાં ભાર બહુ પડે છે. ખુદ તુર્કસ્થાનમા એનું માન વધતું જાય છે અને શાનશાહના તાર ઉપરાંત પરદેશ ખાતાના પ્રધાન એડવર્ડ ગ્રેએ ગઈ તા. ૨૨ મી એ પાર્લામેન્ટમા ટરકી-બલગેરીઆના ગંભીર મામલા ઉપર બોલતાં જણાવ્યું હતું કે " હાલના મામલાથી ટરકીને સહુથી વધુ ખમવુ પડયુ છે અને સરકાર આશા રાખે છે કે જે નવા રાજ્યધારણની ભલી અસર હમણાથીજ જણાવવા માંડી છે તે ધ્યાનમાં લઈ યૂરોપીઅન રાજ્યો ટરકીને મ્હોટો બદલો અપાવવાને પાછળ પડશે નહીં. અને જે કોન્ફરન્સ ભરવામા આવવાનુ છે એના કાર્યક્રમના બધા વિષયો સંબંધી ટરકીની સંમત્તિ પહેલી લેવામા આવશે

અન્ય સ્થળે જુના પ્રધાન મંડળના પરદેશ ખાતાના પ્રધાન લોર્ડ લેન્સડાઉને જણાવ્યું હતું કે " પોતાની પ્રજાને નવુ રાજ બંધારણ બક્ષી તુર્કીએ મ્હોટાં સુધારક રાજ્યોની બરાબરીનું માન મેળવ્યું છે, મ્હારા વિચાર પ્રમાણે ગ્રેટબ્રીટને આ કામમાં ટરકીને દરેક રીતે ટેકો આપવો જોઇએ. "

આ રીતે તુર્કસ્થાન જેવી બહુ દિવસથી દુઃખી થતી પ્રજાની ઉન્નતિ કરવામાં આપણા બ્રીટીશ રાજ્યના મ્હોટા મ્હોટા પ્રધાનોના શબ્દો ઉપરથી સમજાય છે એ પ્રમાણે ખરેજ જો એઓ તત્પર હોય તો આપણે પણ એ કાર્ય પુણ્યનું હોવાથી આપણા હિન્દુસ્તાનના મુસલમાનભાઇઓની સાથે જોડાઇ એમનો ઉપકાર માનીશું,

**ઇગ્લંડ અને હિન્દુસ્થાન**

પરન્તુ એમાં માત્ર આપણને આશ્ચર્ય એટલુંજ રહેશે કે આવા સુધરેલા અને કાર્યદક્ષ રાજકર્ત્તાઓ પોતાના પગ તળેનો રેલો કેમ જોતા નથી ? બ્રીટીશ સામાજ્યનું અમૂલ્ય જવાહિર હિન્દુસ્તાન ૧૦૦, ૧૦૦ વર્ષથી એમની સુધરેલી સત્તા નીચે ર્હ્યા છતાં એને " નવું રાજ બંધારણ બક્ષી મ્હોટાં સુધારક રાજ્યોની બરાબરીનું માન " એઓ કેમ મેળવતા નથી !

## આર્ય ભૂમિ સ્તવન.

### ભૈરવી.

અયિ ભૂવન મનો મોહિની
અયિ નિર્મલ સૂર્ય કરોજ્વલ ધરણી
  જનક જનની જનની ! અયિ. .

નીર સિન્ધુ જન ધૌત ચરણ તવ
અનિલ વિકમ્પિત સ્યામલ અચલ
અમ્બર ચુમ્બિત ભાલ હિમાચલ
  શુભ્ર તુષારકિરીટિની ! જનક

પ્રથમ પ્રભાત ઉદય તવ ગગને
વેદધ્વની સુણી તુજ વન પવને
પ્રથમ પ્રચારિત થયી તવ ભવને
જ્ઞાન ધર્મ, અયિ મુક્તિદાયિની

## હબશી લોકોના માહા પુરૂષ બુકર ટી વૉશીંગટનની નિશાળની યોજના.

( ૨ )

પોતે કાહાડવા ધારેલી નવી નિશાળમા કેવી રીતની કેળવણી આપવી એનો બરાબર નિશ્ચય કરીને બુકરે ૩૦ વિદ્યાર્થીઓથી નિશાળની શરૂઆત કરી વિદ્યાર્થીઓમા છોકરા અને છોકરીઓ બન્ને રાખ્યા હતા થોડા મહિનામા બીજા છોકરાં આવવા લાગ્યાં એટલે તબેલાની સાથેની એક મરઘાં રાખવાની ન્હાની ઓરડી ઉપરાંતીને બીજી ક્લાસ ત્યાં કરી. આ બધા છોકરા ઘણે ભાગે ખેડુત લોકોના હતા અને થોડુ ઘણું ભણીને એમાના કેટલાક તો પાછા એજ કામમા પડવાના હતા બુકરની ગોઠવણ એવી હતી કે થોડા વખતમાં એ વિદ્યાર્થીઓનાં શરીર બરાબર ખીલે અને મન પણ પૂરેપૂરા કેળવાય વળી તે સાથે છોકરાં અને છોકરીઓ બન્નેને મ્હોટાં થયા પછી પોતાનુ ગુજરાન ચલાવવામાં હરકત ના પડે એટલુંજ નહીં પણ ભવિષ્યમા તેમની જીંદગી ઉપયોગી અને સુખી થઈ શકે એવુ નિશાળમાજ કરવાનુ હતું લાકડાને વૉરનીશ લગાવીને જેમ ચળકતાં કરીએ છીએ તેમ મ્હોટા મ્હોટા વિદ્વતાવાળા વિષયો શીખવીને છોકરાને સફાઇવાળાં ટાપટીપીયા પંડિતજી કર્યે કઇ લાભ નથી ખીલતા મગજ ઉપર મરણ પામેલી ભાષાઓના શબ્દોના

ભાર ભરવાથી કે ન્હાનાં બાળકો પાસે પ્રાચીન ગ્રંથકારોના વિચારોમાંથી અડધા સમજાયલા અને અડધા નહીં સમજાયલા એવા વિષયો ગોખાવવાથી પણ કંઇ સારૂં ફળ આવતું નથી. સીધી લોકોને એ વખતે શરીરને મેહેનત પડે એવાં કામ છોડી ઓફીસોમાં ને બેન્કોમાં ને રેલ્વે ઉપર માસ્તરોનાં કામ કરવાનું ને ભપકાબંધ લુગડાં ફેરવાના મળે એવા ધંધા કરવાનું મન બહુ થતું હતું. બુકર સમજ્યો હતો કે આ વૃત્તિને ઉત્તેજન આપવાથી એમને કે દેશને ઝાઝો લાભ થવાનો નથી.

નિશાળમાં વાંચતાં લખતાં શીખવી સાથે સાથે સુધરેલી ઢબની ખેતીવાડીનું જ્ઞાન આપવાનું હતું. અને ખેતીની સાથે સાથે થઇ શકે એવા કેટલાક ઉપયોગી ધંધા પણ શીખવાડવાના હતા. છોકરીઓને પણ ભણતરની સાથે ઘરધંધા શીખવવાના હતા. તેમાં ઘરની સફાઇ, શોભા વિગેરેની નવી નવી રીતોથી માહિતગાર કરવાની ગોઠવણ કરી હતી. એમની પાસે ઘરની આગળ ન્હાની ન્હાની વાડીઓ કેમ કરવી એમાં શાક, ભાજી, ફળ ફુલ કેમ ઉત્પન્ન કરવાં વિગેરે શીખવાડી મ્હોટાં થાય ત્યારે એ રીતે ઘરની સુંદરતામાં અને આવકમાં વધારો કરી શકે એવું કરી આપવાની યોજના નિશાળમાં રાખી હતી.

આવી આવી યોજનાઓથી બુકરે દૃઢ સંકલ્પ કર્યો હતો કે આ સંસ્થાને એવી ખીલવું કે જેમાં કામ રમત જેવું લાગે, શરીરને કસરત મળે ને આખરે " મહેનતમાત્ર પવિત્ર છે " એ સત્યભાવ વિદ્યાર્થીઓના મનમાં રમી રહે. દેશની આર્થિક સ્થિતિ સુધારવામાં શરીરની મેહેનત બહુ ઉપયોગી છે એટલું જ નહીં પણ એ ઉપરાંત માનસિક ખીલવણી કરવામાં અને ચરિત્ર સુધારવામાં પણ એ બહુ લાભદાયક થઇ પડે છે.

બુકરે ધાર્યું હતું કે આ શાળાના વિદ્યાર્થીઓનું ભણતર પુરૂ થાય ત્યારે કોઇ ઉપયોગી ધંધો, ખેતીવાડીની કોઇ ખાસ બાબત, સાધારણ ખેતી, દહીં દૂધના મલઇ માખણ બનાવનારા સાચા વિગેરેમાંથી કોઇ એક બાબતનું દરેક વિદ્યાર્થી પૂરૂં જ્ઞાન મેળવી જાય તો બહુ સારૂ. આવું શીખીને વિદ્યાર્થી નિશાળમાંથી જાય તો સુખ અને ડહાપણથી પોતાનો વ્હેવાર ચલાવી શકે અને એથી એ પોતાની જાતના લોકોને પણ મદદ રૂપ થઇ પડે પોતાની નિશાળમાં ખાસ કાળજી એણે એવી રાખવા ધારી કે ત્યાંના વિદ્યાર્થીઓ જ્યારે મ્હોટાં થાય ત્યારે પુરૂષને સ્ત્રીનાં નામને એવાં દીપાવે કે એમના બળ અને ચતુરી ઉપર એમની આખી જાતના લોકો ધુજે. મતલબ કે એમની આગેવાની નીચે આખી સીધી લોકોની કોમ ઉન્નતિ અને આબાદાની મેળવે અને એ આખી જાતનો મોભો વધારવામાં અને નીતિ શુદ્ધ કરવામાં એ લોકો સાહ્યરૂપ થાય.

હલકામા હલકી ગણાતી હબશી લોકોની આખી જાતની બધી રીતે ઉન્નતિ કરી શકાય એવી સંપૂર્ણ યોજના કરવાનું કામ કંઇ રહેજ ન્હોતું. મૂખ્ય વાત જે પૈસાની તેનાં તો ઠેકાણાં ન્હોતાં અને બીજી અસંખ્ય મુશીબતો અનેક તરેહની હતી. પણ આફતથી ડરી ન જતાં એ બ્હાદૂર યુવકે પ્રાણતોડ મ્હેનત કરી. પેહેલાં તો પોતાને જોખમે હેમ્પટન ઇન્સ્ટીટ્યુટ ( પોતાની મૂળ કોલેજ ) ના ખજાનચી પાસેથી ૭૫૦ રૂપીઆ ઉપાડયા ને જે તબેલામાં પોતે નિશાળ કહાડી હતી એની આગળનું પડતર ખેતર ૧૫૦૦

રૂપીઆની કિમતનું હતું તેની અડધી કિમત આપીને કબજે લીધું—અને બાકીના રૂપીઆ પાછળથી ધીમે ધીમે આપવાનો વાયદો કર્યો, તબેલાનું ઠેકાણું અને મરઘાંવાળી ઓરડી જુનાં હતા તે સાફસુફ કરીને ધોળાવ્યા ને એમ ખેતર લીધા પછી ભણાવવાનું રહેવારે રહેવારે ગમ્યું.

બપોરના માસ્તરનાં લુગડાં કોરે મૂકીને બુકર ટી વૉશીંગ્ટન જાતે મજુરની માફક ખેતર ઠીક ઠાક કરવા મંડી જતો એટલે એને આમ કામ કરતો જોઇને વિદ્યાર્થીઓ પણ એને મદદ કરવા લાગતાં, આ રીતથી થોડાક દિવસમાં આખા ખેતરની ૨૦ એકર જમીન સાફસુફ થઈ ગઈ એટલે થોડાજ વખતમા ખેતરમાં વાવેતરનું કામ શરૂ કર્યું. દરમીયાનમા મીસ ઓલીવીયા ડેવીડસન કરીને એક કેળવાયલી જુવાન સીધણની એને મુલાકાત થઈ. પોતાની જાતનું કલ્યાણ કરવાના આવા ઉત્તમ કાર્યમા વૉશીંગ્ટન સાથે જોડાઇ ને એ સન્નારીએ થોડા વખતમા વૉશીંગ્ટને કરેલા દેવા જેટલા અને જમીનના બાકી રહ્યા એટલા બધાએ રૂપીઆ ઉભા કરી આપ્યા. ને તે ઉપરાંત બીજા પણ એટલા રૂપીઆ એકઠા કરી લાવી કે એમાથી ૨૦ એકરને બદલે ૧૦૦ એકર જમીન નિશાળ ખાતે વેચાતી લઇ શકાઇ આજ બાઇ સાથે પાછળથી વૉશીંગ્ટન પરણ્યો હતો.

નિશાળ જોડે ખેતરો રાખવામા વૉશીંગ્ટનના બે હેતુઓ હતા એક તો સામાન્ય કેળવણી સાથે ખેતીવાડીનું જ્ઞાન આપવાનો અને બીજું વિદ્યાર્થીઓને ભણે ત્યાં સુધી ખાવાપીવાની, લુગડાં લત્તાની અને ફી તથા ચોપડીઓ વિગેરેની નિશાળ તરફથીજ જોગવાઇ કરી આપવાનો, વિદ્યાર્થીઓના માબાપ કેટલાક તો એવી ગરીબ હાલતમા હતાં કે એમને એમના છોકરાની મજૂરીના પૈસાની જરૂર પડતી છતા છોકરાને વખતે ભણાવ્યા સારૂ એમની મજૂરીના પૈસા ના આવે તો પરાણે નભાવવા તૈયાર હતા પણ એવી હાલતમા ફી કે ચોપડીઓ કે ખાધા ખર્ચ છોકરાનું નભાવી શકાય એવી એમની સ્થિતિ ન્હોતી તેથી આ વાતનો વિચાર કરીનેજ એવા ગરીબ છોકરાને પણ કેળવણીનો લાભ મળે અને એમનું ભવિષ્ય ઘણુંજ સારૂં નીવડે એવા ઇરાદાથી વૉશીંગ્ટને આ ગોઠવણ કરી હતી

ધીમે ધીમે છોકરા વધવા લાગ્યા તેમ નિશાળ સારૂ એક સગવડવાળું મકાન બાંધવાની જરૂર ઉભી થઈ, કારણ કે ભાગ્યા તુટ્યાં ઝુંપડામા નિશાળનું કામ ચાલતું તેમાં ઘણીજ હરકત પડવા લાગી છેવટે એના ખર્ચનો અડસટ્ટો નક્કી કર્યો અને જગ્યા વિગેરે મુકરર કર્યું પાસેના એક સાગના લાકડાના વ્હેપારીએ એ મકાન સારૂ જોયતા લાકડાં ઉધાર આપવાનું કબુલ કર્યું એટલે વૉશીંગ્ટને મકાનનું કામ ઉપાડ્યું મીસ ઓલીવીયા ઠેકાણે ઠેકાણે ફરીને બીજું ઉઘરાણું કરી લાવી વળી કેટલાક સીધીઓ મકાન બાંધવા લાગના ખુશીથી મફત કામ કરવા કબુલ થયા—વિદ્યાર્થીઓને પણ કામે લગાડ્યા એટલે પર બાંધવાની વિદ્યા પણ એ લોકોને કંઈક આવડી પણ એવું મકાન બાંધતા શીખવાડવાથી એને સંતોષ થયો નહીં ઈંટો કેમ પાડવી એ પણ વિદ્યાર્થીઓને શીખવાય તો ઠીક એમ સમજીને ઇંટો પણ ત્યાંજ પાડવા ધારી વિદ્યાર્થીઓ પાસે માટી ખોદાવી, ઇંટો પડાવીને ભઠ્ઠી પણ ત્યાંજ ઉભી કરી, પણ ભઠ્ઠી બરાબર આવડી નહીં એટલે એ

બધી ઇંટો નકામી ગઇ. આથી એ ડગ્યો નહીં. બધું કામ પહેલેથી પાછું ફરીથી તૈઆર કર્યું. છતાં બીજી ભઠ્ઠી પણ બગડી. વળી ત્રીજીવાર માટી ખોદી, ઇંટો પડાવીને ભઠ્ઠી ત્રીજીવાર તૈયાર કરી આ વખતે છેક હેમ્પટનથી કેટલાક માણસો ખાસ મદદ કરવા આવ્યાં હતાં છતા આ વખતે પણ બધું કામ બગડયું. હવે તો એની પાસેના બધા પૈસા પણ થઇ રહ્યા તેમ છતા હજી એકવાર ફરીથી પ્રયાસ કરવાની હિમ્મત કરી. પોતાની પાસેની ઘડીઆળ ૪૫ રૂપીએ વેચીને ચોથીવાર કામનો આરંભ કર્યો આ વખતે કાર્ય સિદ્ધ થયુ અને ઇંટો ઘણીજ સારી બની. મકાનને માટે જોઇતી ઇંટો તો એજ પ્રમાણે બનાવરાવી પણ પાછળથી ભઠ્ઠી તથા ઇંટો બનાવવાનું ખાતું નિશાળને- અંગે જારજ રાખ્યું અને ધીમે ધીમે ત્યા આગળ કુંભાર લોકોના કરતાં પણ એવી સારી ઇંટો બનાવા માંડી કે આસપાસના ગામોના લોકો કામ પ્રસંગે એમનીજ ઇંટો વેચાતી લેવા લાગ્યા. નિશાળનુ મકાન તૈયાર થયા પછી છોકરાઓને રહેવાનું મકાન તથા રસોડું ત્યાંજ રાખવાની ગોઠવણુ થઈ. ટેબલ વિગેરે સામાન મકાન બાંધતી વખતે લાકડા વધ્યાં હતા તેમાંથી બનાવી લીધાં અને બાકીનો સામાન ઉધાર લીધો. આ રીતે " બોર્ડીંગ " ઉઘાડવામા આવી એટલે એ દ્વારા છોકરીઓને ગૃહવ્યવસ્થા તથા પાકશાસ્ત્રનું જ્ઞાન અપાવવાની ગોઠવણુ થઈ. આ બધા કામમા બુકર. ટી, વોશીંગ્ટનને અને એની મદદે આવતા થોડાક પરોપકારી સીધી સ્ત્રી પુરૂષોને અથાગ શ્રમ વેઠવો પડયો હતો એવોએ ઘણા દિવસો ચિન્તામા ગાળ્યા હતા અને ઘણી રાત્રિઓ ઉજાગરામા નિર્ગમન કરી હતી.

આટલુ છતા બધી સગવડ બરાબર થઈ શકી નહી. વોશીંગ્ટન પોતે કહે છે કે, ' એક દિવસ સ્હવારના બધા છોકરા નાસ્તો કરવા બેઠાં હતાં તે વખતે એમને શી શી બાબતોમા હરકત નડે છે તે નજરે જોવા હું રસોડાના બારણા પાસે છાનો માનો ઉભો રહ્યો તો ત્યા તો તે દિવસે કંઇ ખુબ જ બડબડાટ ચાલી રહેલો કારણ કે ખાવાનું બધું જ બગડેલુ. એક છોકરીને ખાવાનું કંઇ ફાવેલું નહી તે ભૂખ મટાડવાની આશાએ પાણી લેવા કુવે ગઈ તો ત્યા દોરડુ તુટેલું એટલે પાણી કહડાયું નહી. એ બિચારી બહુ જ ઉદાશ મ્હેરે કુવેથી પાછી ફરીને મ્હને જોયો એટલે એ બોલે તે હું સાભળીશ એમ સ્હમજીને દૂરથી બોલતી બોલતી ગઇ કે આ નિશાળમાં પુરૂ ખાવાનુ મળતું નથી તેતો જાણે ધુળ નાખી પણ આતો પેટ ભરીને પાણી સરખુએ પીવાનું ના મળે. બીજા બધા કરતા હુ ધારૂછુ કે આ છોકરીના શબ્દોથી હું બહુ લેવાઇ ગયો, ને મ્હને ઘણી જ નાશીપાસી ઉત્પન્ન થઈ. "

પણ એથી એ વધારે દુઃખ અને નિરાશા તો એટલા માટે થયા કે એ છોકરા કે છોકરાના માબાપ નિશાળમા ખેતર વિગેરેની ગોઠવણથી શો લાભ તે બીલકુલ સમજ્યાં નહી. એ લોકો કહેવા લાગ્યા કે અમે તો છોકરાને ભણવા મોકલીએ છીએ માટે ખેતરની મજૂરી કે ઘરવધાની કુથલી ને બીજા એવા વૈતરામા એમને ખોટી કરવાની જરૂર નથી નવી તરેહની આવી મઝાની સંસ્થાના અંતરમા રહેલી ઉચ્ચ ભાવનાનો એ લોકો કંઈ જ ખ્યાલ કરી શકયા નહી. એમ છતા પણ વોશીંગ્ટને ધીરજ છોડી નહી. વિદ્યાર્થીઓનાં માબાપને જાતે મળીને એ સમજાવવા લાગ્યો કે ખેતીવાડીના શાસ્ત્રનું અને વ્યાપાર

ઉદ્યોગનું જ્ઞાન એમને આગળ જતાં બહુ જ ઉપયોગમાં આવશે. છોકરાંને પણ એ ધીમે ધીમે કહેતો ગયો કે આવી વ્યાવાર કેળવણીથી તમને મ્હોટાં થશો ત્યારે ઘણો લાભ થશે. આખા આલ્બામાના રાજ્યમાં એ એટલા માટે મુસાફરીએ નીકળ્યો ને ઠેકાણે ઠેકાણે ભાષણો કરીને લોકોને પોતાની મહાન્ યોજનાઓના ઉચ્ચ આશયો કેવા છે તે સમજાવી આવ્યો. આખરે લોકો સમજ્યા ને ધીમે ધીમે એ નિશાળ આબાદ થતી ગઈ. પણ હવે તો એ વાતને ૨૫ વર્ષ વહી ગયાં છે. ને એટલી મુદતમાં તો ત્યાં કંઇ કંઈ ફેરફારો થઈ ગયા છે. જે નિશાળ માત્ર ૨૫ વર્ષ ઉપર સ્થાપન થઈ તે વખતે ભાગ્યાં તુટયાં ઝુંપડાંમાં બેસતી ત્યાં જઈને જોયું હોય તો એ નિશાળના આજતો મ્હોટા મ્હોટા વિશાળ બંગલાઓ નજરે પડે છે. ( અપૂર્ણ )

---

# મ્હારા દેશવટાની વાત.

( લાલા લજપતરાય )

---

મે માસ ( ૧૯૦૭ ) ની ૧૬ મી તારીખે અમે માંડલે સ્ટેશને પહોચ્યા. સ્ટેશન ઉપર નહી ધારેલો બનાવ બન્યો. ઓનરેબલ મી. ગોખલેની " સરવન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાએટી " ના મેમ્બર મી દેવધર અચાનક મ્હને મળ્યા. તેમણે તરતજ નમસ્કાર કર્યા. મ્હારી સાથેના યુરોપીઅન ઇન્સ્પેક્ટરોએ આ લાગણીનો આવિર્ભાવ જોતાંજ તેમનું બાવડું પકડી દુર કર્યા. ત્યાથી અમે બન્ને જુદા પડ્યા. મ્હને તરતજ માંડલેના કેદખાનામા લઇ ગયા. જેલરના બંગલાવાળા મેડામા બે દીવસ સુધી મ્હને રાખવામાં આવ્યો પછીથી તે મકાનની નજીકમા આવેલા બંગલામાં મ્હને રાખ્યો, જેમનો સુપરઇન્ટેન્ડન્ટ તેમની વર્તણુક તથા રીતરીવાજ ઉપરથી શરૂઆતમાં સારા સ્વભાવના જણાયા પણ પછીથી જે દેખાવ તેમણે ધારણ કર્યા હતો તે બદલાઈ ગયો જે વિશે પાછળથી કહેવામાં આવશે.

મ્હારી સાથે આવેલા સુપર ઇન્ટેન્ડન્ટે મ્હને શોધી પાછા લાહોર જવા તૈયારી કરી રસ્તામા જે ખર્ચ થયું હતું તે વિશે મને યાદી કરવા કહ્યુ જે મે કરી આપી. તેમના પાછા ગયા પછી મ્હારે વાતચીતનો પ્રસંગ માત્ર જેલર સાથે રહ્યો. જેલરે પ્રથમ મ્હારી સાથે સારૂં વર્તન રાખ્યુ. બર્માંસ ભાષાનો અભ્યાસ કરવા તેમજ તે દેશ સંબધીનાં પુસ્તકો વાચવા મ્હને તેમણે સૂચના કરી અને તે કામ માટે મ્હને બર્મીશ બુક પેદા કરી આપી. મ્હારા કામકાજ માટે એક મદ્રાશી નોકર સોપ્યો હતો તે થોડા દીવસ સુધી, મ્હારે માટે રસોઇ બનાવતો.

આ મદ્રાસી નોકરને માસિક રૂપીઆ ૨૫ નો પગાર આપવામા આવતો આ ઉપરાંત એક બીસ્તી રોકવામાં આવ્યો હતો. ધોબી ને હજામ પણ રાખવામાં આવ્યા. હજામ દર ત્રીજે દીવસે મ્હારી હજામત કરી જતો. હજામનું ખર્ચ અઢી માસ સુધી

મેં આપ્યું હતું. ત્યાર પછી સરકારે આપ્યું હતું. હજામ સંબંધી હાસ્યજનક તકરાર ઉભી થઇ હતી. હજામે થોડા દીવસ મ્હારી હજામત કર્યા પછી મ્હારી પાસે હજામતના પૈસા માગવા આવ્યો. મેં તેને જેલર પાસે જવા કહ્યું. તેમની પાસેથી પૈસા ન મળ્યા અને મ્હારી પાસે ફરીથી આવ્યો ત્યારે મેં હજામને કહ્યું કે સાહેબને પુછયા પછી તારા પૈસા ચુકવી આપીશ. સાહેબને આ જવાબની ખબર થઈ તેથી મ્હારી પાસે લાલ પીળા થઇ આવ્યા. ને કહ્યું કે હજામના ખર્ચ માટે સરકાર પૈસા આપવા બંધાએલી નથી. ત્યારે મ્હે કહ્યું કે–" ૧૮૧૮ ના રેગ્યુલેશન ત્રીજા પ્રમાણે મ્હારી યોગ્યતા પ્રમાણે મ્હારી સારવાર થવી જોઇએ." મ્હારી તકરારની અસર કોઈ થઇ નહી અને ખર્ચ મેં આપવું જારી રાખ્યું. પણ છેવટે પ્રથમના અઢી માસના ખર્ચ સિવાય મ્હને બાકીનું ખર્ચ પુરૂ પાડયું.

ખોરાક સબંધી મ્હારે ઘણી વખત તકરાર કરવી પડતી. જેલરનો બટલર ઘણી હરકતો નાખતો. તેમજ પંજાબી ઢબનો ખોરાક મને મળી શકતો નહી. તેથી મેં પંજાબી રસોઇઆ માટે વાઇસરોય પાસે માગણી કરી. આ ઉપરથી બર્મામાં રહેતા એક વૃદ્ધ પંજાબીને મારી પાસે મોકલી આપ્યો. પરંતુ તે મને નકામો થઇ પડયો. તેને રશોઇ બનાવતાં આવડતી નહોતી. મેં તેને પુછયુ કે તેને રસોઇ આવડે છે કે નહિ ત્યારે જવાબમાં જણાવ્યું કે તેનો ધધો ખેતીવાડીનો છે અને માત્ર મને જોવા માટેજ, રસોઇ આવડે છે તેમ જણાવી મારી પાસે આવ્યો હતો. થોડા વખત પછી આ પંજાબી વૃદ્ધ મ્હારી પાસેથી ચાલ્યો ગયો, ફરીથી બટલરના પંજામા મ્હારે આવવું પડયું. ખોરાક અનિયમીત રીતે તે આપતો હતો. સાહેબનો ભરોસો આ બટલર ઉપર અતિશે હતો તેથી તેની નજરમા આવે તેમ કરતો. એક વખતે એવું બન્યું કે મ્હારે માટે તેણે શાક બીલકુલ બનાવ્યુંજ નહિ. શાક નહી બનવાનું કારણ બજારમાં શાકની તંગી હતી તેમ નહિ પરંતુ બીજો ભેદ હતો. આથી મ્હારે માટે ખોરાક લઇ મ્હારી ખોલીમાં આવ્યો એટલે જે મ્હને ભાવ્યું તે ખાધું અને બાકીનું પાછું મોકલ્યું. તેથી બટલરને લાગ્યું કે હું સાહેબ આગળ ફરીઆદ કરીશ તેવી ધાસ્તીથી હું ફરીઆદ કરૂં તે પહેલાં તો તેણે સાહેબને જઈ મ્હારે માટે આડુ અવળુ ભરાવ્યું. આથી સાહેબ ગુસ્સે થઇ મ્હારી પાસે ઠપકો દેવાના ઇરાદાથી આવ્યા. મ્હને ઠપકો દેવા ઉતરી પડયા પરંતુ મ્હેં તેમને યોગ્ય જવાબ આપ્યો અને બટલરના પ્રમાણિકપણા સબધી તેમજ મ્હારે માટે ખોટી સમજુતી આપવા માટે જાહેર કર્યું. સાહેબ ગયા પછી મ્હેં મન સાથે બીલકુલ વાંધો નહી લેવા અને જેમ વર્તન રાખવામાં આવે તે સહન કરવા નિશ્ચય કીધો.

મ્હારી તનદુરસ્તી સાધારણ રીતે નબળી રહેતી. મ્હને છાતી તેમજ પાંસળામાં દુખાવો થતો હતો. આ હકીકત જેલરના સુપરઈન્ટેન્ડન્ટને જાહેર કરવાથી મ્હને હરવા ફરવાની છુટ આપી. આ છુટ ધીમે ધીમે વધારવામાં આવી. સવાર તેમ સાંજરે બંન્ને વખત અમુક નીમેલી હદમાં, નક્કી કરેલે રસ્તે, યુરોપીઅન સારજન્ટોની સાથે મ્હને જવા જણાવ્યું. આ વખતે સારજન્ટોને તેમના યુનીફોર્મમાં મ્હારી સાથે આવવુ પડતું અને સાથે બંદુકો ભરેલી તૈયાર રાખવી પડતી. થોડા દીવસ હું ફરવા ગયો પરંતુ પાછળથી અડચણો નડવા લાગી. મ્હારી સાથેના સારજન્ટોને ભરેલી બંદુકોસાથે પગે ચાલીને

આપતાં કદાચ આવતો તેથી તેમનું મન બહુજ કચવાતું અને મ્હારી સાથે આવતા તદ્દન નાખુશ થતા. બીજું મ્હારો ફરવાનો વખત રવિવારના વ્હેલો હોવાથી તેઓ તૈયાર થઈ શકતા નહિ અને તકેદ થવાથી ત્હેમને તેમજ મ્હને અવશ્ય બરેલું થઈ પડતું. થોડા વખત પછી સરદાર અજીતસીંહને માંડલેમા લાવ્યા. ત્યાર પછી મ્હારી ફરવાની જગ્યાની હદ, ટુંકી કરી નાખી. આમ ફરવા જવામાં જો કે અડચણો થતી છતા મ્હને કેટલોક શરીરમાં આરામ થવા લાગ્યો. પણ ફરવા જવાનું છેવટે મ્હારે અનિચ્છાએ બંધ કરવું પડ્યું. જેલના સુપર ઇન્ટેન્ડન્ટને આ વાત જણાવવામા આવી તેથી માછલા પકડવા સંબંધી મ્હને સુચવવામાં આવ્યું. આ સબંધમાં જોઈતાં સાધનો મ્હારે માટે તેણે પુરાં પાડ્યાં. તેમની ધારણા પ્રમાણે થોડા એક દીવસ હું બોટમા બેસી પાણીમા ગયો પરંતુ હુ તો એક માછલી પકડી શક્યો નહી. ઉપરનાં સાધનો જે મ્હારે કેસે પુરાં પાડવામા આવ્યાં હતા તે હવે નકામા પડ્યાં. અને મ્હારા ઉપરી કોન્સ્ટેબલો જ્યારે નોકરીથી છુટા થતા ત્યારે વાપરતા એમાનો એકજણ છાનોમાનો આખરે એ ચીજો ચોરી ગયો

જો કે એટલે દુર હુ આવ્યો હતો છતા મ્હારે માટેની માનબુદ્ધિની લાગણી લોકોમાં ઓછી થઇ નહતી તેનો પ્રત્યક્ષ અનુભવ હું માંડલેમાં જ્યારે બહાર ફરવા જતો હતો ત્યારે થતો હતો. મ્હારા ઉપર નીમેલાને સાથે આવનાર કોન્સ્ટેબલો મ્હને કોઇ સલામ કરનાર સખ્સને જોતા ત્યારે ઘણીજ કનડગત કરતા. આમાના બે ત્રણ પ્રત્યક્ષ દાખલા આપવા ઉચિત ધારૂ છુ. એક વખત હુ ફરવા જતો હતો ત્યારે એક પંજાબી ગૃહસ્થે મ્હને સલામ કરી. તે કોન્ટ્રેક્ટર હતો. તેણે મ્હને શા માટે સલામ કરી તેમ પુછવામા આવતાં કોન્સ્ટેબલોને જવાબ આપ્યો કે લાલા લજપતરાય એક મહાન્ પુરૂષ છે ને તેને સલામ કરવી તે મ્હારી ફરજ છે. બીજી વખત એક જુવાન પંજાબીએ સલામ કરી આ ઉપર એકદમ તેને પકડવામા આવ્યો. તેણે શા માટે સલામ કરી એમ પુછવામા આવતાં આ જુસ્સાવાળા પંજાબીએ જવાબ આપ્યો કે કાયદા પ્રમાણે તેને સલામ કરવી તેમા કાંઇ હરકત ભરેલું તેમજ જોખમ ભરેલુ નથી આજ પ્રમાણે એક વખત એક મજુર બે કમળના ફુલ લઇ મ્હને ભેટ કરવા અંદર આવવા ઇન્સ્પેક્ટરની રજા માગી. રજા ન મળતા આ મજુર મ્હારા મકાન સામેના ઝાડ પાસે ઉભો રહીને ફુલ ત્યા મુકી ચાલ્યો ગયો જે ફુલ મ્હારા નોકર સાથે મ્હે ઉપર મગાવી લીધા. આવી રીતના અનેક દાખલાઓ મ્હેં જોયા હતા.

પત્ર વ્યવહાર મ્હને કરવા દેવામા આવતો પરંતુ જે પત્ર હુ મોકલતો તેમજ મા-રાઉપર આવતો તેને જેલર તપાસી જતો તેની નજરમા આવે અને યોગ્ય લાગે તો તે મ્હને આપતો અગર જો વિરોધ કરવાનો હોય તો પોસ્ટ કરતો, નહી તો દબાવી રાખતો દબાવી રાખેલા કાગળમાનો એકાદ નીચે ટાકું છુ—

૧૮ રેસરોડ

માઉન્ટ પ્લેઝન્ટ સ્વાનસી.

વ્હાલા સાહેબ, મે ૧૬ મી ૧૯૦૭

હું બાવીસ વરસની ઉમરનો વેલ્શમેન છું. હિંદ સંબંધી અહીંઆ પુષ્કળ ચર્ચા થઇ રહી છે. આ સ ક્ષોભનુ કારણ શુ છે તે મ્હને જણાવવા કૃપા કરશો ?

**હાઉસ ઓફ કોમન્સમાં** પણ ચર્ચા ચાલે છે. **હિંદ વિશેની ખરી હકીકત અહીંના લોકો ભાગ્યેજ જાણે છે.** અને હુ તે જાણવા ઉમેદ રાખુ છુ આશા છે કે કેદખાનામા કંટાળશો નહી અને યોગ્ય અને દૃઢ ધૈર્યથી પડેલી આફત સહન કરી લેશો

લી આપનો સ્નેહી

**એચ. જે. સેન્ડી.**

આ ઉપરાત **લાહોર, કાશી, આગ્રા, લડન,** વીગેરે ગ્યજાથી મ્હારા ઉપર પત્ર આવ્યા હતા પરતુ તે મ્હને આપવામા આવ્યા જ નહોતા ઓનરેબલ મી ગોખ્લેનો પત્ર પણ છુપાવી રાખ્યો હતો આ ઉપરથી મ્હારા પત્ર વ્યવહાર સબધમા કેવી રીતનું વર્તન હતું તેનો ખ્યાલ આવશે.

**મ્હારા વખતનો ઉપયોગ**—કેદખાનામા હુ વખત કેવી રીતે પસાર કરતો હતો તે સબધી જાણવાને દરેકને કુતુહલ થાય તે સ્વભાવિક હોય તેમ સમજી મ્હારા વખતનો ઉપયોગ નીચે પ્રમાણે હતો તે જણાવુ છુ .

સ્હવારે પાચ ને છની વચ્ચે ઉઠતો બાહ્ય અને આતર શૌચ કર્યા પછી પ્રાર્થના કરતો; થોડા વખત પછી ગરણ દુધ પીને ફરવા જતો ફરી પાછા આ યર કેડુ નીચેની બુકો વાચવામા વખત ગાળતો

૧. ભગવદ્ગીતા
૨ વેદનો સદેશો
૩ યોગ દર્શન.
૪. વેદમાથી ચુટી કાઢેલા સ્તોત્રો.
૫ તૈત્રીય ઉપનીશદ્

આ શિવાય પરચુરણ બાબતોના પુસ્તકો વાચતો અગીયારથી બાર વચ્ચેનો વખત ન્હાવા ધોવામા તેમજ ભોજનમા ગાળતો આમાથી પરવાર્યા પછી માસિકપત્રો હોય તો તે વાચતો એટનામા પાચ છ વાગી જતા અને તે દરમ્યાન પછી કાગળ પત્ર લખવાના હોય તો લખતો નહી તો બર્મા સબધીની ટુક નોધ કરી લેતો સાજનો જમવાનો વખત થતા જમી લેતો અને થોડો વખત ઓટના ઉપર ખુરસી નાખી વિચાર કરતો બેસતો રાત્રીના વાચવા બેસતો પરતુ જીવજતુ બત્તિ પાસે આવવાથી વાચવુ ફાવતુ નહિ નવ વાગતા સુઈ જતો.

પુસ્તકો વાચવાનો મ્હને લાભ ઘણોજ મળ્યો હતો બર્માને લગતા નીચેના પુસ્તકો વાચ્યા

( ૧ ) ઇગ્રેજી રાજ્ય નીચે બર્મા
( ૨ ) બર્મા અને બર્મીઝ પ્રજા
( ૩ ) સીલ્કન ઇસ્ટ
( ૪ ) મદીગ અને સુંદરી પ્રદેશ

આ ઉપરાંત પાચ છ આ વિષયને લગતા વાચ્યા. તે સિવાય

( ૧ ) જસ્ટીનના બે પુસ્તકો

( ૨ ) હરબર્ટપોલનો ઇંગ્લાંડનો ઇતિહાસ
( ૩ ) આવર લેન્ડ
( ૪ ) ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનો ઇતિહાસ—વીગેરે

વીસ પુસ્તકો ઉપરાંત વાચ્યાં. તે સિવાય ઘણી વાર્તાઓ વખત પસાર કરવાના ઉદ્દેશથી વાંચી જેમના નામ આપવા અત્રે અનુચિત છે. મ્હારે માટે મ્હારો પુત્ર મ્હારી તરફ ઘણાં માસિક મોકલતો—

આ સર્વનાં પરીણામમાં નીચેના લેખો લખવા હું શક્તિમાન થયો—

( ૧ ) બર્મા દેશ
( ૨ ) ૧૫૦ પાનાની એક ઉર્દુ ભાષામાં વાર્તા—
( ૩ ) આધુનીક સમયમા ચર્ચાતા વિષયો ઉપર ટુંક લેખ
( ૪ ) ભગવદ્ ગીતાનો સંદેશો
( ૫ ) સંસારીક સુધારો

બર્મા દેશ સંબધી કેટલીક બાબતો અત્રે ટાંકવા યોગ્ય ધારવાથી નીચે જણાવેલ

બર્માના ઘણા લોકો પોલીસ ખાતામા છે. આમાંના ઘણા તો બહુજ ચાલાક ચતુર હોય છે. સાપ પકડવામા અને ઝેરી પ્રાણીને કબજ કરવામાં નીડર હોય છે. તે માં કેટલીક જાતના વ્હેમી વિચારો પ્રચલીત છે શરીરે ઠીંગણા અને બાંધામાં પુષ્ટ છે. તેઓ સાધારણ રીતે ગુર્ખા લોકોને મળતા આવે છે. ખોરાકમાં મોજશોખીને તે લીધે માંસ અને માછલાં વપરાતાં નથી લીલી ભાજી તથા ચોખા વિશેષ વપરાય છે. ઉપરાંત દારૂ તથા અફીણની વપરાશ ઘણીજ છે જે બર્માના લોકોની શારીરીક સ ત્તાની અવનતીનું ચિન્હ છે. રીતભાતમાં સ્ત્રી પુરૂષો ઘણા સ્વચ્છ છે સ્ત્રી તેમજ પુરૂષ આકૃતિ ભરાવદાર તેમજ મોહક છે. બર્માના લોકની નીતિ હલકી છે, પરંતુ અંગ્રેજો વસવાટથી હમણા તો ઘણીજ હલકી અને શરમ ભરેલી થઇ પડી છે. આનું પરીણ એ આવ્યુ છે કે બર્મામાં "હાફકાસ્ટ" અગર તો વર્ણસંકર પ્રજા પુષ્કળ છે. વેપ પરદેશીના હાથમાં છે. ધર્મ દીનપ્રતીદીન નષ્ટ થતો જાય છે અને ભીતિ રાખવા આવે છે કે ભવિષ્યમાં થોડા વખત પછી બર્માના લોક "બરમન" એવી સંજ્ઞા એ એવી વર્ણસંકર થઇ જશે.

કેળવણીમાં બહુજ પછાત છે. જો કે ઘણાખરા બરમન લખી વાંચી જાણે છે કર સ્વાશ્રયનો પાઠ અને ઉચ્ચ પ્રકારની કેળવણી અપાતી નથી બર્મા જે બંગાળા અગ તો પંજાબ જેવડું મોટું છે તેમાં માત્ર આખી બેજ કાલેજો છે. તેમાં એક તો મીશના રીની છે. હાલના આંકડા પ્રમાણે કલકત્તા યુનીવરસીટીમાં પાસ થએલા બર્મી ગ્રેજ્યુ એટો માત્ર ૩૪ છે. આટલી થોડી કેળવણી છતા અંગ્રેજો ઇન્ડીયન એમ બુમ મારે કે બર્મામા કેળવણીનો પ્રચાર પુષ્કળ થયે છે. બંગાળામાં ૩૪૦૦૦ અને મુંબાઇ પૂર્વ બંગાળ અને આસામમાં ૨૦૦૦૦ વિદ્યાર્થી છે ત્યારે બર્મામા માત્ર ૭૦૦ છે. આ ઉ પરથી સમજાશે કે બર્માની સ્થિતિ કેળવણી સંબંધી કેટલી બધી હલકી છે કે જેનુ પરિણામ ધાર્મીક અને નૈતીક અવનતી હાલમાં જોયા પ્રમાણે આવ્યુ છે.

**કેદખાનામાં મારા મનની સ્થિતિ.**

સાધારણ રીતે મ્હારી જાત માટે મ્હને બીલકુલ ચીંતા નહતી. માત્ર ચીંતા જો થતી તો તે એટલીજ હતી કે મારો જમાઈ જે બી. એ. તથા એમ. બી. થયેલો હતો તેનો સ્વર્ગવાસ થયો હતો. તેના મરણથી મારી દીકરીને વૈધવ્ય પ્રાપ્ત થએ બે માસ થયા નહતા તે પહેલા તો મને કેદ કરવામાં આવ્યો. આથી મારી પુત્રી સંબંધી તેમજ મારા વૃદ્ધ પિતા માટે અને છેવટે મ્હારા નાના પુત્ર પ્યારેકૃષ્ણ માટે કંઈક દુઃખ થતું. મારા મોટા પુત્રને યોગ્ય કેળવણી આપી હતી અને પોતાનું પ્રમાણીક જીવન ગુજારી શકે તેવી સ્થિતિમાં હતો. મારો નાનો પુત્ર અભ્યાસ કરતો હતો પરંતુ દયાનંદ વૈદિક કાલેજમા તે આગળ પડતો ભાગ લેવા લાયક થાય તે માટે તેને ફર્સ્ટકલાસ કેળવણી લેવા ઇંગ્લાંડ મોકલવાનો હતો. આ કામ માટે લગભગ દશ હજારની રકમ મે જુદી કાઢી હતી પરંતુ તેની યોગ્ય વ્યવસ્થા કરવા માટે મારી દઢ ઈચ્છા હતી. મારા બાકીના કુટુંબ માટે મ્હને ધારતી નહતી કારણ મ્હારી પત્નીની આત્મશ્રદ્ધા અને ધૈર્ય સબંધી મ્હારો પુરો ભરોસો હતો અને તે ખરો પડયો. મ્હારા મન સબધી બરોબર ખ્યાલ આપવા માટે માંડલેથી લખેલા કાગળોમાના કેટલાક અત્રે ટાકુ છું.

માંડલે. જુન. ૧૦-૧૯૦૮.

પ્રિય સુદરલાલ,

આજ સવારમાં તમારો પત્ર મળ્યો. અત્રે હું સુખી છુ. દીલગીરી માત્ર એટલીજ છે કે મ્હારા દેશી બંધુઓની સેવા કરવામાથી વિમુખ થયો છુ છતા એટલી તો દઢ માન્યતા છે કે આપણું ભવિષ્ય ઇશ્વર ઉજળુંજ કરશે અને આપણું ભલુજ થશે.

આપને ખાત્રી છે કે હું તો માત્ર કર્મ–ફળની આશા રાખ્યા સિવાયનાં કામનોજ ઉપાસક છું. કીસ્મત અને કર્મ જુદાં છે. કીસ્મત ઉપર આધાર રાખવા કરતાં કર્મ ઉપરજ રાખું છુ. વીગેરે.

લજપતરાયના દેશનીકાલથી લોકોની દયા લાગણી તેમના કુટુબ પ્રત્યે સારી હતી અને તેઓ તેમના કુટુંબને મદદ કરવા ઉત્સુક હતા. પરંતુ લજપતરાયે પારકાની મદદ નહી સ્વીકારવા માટે તેમના પુત્રને ઉત્તમ પાઠ ભણાવેલો હતો અને માંડલે ગયા પછી પણ પોતાના મિત્રને આ બાબત માટે લખી જણાવે છે.

માંડલે. જુલાઈ ૧૪-૧૯૦૭.

પ્રિય સ્યામલાલ,

આપનો પત્ર મળ્યો. લોકોની દયા લાગણી મ્હારા કુટુંબ પ્રત્યે બહુ સારી છે તેવું જણાવો છો તો તે માટે સર્વનો આભાર માનું છુ પરંતુ આ બાબતમાં હુ વાંધો જાહેર કરૂં છું. મ્હારી સ્થિતિથી લોકોમા મ્હારે માટે લાગણી થઈ છે અને આ લાગણીનો લાભ મ્હારા દીકરાઓ લેશે તો હું ત્હેમને હમેશા ધિક્કારની નજરે જોઈશ. હું એમજ અહરનીશ ઇચ્છું છું કે, **ત્હેમની પોતાની મદદથી, સ્વાશ્રયથી, પારકા ઉપર** આધાર રાખ્યા સિવાય, તેઓએ પોતાનુ ગુજરાન મેળવવુ જોઇએ.

મ્હારા પુત્રોને યોગ્ય કેળવણી મળેલી છે. તેઓ વિદ્યાર્થી અવસ્થામાં છે. લગ્ન થએલાં નથી એટલે ત્હેમને હાવ હરકત પડે તેમ નથી. વિગેરે.

લી. આપનો સ્નેહી **લજપતરાય.**

માંડલે
નવેમ્બર ૧૧-૧૯૦૭

પ્રિય પુત્ર પ્યારેલાલ

તારો પત્ર મળ્યો છે આ પત્ર માત્ર એકજ ઉદ્દેશથી લખુ છુ તેના ઉપર ખાસ ધ્યાન આપજે તારી જાતે ભવિષ્યમા તારે તારા સાધન મેળવવાના છે તુ કોઇના ઉપર આધાર બીલકુલ રાખતો નહિ સ્વાશ્રય એટલે કે પોતા ઉપરજ આધાર રાખવો તે કરતા દુનીયામા બીજો કોઈ ચઢીઆતો પાઠ નથી બીજા ઉપર વિશ્વાસ રાખવાથી આખરે સારૂ પરીણામ આવતુ નથી. મારો એજ મત છે કે બીજાના ભલા નીચે અને પરોપકારી કામ હેઠળ આવવુ નહીં બીજાની મદદ સિવાય સાદો ખોરાક મળે તો તે ઉત્તમ છે. સુખી દાળ રોટી સ્વતંત્ર રીતે પ્રતિપાદન કરવી જેથી આખી જીંદગી રસમય બનશે હું આશા રાખુ છુ કે મ્હારા મોઇ કોઇ મિત્રની મદદ કોઇ કામમાં તુ લઇશ નહિ કોઇ મ્હને એમ કહે કે " મ્હે તમારા પુત્રને અમુક મદદ કરી છે " એવુ કરતે નહિ **સ્વાશ્રયનો પાઠ શીખતાં કદી ત્હને નુકશાનમા ઉતરવુ પડે તોપણ બીતિ રાખીશ નહિ.** આ ઉત્તમ અદ્વિતીય અને ઉમદા પાઠ શીખતાં તું કદી કમાય નહીતો ફીકર નહિ આશા છે કે ત્હારી આશાઓ બર લાવવામા અને નિશ્ચયને અડગપણે વળગી રહી સ્વાશ્રયનો પાઠ ભણવામા પાછી પાની કરીશ નહિ એજ

લી ત્હારો હેતસ્વી
લજપતરાય.

( આજ દીવસે લજપતરાયનો છુટકારો થયો હતો )

ઉપરના પત્રોમાથી જણાશે કે લજપતરાયને છુટા થવાની આશા ઓછી હતી પરતુ થોડા દીવસ પછી તેમના જાણવામા આવ્યુ હતુ કે ગવર્નર જનરલતા ૬ નવેમ્બરે સીમલા છોડી કલકત્તે જશે આ ઉપરથી એમ અનુમાન થયુ કે તા ૬ પહેલા તેમનો છુટકારો થશે. આ આશામાંને આશામા તેમનું મન વ્યગ્ર થતું ગયુ છેવટે તા, ૧૧ મી નવેમ્બરને દીવસે જેલરે તેમનો સામાન તૈયાર કરવાનુ કહ્યુ ને કેદખાનામાથી મુક્ત કરવાનો હુકમ જણાવી દીધો

આ સમાચાર સાંભળતા ત્હેમના મનમાં એમ આવ્યુ હતુ કે સરદાર અજીતસિંગ જેઓ તેમની નજીકના મકાનમા કેદી તરીક હતા તેમને પણ છોડશે અને તે પ્રમાણે બન્યુ. નવેમ્બરની તા. ૧૧ મી એ તેમને માંડલેથી ઓછી મ્હેગ સાથે ગાડીમા બેસારી વિદાય કર્યા, તેમના નજીકના ડબ્બામા સરદાર અજીતસિંગને બેસારવામાં આવ્યા પરતુ એટલી બધી કાળજી રાખવામાં આવી હતી કે લજપતરાય કે અજીતસિંગને અરસપરસ ખબર ન પડે કે તેઓ બન્ને સાથે છે ત્યાથી રંગુનના બારામા આવ્યા ગાઇડ આગબોટ તૈયાર હતી તેમા બન્નેને વારાફરતી દાખલ કીધા પ્રથમ લજપતરાયને આગબોટના નીચેના ભાગમા ભરાઈ રહેવા કહ્યુ અને પછી સરદાર અજીતસિંગને દાખલ કર્યાં આગબોટમાં એક બીજાથી દુર રાખવામા આવ્યા હતા છેવટે હુગલી સ્ટેશને આવતા તૈયાર રાખેલી સ્પેશીઅલમા બન્ને બેઠા ને છેવટે મીઆનમીર અને લાહોર સ્ટેશને ઉતર્યાં. આ પ્રમાણે દેશભક્ત લજપતરાયના દેશનીકાલનો અંત આવ્યો

---

# આર્યાવર્તનાં પ્રાચીન તીર્થ સ્થળો.

## [1]અવંતિકા.

अवंतिकायां विहितावतारं मुक्ति प्रदानाय च सज्जनानाम् ।
अकालमृत्योः परिरक्षणार्थं वंदे महाकाल महा सुरेशम् ॥ १ ॥

પૌરાણિક કાળનું અવંતિકા અને તે પછીના કાળનું લોકપ્રિય ગુર્જર કવિ શામળ ભટનાં ઘણાં પ્રસિદ્ધ કાવ્યોના નાયક અને સંવત્ ચલાવનાર પ્રખ્યાત વીર વિક્રમાદિત્યની રાજ્યધાનીનું મુખ્ય શહેર ઉજ્જન એ આર્યલોકોનું પ્રાચીન પુણ્ય સ્થાન છે.

અવંતિકા એ મોક્ષ આપનારી સાત પુરીમાંની[2] એક પુરી હોવાથી, તથા ત્યાં ક્ષિપ્રા નદી, બાર જ્યોતિર્લિંગમાંનું મહાકાળેશ્વર મહાદેવનું સ્થાન, સિદ્ધવડ મંગળના મહનું જન્મસ્થાન, ચિરંજીવ ગણાતા રાજા ભર્તૃહરિની ગુફા આદિ તીર્થ સ્થળ; તથા વિક્રમ રાજાના વખતનો જૂનો દરવાજો, ગંધરપીયું મશાણ આદિ ઐતિહાસિક સ્થળો હોવાથી આ શહેરમાં પ્રતિ વર્ષે યાત્રાળુ તથા ઐતિહાસિક શોધ ખોળના શોખીન મુસાફરોની સારી ઠઠ જામે છે.

વળી અહીંયાં હરિદ્વાર તથા ગોદાવરી જેવો ભારે મેળો પણ ભરાય છે, જ્યારે હીંદના પ્રત્યેક ભાગના લાખો મનુષ્યો આ સ્થળમાં એકત્ર થાય છે. આવા મહાત્મ્યવાળા સ્થાનમાં અમે પણ ગયા એપ્રિલ માસમાં ગયા હતા. ડાકોરથી ગોધરા, રતલામ થઇ ઉજ્જન જવાય છે.

તીર્થસ્થળોમાં ગોર લોકો યાત્રાળુઓ પાછળ ઘણે દૂરથી પડે છે. અમારી પાછળ પણ એક ગોર મહારાજ પડયા હતા. પણ આ મહારાજ બીજા જેવા કાળા અક્ષરને કૂટી મારે એવા નહોતા. સિધ્ધેશ્વર દિક્ષિત જાતે વૃદ્ધ વિદ્વાન અને શહેરમાં પ્રતિષ્ઠિત હતા, તથા ઘરના પણ સુખી હોવાથી સ્વભાવે શાંત અને સંતોષી હતા.

પેસતાંજ શહેરનો દેખાવ રમણિય જણાવા લાગ્યો સ્ટેશન સામેજ સુશોભિત બગીચો અને સારાં મકાનો જોતાં અમે જાણ્યું કે શહેર સુંદર હશે, પરંતુ થોડેજ અગાડી જતાં સાધારણ ઘરો દેખાવા લાગ્યાં, અને નદીના કીનારે પહોંચતાં તો કેટલાંક ખંડેરો, ઝુંપડાં અને ઉકેરડા જણાયા. ગોર લોકોને ત્યાં ઉતરવાથી અનેક પ્રકારની પરતંત્રતા ભોગવવી પડે એમ અમારૂં માનવું હોવાથી અમે અમારો ઉતારો નદીને કીનારે એક મકાનમાં માણસ દીઠ રોજનો એક પૈસો ઠરાવી રાખ્યો, આવાં મકાન ત્યાં ખાસ બાંધવામાં આવે છે, અને મેળાના પ્રસંગમા ભાડાની ઉપજ સારી થતી જણાય છે.

---

૧ સજ્જનોને મુક્તિ આપવાને માટે અવંતિકામાં અવતાર ધારણ કર્યો છે, જેમણે એવા મહા સુરેશ્વર મહાકાળને હું અકાળ મૃત્યુમાંથી રક્ષણ થવાને માટે વંદન કરૂંછું.

२ अयोध्या मथुरामाया काशीकांची अवंतिका
पुरी द्वारामती चैव सप्तैते मोक्षदायकाः ॥

આ પછી અમે નદી ઉપર સ્નાન કરવાને ગયા નદી શહેરની બાજુએ બાંધેલ હતી, અને ઘાટનાં જૂદા જૂદા નામ હતા ઉનાળાના દીવસમા પાણી ઉતરી જાય છે. ફકત રામઘાટમા પાણી ઉંડું હોય છે તેથી યાત્રાળુઓ આ ઘાટમા સ્નાન કરે છે આ ઘાટ ઉપરનો દેખાવ અતિ સુંદર છે સહામે કંઈ વૃક્ષ આવી રહેલા છે નદી ખળખળ વહ્યા કરે છે અને વિશાળ ઘાટ ઉપર કેટલાક મંદિરોમા સાધુઓ બેસી ભજન ગાય છે અને કેટલાક બ્રાહ્મણો કંકુ ચંદન વગેરે લઈને ઘાટ ઉપર દક્ષણા માટે બેસે છે ગોર લોકો ત્યાં આગળ યાત્રાળુઓના કપાળ ઉપર મૂકાવી સંકલ્પ ભણી સ્નાન કરાવે છે, અને પછી દર્શન કરવા લઈ જાય છે

દર્શનનુ પહેલુ સ્થળ હરસિદ્ધ માતાનુ સ્થાન છે એવુ કહેવાય છે કે જેમ સિવાજી મહારાજને ભવાની માતા સહાય હતા, તેમ આ માતાજી રાજા વિક્રમાદિત્યને સહાય હતા અને તેને દરેક સંકટના સમયે પ્રત્યક્ષ દર્શન દઈ સહાય આપતા

ત્યાંથી પછી મહાકાળેશ્વરના મહાદેવમા જવાય છે આ મંદિરની બાંધણી બીજા કેટલાક મંદિર પૈ પહેલા મહોટો દરવાજો, પછી નહાનુ કે મહોટુ ચોગાન અને પછી સહામી બાજુએ કે વચ્ચે મહાદેવનુ સ્થાન, એવી નથી ત્યાની બાંધણી કંઈ જૂદાજ પ્રકારની છે ચારે બાજુએ બાંધેલુ એક વિશાળ સરોવર છે આ સરોવરની આજુબાજૂ નહાના શિવાલયો છે અને એક ખુણે એક નહાનુ બેઠા ઘાટનુ મંદિર મહાકાળેશ્વરનુ આવી રહેલુ છે આ બાંધણી કાંતો હલ્લાના પ્રસંગે રક્ષણ કરવાને વાસ્તે રાખી હોય કે કાંતો મુસલમાની રાજ્યની વખતે જીર્ણોધ્ધાર થયા વગર રહેલી સ્થિતિને લીધે હોય તો પણ કોણ જાણે ! યાત્રાળુઓ મહાદેવના દર્શન કરવા જતા પહેલાં આ સરોવરમા સ્નાન કરે છે. કેટલાક ફકત માર્જન કરે છે પણ એમને એમ પૂજન કરવા દેતા નથી સરોવરનુ પાણી લીલવાળુ તથા ઘણુંજ ગંદુ હતુ ઘણા વર્ષોથી ગંગાની સાફ જ કરાવ્યા વિના રહેલું હોય એવુ જણાતુ હતું આ પછી ત્યા આગાડી બેઠેલા માળીઓ પાસેથી પુષ્પ અને બીલી પત્ર લઈ મહાદેવમા જવાય છે મહાદેવમા જવાનુ દ્વાર નહાનું છે અને એક નહાના અંધારા ભોંયરામાથી લપસી પડાય એવાં ચીકણા પગથીયા ઉતરીને જવાનુ હોય છે. બહારથી એક માણસ આપણી સાથે દીવો લઈને આવે છે મહાદેવના મંદિરનુ અંતપુર ઘણુંજ નહાનુ છે તથા આજુબાજુની ભીંતો અખંડ બળતા ઘીના દીવાથી તથા પ્રાસંગિક વૃદ્ધિ કરનાર બ્રાહ્મણોના બીજા બળતા દીવાની મેશથી તથા દર્શન કરવા તથા દીપુજા આવનાર ભક્તોના ચીકણા હાથ લેવાથી એક કાળા ચીકણા પદાર્થથી આચ્છાદિત થયેલી હોય છે પુજારીઓ તથા અન્ય બ્રાહ્મણો અખંડ મંત્રોની તથા જપનાર અભિષેકની ધુન મચાવી રહ્યા હોય છે અને યાત્રાળુઓ અહર્નિશ આવ્યા જાય છે મહાદેવનુ બાણ આપણી કેડ જેટલુ ઉંચુ તથા આપણો બાથમા ન આવે એવુ જાડુ છે અને જળ દૂધ ચોખા પુષ્પ અને બીલી પત્રથી સદાકાળ આચ્છાદિત રહે છે દર્શન કરતી વખતે આપણે જાણે ગઈ દિવ્યસૃષ્ટિમા ન હોઈએ એવી એક પ્રકારની શાંતિ આપણા હૃદયમા આવી વસે છે

આ સ્થળ શિવાય શહેરમા બીજા ધનાઢ્ય લોકોના તથા સિંધિયા સરકારના બ-

ધાવેલાં શિવ તથા વૈષ્ણવ સંપ્રદાયના કેટલાક ભભકાદાર મંદિરો છે તથા નદીની એક બાજુએ અરણ્ય જેવું ગંદીરપીયુ મશાણુ આવેલું છે.

યાત્રાનાં બીજાં સ્થાન ઘણાં દૂર છે, તથા જંગલમાં આવેલાં છે. કેટલાક યાત્રાળુઓ આ સ્થાનમાં દર્શન કરવા ગાડીઓ ભાડે કરીને જાય છે. પહેલું સ્થાન મંગળેશ્વર મહાદેવનું આવે છે. નદીને કિનારે એક ઉંચો ટેકરો છે. તેના ઉપર આ પુરાણુ મંદિર આવેલું છે. એવું કહેવાય છે કે મંગળના ગ્રહનું આ જન્મ સ્થાન છે; અને તેથી મંગળના ગ્રહની શાંતિ અહીંયા કેટલાક શ્રદ્ધાળુ યાત્રાળુઓ કરાવે છે. ભતૃહરિની ગુફાએ પણ એક અરણ્યમાં આવેલું સ્થાન છે. આ પછી સિદ્ધ વડને સ્થાનકે જવાય છે. રસ્તો ઘણાં સુંદર ઝાડોમાં થઇને જાય છે. અને ક્ષિપ્રા નદીનો લાકડાનો પૂલ ઉતરવો પડે છે. આ પૂલ વાંસના ડોકા તથા લાકડાના જાડા કંડાઓથી બાંધેલો છે. અને તેના ઉપરથી માણસો આવજા કરી શકે છે. ગાડીઓ કે બળદ વગેરે આવજા કરી શકતું નથી. આ પૂલ ઉતરીએ એટલે સિંધિયા સરકારની સેન્ટ્રલ જેલ આવે છે. અને ત્યાંથી આબલીના વનમાં થઇને થોડે છેટેજ સિદ્ધવડ જણાય છે. મ્હારૂં માનવું એમ હતું કે સિદ્ધવડ એ એક મહાન ઘટાવાળો પુરાણુ વડ હશે. પણ ત્યાં જતાં કંઈ જૂદુંજ જણાયું. નદીને કિનારે એક ટેકરા ઉપર એક નહાનો નવપલ્લવ વડ છે. નદીનો કિનારો બાંધેલો છે. ક્ષિપ્રા નદી આ સ્થળે ઘણુંજ સુંદર રૂપ ધારણ કરે છે. સહામી બાજુએ સુંદર વૃક્ષો અને વેલીઓ આવી રહેલી છે. જેના ઉપર મયૂર આદિ અનેક પક્ષીઓ કલ્લોલ કરી રહે છે; અને નદીના નિર્મળ જળમાં પણ અનેક જળચર પ્રાણીઓ સ્વચ્છંદે વિહાર કરે છે. અહીંઆં કાચબાને ચણા નાંખવાનો રિવાજ છે. અને દૂધ દહીં આદિ પંચામૃતથી નદીની તથા વડની પૂજા કરાય છે. ચણા નાંખતાંની સાથેજ કાચબાઓ એકદમ આવે છે અને રામચંદ્રજીના પથ્થરના પૂલ જેવો એક કાચબાની પીઠનો નાનો સરખો પૂલ ક્ષિપ્રામાં બંધાઇ જાય છે. એમ કહેવાય છે કે આ વડ સમક્ષ જે કંઇ સંકલ્પ કરવામાં આવે તે સિદ્ધ થાય છે. આથી આ વડનું નામ સિદ્ધવડ પડેલું છે. ઘણા યાત્રાળુઓ અહીંયાં કોઈ અમાનુષિક સંતાપથી મુક્ત થવા તથા પ્રજોત્પત્તિ થવાની અભિલાષાથી આવતા અમને જણાયા. આ સ્થળનાં દર્શન સાથે યાત્રાનાં સ્થળ પૂર્ણ થાય છે.

ઐતિહાસિક સ્થળ જોવા લાયક એક છે. અને તે વિક્રમ રાજાના અંતઃપુરનો કહેવાતો દરવાજો એજ છે. આ દરવાજાના બે સ્તંભ છે. ઉપર ઘાસ ઉગેલું છે તથા ધુળ અને કચરાનાં પડો બંધાયલાં છે. આજૂબાજૂ કંગાળ વસ્તી આવેલી છે. એક દરવાજાના પથ્થરમાં એક પૂતળી છે અને સિંદુર લગાડેલું છે. અહીંઆં બાર મહિનામાં એક મેળો ભરાય છે, અને આ દેવીને ભોગ ચડાવવામાં આવે છે. શહેરનું બજાર વિશાળ છે અને શહેરની આજૂબાજૂ સાત સરોવર કહેવાતાં મહોટાં ઉજ્જડ તળાવ છે. શહેરનો એક વખત વિસ્તાર ઘણોજ હશે એમ જણાયા વિના રહેતું નથી.

આ શહેર સિંધિયા સરકારના ગ્વાલીયર સ્ટેટમાં ક્ષિપ્રા નદીને કિનારે આવેલું છે. તેનો ઘેરાવો હાલ ૭ માઈલ અને ઘાટ લંબચોરસ છે. શહેરને ફરતો કિલ્લો છે. વિશાળ બજાર, ચાર મસીદો અને ઘણાં હીંદુ દહેરાં છે. વળી સિંધિયા સરકારનો જૂનો મહેલ

જયપૂરના મહારાજા જયસિંહની બંધાવેલી વેધશાળા, એક મહિપનાળ, સાધર કોલેજ અને એક હાઇસ્કુલ છે. આગળ કરતાં જો કે હાલ ઘણી પડતી સ્થિતિમાં છે. તો પણ ઘણું વસતીવાળું અને વહેપારનું મથક છે. હાલમા આ શહેરમાં સુતરાઉ કાપડ અને અફીણનો વેપાર સારો ચાલે છે. સંવત ૧૯૯૭-૯૮ ની સાલમા અહીંયાથી પરદેશ ખાતે અફીણની ૭૭૧૨ પેટીઓ ચઢાવવામા આવી હતી. ૧૮૯૧ ના વસ્તી પત્રક પ્રમાણે આ શહેરની વસ્તી ૩૪૬૯૧ મનુષ્યો છે.

વિક્રમાદિત્યના પહેલાં આ શહેરમાં અશોક સુબો હતો. વિક્રમ પછી ઘણા કાળ સુધી આ શહેરમાં હિંદુ રાજ્ય રહ્યું. પછી સને ૧૨૯૫—૧૩૧૭ માં અલ્લાઉદ્દીન ખીલજીએ આ શહેર લીધું અને તે પછી ૧૩૮૭ મા આ શહેરના હાકેમે અહીંઆ દિલ્હીથી સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. માળવામા મુસલમાની રાજ્ય ૧૫૩૧ સુધી રહ્યું; તે પછી બહાદુરશાહે માળવા ગુજરાતમા જોડી દીધું. સને ૧૫૫૮ માં આ શહેર પાસે ઔરંગજેબ અને તેના ભાઇ દારા વચ્ચે યુદ્ધ થયું હતુ. પછી તરતજ થોડા સમયમા ઉજ્જન સિંધિયા સરકારના હાથમા ગયુ. સને ૧૮૧૦ સુધી આ શહેરમા સિંધિયા સરકારનુ પાયુ તખ્ત હતું. તે પછી દોલતરાવ સિંધિયાએ ગ્વાલીયરને પાટનગર બનાવ્યું.

આ ઉપરથી આપણને જણાય છે કે ઉજ્જન એ ઘણુંજ પ્રાચીન શહેર છે, અને જુના વખતમાં ઘણુંજ વિસ્તારવાળું હશે આ શહેર એક વખત હાલની ઉત્કૃષ્ટતા ભોગવતા હીંદુસ્તાનનાં મુંબઇ અને કલકતા કરતાં કઇ ઓરજ પ્રકારની જાહોજલાલી ભોગવતું હશે. !

ક્યાં પુરાણ કાળનું અવંતિકા, મહા કાળેશ્વરનું સ્થાન; ક્યા તે પછીનું અશોક અને વિક્રમનું પાટનગર, અને ક્યાં આજનું તેજ નિર્ધન વસ્તીવાળું અને ઉજ્જડ થતું ઉજ્જન !!! ખરે કાળની ગતિ વિચિત્રજ છે !!!

---

## બંગાળાનાં ચોવીસ પરગણાની પ્રાંતિક કોન્ફરન્સ.

બંગાળામાં હાલનો સમય ઘણોજ અશાંત છે. પોલીસ અમે તેવા આબરૂદારના ઘર ઉપર સવાર પણ શક પડતાં દરોડા પાડી જપ્તિ મૂકતા અચકાતી નથી સરકાર તરફથી પણ સખ્ત જાપતાના પગલાં ભરવામાં આવ્યાં છે. આ ઉપરાંત બિજી ઘણી જાતની હાડમારી ત્હાંના લોકોને વેઠવી પડે છે, તે છતાં પણ ત્હાંના રાજ્યદ્વારી નેતાઓ પોતાનું કામ કેવુ શાંતપણે અને મક્કમપણે બજાવ્યા કરે છે તે બતાવવાના હેતુથી આ કોન્ફરન્સના પ્રમુખનુ ભાષણ અત્રે આપવામા આવ્યું છે.

પ્રમુખ ડા. નીલરત્ન સરકાર જેઓ સાબુના તથા ચામડું કેળવવાના કારખાનાના માલીક છે, તેમજ સ્વદેશીના એક ચુસ્ત હીમાયતી છે ત્હેમણે કહ્યુ કે—

આપણા દેશમાં જ્યારે આપણે કોઇને મળીયે ત્હારે " તમે સારા છો ? " એમ પૂછવાનો રિવાજ છે. પરંતુ આ પ્રાંતમાં જ્હાં છ રૂપીયે (બંગાળી) મણના ચોખા છે અને લોકોની સરેરાશ આવક તો વર્ષે ત્હાડે સત્યાવીસ રૂપીયાનીજ છે, જ્યાં ત્હેમને

પીવાનું પાણી પણ ચોખ્ખું મળી શકતું નથી, જ્યહા એક માઇલના વિસ્તારમા અઢાર માણસો મેલેરીયા તાવથી મરી જાય છે, ત્હાં હું ત્હમને 'સારા છો' એમ શું પુછું ? આ ખબર પૂછવી તે ફક્ત મ્હોંડાની જ મીઠાશ લેવા જેવું થશે.

આ પ્રાંતમાં હીંદુ ને મુસલમાન મળીને એકવીસ લાખની વસ્તી છે. પરંતુ હામાના કેટલાની હાલત સારી છે ? ૧૯૦૧ ની સાલના ઇન્કમટેક્સના પત્રકમા તો ફક્ત ૩૮૯૩ માણસના જ નામ જોવામાં આવે છે. હાનો અર્થ એજ થાય છે કે આટલા શીવાય બિજા કોઇપણ મનુષ્યની આવક વરસે ૫૦૦) રૂપીયાની ઉપર નથી. અહિંના એંશી ટકા માણસો તો પોતાનો નિર્વાહ ખેતીના ધંધામાથી ચલાવે છે. આ પ્રાંતમાં બધી મળીને એક કરોડ વીઘા જમીન છે, જહેમાની ફક્ત ત્રીસ લાખ વીઘાજ દર વર્ષે ખેડાય છે. અને આ ત્રીસ લાખ વીઘા ઉપર સત્તર લાખ માણસો પોતાનો નિભાવ કરે છે. એટલે કે દરેક ખેતી કરતા માણસને ભાગે પોણા બે વીઘા જમીન આવે છે. જે ત્રીસ લાખ વીઘામાં વાવેતર થાય છે ત્હેમાંના સત્તાવીસ લાખમા ખોરાકીના કામમાં આવતા દાણાનું જ વાવેતર થાય છે. હવે જો દર વીઘામા ત્રણ મણ (બંગાળી) અનાજ ઉગે તોપણ દરેક ખેડુતને ભાગે પાંચમણ અનાજ આવે. આટલા ઉપર નિર્વાહ ચલાવવો તે અશક્યજ છે. એ ખરૂં છે કે જે ત્રણ લાખ વીઘા બાકી રહ્યા તે ઉપર શણુ રાઇ વી. નું વાવેતર કરવામા આવે છે અને ત્હેમાં ઠીક લાભ થાય છે. પરંતુ તે છતાંએ આ લોકો ફક્ત ખેતી ઉપર પોતાનો નિર્વાહ ચલાવી શકતા નથી. ત્હેમને મજુરી કરવા જવું પડે છે. અને જો કે મજુરીએ મોઘી થઇ છે તે છતાએ બિજી જરૂરીયાતી ચીજો ત્હેના પ્રમાણમાં પણી જ મોઘી થયાથી આ લોકો બિચારા મહા મુશીબતે પોતાના દીવસ ગાળે છે. સાધારણ સારા વર્ષોમાં જ આ લોકોની સ્થિતિ હાની છે તો પછી દુકાળના વર્ષોમાં આ બિચારાની સ્થિતિ કેવી થતી હશે !

હવે આપણે વણકર સુતાર લુહાર વીગરે કારીગરોની સ્થિતિ ઉપર વિચાર કરીએ. આ લોકોની વસ્તી આ પ્રાંતમાં બે લાખની છે. અસલના વખતમાં તો આ લોકો જ બધાના કપડા લત્તા, ફરનીચર, વાસણો વી. પૂરૂં પાડતા. ફક્ત અર્ધી સદી ઉપરજ તે બધા સારી સ્થિતિમાં હતા. પરંતુ પરદેશી લોકોએ આવી પોતાને ત્હાં બનેલો માલ જ્યહારનો આપણા દેશના બજારોમા વેચવા માંડયો છે ત્હારની આ કારીગરોની પડતી થવા માંડી છે. પ્હેલા આ પ્રાંતમાં ઘણા કારખાનાઓ હતા પણ તે બધા હાલ પડી ભાગ્યા છે. ફક્ત ચાલીસ વર્ષ ઉપરજ ખાંડ બનાવવાના એકસો વીસ કારખાનાઓ અહિં હતા. અને ફક્ત તે ઉપરજ એક કરોડ રૂપીયાનો વર્ષે દહાડે વ્હેપાર ચાલતો હતો. પરંતુ ગયે વર્ષે આ કારખાનાઓની સંખ્યા દસની હતી અને આ વર્ષે છ ની થઇ ગઇ છે. આ બધા લોકો હવે ન્હાની મ્હોટી દુકાનો માંડી પોતાનું ગુજરાન ચલાવે છે,

આ લોકો પછી આપણા મધ્યમ વર્ગના લોકો આવે છે. આ બધા પોતાનો નિર્વાહ વકીલાત કે દાક્તરનો ધધો કરીને, અથવા તો સરકારી કે ખાનગી નોકરીમાં રહીને, ચલાવે છે. આ બિચારાની સ્થીતિ પણ દીવસે દીવસે દયાર્જનક થતી જાય છે. ત્હેમની કમાણી તો સાધારણ રહી અને બધી જરૂરી ચીજોપણ મોંઘી થતી ચાલી ત્હેમની આવક થોડી, કુટુંબ મ્હોટું, છોકરાને કેલવણી આપવાનું ખર્ચ, સમ્રમ, અને બીજી રસમ અને મેમાન

જેવા સંસારીક રિવાજોમાં કરવું પડતું ખર્ચ પણ ઘણુંજ. અને બીજી ઘણી રીતે, મધ્યમ વર્ગ જે જનસમાજના ટેકારૂપ છે, ત્હેની હાલત ખરાબ થતી જ જાય છે

સૌથી છેલ્લે આપણો મ્હોટા જમીનદારોનો એટલે કે રાજાઓનો વર્ગ આવે છે, સાધારણ રીતે આ લોકો ઘણા પૈસાદાર અને સુખી છે એમ માનવામાં આવે છે પરંતુ ત્હેમની સ્થિતિ તો ત્હેમનું મન જ જાણે છે દીવસે દીવસે ત્હેમના ઉપર કર વધારવામાં આવે છે તોપણ ભિખારીઓથી બોલાતું નથી, વળી ઇલેક્ટ્રીક પાર્ટીઓ આપાવી મેનાનસ અને કેટલાંએક સરકારી ફંડોમાં નાણાં ભરવામાં ત્હેમને ઘણુંજ ખર્ચ થઇ જાય છે, અને દીનપરદીન તે લોકોની સ્થિતિ પણ બગડતીજ જાય છે.

આ પછી આ વિદ્વાન ભાષણ કર્તા ત્હાના લોકોના શરીર સુખાકારી ઉપર લંબા ણુધી વિવેચન કરીને, તે લોકોને પીવા માટે ચોખ્ખું પાણી નથી મળતું, ત્હાનું ડ્રેનેજ કામ બરોબર નથી અને તેથી મેલેરીયાનો ઉપદ્રવ ઘણો છે વી ઘણી ફરીયાદો કરે છેઅ છેવટે કેટલાએક આંકડા કાઢીને બતાવે છે કે વસ્તી ઘણી ઘટી ગઇ છે અને દલીલો સાબીત કરે છે કે તેમ થવાનું કારણ મેલેરીયા છે.

ત્હાર પછી કેળવણીની બાબત ઉપર બોલતા તેઓ જણાવે છે કે—ફક્ત મરદોને જ કેળવણી આપવાથી કોઇપણ પ્રજાનો ઉધ્ધાર થાય નહિ સ્ત્રીઓને કેળવણી આપ્યા વગર કોઇપણ પ્રજા ઉન્નત થાયજ નહિ હવે કટાકટીનો સમય આવ્યો છે અને તેવે વખતે પણ જો આપણે સ્ત્રીઓને પુરૂષોના ઉપર જ આધાર રાખવાનું શીખવીશું તો આગળ ઉપર આપણું શું થશે ત્હેની મ્હને સમજ પડતી નથી નૈસર્ગીક હોશીયારીમાં સદ્ગુણોમાં, ખંતીપણામાં, અથવા તો મગજ કે અંતઃકરણના કોઇપણ ભાવમાં આપણી માતાઓ બ્હેનો, સ્ત્રીઓ કે પુત્રીઓ આપણા કરતાં કોઇપણ દરજ્જે ઉતરે તેમ નથી આપણી આળસને લીધે, અને પવિત્ર ફરજને વીસારવાથી આપણે સ્ત્રીઓ પર તે ભવિષ્યની પ્રજા ઉપર મહાન્ આફત લાવીશું એ ખરૂં છે કે આ બાબતમાં કેટલેક દરજ્જે આપણી ગરીબ સ્થિતિ જવાબદાર છે પરંતુ તે છતાંએ આપણે યાદ રાખવું જોઇએ કે જ્હાં સુધી આપણી સ્ત્રીઓ કેળવાયલી હશે નહિ ત્હાં સુધી દુનિયાની સુધરેલી પ્રજાઓ વચ્ચે આપણી કાંઇપણ ગણતી થશે નહિ

અહિંની વસ્તીના પ્રમાણમાં ભણેલા માણસોની સંખ્યા નાસીપાસ કરે તેવી છે. એકવીસ લાખની વસ્તીમાંથી ફક્ત એક લાખ વીસ હજાર જણા વાંચી લખી શકે તેમ છે જે ઇલાકામાં હિન્દુસ્થાનનું મુખ્ય શહેર આવેલું છે તે ઇલાકાના એક પ્રાંતના લોકોની કેળવણી સંબંધમાં આ દશા છે તો પછી બીજા ભાગોની વાતજ શી કરવી ! ! !

હુન્નર ઉદ્યોગની કેળવણીની સ્થિતિ પણ ઘણીજ દયાજનક છે આખા પ્રાંતમાં એકજ ત્હેની શાળાઓ છે અને તે પણ પાદરીઓએ પોતાના સ્વધર્મીના લાભ માટે સ્થાપેલી છે.

આપણે બધા જાણીએ છીએ કે જ્હાં સુધી ખેડુતોની હાલત સુધરશે નહિ ત્હાં સુધી દેશની હાલત સુધરતી નથી આ પ્રાંતમાં સતરલાખ માણસો ખેતી ઉપર જીવે છે તે છતાં પણ સુધરેલા દેશોમાં ખેતી કેવી ઢબ ઉપર કરવામાં આવે છે, ત્હેનું ત્હેમાના કોઇને ભાગ્યેજ જ્ઞાન હશે, તે દેશોમાં ખેતીનો આધાર વરસાદ ઉપર રાખવામાં નથી

આવતો, અને સુધરેલી ઢબથી ને ખાતરોની મદદથી ગમે તેવી જમીન ઉપર સરસ પાક થાય છે તે વાત આ લોકોના માનવામાં ભાગ્યેજ આવશે. જ્યહા સુધી આ બાબતોની કેલવણી આપણા ખેડુત વર્ગને મળે નહિ ત્યાં સુધી 'ખેતીની સ્થિતિ સુધારવાની શી આશા રખાય ! !

અહિંના લોકોને પોતાનું પૂરૂ કરવાને શા સાધન છે તે આપણે ઉપર જોયા. હવે જરૂરી ચીજો પાછળ કેટલો ખરચ કરવો પડે છે તે તપાસીયે.

ધારો કે દરેક માણસને સરેરાશ વર્ષે વીસવાર કાપડ જોઇયે છે અને ત્હેની કીંમત બે રૂપીયા થાય છે. તો એકત્રીસ લાખ માણસને બેતાળીસ લાખ રૂપીયા કાપડ પાછળ ખરચ થશે. પરંતુ આ બેતાળીસ લાખમાથી અહિંના વણકરોને ઘણોજ ન્હાનો ભાગ મળે છે. મ્હોટો ભાગ તો બ્હારના લોકો લઇ જાય છે,

આપણા એકવીસ લાખ માણસમાથી સવાબે લાખ વાચી લખી જાણે છે. આ બધા ભણેલા લોકો સાધારણ રીતે બુટ પ્હેરે છેજ. ધારો કે આ લોકો વર્ષે દહાડે સરેરાશ બે રૂપીઆના બુટ પ્હેરે છે. તો આ પ્રમાણે બુટ પાછળ દરવર્ષે સ્હાડાચાર લાખ રૂપીઆ ખરચાય છે. આ રકમનો પણ મ્હોટો ભાગ પરદેશ ખાતેજ જાય છે,

તેનીજ રીતે જો દરેક માણસ વરસ દીવસે પાંચશેર ખાંડ ખાતો હોય તો પણ વીસ લાખ રૂપીયા ખાંડ પાછળ ખરચાય. હવે જો આપણે લગાર લક્ષ આપીયે તો આટલી બધીયે ખાંડ આપણાથી બનાવી શકાય તેમ છે. આમ હોવા છતાં એ આપણે આટલા બધા રૂપીયા નાહક પરદેશ જવા દઇયે છીયે.

આપણા પ્રાંતમાં વર્ષે છ લાખ રૂપીયાનું લુણ આવે છે. અસલના વખતમાં તો બધું અહિંજ બનતુ અને હુ ધારૂ છુ કે હજી પણ તેમ થઈ શકે. આપણામાંના ઘણા એમ ધારે છે કે સરકાર આપણને મીઠુ પકવવાનો પરવાનો નહિ આપે. પરંતુ આ માનવું ભૂલ ભરેલું છે. હાલતો મીઠા પાછળ વપરાતા લગભગ બધા રૂપીયા પરદેશ ખાતે જાય છે.

આ ઉપરાંત બીજી ઘણીયે જરૂરી ચીજો પાછળ ઘણો ખરચ થાય છે. તેથી સવાલ એ ઉત્પન્ન થાય છે કે આપણો પૈસો વધારવો શી રીતે.

સૌથી પ્હેલા તો આપણા લોકોને વ્યાપારી કેલવણી આપી, નવી નવી શોધોને અનુસાર મીલો તથા કારખાનાઓ ઉભા કરવાને શક્તિમાન બનાવવા જોઇયે. હાને પરિણામે આપણા ઘણા માણસોને રોજગાર મળશે, અને કેટલા એક ખેડુતોને પણ ફક્ત ખેતી ઉપરજ નિર્વાહ કરવો નહિ પડે.

આ પ્રાંતને વાસ્તે સરકારના વ્યાપાર ખાતાના સલાહકારે નીચેના ઉદ્યોગો સ્થાપવાની ભલામણ કરી છેઃ—

કપડાનું વણાટકામ; માટીના વાસણો, લાકડાની કારીગરી; સાદડીયો; ચામડાનું કામ; છરી, ચપ્પુ વી. લોઢાનું કામ; પીતળના વાસણો; રસાયણી પદાર્થો; દીવાસળી; સાબુ; સુગંધી તેલ, લાખ, બદામ, અળસી, વીગેરેના તેલ; રેશમી વણાટ, રેશમ, વીગેરે રંગવાનું, છત્રી, મોજા, મુરબ્બા, રંગ, અને બીજા કેટલાક.

ઉપર જણાવેલા ધંધામાંના ઘણા આપણે સ્હેલાઈથી કરી શકીએ તેવા છે પર
સુતરાઉ કાપડ અને ચામડાના માલનો જબરો ઉઠાવ હોવાથી અને તે ઉપરાંત અ
પણો પ્રાંત ખાંડ બનાવવાને વધારે અનુકૂળ હોવાથી આ બાબત ઉપર ખાસ લક્ષ આ
પવું જોઈએ.

પરંતુ આ બધાને વાસ્તે આપણે જોઈએ તેમજ તે બાબતની કેળવણી ધરાવનાર
તથા તે કામને સારા પાયા ઉપર મૂકી શકે તેવા મનુષ્યો જોઈએ હેને સપાટે જોતાં
આ કામ ઘણું અઘરૂં લાગશે પણ જો આપણે 'માણસ' નામને લાયક હોઈશું તો આ
અડચણો દૂર થઈ જતા વાર લાગશે નહિ

આપણા દેશનો પૈસો પરદેશ જતો અટકાવવાને દેશી માલજ વાપરવો જોઈયે
અને જે માણસો ઉદ્યોગની વૃદ્ધી કરી દેશને ઉન્નત કરવા ઇચ્છતા હોય હેમને મદદ ક
રવી જોઈએ.

છેવટે આપણે ગમે તે કરવાનું હોય—કાંતો તે મેલેરીયા અટકાવવાનું હોય કે પી
વાને માટે સારૂ પાણી મેળવવાનું હોય કે પછી કેળવણી પ્રસરાવવાનું અને ઉદ્યોગો વ
ધારવાનું હોય ગમે તે હોય—તો પણ તે બધામાં એક બેકની સહાયતાની જરૂર છે
જેવી રીતે એક મનુષ્ય સ્વાશ્રયથીજ ઉન્નત થઈ શકે તેવી રીતે એક પ્રજા પણ સ્વાશ્રય
થીજ ઉચ્ચતા પામે છે અને દરેકે દરેક મનુષ્યનો ભેગો સ્વાશ્રય તેજ આખી પ્રજાનો
સ્વાશ્રય છે પારકી આશા નહિ રાખતા દરેકે દરેક જણે કમર કસીને દેશને આબાદ કરવા
યત્ન કરવો જોઈએ

જ્યાં સુધી આપણે બધા સાથે વિચાર કરી એક સામાન્ય રીતિએ આગળ વધીશું
નહિ, ત્યાં સુધી દેશની આબાદીની કાંઈ પણ આશા નથી સામાન્ય ધોરણ ઉપર કામ
કરવા માટે આપણે કમીટીયો, અને હેની અંદર ન્હાની કમીટીયો, પ્રાંતના દરેકે દરેક ભા
ગમાં નિમવી જોઈયે. હાલની સ્થિતિ જોતાં પ્રાંતના પાંચેહજાર ગામોમાં કમીટીઓ નિમ
વાનું બની શકે તેમ નથી પરંતુ આપણા પાંચ હજારમાંથી ૧૭૬૮ ગામોમાં નિશાળો
છે, ત્યાં આગળ આ કમીટીઓ નિમી શકાય આ કમીટીઓ હેમના ગામમાં દુકાળ પડે,
પાણીની તંગાશ પડે રોગનો ઉપદ્રવ થાય અથવા તો હેમને બિજો કાંઈ દુઃખ હોય
તે બધાની ખબર એકદમ મૂખ્ય કમીટી ઉપર મોકલાવી દે, અને મૂખ્ય કમીટી તે બા
બતમાં યોગ્ય પગલાં ભરે.

આ કમીટીઓ સ્થાપવાની ઇચ્છા રાખનાર મનુષ્યોએ ગામોગામ ફરી હેની જરૂ
અને ઉપયોગીતા સમજાવવી જોઈયે અને તે સ્થપાયા પછી હેની વ્યવસ્થા કરતા શી
ખવવું જોઈયે સરકાર તરફથી આ બાબતમાં કેટલી મદદ મળશે હેની તો આપણે ગ
ણતરી પણ કરી નથી અને તેમ કરવું ઠીક પણ નથી, કારણ કે જેટલો આપણે પોતાન
ઉપર આધાર રાખતા શીખીશું તેટલો આપણને વિશેષ લાભ થવાનોજ વ્હને ખાત્રી
છે કે આપણે આપણું કામ ડહાપણથી કરે જઈશું તો સરકાર આપણી તરફ અમીની
દ્રષ્ટીથી જોશેજ

આપણા હાલના દુઃખો આપણા દુષ્કૃત્યોના પરિણામ રૂપ છે તેથી આપણે એટલા

બધા સુકૃત્યો કરવા કે જે પાછલા દુષ્કૃત્યો કરતા ઘણાજ વધી જઈ આપણા દુઃખોનો નાશ કરે.

જો આપણે આપણી ફરજ બજાવીને લાયકાત બતાવી આપીશું તો દુનિયામાંની એક પણ ચીજ હેવી નથી કે ઈશ્વર ત્હેને આપણાથી દૂર રાખશે...

ડા. સરકારે ઉપલુ ભાષણ કરતી વખતે જો કે એકજ પ્રાંતને લક્ષમાં રાખ્યો છે તે છતા પણ ત્હેમાં સમાયલી સૂચનાઓ આપણા પ્રાંતને પણ ઘણી ઉપયોગી થઈ પડે તેમ છે. ત્હેમણે જે જુદા જુદા આંકડાઓ કાઢયા છે અને તે ઉપરથી અનુમાન બાંધ્યા છે તે કેટલા બધા ઉપયોગના છે તે આપણને સહજ દેખાઇ આવે છે. આપણી તરફ પણ તેવા આંકડાઓ કોઇ કાઢે તો અવશ્ય ઘણોજ લાભ થાય. આપણા ગામડાંમાં વસતા બંધુઓને ઘણીવાર જનસેવા કરવાની ઇચ્છા હોય છે તેમ અનુકુળતા પણ હોય છે. હાવા દેશભક્ત બંધુઓ જો ડા. સરકારના ધોરણ ઉપર ત્હેમના ગામના આંકડાઓ કાઢે તો તેઓ જનસમાજને ઘણો લાભ કરી શકે વળી ડા. સરકારે દરેક ગામડામાં, એક મધ્ય કમીટીની છાયા નીચે, ન્હાની કમીટીઓ સ્થાપવાની જે સૂચના કરી છે તે પણ ઘણીજ લાભ કર્તા છે. આપણા નેતાઓમાંના કોઇ તે ઉપર લક્ષ આપશે તો તેથી અવશ્ય લાભ થશે જ.

વળી આ કોન્ફરન્સમાં પસાર થયલા ઠરાવોમાના નીચે આપેલા કેટલાક એક આપણે મનન કરવા યોગ્ય છે.

" આખા પ્રાંતમાં એકજ ધોરણ ઉપર કામ કરવા જુદા જુદા ગામોમા અનેક કમીટીઓ સ્થાપવી અને તેમ કરી ડીસ્ટ્રીક એસોસીએશનના કામમાં અનુકુળતા કરી આપવી."

" ૧૯૦૫ ના ઑગસ્ટની સાતમી તારીખે થયેલા બહિષ્કારના ઠરાવને ફરીથી પસાર કરવો "

" અનુકૂળ સ્થાનોએ ગરીબ મનુષ્યોને અને ખાસ કરીને ગરીબ ખેડુતોને મદદ કરવાને ધર્માદા ખાતાઓ સ્થાપવા "

" અંદર અંદરના કજીયાનો નિકાલ, કચેરીયોમાં જઇ ઘણો ખરચ કરીને નહિ લાવતાં, આબરૂદાર માણસોનું પંચ નિમી પંચાયતની રૂઢીથી લાવવા યત્ન કરવો. "

" આ પ્રાંતના નેવું ટકા મનુષ્યો અભણ હોવાથી પ્રાથમિક કેલવણીનો સ્વતંત્ર અથવા તો બિજા કોઈ પણ પ્રકારે પ્રચાર વધારવો "

" આ પ્રાંતના મીઠાના ઉદ્યોગનો પુનરોદ્ધાર કરવા યત્ન કરવો અને આ વાત ધ્યાનમાં રાખી ડીસ્ટ્રીક એસોસીએશને તે સબંધી ખબરો લોકોને પૂરી પાડવી. "

" દેશમા ગરીબાઇ ચાલતી હોવાથી સ્વદેશી હીલચાલને ચુસ્ત રીતે વળગી રહેવુ "

---

## બ્હેરા મુંગાની શાળા–ખાડીઆ.

અમદાવાદ, તા ૨૩-૧૦-૦૮

મે. ઉદ્બોધનના વ્યવસ્થાપક સાહેબ,

નીચેનો લેખ કેળવણી સંબંધનો છે તેથી તેને આપના પત્રના આવતા અંકમાં પ્રસિધ્ધ કરી આભારી કરશો

અહીંની બ્હેરા મુંગાની શાળાનું કામ તા. ૫-૧૦—૦૮ થી શરૂ થયું છે. વાંચતા, લખતા, બોલતા, ગણિત તથા ચિત્રકામ હાલ શીખવાય છે કેળવણી મફત અપાય છે. બ્હારગામથી આવનાર છોકરાઓ માટે શ્રી વૈશ્ય બોર્ડીંગ, જૈન બોર્ડીંગ અથવા મહીપતરામ અનાથાશ્રમની મદતથી ખાવા તથા રહેવાની ગોઠવણ થશે ખાના વગેરેની ખુલાશીદી તજવીજ માટે ખુલાસો કરવા વિનંતિ છે બ્હારગામના અનાથ બાળકોને આ શાળામાં લઈ આવનારને જરૂર જણાએથી વ્યાજબી મુસાફરીનું ખર્ચ આપવામાં આવશે

લી સેવક

માણશંકર લલ્લુભાઇ દેસાઇ બી એ

બ્હેરા મુંગાની શાળાના મુખ્ય શિક્ષક

તથા વ્યવસ્થાપક મંડળીના મંત્રી.

## સ્વીકાર.

ધન્વંતરીના સંપાદક અમારા ઉપર ઉદ્બોધનના બદલામાં ધન્વંતરી માસીક મોકલે છે તે અમે આભાર સાથે સ્વીકારીએ છીએ. શારીરિક શાસ્ત્ર દુનિયામાં એક ઘણું ઉપયોગી શાસ્ત્ર છે ગમે તે પ્રજાને શારીરિક શાસ્ત્રની ઘણી જરૂર છે એના જેટલી જરૂર બીજા કોઈપણ શાસ્ત્રની નથી શરીરના સુદ્દઢપણા ઉપર મનના સુદ્દઢપણાનો આધાર છે અને તે બન્નેના સુદ્દઢપણાને અંગે અનેક બીજા ઉપયોગી શાસ્ત્રોની શોધ થઇ શકે છે શરીરના બંધારણના નિયમો જાણવાની ઘણી જરૂર છે કે જે નિયમોના અજ્ઞાનતાને લીધે મનુષ્ય અનેક વ્યાધિઓ ભોગવે છે આપણા પૂર્વજોએ પણ શરીરની સુદ્દઢતાની ઘણી જરૂર સ્વીકારી છે शरीरमाद्यं खलु धर्मसाधनम् આના જેવા વચનો વારંવાર ઉચ્ચારવામાં આવ્યા છે

આ માસિકમાં પ્રાચીન અને અર્વાચીનની દૃષ્ટિથી શરીર સંબંધી અનેક વિષયો ચર્ચવામાં આવે છે આપણા ગુજરાતમાં આવા માસીકની ઘણી ખોટ છે ને કે વૈદ્ય કલ્પતરૂ કારણીએ આ વિષયમાં લોકસેવા બજાવે છે, પણ આવા ઉપયોગી વિષય સારૂ તે એકલુંજ માસીક પુરતું નથી શરીરને સુદ્દઢ કરવાનું શાસ્ત્ર જાણવું એ પણ એક અવશ્યનું કાર્ય છે વાસ્તે આશા છે કે સર્વે તરફથી ગુર્જર બન્ધુઓ એને આશ્રય આપશે

# સ્ત્રીઓ માટે ઉપયોગી નવીન વાંચનમાળા કરવાની પ્રાર્થના.

એક અમારા સ્વદેશબંધુ તરફથી અમને જણાવવામાં આવ્યું છે કે તેમને સ્વદેશજનતા ઉપર રચાએલી સ્ત્રી શિક્ષણ માટે પહેલાથી ત્રીજા ધોરણ સુધીની વાચનમાળા જોઇએ છીએ. આ કાર્ય ખાસ દેશહિતને માટે છે વાસ્તે આશા છે કે દરેક વિદ્વાન્ દેશહિતચિંતક પોતાથી બનતી મદદ આપવા તતપર થશે. જે દેશબંધુને આ કાર્યની સિદ્ધિમાં સાધન ભૂત થવા ઇચ્છા હોય તેમણે નીચેની સૂચનાઓ ધ્યાનમાં લઇ પ્રસ્તુત વાચનમાળા રચવાનો આરંભ કરવો; અને તેને અમારી તરફ મોકલી આપવી. તપાસ તથા ચુંટણીને અર્થે નીમેલી વિદ્વાન્ જનોની એક ખાસ કમીટી પાસે તેની પસંદગી કરાવ્યા બાદ તેને છપાવવામાં આવશે.

૧ પ્રસ્તુત વાચનમાળાની ભાષા શુદ્ધ, સરળ અને વ્યવહાર જોઇશે.

૨ દરેક હિંદુ ધર્માઓને ઉપયોગી તથા માન્ય થાય તેવાં હિંદુ ધર્મનાં તત્વો તેમાં ચર્ચાવાં જોઇશે.

૩ ઘરવૈદુ, બાળકોની માવજત વિગેરે શારીરિક શાસ્ત્રના વિષયો તેમાં સમાવવા જોઇશે.

૪ સતીસીતા, સાવિત્રી વિગેરેનાં શીયળ ધર્મવાળાં તથા વીર રસાત્મક ચરિત્રો ટુંકમાં આવવાં જોઇશે.

૫ વીર પુરૂષો તથા મહાત્માઓનાં જીવન ચરિત્રો પણ આવવાં જોઇશે; જેવા કે પ્રતાપ, ગૌતમ વિગેરેનાં.

૬ સ્વદેશી તથા દેશજનતાપર ઉપયોગી ચર્ચા.

૮ - નૈતિક શિક્ષણના પાઠો સત્ય વગેરે નીતિની વ્યાખ્યાઓ તથા તેના દૃષ્ટાંતના પાઠો ( ઐતિહાસિક પૈરાણિક. )

૯ સ્ત્રીઓને અનુકૂળ આવે તેવા સારા કવિઓમાંથી ચુંટેલા કાવ્યો.

૧૦ સ્ત્રીઓને ઉપયોગી ગૃહ વ્યવહારની તથા ગૃહ વ્યવસ્થાની ઉપયોગી બાબતો.

૧૧ સ્ત્રી જનસમાજનું એક મુખ્ય અંગ છે એવું ભાન કરાવે એવા બોધ જનક પાઠ.

ઉપર પ્રમાણે પ્રજાતત્વની વૃદ્ધિ કરે તેવી રૂઢિપર તે રચાએલી હોવી જોઇએ, જેથી કરીને ન્હાનપણથી બાળાઓના હૃદયમાં ઉમદી છાપ પડતા સંસારની તેમજ દેશ પ્રત્યેની પોતાની ફરજો અદા કરવા તેઓ શક્તિમાન્ થાય.

કેવળ સ્વદેશ ઉન્નતિની કાર્ય સિદ્ધિને માટેજ આ અમારી પ્રાર્થના છે, તેથી આશા છે કે અમારા વિદ્વાન્ ગ્રેજ્યુએટ તેમજ અન્ય ગુર્જર બન્ધુઓ પોતાના નવરાશનો સમય આ ઉપયોગી કાર્યમાં મદદ આપવામાં ગાળવા પાછીપાની નહિ કરે.

આના સંબંધમાં પત્ર વ્યવહાર નીચેના શરનામે કરવા વીનંતી છે.

તંત્રી.
' ઉદ્બોધન ' ઓફીસ રીચીરોડ.
અમદાવાદ.

---

# વિશેષ.

અમારા ગ્રાહકોને લો. મા. શ્રીયુત તિલકની સુંદર છબી આપવામાં આવી છે, અને હજી જે નવા ગ્રાહકો થશે તેને તે આપવામાં આવશે.

વળી જેનું લવાજમ આવી ગયું છે તેને ઉદયપુરના મહારાણા પ્રતાપ વીરરત્ન પ્રતાપની છબી આ વખતથી આપવા માંડી છે વાસ્તે લવાજમ આપી તે આદર્શ રૂપ પુરૂષની છબી મંગાવી લેવી. છબી મોકલતાં ભૂલ થઈ હોય તો તે લખી મંગાવી લેવી.

---

## ચાલુ વર્ષના ગ્રાહકોનું લીષ્ટ.

| | | | |
|---|---|---|---|
| ૮૨ | રા કૃષ્ણલાલ નરસીંહલાલ | અમદાવાદ | ૧-૦-૦ |
| ૮૩ | રા. શેઠ દારાશા ગુરતાદજી | બરોડા-કેંપ | ૧-૪-૦ |
| ૮૪ | રા પરસોતમદાસ | ઉમેટા | ૧-૪-૦ |
| ૮૫ | રા. છોટાલાલ ગોવીંદજી માવાવાળા | સડેસર | ૧-૪-૦ |
| ૮૬ | રૂપશંકર (R. K Brothers) | અમદાવાદ | ૧-૦-૦ |
| ૮૭ | રા બાપુરાવ રામજી | ,, | ૧-૦-૦ |
| ૮૮ | ટાઉન લાઇબ્રેરી | સોજીત્રા | ૧-૪-૦ |
| ૮૯ | રા પુરૂષોત્તમ વ. શાહ, | ખોરડી થાણા | ૧-૪-૦ |
| ૯૦ | રા. પ્રેમાનંદ લલ્લુભાઇ | ફુલવાડી | ૧-૪-૦ |
| ૯૧ | રા. બળદેવરામ ઝવેરીલાલ મહેતા | અમદાવાદ | ૧-૦-૦ |
| ૯૨ | રા. ચિંતામણી જયંતિલાલ | ,, | ૧-૦-૦ |
| ૯૩ | રા ગુલાબભાઇ માણેકલાલ દેસાઇ | ,, | ૧-૦-૦ |
| ૯૪ | ભટ્ટ અંબાલાલ લલ્લુભાઇ | ,, | ૧-૦-૦ |
| ૯૫ | રા. લક્ષ્મણ જેઠાભાઇ વ્યાસ | ,, | ૧-૦-૦ ગત વર્ષના |
| ૯૬ | રા. છમનલાલ મણીલાલ સોહકાર | | ૧-૦-૦ |
| ૯૭ | રા હિરાશંકર આર ઝાહ | ,, | ૧-૦-૦ |
| ૯૮ | માસ્તર મોહનલાલ | ,, | ૧-૦-૦ |
| ૯૯ | રા. ચીમનલાલ બાપુજી શાહ | ,, | ૧-૦-૦ |
| ૧૦૦ | રા ચીમનલાલ હરીલાલ નગરી | ,, | ૧-૦-૦ |
| ૧૦૧ | રા નાગુજીતરામ વાલાભાઇ બી. એ | ભાવનગર | ૧-૪-૦ |
| ૧૦૨ | રા. ચંદુલાલ રવિશંકર યાજ્ઞિક | મુંબાઇ | ૧-૪-૦ |
| ૧૦૩ | રા. કુંવરજી ગુલાબભાઇ નાયક | સુરત | ૧-૪-૦ |
| ૧૦૪ | રા નોકમલાલ કુબેરજી તલાટીજદાર | દેહેગામ | ૧-૪-૦ |
| ૧૦૫ | રા. અચરતલાલ પુરૂષોત્તમ | રાજકોટ | ૧-૪-૦ |
| ૧૦૬ | રા. છબીલદાસ દોલતરામ દીક્ષીત | સુરત | ૧-૪-૦ |

# ઉદ્‌બોધન.

" પેખ ઉદયગિરિ દૃષ્ટિ ઉંચી કરી,
" સૂર્ય ધીમે ધીમે આમ આવે. "

વર્ષ ૨ જું. ] માર્ગશિર્ષ, ૧૯૬૫ [ અંક ૮ મો.

## દિશાવલોકન.

### હિંદીઓનો પરદેશવાસ

રાજમુગટે કોહિનૂરનો ચન્દ્ર સ્ફુરે છે
મહારાજ્યના મુગટમા હિન્દ જડાશે ?
સુરસાળ હિન્દના હૃદય ખંડને
મહારાજ્યના રાજઅંગી સમ
સ્વીકારશો કે નહિ ? રાજ !
હિન્દ અને બ્રિગનિયાને
જમણા ને ડાબા નયન જેવાં ગણુશો ને ?
મહારાજ્યકુટુંબનુ હિન્દ કુટુમ્બી કે નહિ !

* * * *

ઓસ્ટ્રેલીઆ, હિન્દ, આફ્રિકા, કેનેડા, બ્રિટન ·
મહારાજ્ય દેહની પાંચે ઇંદ્રિયો
પ્રભુતાથી પોષજે, રાજકુમાર !

ન્હાનાલાલ દલપતરામ કવિ

પરદેશવાસને અનુકુળ સમય

પ્રાચીન-અર્વાચીન ઇતિહાસના પાના પ્રજાઓના પરિપાક કાળમા તેના મનુ પોના પરદેશવાસના જેટલા સાક્ષ પુરશે તેટલા પૂર્ણ જાહોજલાલીમા ઝળી સુધેલી પ્રજાઓના પરદેશવાસના નહિ પૂરે સમજ કર ન થાય માટે આ સ્થળે જણાવવાની જરૂર છે કે પ્રજાઓના પૂર્ણ ગૌરવ કાળમા પરદેશો જીતવા માટે ઘણા પ્રયત્નો થયેજ ગયા છે, પ્રાચીન યુગોમાં કે અર્વાચીન સમયમા પણ એ સર્વ પ્રસંગોએ રાજજનતા, પ્રાન્તજનતા કે દેશજનતા એટલી અજાગ્રત રહેલી છે અને બહારની સહાયઓના ફળ ભોગવ્યાં ન

મેળવ્યાં એટલામાં સમકાલીન અન્ય પ્રજાઓના બળ સામે સ્વભૂમિ બળને જયવંત અને જીવંત રાખવાનો લોભ એટલો તીવ્ર રહ્યો છે કે ટુંકા સમયમાં પસરેલાઓનું સંકેલન પાછું થયું છે અને પરદેશવાસ બહુ જ અલ્પ અને અપૂર્ણ નીવડ્યો છે. એથી ઉલટીજ રીતે પ્રજાઓની જીંદગીની શરૂઆતમાં રાજકિય, સાંસારિક, ધાર્મિક અને આર્થિક ઉભરાઓને પરીણામે જે પરદેશ વાસ સ્વીકારવાની ઘોડાઓને ફરજ પડી છે તેઓ સ્વભૂમીને નમસ્કાર કરી નવ જીવન શોધવા અને સફળ કરવા નીકળવાથી નવા દેશોમાં વસી મૂળ ભૂમીને અને ત્યાંના સ્વદેશબંધુઓને કાળાંતરે વીસરી નવ પ્રજાઓમાં ઉત્ક્રાંતિ પામ્યા છે.

**પ્રાચીન ઐતિહાસીક સામ્યો.**

ગ્રીસ અને રોમના રાજ્ય વિસ્તાર સાથે કેલ્ટીક સેકસન, નોર્મન વગેરે પ્રજાઓનાં પરભૂમી શોધન અને નીવાસને સરખાવાય, પ્રાચીન ઇરાનના રાજ્ય વિસ્તાર, ઉગતી તુર્ક પ્રજાનાં ટોળાંઓના પરદેશવાસ સાથે સરખાવાય તો એ અને એવાં બીજાં પૂર્વ પશ્ચિમના ઇતિહાસમાંના ઐતિહાસીક સામ્યો ઉપરના સિદ્ધાંતનાં પ્રમાણ થવાને ઓછાં નથી.

**પ્રાચીન હિંદમાં આર્યોનો હેવાલ.**

આપણા દેશનો તો પ્રાચીનથી તે હાલ સુધીનો સમગ્ર ઇતિહાસ એવાંજ પ્રમાણોથી ભરપૂર છે. મહા આર્ય પ્રજાઓ ધાર્મિક કલહોથી છૂટી પડતાં તેમાંના સિંધુને કાંઠે ઉતરતા ટોળાં નવ જીવન અને નવા દેશની આશાથી આવે છે અને પ્રસરે છે. મૂળ વતનીઓ સાથેના કલહો; ઓછાં થતાં ટોળાઓનાં સ્વરાજ્ય, ક્ષાત્ર રાજ્ય અને આર્થિક, સાંસારીક અને રાજકીય ફેરફારોથી પરીણામતાં સામ્રાજ્યોમાં આ દેશમા વસતા આર્ય-અનાર્ય સર્વ મિશ્ર પ્રજાઓમાં બદલાઈ જાય છે. તે પહેલાંના અને પછીના સમયમાં રાજવિસ્તાર, વ્યાપાર, ધર્મ વિસ્તાર વગેરે અર્થે રાજ તરફથી કે ખાનગી પરદેશગમન થાય છે. ખંભાતના અખાત, કચ્છના અખાત અને ભાગીરથીના મુખ આગળથી મજબૂત અને લાંબી સફર યોગ્ય નૌકાઓ વેપારીઓ અને તેમની મતા, સાધુઓ અને તેમની મૂર્તિઓ તથા પુસ્તકો અને એ સર્વનું રક્ષણ કરવા માટે સૈન્ય સહિત નીકળી પશ્ચિમ, દક્ષિણ અને પૂર્વના મહાસાગરોમાં ફરતી, તથા ટાપુઓ તેમજ મિસર અને ઉત્તર આફ્રિકાનાં, તૈગ્રીસ, યુફ્રેટીસના મુખ આગળનાં એસીરીઆનાં અને સિંહલ, જાવા, બાલી, ચીન, જાપાન, અને પીરૂનાં બંદરોએ નાંગરતી. ઉત્તર આફ્રિકાનાં બર્બરો, બાબીલોન તથા મધ્ય એશિયાના વતનીઓ, મીસર, એસીરીઆ કાલ્ડીઆના મૂર્તિપૂજકો તથા મલય દ્વીપોના સમુહોના લોકો સાથે હિંદના, ગુજરાતના પ્રાચીન વતનીઓને વ્યાપારનો ગાઢો સંબંધ હતો. મૌર્ય સામ્રાજ્યથી શરુ થતા આપણા દેશના સંકળનાયુક્ત ઇતિહાસનાં સાધનોમાં ધાર્મિક નવા ઉપદેશને અર્થે તથા વેપારને અર્થે જતાં મનુષ્યોએ હિંદની તે સમયની સુધારણાના, સાહિત્યના, મંદીરોના અને કલાના વારસા એશિયા ને પશ્ચિમ કાંઠે તેમજ સિંહલ, જાવા, અને બાલીના ટાપુઓમાં આપેલા નોધાએલા છે. પણ એ ઉદય કાળ અને ત્યાર પછીનાં હજાર વર્ષમાં હિંદમાં વસતી આર્ય-અનાર્ય પ્રજાઓએ આંતર વિસ્તાર ઉપરાંત નવ જીવન ખાસ શોધ્યાં નથી. બુદ્ધ ધર્મનો નાશ આપણા દેશમાં ધાર્મિક પરિવર્તનમાં પડ્યો છે એ વાત અન્ય દ્રષ્ટાન્તોથી આપણી સમક્ષ રજુ થાય છે,

તેમાં આ એક વાત ઉમેરવા સરખી થઇ પડશે કે ઈ. સ. પછીના આંતર કલહો જો જણાવાયા છે એટલા ગંભીર હોત તો આ દેશની પ્રજાને, કાંઈ નહિ તો તેના અમુક ભાગને, નવ જીવન શોધવાની જરૂર પડત. પ્રજાઓનો ઇતિહાસ એવા શોધન અને પ્રાપ્તિની કાંઇ સાબીતી આપતો નથી. મૌર્ય સામ્રાજ્ય પહેલાં ઘણા કાળ પહેલાં શરુ થઇ ગુપ્ત રાજ્યોને અંતે વિરામતા આપણા ઇતિહાસમાં હિંદની મહા પ્રજાઓની માનસિક, આર્થિક ભરતીનાં ચોમેર ઉછળતાં મોજાં આ દેશની પ્રાચીન જાહોજલાલીનાં કીરણોથી પ્રકાશે છે.

**નવાં ટોળાંઓના વાસ.** પ્રજા જીવનની ભરતીનાં આ મોજાં અન્ય નવીન પરિપાક પામતા મનુષ્ય યુથોની ચઢાઇઓના દબાણ નીચે વિરમે છે. ત્યારથી હિંદમાં લાંબી ઓટ શરુ થાય છે. હિંદની હિંદુ ધર્મરૂપે નવા ધર્મની એકતાની ભાવના છતાં એ દબાણ જયવંત નીવડે છે. જે કાર્ય ઇરાન અને ગ્રીસનાં મહા રાજ્યોના નેતાઓ જીત મેળવવા છતાં કરી શકતા નથી; તે ઇસ્લામનાં ટોળાં કરેછે. આ ટોળાંઓનો હિંદ સાથેનો સંબંધ અગલ્યાં આર્ય ટોળાંઓ પેઠે હમેશનો થવા છતાં તેમના સંગ્રામો ની જીત, જીતાએલી પ્રજાની સંખ્યા અને ધાર્મિક સાંસારિક સંકલનાને લીધે આગળના જેવી સર્વ દેશીય શ્રેષ્ટતામાં પરિણમી શકતી નથી, તેમજ સંમીલન પણ થવા પામતું નથી. નાના રાજ્ય સમુહો, ગ્રામ્ય અને પ્રાંતિક સ્થાનીક સ્વરાજ્ય જેવી અવસ્થા, સાંસારિક અને ધાર્મિક બળોના પ્રહારો છતાં ટકવાની શક્તિ એ બધાંથી કરોડો રૂપીઆની મહેસુલ વડે રાજ્ય નીભાવતા અને મહેલો અને મસજીદો બાંધતા બાદશાહોના રાજ્ય અમલની અસર સારી કે નરસી પ્રજાના આંતર જીવનમાં ઘણી ઓછી થાય છે. પ્રજાના લાભ છતાં એ રાજ્યને પોતાના કરવા પડે છે. રાજ્યમાં પ્રજાનું હિત એજ રાજ્યના જીવનનો આધાર ઘણા ઈસ્લામી રાજ્ય કર્તાઓ સ્વીકારે છે. એ સ્થિતિમાં ઘણો ફેર પડતો નથી. પણ ઈસ્લામના મહા રાજ્યની પૂર્ણ જાહોજલાલીના સમયમાં મૂળ વતન સાથેના સંબંધ એટલા ઓછા થાય છે કે જીતનારને નવા દેશને પોતાનો જન્મદેશ કરવો પડે છે. હિંદના ઇસ્લામીઓના જીવન આદર્શ અને અભિલાષ ટોળાઓનાં મટી હિંદના વતનીઓના જેવાં થાય છે. આંતર સંમીલન માટે જબરા યત્નો આદરવામાં આવે છે પણ ફળીત થતા નથી. જૂની હિંદુ પ્રજા કાઇક પોતાના કાંઇક નવા આવનારાના આગ્રહથી જુદાઇ જાળવી રાખી શકે છે તેમાંના થોડાં સમર્થ અંગો જીતનારાના આથમવા માંડતા પ્રહરોમાં પોતાનો પ્રભાવ દાખવે છે. એ નવા જૂના સર્વને પશ્ચિમનાં વ્યાપારી સહારીકોનાં ટોળાં આગળ આખરે દબાઈ જવું પડે છે.

આટલી લાંબી ઐતિહાસીક બીનાઓ રજુ કરવાનો હેતુ આ દેશના ઇતિહાસમાં પરિપાક દશામાં ઉતરી આવતાં ટોળાંઓના નવજીવન શોધન અને પ્રાપ્તિ અને નવા દેશમાં ત્યાંની પ્રજા સાથે લડી ઝગડીને આખરે તે પ્રજામય બની જવાના દ્રષ્ટાંત આપવાનો હતો એટલે આટલું લંબાણ કરવું પડયું છે.

**પશ્ચિમની અર્વાચિન પેઠ** પશ્ચિમનાં યુરોપીય રાજ્યોના સંસ્થાન વાસ અને પરદેશવાસ આફ્રિકામાં અમેરીકામાં અને સાગરિકા-ટાપુઓમાં આર્યો અને તુર્કોનાં ટોળાની જ અંદરના ધાર્મિક આર્થિક ઉભરાઓમાંથી ઉદ્ભવ્યા છે. વ-

પ્રજાઓના પરદેશ-વાસ તથા રાજ્ય-વિસ્તાર. ધારે માનસીક ઉન્નતિ વાળી સુધરેલી પ્રજા બીજી પ્રજાઓને ખસેડી પોતાનો માર્ગ નવા પ્રદેશોમાં કરતી આવી છે એવાજ ક્રમે એ પ્રદેશોમાં યુરોપનાં નવ પ્રદેશ શોધનારાં રાજાઓએ પોતાનો માર્ગ કર્યો છે. પરંતુ એશીઆના ગીચ વસ્તી વાળા પ્રચિન અર્વાચીન સુધારણાના અંશોથી અંકીત થએલા લોકો સાથેનો એ પ્રજાઓનો સંબંધ જુદાજ પ્રકારનો છે. જગતના પ્રાચીન ઈતિહાસમાંથી એવાં પણ છુટા છવાયાં દ્રષ્ટાંતો મળશે. પણ રાજવિસ્તાર માટે પ્રજાઓ અન્ય મહા પ્રજાઓ સાથે અથડામણમાં ઉતર્યાં બસેં ચારસેં વરસમાં આવી છે તેવું આગળ બનેલું બહુ જણાતું નહિ આ દેશમાં મોગલ દરબારોમાં વેપારી પરવાના લેવા આવતા યુરોપની જુદી જુદી પ્રજાઓના વ્યાપારી એલચીઓને મલાયા દ્વિપકલ્પ, સિયામ અને ચીનને કિનારે ફરતા પરદેશીઓને, એશીયા માઈનર, અરબસ્તાન મિસર અને ઇરાનના પ્રદેશોમાં વ્યાપાર શોધતા વ્યાપારીઓને હિંદુ, ઇસ્લામી તથા બૌધ મહાપ્રજાઓ ઉપર હાલના જેવું આધિપત્ય મેળવવાનો સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય. ધાર્મિક, રાજકિય અને આર્થિક વ્યક્તિ સ્વાતંત્ર્યની ઈચ્છાથી યુરપનાં સંસ્થાનો સ્થપાયાં ત્યાર પછી થોડે કાળે એ ખંડના લોકોની શરૂઆતમાં વ્યાપાર વૃદ્ધિના અને પછી રાજ્ય વિસ્તારના યત્નોને અંતે એ આધિપત્ય એમને પ્રાપ્ત થાય છે. રોમના મહારાજ્ય વિસ્તારમાં રોમનોનો અન્ય પ્રજાઓ ઉપરના આધિપત્ય પ્રમંગે જેવો સંબંધ હતો તેવો સંબંધ પશ્ચિમની પ્રજાઓનો પૂર્વની પ્રજાઓ સાથે છે. એશિયામાં નીવાસ કરવાની ઇચ્છા યુરોપના મનુષ્યોએ થોડી બતાવી છે, આંતર ઉભરા સમયા સાથે જે દેશજનતા એમને પોતાને દેશ પ્રગટી છે તેની બળવત્તર અસરો એમને પરભૂમીના બનતાં અટકાવે છે. એ અસરો એમનાં સંસ્થાનોમાં પણ જીવંત રહી શકી છે. એને લીધેજ એમના મૂળ દેશોના વાવટા એ દુરના મુલકોમાં ઉડતા રાખવાનો વિચાર દ્રઢ થયો છે. મૂળ દેશો એ નવા, પોતાનાં ભાંડુઓએ વસાવેલા દેશોનું રક્ષણ કરવાનું સ્વીકારી રહ્યા છે. એશિયાના દેશોમાં મહાપ્રજાઓથી વસેલી ભૂમીમાં યુરપના મહારાજ્યોનું માત્ર રાજકિય આધિપત્ય છે. ત્યાં એમનો નિવાસ નથી. સંસ્થાનોમાં વાસ હમેશનો કરવા છતાં હજુ મૂળ ભૂમીના સંબંધ ઢીલા નથી થયા.

હિંદ ઉપરના વ્યક્તિસ્વાતંત્ર્ય નવા મહાયુગની નવિન ભાવના. આ વ્યાપારી પ્રજાના, આ દેશની પ્રજાના ધાર્મિક સાંસારિક વ્યક્તી સ્વાતંત્ર્યમાં વધારો કરતા પરભૂમીના કલ્યાણવાહક પરદેશી અમલને શરૂઆતમાં લોકોએ અભિનંદ્યો. લાંબા ધ્રુધવાતા અગ્નીમાંથી ઉત્તર મધ્ય અને દક્ષિણમાંથી પ્રગટેલી મોગલ રાજ્ય અમલને ચોમેર ઝાડતી જ્વાલા પણ સમાઇ ગઇ એ ખરૂં. પણ સમગ્ર પ્રજાનું વ્યક્તિસ્વાતંત્ર્ય આ દેશમાં કદી હતુંજ નહિ. રાજાઓના સ્વરાજ્યમાં, ક્ષાત્ર રાજ્યમાં, વધારે બળવાન સામ્રાજ્યમાં કે પરદેશી રાજ્ય અમલમાં આખ્ય સમાજના અધિ સ્વાતંત્ર્ય વિના વધારે ઉન્નત પ્રકારના સ્વાતંત્ર્યની કલ્પના કે હયાતી પૂર્વનાં મનુષ્યોએ અનુભવ્યાં નથી. રાજકિય વ્યક્તિ સ્વાતંત્ર્યની ભાવના, ધાર્મિક સાંસારિક વ્યક્તિ સ્વાતંત્ર્યની ભાવના કરતાં પણ વધારે થોડી પરિચિત આપણા લોકોને છે. પશ્ચિમની એ મહાભાવના હાલ પૂર્વના લોકોમાં મૂળાય છે.

ધાર્મિક, સાંસારીક અને રાજકીય સ્વાતંત્ર્યનો આ દેશમાં અભાવ હતો ત્યારે, આપણા આખા ઈતિહાસમાં સર્વ સમયે વ્યાપારી સ્વતંત્ર્યને હાની કદી થઈ નથી. સામાન્ય પ્રજા જીવનમાં અનુભવાતી ખોટ છતાં બૌદ્ધ સમયના સામ્રાજ્ય જેવો વ્યવસ્થીત વ્યાપાર આપણા દ્વીપ-કલ્પના કીનારાના સર્વ ભાગમાં હતો. એ વધારવામાં નવી પ્રજાનું હિત હતું. નવી પ્રજાને આ દેશમાં વસી પોતાનો નીભાવ અને સામર્થ્ય દેશની સમૃદ્ધિ વધારી તેમાંથી મેળવવાનાં હતાં. બગદાદ, બસરા બુખારા અને મલય દ્વીપો તથા સિંહલ અને ઉત્તર આફ્રીકા સાથેનો વ્યાપાર હિંદનાં નવાં જુનાં સંતાનોએ ભેગો જાળવ્યો હતો. એથી ઉલટીજ રીતે નવા પરદેશી વેપારીઓને અને તેમની દ્વારા રાજ ચલાવનારાઓને આ દેશના લોકોના વ્યાપારની થોડી જ ચિંતા છે. આ દેશના તેમને ઉપયોગી અનાજ અને અન્ય ખેતીના અને જંગલના પદાર્થ સરળતાથી સસ્તે ભાવે પોતાને દેશ લઈ જવાય અને પોતાને ત્યાંનાં કારખાનામાં બનતો માલ બને એટલા પ્રમાણમાં સારે ભાવે આ દેશમાં વેચી શકાય એ એમની રાજનીતિનું દ્રષ્ટિબીંદુ સ્વભાવીક રીતે છે. એ રાજ્યનીતિ, મીલના શબ્દોમાં એક દેશની પ્રજાના બીજા દેશની પ્રજા ઉપરના રાજ્યની રાજ્યનીતિનાં આર્થિક ફળો આ દેશની પ્રજાની નીરધનતા અને ઉદ્યોગ હીનતા, વિના અન્ય નીવડયાં નથી. વ્યાપાર વૃદ્ધિ માટેનાં મનાતાં રેલ્વે અને તારનાં સાધનો છતાં, નવી જમીનો ખેડાવા છતાં, અમુક બંદરોનાં વ્યાપાર અને સમૃદ્ધિ વધે જવા છતાં, નવા થોડા મહાન ઉદ્યોગો શરૂ થવા છતાં જૂના વેપારી, કારીગર, ખેડુત મજૂર સર્વ દેશનાં આંતરનિવાસી પ્રજા જનોના જીવન સાધન ઓછાં થઈ નાશ પામતાં ગયાં છે; અને અનેક આર્થિક નિર્વિવાદ કારણોથી, તેઓ કેવળ ગરીબ અને નિરાધાર હજુપણ થતા જાય છે એ ઘણી થોડી શંકાની વાત છે. આ દેશની વ્યાપાર સબંધે રાજ્યનિતિમાં આ દેશના લોકોનીજ ગરજ દ્રષ્ટિસમીપ રહે અને ઈંગ્લાંડ અને તેનાં સંસ્થાનોનાં મનુષ્યોનાજ લાભ જોવાનુ બને છે તે અટકે ત્યાંસુધી એ આર્થિક પરિણામો અટકવાં દુર્લભ.

પ્રાચીન હિંદમાં વ્યાપારી સ્વતંત્રય.

ગરીબાઇ અને ઉદ્યોગહીનતા ચાલુ થતાં આપણા દેશમાંથી કાં હિંદુ, કાં મુસલમાન કાં ઉત્તરનાં કે કાં દક્ષીણના હજારો માણસો પેટની મજુરી માટે અર્ધી ગુલામની અવસ્થામાં પરદેશમાં જવા માંડયા. મુંબાઇ, મદ્રાસ અને કલકત્તા વગેરે બંદરોથી પોણા સૈકા ઉપરથી ઈંગ્લાંડના સંસ્થાનો, ટાપુઓ વગેરે પ્રદેશોમાં લગભગ ગુલામ જેવી સેવા કરવા માટે આ દેશના લોકોને ચઢાવવાનો રોજગાર શરૂ થયો. નવા યુગના વ્યાપાર અને ધર્મોપદેશના માટે નહિ. માત્ર ગુલામ જેવી મજુરી માટેના પરદેશગમન અને પરદેશવાસ આ સમયથી ચાલુ થયા છે.

નવી વ્યાપારી રાજનીતિનાં પરિણામ

કેપ કૉલોની, મોરીશીઅસ વગેરે પ્રદેશોમાં મોકલવામાં આવતા આ મજુરો સાથે ઘણીજ ક્રુરતાથી વર્તવામાં આવતું. ત્યાં ઘણા માણસો પૂરતી સંભાળ અને ખોરાક વિના કામના અસહ્ય બોજાથી મરી જતાં. ઘણા લાંબા કાળ સુધી તેમને પોતાના દેશમાં પાછા

આવવાનાં સાધન ન હોવાથી ગુલામની અવસ્થામાં રહેવું પડ્યું. આ અને એવાં અનેક દુઃખો દુર કરવાની ઇચ્છા કે વૃત્તિ વ્યાપારી કંપનીના રાજ્યને જણાઈ નહોતી. પરદેશમા વ્યાપાર માટે જવાની શક્તિ કે અનુકૂળતા આ દેશના વતનીઓમાં ઓછાં થયાં હતાં. નવજીવન શોધવાનાં સામર્થ્ય અને તત્પરતા આ ખંડ જેવા મહાન દેશમાં ફેલાઈ સંપતી અને સુખમાં જીવન ગાળ્યા પછી અધોગતિના સમયમાં પ્રજામાં જણાયાંજ નથી.

**સમાનતાના કોલ.**

કંપનીના રાજ્યની અંધાધુંધીની ઉત્કટતાએ આખા દેશમાં અગ્નિ ઝર્યો ત્યાર પછી ઈંગ્લાંડનો અને આ દેશનો સંબંધ ફરી ગયો. રાણીના મહારાજ્યમાં આ દેશની પ્રજાને, અન્ય આંગ્લ પ્રજાઓ સાથે સમાનતાના કોલ દેવાયા.

**પરદેશવાસ સબંધે કાયદામાં ફેરફાર**

આ દેશમાંથી મજુરી માટે પરદેશોમા જતા મજુરો સબંધે કાયદામાં ફેરફાર થયા બંધન પાંચ વર્ષનું ઠરાવવામાં આવ્યું, છ માસ સુધી પોષણ અને દવા વગેરેના ખર્ચ લઇ જનારને માથે રહ્યાં. પાછા મોકલવાનું ભાડું પરદેશી જમીનદારે આપવાનું ઠર્યું. મજુરી માટે પરદેશવાસ વધવા માંડ્યો એટલુંજ નહિ પણ ધીમે ધીમે એ મજુરો સ્વતંત્ર પણ થોડા વેપાર અને ખેતી કરવા લાગ્યા, તેથી તેમજ ઇંગ્લાંડના સીધા રાજતંત્રની વધારે અનુકૂળતાથી આ દેશના મધ્યમ વર્ગના સાહસીક વેપારી ભાટીઆ, ખોજા, મેમણ, વહોરા, વાણીઆ, ખત્રી વગેરે લોકોએ આફ્રીકાના દક્ષિણ અને પૂર્વના મુલકો-માં વ્યાપાર અર્થે જવા માંડ્યું. એ વેપારીઓની સાથે એમના ગુમાસ્તા નોકરો વસવાયા વગેરે જતા. પાછળથી થોડા વકીલ, ડાક્તર વગેરે ઊંચા ધંધા કરનારા પણ ત્યાં વસેલાના સંબંધી અથવા તદન નવેસરથી જવા લાગ્યા. દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા, મોરી-શીઅસ, ફીજી, જામેકા, ન્યુગીની, ઇન્ડોચાયના એ પ્રદેશોમા કેટલાક હિંદીઓ વંશપરંપરા રહે છે. કેટલાક કુટુંબ સાથે રહે છે, પણ આવજા કરે છે. ત્યાં વસતા જુના લોકો સાથે સંસર્ગથી મિશ્ર પ્રજા પણ થાય છે. આ દેશના વતનીઓની છેલાં બેહજાર વર્ષથી ઉછેરવામાં આવેલી જુદાઇ અને ધાર્મિક, આચારીક આભડછેટની વૃત્તિ એ દુરના પ્રદેશોમાં ઓછી થતી જાય છે. હીંદના પરદેશ જતા વતનીઓ સામાન્ય અભિલાષ, અને સામાન્ય આપત્તિથી વધારે મિલનસાર, ઉદાર અને સ્વદેશ તથા સ્વદેશી વત્સલ થતા જાય છે.

**ગોરા સંસ્થાનીકોની હીંદીઓ પ્રત્યે અદેખાઇની વૃત્તિ**

ઇંગ્લાંડનાં સંસ્થાનો અને અન્ય પ્રદેશોના ગોરા રહેવાશીઓ આ દેશના શરૂઆતના પરદેશ જનારાઓની હાજરી ખુંચતી નહોતા. એટલુંજ નહિ પણ તેમના ખાસ આમંત્રણથી ખાસ ગોઠવણો કરી મજુરો ત્યાં મોકલવામાં આવતા. આ દેશના મજુરોને પરદેશ ચઢાવવાના જુદા જુદા કાયદા આ દેશના રક્ષણ માટે કરવામાં આવ્યા છે ખરા, પણ સંસ્થાનોને નિયમીત મજુરો પૂરા પાડવાનો ઉદ્દેશ પણ તે ઘડનારાઓને સબળ પ્રેરણાકારક હતો. હિંદી મજુરોએ એ મુલકોમાંના જંગલોનું રૂપાંતર કરી સુંદર બાગો અને ફળદ્રુપ ખેતરો બનાવ્યાં છે; ટેકરા અને પથ્થર તોડી સોના અને હીરાની તથા કોલસાની ખાણોમાંનું અઢળક ધન ખોદવામાં સહાયતા કરી છે. મ-

જીર વિના તો યુરોપના સંસ્થાનીકને ચાલે એવું જ ન હતું. આ દેશના ન્હાના વેપારીથી પણ એ દેશના મ્હોટા વેપારીઓને કાંઈ નુકશાન નહોતું, પણ ઉલટો લાભ હતો. ત્યાંની જંગલી પ્રજા સાથેના વ્યાપારમાં ન્હાના વેપારીઓ ઘણી સહાય આપી શકતા. મોટી અંગ્રેજ પહેડીઓને ત્યાંના વતની સાથેની આપ લેની માથાકુટ ફાવતી નહોતી તે માથાકુટ કરી તેમનો માલ અને થોડો પોતાનો સ્પર્ધા ન જગાડે એવો માલ વેચવાનું કામ આ ન્હાના વેપારીઓ કરતા.

**મોરીશીઅસ અને કેપનાં સંસ્થાનોમાં હિંદુઓનો પરદેશ વાસ.**

મોરીશીઅસમાં, કેપના સંસ્થાનમાં અને નાતાલમાં હીંદના અને ચીનના મજૂરો તથા હિંદી વ્યાપારીઓએ ગોરા સંસ્થાનીકોની અમૂલ્ય સેવા બજાવી છે. નાતાલમાં હાલ જે ૩૧૦૦૦ હીંદીઓની વસ્તી છે તેમાની સ્ત્રીઓ, બાળકો અને નવાં આવેલાં બાદ કરતાં ઘણાં એવાં મનુષ્યો છે, જેઓ ત્યાં જન્મી હિંદનું મ્હો પણ જોવા નહિ પામ્યાં હોય. એવા તે દેશોમાં જન્મેલાં, ત્યાંજ ઉછરેલાં અને મૂળ દેશનો સંબંધ પણ ઘસાઇ ગએલો એવાં કુટુમ્બોને ગરજ મટતાં ત્યાંથી હાંકી કાઢવાનો દુરાગ્રહ ગોરા સંસ્થાનીકો થોડાં વર્ષથી લઈ બેઠાં છે. ઇંગ્લાંડની પ્રતિષ્ઠા, તેના રાજ્યાસનસ્થોના અભયવચન, તેના રાજનેતાઓના આગ્રહ સર્વ લોપતા આ સંસ્થાનીકો ઈંગ્લાંડના મહારાજ્યના ' સ્તંભ ' ( લોર્ડ કર્ઝનના શબ્દોમાં ) ગણવાના કેટલા અધિકારને પાત્ર છે તે સર્વત્ર પૂછાય એમાં નવાઈ છે ?

**નાતાલમાં.**

સર્વ કાળ સરખો નથી જતો. જે હીંદીઓ સંસ્થાનીકોના દાસ હતા, તેમના હાથમાં રમકડા સમાન હતા તે બરોબરીઆ બને એ હવે એમને રૂચતું નથી. મહેનત અને પ્રમાણીકપણાથી બચાવેલા બે પૈસા વડે પાંચ વર્ષ પછી હીંદી મજૂર ન્હાની દુકાન કરે કે ખેતર ખરીદે, અથવા હીંદી વ્યાપારીનાં છોકરાં ભણીગણી ન્હાની દુકાનને ઠેકાણે ગોરાઓના જેવી પેઢીઓ સ્થાપે એટલે આગળ કરેલી સર્વ સેવા ભૂલાઈ જતાં વાર નથી લાગતી, પણ સમાનતા દાખવવાને પરિણામે ઈર્ષા તરતજ જન્મ લેછે. કેપ જેવા ઉદાર રાજનીતિયુક્ત સંસ્થાને પણ હિંદી અને ચીના પ્રત્યેની સૌજન્યતાનો ત્યાગ કરી યુરોપી ભાષા ન જાણનાર એશીયાવાસીને પોતાના સંસ્થાનમાંથી ઇ. સ. ૧૯૦૨ પછી દુર કરવા કાયદા કર્યા છે.

ઇ. સ. ૧૮૬૨ પહેલાં નાતાલ એક ઉજ્જડ અને જંગલ જેવો પ્રદેશ હતો. આ દેશમાંથી સરાસરી ૩૦૦૦ મજૂરો એ સાલમાં ' પરદેશવાશી હીંદીઓના રક્ષણાર્થે ' કાયદો થવા પછી ત્યાં મોકલવામાં આવતા. રેતીનાં મેદાનો અને જંગલોને બદલે ફળદ્રુપ ફીનારા અને આબાદ શહેરો થવામાં ખાસ સહાય હીંદીઓની મજૂરીની હતી એવું ત્યાંના કેટલાક વિવેક બુદ્ધિવાળા માણસો પણ સ્વીકારે છે. ૪૦૦૦૦ હિંદી મજૂરો હજુ પણ તે દેશના ન્હાના બગીચા અને શેરડીનાં ખેતરો તથા કોલસાની ખાણોમાં કામ કરે છે. જે સ્થિતિમાં એ મનુષ્યો મજુરી ત્યાં કરે છે તે જો તપાસવામાં આવે તો તો ' રક્ષણ ' આપતા કાયદા છતાં પણ એમની અવસ્થા દયાપાત્ર છે તેની ખાત્રી થઇ

થઈ એમ છે. એક લેખકના શબ્દોમાં 'નાતાલનો હીંદી મજૂર નથી ગુલામજ છે.' એ ગુલામને દેશમાંથી કાઢવાની ગોરાઓની ઇચ્છા નથી. એમને તો જમીનો ખરીદતા, મકાનો બાંધતા, પેઢીઓ ચલાવતા તથા મ્યુનીસીપલ ચુંટણીમાં હક માગતા, ગોરાઓ માટેનાજ રસ્તાઓ, મહોલ્લાઓ, પગથીઓ, રેલ્વેઓ, ટ્રામ ગાડીઓમાં પ્રતિષ્ઠા અને સ્વચ્છતાને અર્થે પોતાનો માર્ગ કરાવવા મથતા મધ્યમ વર્ગના હીંદીઓને નવા આવતા અટકાવી જુનાને થોડા સમયમાં પાછા તેમના દેશમાં મોકલવા કાયદાનાં સાધનો ઘડવાં છે. દેશ સુધારણાની અનેક સેવાઓ માટે ઉપકાર, વંશપરંપરાના પરદેશવાસ, મહારાજા પ્રજા લેખે સમાન પ્રજાત્વના હક, સુઘડતા અને પ્રમાણીકપણું એ હીંદી પરદેશવાસ બચાવનાં થોડાં અસ્વીકાર ન કરી શકાય એવાં કથનો છે.

**ટ્રાન્સવાલમાં.** હિંદીઓ ગંદા છે સુખશાંતિના સામાન્ય નિયમો પણ જાણતા નથી, એવાં બહાનાં કાઢી નીંદા અને દુઃખોનો વરસાદ ટ્રાન્સવાલના પચરંગી ગોરાઓ વરસાવ્યો છે તેની કલ્પના અને સરખામણી ભાગ્યેજ થઈ શકે એમ છે. શેઠ્જના આગ્રહથી ચેમ્બરલેન પક્ષના ઈંગ્લાંડના રાજદ્વારીઓએ એ ઈંગ્લાંડથી થોડા સમય માટે સ્વતંત્ર થએલા પ્રદેશના લોકો સામે લડાઈ કરવાનો ઈંગ્લાંડને જે દલીલો વડે આગ્રહ કર્યો તેમાં આપણા દેશના ગરીબ લોકો પ્રત્યે બોઅરો જે હલકું વર્તન ચલાવતા તેનો પણ સમાવેશ થયો હતો. લડાઈ પૂરી થયા પછી ટ્રાન્સવાલમાં અંગ્રેજી વાવટો ઉડતો થયો ત્યાર પછી થોડા સમયમાં એ જીતાએલ પ્રજાને સ્વરાજ્ય અપાયું. ત્યાર પછી હિંદના મનુષ્યોને હેરાન કરવા, નવા આવતાં અટકાવવા ન સહન થાય એવા નામ નોંધાવાના, પરવાના સાથે ફરવાના, અંગુઠાની છાપ સ્ત્રી પુરૂષો બાળકોની લેવાના કાયદા કરી તેના ઉલ્લંઘન માટે કેદખાનામાં મોકલી પ્રતિષ્ઠીત હીંદીઓ પાસે પથ્થર ભાંગવા જેવું હલકું કાર્ય કરાવવા ટ્રાન્સવાલના ઈંગ્લાંડના સામ્રાજ્ય તળેના સ્વરાજ્ય ભોગવતા પ્રદેશના ગોરાઓ ઉત્સાહ અને આનંદ સાથે ઘુમે છે. લડાઈ કરવા માટે ઈંગ્લાંડની પ્રજાને સમજાવનારા રાજદ્વારીઓમાંના જેઓ હીંદીઓને થતા અન્યાયની વાતો કરતા તેઓમાં ઘણા ખરા અન્ય જંજાળોમાં પડ્યા છે અને હવે પોતાનાજ રાજ્ય અમલમાં થતા અન્યાયની ધર્મિતાધર્મીતતા જોવાની એમને પરવા નથી.

**પરદેશવાસી હિંદીઓનાં ધૈર્ય, દ્રઢતા સ્વદેશવત્સલતા.** દક્ષિણ આફ્રીકામાં આપણા દેશીઓને રાજ્યબંધારણ અને સ્થાનીક સ્વરાજ્યના હક્કોથી વિમુખ રહી દુઃખો સહન કરવાં પડે છે, છતાં વંશપરંપરાના હિતોના રક્ષણને અર્થે, પરદેશમાં વસવાથી આવેલા ઐક્યતા અને સ્વાર્થત્યાગનાં બળો એમણે એટલો સંપાદન કર્યો છે કે દુનિયામાં સર્વત્ર અત્યારે એમના ધૈર્ય, દ્રઢતા અને સ્વદેશવત્સલતાનાં પ્રમાણ અપાય છે. ઇંગ્લાંડના થોડા ઉદાર રાજદ્વારીઓના આગ્રહ અને હીંદીઓની સહનશીલતા ફળતાં હીંદીઓને એ દેશમાંથી રહેવા દેવામાં આતુરતા થાય તોપણ બોથા અને સ્મટ્સ જેવા કુશળ બોઅરોના હાથી નીચેનું સ્વરાજ્ય આ દેશના વતનીઓને સામ્રાજ્યના પ્રજાત્વના સંપૂર્ણ હકો આપશે કે નહિ તેની કાંઈ ખાત્રી નથી. ટ્રાન્સવાલના ન્યાયાલયમાં નેતુ કેદીઓને જે ન્યાય આપવામાં આવ્યો છે

તેથી થોડા સંતોષ ઉપજે પણ વધારે આશા રાખવી વ્યર્થ છે. સ્વરાજ્યના સંપૂર્ણ હકો અથવા થોડા મ્યુનીસીપલ હકો અને વ્યાપારી સ્વાતંત્ર્ય તથા જમીન ખરીદવાના હક પણ સામ્રાજ્યના અંગ નહિ પણ 'તાબાના' ગણાયેલા પ્રદેશના લોકોને ઈંગ્લાંડની પ્રતિષ્ઠા અને ગૌરવને ઝાંખ આણનાર થોડા સમય ઉપરના શત્રુ અને હાલમાં ગણાતાં 'વ્હાલાં' સંતાન આપે એવો થોડોજ સંભવ છે. દેશ ત્યાગ કરી પરભૂમીવાસનાં દુઃખ વ્હોરનારે એ હકો પ્રાપ્ત કરવામાંજ સાર્થકતા માનવી પડે છે. આ દેશના લોકોએ સર્વ પ્રકારની સ્થીતિ અનુકુળ સહાય એમના મહત્કાર્યમાં આપવી જરૂરની છે.

સંસ્થાનોનાં દ્વારો બંધ થશેજ.

પરંતુ આસ્ટ્રેલીઆના અટકાવેલા દ્વાર, કેનડાના પૂર્વના મનુષ્યોના તિરસ્કાર, અમેરીકાનાં યુનાઈટેડ સ્ટેટસની બદલાતી વૃત્તિઓ એ બધાનો કાંઈપણ અર્થ આપણે કરવાનો રહેતો હોય તો તેનો સાર એજ નીકળશે કે પૂર્વની 'ઉઘાડી' પોળમાં રહેતાં મનુષ્યો સામે પશ્ચિમના લોકોનાં નવા વસાવેલા સંસ્થાનોનાં, દક્ષિણ આફ્રિકા સુદ્ધાંનાં દ્વાર ધડાધડ બંધ થવાનાં. પૂર્વના સમગ્ર પ્રદેશમાં એશીઆ માઈનરથી તે ચીન સુધી વ્યાપારી અને શહેરી તરીકે સંપૂર્ણ હકો ભોગવતી અને માગતી એ પ્રજાઓ અન્ય પ્રજાનાં મનુષ્યોનો તિરસ્કાર કરવામાં શ્રેય અને સુખ માને છે. એ જોતા પૂર્વના લોકોનું કર્તવ્ય શું એવું નથી હોતું કે પૂર્વની ઉઘાડી પોળોનાં દ્વાર વાસવાનું સામર્થ્ય ન હોય તો, એ પોળોમાં ફરતા પરદેશી ફેરીઆઓ ઠેઠ ઘરમાં ન આવે માટે પોતાના ઘરનાં કમાડ તો અટકાવવાં. ચીન, હિંદ વગેરે પ્રજાઓના છેલ્લા 'બોયકોટ' ને નામે પ્રસિદ્ધિમાં આવેલા પ્રયાસો આવીજ નિતિ સુચવે છે એ સહજ સમજાશે.

નવાં સંસ્થાનોમાં નવી આશા ભર્યો વાસ.

જૂના સંસ્થાનો કરતાં ઈંગ્લાંડના ન્હાના અને નવાં સંસ્થાનોમાં આ દેશના પરદેશવાસી લોકોની સ્થિતિ કેટલેક દરજ્જે સારી છે. મોરીશીઅસ, પૂર્વ આફ્રીકા વગેરે પ્રદેશોમાં હિંદીઓની સેવાના લાભ સ્વીકારવામાં આવે છે અને સંસ્થાનોની આબાદી માટેની એ સેવા માટે આ દેશના એ પરદેશ જતા લોકોનો ખાસ આભાર પણ માનવામાં આવે છે. ઝાંઝીબાર, મોઝામ્બીક મોમ્બાસા અને મહાસરોવરોની ઉતરનો યુગેન્ડા દેશની આસપાસનો પૂર્વ આફ્રીકાના નામથી ઓળખાતો પ્રદેશનો ખાસ હીંદી વેપારી, ખેડુત અને મજૂરની સહાયથી આબાદ થયો છે એવું પરદેશ ખાતાના અને સંસ્થાન ખાતાના અધિકારીઓ સુદ્ધાંએ સ્વીકારેલું છે. હીંદીઓના અર્વાચિન યુગના પરદેશવાસમાં કેવળ નવું પ્રકરણ પૂર્વ આફ્રીકાના પરદેશવાસથી શરૂ થયું છે. ઝાંઝીબાર-જંગબાર, મોઝાંબીક વગેરે ભાગોમાં જુના સુલતાનના સમયથી ભાટીયા, ખજી, મેમણ, બોરા, વ્હોરા, વાણીઆ વગેરે લોકો એ પ્રદેશમાં ફરીઆણા અને દાંતના આયત, તથા કાપડ, અનાજ વગેરેના નીકાસ વેપાર માટે જતા. ન્હાની અંગ્રેજી પદ્ધતીઓને છુટક વસ્તી મળતી અને એ રીતે કામ નભે જતું. ધીરે ધીરે વધારે વિસ્તારમા વેપાર વધ્યો છે. આખા યુગેન્ડાના પ્રદેશમાં માત્ર વેપારીઓજ નહિ પણ ઉત્તરના ખેડુતો થોડી થોડી જમીન લઈને રહેવા લાગ્યા છે. હીંદીઓની હીક વસ્તી એ ભાગમાં થઈ છે, અને વધતા દેશમાં આવે તો વંશનો

સંભવ છે. માત્ર સુધારીને ખેતીના કાર્યમાં ઉપયોગી કરવા મારેજ જમીનો હિંદી ખેડુતને આપવા ઇરાદો છે. પણ ધીરે ધીરે એ ખેડુતો ત્યાં સ્થાયી થવાના પણ સંભવ છે. ખેતી અને વ્યાપાર ઉપરાંત ત્યાંની સરકારી અને ખાનગી રેલ્વેની નોકરીમાં પણ આ દેશના ઘણા લોકો જોડાયા છે. ત્યાંની જમીનોના અધિકારથી અને વ્યાપાર અર્થે વંશપરાના શહેરોના વસવાટથી થોડા મ્યુનીસીપલ અને ધારાસભામાં ચુંટણીના હકો પણ એમને મળ્યા છે. એ બધું અત્યારે આપણને શુભસુચક જણાય, પણ સંસ્થાન ખાતાના હાથમાં આવે એ પ્રદેશને હજુ થોડાં વર્ષ પણ નથી થયાં એટલામાં હિંદીઓની વસ્તીનું વધતું પ્રમાણ અટકાવવા માટે ઉપાય લેવાની જરૂર ઉપર વિવેચનો થાય છે. એક આગેવાની રાજકિય વિચારક ગણાતા ઉમરાવે થોડાક સમય ઉપર ભાષણ કરતાં કાફરો-પૂર્વ આફ્રીકાના મૂળ વતનીઓના કલ્યાણ અને રક્ષણને અર્થે આ દેશના લોકો માટેનુંજ સંસ્થાન એ પ્રદેશ ન બને તેને માટે ખાસ સંભાળ રાખવાની જરૂર દર્શાવનારૂં ભાષણ આપ્યું હતું. *સંસ્થાનોની રાજનીતિમાં ગોરા સંસ્થાનીકો માટે અમુક સ્થળે જૂદાં રાખ્યા* પછી મેલેરીઆ અને અન્ય ઉપદ્રવવાળી બીની જમીનો ખેતી માટે ઉપયોગી બનાવવા હીંદી ખેડુતને આપવામાં આવે છે, કાફર એ સુધારી શકે એમ નથી, એ સર્વને જાણીતું છે, છતાં કાફરોના લાભને નામે આ નવી જીહાદ જગાડવા યત્ન થાય છે. પૂર્વ આફ્રીકામાં હીંદીઓ, પોતાના દેશમાથી પરદેશમા એ પૈસા રળી જીવવા ઇચ્છાતા હીંદીઓ, ને આવતા અટકાવવાની પેરવીઓના એ પડઘા છે.

**ટાપુઓમાં હીંદીઓ.** ટ્રીનીદાદ, ન્યુગની, જામેકા, ફીજી, સીએરા ગ્રેનેડા નોવીસ વગેરે પ્રદેશોમાં ત્યાના યુરોપી વસનારાઓની માગણીથી આ દેશના મજુરોને ઈ. સ. ૧૮૬૨ ના કાયદાની રૂએ હજુ પણ મોકલવામાં આવે છે. ત્યાં ઉત્તરના પંજાબ અને એકત્ર પ્રાંતોના ગરીબ મુસલમાન અને હિંદુઓ જાય છે. કેટલાક મજુરીનો કાળ પુરો થતાં પાછા આવે છે. ઘણા ત્યાંજ જીવન પુરાં કરે છે. આફ્રીકાની ઓલાદનાં અને પોતાના દેશનાં મનુષ્યો સાથેનાં સંબંધથી મિશ્ર છતાં પ્રજા બને છે. ઘણા દૂરતા મુલકમાં ધર્મની માન્યતા જૂદી જૂદી પણ ભેળળવાળી થઈ જાય છે. સાંસારીક બંધનો પણ આપોઆપ ઢીલાં પડે છે. મજૂરીના દર સારા હોવાથી એટલે દૂર જવાનું એમને આજ સુધી પાલવતું આવ્યું છે.

પૂર્વના બ્રહ્મદેશની દક્ષિણે આવેલા ઇન્ડો ચાઇનાના મુલકમાં ત્યાંની સરકારે મજૂર અને કારીગર વર્ગના લોકોને સવડ અને મજૂરીના લાભ દર્શાવી ખાસ ત્યાં જવાનું આમંત્રણ કર્યું હતું. પરદેશવાસીના ' રક્ષણ ' ના કાયદાને અનુકૂળ ગોઠવણથી ત્યાં પણ મજૂરો જતા.

**ભવિષ્ય.** ઉત્તરમાં નહેરો વડે ખેતીની કરવામાં આવતી સુધારણાથી, દેશના ખનીજ ઉદ્યોગોમાં થતી સ્વદેશી સાહસની વૃદ્ધિથી, નવા કાપડના અને અન્ય મહા ઉદ્યોગોના ફેલાવાથી મજૂરીના ભાવ શહેરો અને ગામડાઓમાં સર્વ જગાએ વધવા લાગ્યા છે. એને લીધે દેશની અંદરના પ્રાંતવાસમાં ફેરફારો થાય છે. મજૂરો માટે વધારે સારી કમાણીનાં સાધન આ દેશમાં

વધતાં ગુલામની અવસ્થામાં પરદેશ જવાનું તો ઘણું કરીને થોડા સમયમાં જ ઓછું થઈ જશે.

નવજીવન શોધવા અને સંપાદન કરવાનાં સાધન, સામર્થ્ય કે અનુકૂળતા આપણા લોકોમાં અત્યારે નથી. એકાગ્રતા અને એકતાનો વાયુ આપણા, સંક્રાતિની છોળોમાં પડતા ચઢતા અભિલાષનાં વહનને આપણા દેશની આંતર સુધારણા, સમૃદ્ધિ અને મહત્તાનાં કેન્દ્ર તરફ પ્રેરે છે, તે સમયે આપણા દેશનાં પાંગરતાં પુષ્પો નિર્જન વેરાનોમાં રગદોળાય એ આપણને યોગ્ય પણ નથી લાગતું. ઈંગ્લાંડનાં સંસ્થાનોના લોકો ન્યાય કે અન્યાય દુરલક્ષી આપણને એમના દેશોમા પેસતા અટકાવે છે. ઈંગ્લાંડની એ સંબંધમાં સ્થિતિ એટલી વિચિત્ર છે કે ' રિવ્યુ ઓફ રિવ્યુ 'ના અધિપતિ મી. સ્ટેડ જેવાને " જો હિંદીઓ જર્મનીની હકુમત નીચે હોત તો જમર્ન રાજ્યની પ્રજાનું અપમાન કરવા માટે ઇંગ્લાંડને એનાં સંસ્થાનોની જર્મનીના તાબાની પ્રજા પ્રત્યેની ચાલ માટે ઉત્તર આપવાની ફરજ પડત." સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના લોકોના હકનું ઉલંઘન હિંદીઓ માટે થવું હમણાંના સયોગોમાં સંભવીત નથી. એવા શબ્દો ઉચ્ચારવા પડયા છે. હાલની અવસ્થામાં તો આપણો પુકારી પુકારી પુછાતો **"મહારાજ્ય કુલનું હિન્દ કુટુમ્બી કે નહિ"** એ પ્રશ્ન અનુત્તર રહે છે, અને એનો ઉત્તર ક્યારે મળશે તે આપણે જાણતા નથી.

અણુગમતા પરોણા થવાને બદલે નવાં ક્ષેત્રો નવજીવન માટે ન બને તો માત્ર ફળદાયી વ્યાપાર માટે શોધવાની પણ આપણી વ્યવહારીક ઉન્નતિ અર્થે આપણને જરૂર છે. અરબસ્તાનના કીનારાના પ્રદેશમાં, ઈરાનમાં, કૅાકેસસ અને તાર્તાર, સાઇબીરીઆના નવા રેલ્વેનાં સાધનથી સરળ થએલા પ્રદેશમાં તીબેટ, સીયામ, અને ચીનમાં બ્રહ્મદેશને માર્ગે આપણી વ્યાપાર વૃદ્ધિ પહેડીઓ અને બેંકોનાં વ્યવસ્થિત તે સાધનોથી મુસલમાન, હિંદુ અને અન્ય પ્રજાઓએ કરવાનું સરખા જેવા રીત રીવાજોથી, પ્રમાણીકપણાથી, સાદઇથી અને થોડાઓની ધર્મ સંબંધી એકતાથી બની શકે એવું છે. બોખારામાં અંગ્રેજ સરકારનો કોન્સલ નહિ હોવા છતાં સિંધ હૈદ્રાબાદના ' મુલતાની ' નામથી ઓળખાતા હિંદુઓ અને મુસલમાનો સ્વતંત્ર વ્યાપાર ઘણા સમયથી ખેડે છે. એવીજ રીતે જરા વધારે સાહસીકતા આદરી આ પ્રદેશોમાં વ્યાપાર વૃદ્ધિ કરવાથી જ આપણી આર્થિક ઉન્નતિ થઈ શકે એમ છે. પરદેશનો માલ આપણાં બજારોમાં આપણે માગીએ કે ન માગીએ તોપણ નાંખવામાં આવે છે. આપણાં અનાજ અને અન્ય સાધન આપણે ભુખ્યા હોઇએ છતાં પરદેશ જાય છે, અને અટકાવવાનું આપણા હાથમાં નથી. એના સંયોગોમાં એશીઆનાં બજારોને યોગ્ય માલ બનાવી સીધી રીતે વેચવાનું સાહસ આપણે નહિ ઉઠાવીએ; ત્યાંના ફળો ઉન વગેરે માલ પરદેશી પહેડીઓને બદલે બારોબાર આપણે અહીં લાવી ન શકીએ તો આપણે પ્રજા તરીકે નવી વ્યાપારી સ્પર્ધામાં ટકવાને થોડા અધિકારને પાત્રજ નીવડીશું. જરા લાંબી નજર અને સાહસ હિંદના મનુષ્યો–ગુજરાતના વેપારીઓનો પુરાણો વારસો છે. ' इन्द्र इच्चरत सखा ' એ પુરાણું કથન નવા સ્પષ્ટીકરણ સાથે આપણને બોધાયું છે તે અનુસાર આપણા નવ જીવનના સર્વ પ્રદેશોમાં ફેલાયુ એવાં કાર્યવાહક સાહસોથી ફળીત થશે. માત્ર પોથીથી નહિ.

## સ્વદેશ અર્થે સ્વાર્પણ.

( લાવણી. )

ઉઠો, ઉઠો, આર્ય ભડવીર ! શૂર નર જાગો !
તજી સ્વાર્થ, મમત્વ, કુસંપ, ભિન્નતા ત્યાગો.
બની એક; મુસલમીન, હિંન્દુ, પારસી વીરો !
બલિદાન દેશને કાજ કરો રણધીરો ! (ધ્રુવ.)

સ્વાર્પણે મહમ્મૂદ દીન ધર્મ પ્રકટાવે,
સ્વાર્પણે ઐકયતા બુદ્ધદેવ બહવાવે,
સ્વાર્પણે ક્રોસપર ક્રાઇસ્ટ લટકે છે,
સ્વાર્પણે સત્યવીર દયાનન્દ વિષ લે છે,

એ ધર્મમૂર્તિના પુત્ર ! સુત્ર સ્વાર્પણનું લઇને જાગો,
કરી ધ્યાન પિતૃઓ તણું સત્વ કઇ માગો. ઉઠો ઉઠો.

સ્વાર્પણે બાણશય્યાપર ભિષ્મ સુએ છે,
સ્વાર્પણે પૂલપર હૉરેશ્યસ જઇ રૂહે છે.
સ્વાર્પણે શિવાજી સ્વરાજ્ય સ્થાપિત કરતા,
સ્વાર્પણે ખ્રિગેડી મૃત્યુ મૂખમાં ફરતાઃ

એ ઉદાહરણ લઇ ધ્યાન; ગાન ગજવો બન્ધુ સ્વાર્પણનું,
જે સુણી શૂર ઉભરાય પિતૃ તર્પણનું. ઉઠો ઉઠો.

સ્વાર્પણે હિન્દના વૃદ્ધ પિતા દાદાજી,
સ્વાર્પણે સુરેન્દ્ર, બિપિન, ઘોસ, લાલાજી,
સ્વાર્પણે તિલક મહારાજ, દુઃખ સહુ ધરતા;
ને સ્વદેશ મઝે બલિ આત્મનો કરતા.

છે ર્‌હાયે એવા વીર, ચિર પૂરતાં નવ પાછા હટશે,
તો બ્હીક પછી કાં ધરો ! ઉઠો દુઃખ મટશે ઉઠો ઉઠો.

સ્વાર્પણે "સ્વદેશી" "બોયકોટ"માં બળજો,
સ્વાર્પણે "સ્વરાજ્ય" તણો ઝુંડો જાળવજો,
સ્વાર્પણે જઇ મળજો "સેવક સમિતિ"માં,
સ્વાર્પણે "સેવિકા" ધર્મ ધરો સુનીતિના.

કરી સ્વદેશ સેવા એમ, નેમ સ્વાર્પણનો ધરી, સહુ ધપજો,
શુદ્ધાંતકરણે એજ મંત્રને જપજો.
છે પરાર્થથી કલ્યાણ, ધ્યાન એ ધરો હિન્દીઓ નિત્યે,
બની એક, ઉન્નતિ પથે ધસો એ રીતે. ઉઠો ઉઠો.

# લાપ્લાસ.

## ફ્રાંસનો ન્યુટન.

આ પૃથ્વી ઉપર વસેલા ગણિત શાસ્ત્રીઓ અને ખગોળવેત્તાઓમાં શ્રેષ્ઠ પાયરી સાઇમન માર્ક્વીસ દ લાપ્લાસ, ઓજ નામની નદી ઉપર આવેલા બોમોન્ટ નામના નાના ગામડામાં સને ૧૭૪૯ ના માર્ચ માસની ૨૮ મી તારીખે જન્મ્યો હતો. તેના બાળપણના વર્ષો વિષે ઘણીજ થોડી માહિતી મળી શકી છે, તેનું કારણ એ છે કે તે ઘણોજ ગરીબ હતો. તેના પિતા એક સાધારણ ખેડુત હતા; તે ઘણા પરિશ્રમે કુટુંબનું પોષણ કરી શકતા હતા. લાપ્લાસ વિદ્યાભ્યાસમાં ચાલાક જણાવાથી, ગામના પૈસાદાર માણસોની મદદ મેળવી શક્યો, અને પોતાનો અભ્યાસ આગળ વધારી શક્યો.

શરૂઆતમાં તેણે ધાર્મિક પુસ્તકોમાં પ્રવીણતા મેળવી અને ધર્મ સંબંધી વાદવિવાદમાં ઘણો પ્રખ્યાત થયો. પણ ગણિતના વિષયમાં તેને ઘણું સારૂં જ્ઞાન હોવાથી બોમોન્ટનો લશ્કરી નિશાળમાં ગણિતના શિક્ષકની પદવી મળી. આ વખતે તેની ઉમ્મર ઘણીજ નાની હતી. ફક્ત અઢાર વર્ષની ઉમ્મર થઇ ત્યારે તેણે પારીસમાં જઇ નામાંકિત થવાનો વિચાર કર્યો. તે વખતે દા લેમ્બર્ટ નામનો એક ખગોળવેત્તા ફ્રાંસમાં મોટો સત્તાધારી હતો. લાપ્લાસે તેના ઉપર ભલામણના પત્રો લીધા અને પારીસમાં આવ્યો. પણ તેના કમભાગ્યે દા લેમ્બર્ટે તે કાગળો ઉપર લક્ષ્ય આપ્યું નહીં. તો પણ આવી રીતે પોતાના પ્હેલાજ કાર્યમાં ફતેહ ન મળ્યા છતાં તે બીલકુલ નાસીપાસ થયો નહી. તુરતજ તેણે યંત્રશાસ્ત્રના સિદ્ધાંતો વિષે તે મહાન્ ખગોળવેત્તા ઉપર પત્ર લખ્યો.

દા લેમ્બર્ટ આથી ઘણોજ ખુશી થયો અને તેણે લાપ્લાસને પત્ર લખી ખબર આપી કે "તમારે કોઇપણ પ્રકારની ભલામણની જરૂર નહતી. તમે તમારા જ્ઞાનરૂપી ઉત્તમ ભલામણ કરી છે અને હું તમને મારાથી બનશે તેટલો આશ્રય આપવા ચુકીશ નહીં." તેણે પારીસની લશ્કરી કૉલેજમાં લાપ્લાસની ગણિત શાસ્ત્રીની જગ્યા ઉપર નીમણૂક કરાવી, અને તેને ઉત્સાહથી હમેશાં મદદ કરતો રહ્યો.

જુવાન ગણિતશાસ્ત્રીનું ભવિષ્ય નિશ્ચિત થયું હતું. તે ચોવીસ વર્ષનો નહતો એટલામાં તો એણે અપૂર્વ શોધો કરવા માંડી કે જેથી તેને "ફ્રાંસનો ન્યુટન" એવી માનવંત પદવી મળી છે. શરૂઆતમાં તેણે એક પુસ્તક લખ્યું જેમાં તેણે સકારણ પદ્ધતિ ( analysis ) નું ઘણુંજ બારીક જ્ઞાન બતાવ્યું. આ પ્રમાણે સકારણ પદ્ધતિમાં નિપુણતા મેળવી તે નિપુણતાનો ઉપયોગ આકાશના ગ્રહોની ગતિઓ નક્કી કરવામાં વાપર્યો. ગુરૂ અને શનિના ગ્રહો વચ્ચે ભિન્નતા સમજાવવા માટે ઓઇલર નામના એક પ્રખ્યાત જર્મન ખગોળવેત્તાએ અને લાગ્રાંજ નામના ફ્રેંચ ગણિતશાસ્ત્રીએ ઘણી મહેનત કરી હતી પણ તેઓને ફતેહ નહતી મળી. તેથી લાપ્લાસ તે વિષયમાં ઘણોજ ઉંડા ઉતર્યો અને ગ્રાહિક આન્દોલનો ( planetary perturbations ) ની સરાસરી ગતિ વિકારશૂન્ય ( invariable ) છે એવું સિદ્ધ કરી આપ્યું. સંને ૧૯૭૩ માં શાસ્ત્રસમાજના આશ્રય

હોળ પોતાનો સિદ્ધાંત સિદ્ધ કરી આપનાર એક લેખ તેણે વાંચ્યો અને સૂર્યમંડળની સ્થિરતા સાબીત કરી આપી.

આ પછી લાપ્લાસ અને લાગ્રાંજ જે શુદ્ધ ગણિતમાં ઘણો પ્રવીણ હતો તે બન્ને વચ્ચે ઘણીજ ગાઢી મિત્રાચારી થઈ. અનુભવમાં લાપ્લાસ એક્કો હતો અને સિદ્ધાંતમાં લાગ્રાંજ એક્કો હતો. તે બન્ને એક બીજામાં અધુરા ગુણો પુરા કરી શકતા હતા. ઉપરે ૧૭૮૭ માં પોતાની બધી શોધોને એક ઉત્તમ લેખમાં વર્ણવી અને તે લેખને શાસ્ત્રસમાજ ઉપર મોકલી આપ્યો. ગુરૂ અને શનિ વચ્ચેની ભિન્નતા સરાસરી ગતિની વિકશૂન્યતાના સિદ્ધાંતવડે તેણે બહુજ અસરકારક રીતે સમજાવી હતી. ૧૭૮૪, ૮૫, ૮૬ સાલના શાસ્ત્રસમાજના વાર્ષિક પુસ્તકોમાં જે લેખ લાપ્લાસના છપાયા છે તેના જેઃ બીજા સારા લેખ કોઈ પણ સ્થળે ખોળી કહાડવા ઘણા મુશ્કેલ છે. આ પ્રમાણે ૧૮૮ ની સાલ સુધી સૂર્યમંડળની સ્થિરતા વિરૂદ્ધ જે કોઈપણ પ્રકારનો વિચાર હતો તે લાપ્લાસે દૂર કર્યો.

આ ઉપરાંત લાપ્લાસે ગગનયંત્રશાસ્ત્રમાં વિચિત્ર શોધો કરી નથી તેનું કારણ એજ છે કે વધારે શોધ કરવી અશક્ય હતી. મહાન્ ગગનસ્થ યંત્ર કેવી રીતે કામ કરે છે તે બધુ તેણે ખુલ્લું કરી આપ્યું. પણ હવે એવો વખત પાસે આવ્યો હતો કે જ્યારે ત્રણ સૈકા સુધી પ્રખ્યાત ગણિતશાસ્ત્રીઓએ ખગોળવિદ્યામાં જેટલો શોધ કર્યો હતો તેને એક સારા પુસ્તકના આકારમા પ્રસિદ્ધ કરવો. આ કામ લાપ્લાસે ખંતથી માથે લીધું. ઘણા લાંબા વખત સુધી પરિશ્રમ લઇ ગગનયંત્રશાસ્ત્ર નામનું એક મોટું પુસ્તક પાંચ ભાગમાં પ્રસિદ્ધ કર્યું. ન્યુટને લખેલો પ્રીન્સીપીઆ ( સિદ્ધાંતો ) નામના પુસ્તક કરતાં લાપ્લાસનું ગગનયંત્રશાસ્ત્ર કોઈ પણ રીતે ઉતરતું નથી. દરિયામાં થતી ભરતી અને ઓટ કેવી રીતે થાય છે તે તેણે શુદ્ધ ગણિતની મદદ વડે બતાવી આપ્યું છે.

લાપ્લાસની જીંદગીમાં ભાગ્યેજ દુઃખમય પ્રસંગ આવ્યો હતો. ૧૭૭૩ માં તે શાસ્ત્રસમાજમાં દાખલ થયો હતો અને ૧૭૮૪ માં રાજાના તોપખાતાની સંભાળ રાખનાર અધિકારી તરીકે નીમાયો હતો પણ વૈપ્લવિક વિચારોની ફ્રાંસમાં વૃદ્ધિ થવાથી તેના ઉપર શક આવ્યો હતો અને તેને નોકરી ઉપરથી દૂર ખસેડવામાં આવ્યો હતો. તે પછી ૧૭૯૬ માં ગગનયંત્રશાસ્ત્ર પ્રસિદ્ધ કરવાથી તેને આખા યુરોપમાં ખ્યાતિ મળી હતી. તે પ્રજાસત્તાક રાજ્યનો હિમાયતી હતો અને તેથી તે નેપોલિયન જેવા ગરીબના બેટા મહાન્ નરની તરફ શુદ્ધ ભક્તિમય લાગણી ધરાવતો હતો. નેપોલિયન હમેશાં શાસ્ત્રપ્રિય હતો. અને તેના ઉપર ઘણુંજ હેત રાખતો હતો. તેણે લાપ્લાસને આભ્યંતર કાર્યના મુખ્ય સચિવની જગાએ નીમ્યો. પછી તેને રાજકીય સભામાં દાખલ કરવામાં આવ્યો અને ૧૮૦૩ ની સાલમાં તે રાજકીય સભાનો અધ્યક્ષ થયો. આ પ્રમાણે તે રાજકીય બાબતોમાં પણ ઘણો આગળ પડતો ભાગ લેતો હતો. છેવટે તેને માર્કીસ નામની ઉમરાવની પદવી આપવામાં આવી હતી.

લાપ્લાસ ગરીબ સ્થિતિમાં ઉછરેલો હોવાથી સાધારણ રીતે જુવાન શાસ્ત્ર મંડળોને આશ્રય આપતો હતો. તેઓના અભ્યાસની વૃદ્ધિ જોવા તે ઘણો આતુર હતો તે

l સાથે ઘણીજ ભલમનસાઇથી વર્તતો. મોંસ્યુર બાઓટ કહે છે કે " જ્યારે મેં ીની શરૂઆત કરી તે સમયે લાપ્લાસે મને ખાનગી સ્થળે બોલાવી પોતાની શોધો ી હતી અને કહ્યું હતું કે આ સઘળી શોધો તારે ગુપ્ત રાખવી " લાગ્રાંજ સાથે ની આખી જીંદગી સુધી શુદ્ધ અંતઃકરણથી મિત્ર રહ્યો.

ખાવા પીવામાં લાપ્લાસ ઘણોજ નિયમિત હતો. તેથી વૃદ્ધાવસ્થામાં પણ તેના શ- ાં પણ અશક્તિ નહતી આવી. ખરેખર તેને પોતાની આંખનો સંભાળપૂર્વક ઉપયોગ પડતો પણ તેની ઉત્તમ સ્મરણશક્તિ તેના મૃત્યુપર્યંત તેજ રહી. તેના મરણ પહેલાનાં બે વર્ષમાજ જ્યારે તે વધારે પરિશ્રમ કરતો ત્યારે તેની તબીયત બગડતી.

તેણે એક સારા સ્વભાવવાળી સુંદર સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું. આ લગ્નથી તેને ૯ ની સાલમાં એક પુત્રરત્નની પ્રાપ્તિ થઈ. તે પુત્ર તેની પછી તેની ઉમરાવની ીનો ભોકતા થયો અને તોપખાતામાં સેનાપતિ થયો.

તે પોતાના મિત્ર ઉપર ઘણુંજ હેત રાખતો. જ્યારે લાગ્રાંજ ૧૮૧૩ ની સાલમાં ગયો ત્યારે તેના મરણ પછીનું ભાષણ તેણે પોતે કર્યું હતું.

તેની જીંદગીના પાછલા વખતમાં તે પોતાના ગામડાના રહેઠાણમાં રહેવા ગયો તે- પડોશમાં તેનો એક મિત્ર બર્થોલેટ નામનો ગૃહસ્થ રહેતો હતો. તેની મદદથી તેણે ગામમાં એક શાસ્ત્રસમાજની સ્થાપના કરી. આ શાસ્ત્રસમાજમાં તે વારંવાર પોતાના આપતો હતો.

આકર્ષણના નિયમની ગણત્રી ઇંડાકાર આકૃતિઓ માટે ઘણીજ કઠિન થાય છે. તે ત્રી માટે એક સમીકરણ ( equation ) લાપ્લાસે શોધી કહાડ્યું છે આ સમીકરણ ર્થવિજ્ઞાનશાસ્ત્રના એકેએક ભાગમાં વપરાય છે અને લાપ્લાસનું સમીકરણ એ ના- ઓળખાય છે.

તેના ગામડાના રહેઠાણમાંજ તેના પોતાના વૈદ્યની સારવાર હેઠળ ૧૮૨૭ ની સાલ- આ મહાન્ ખગોળવેત્તા ગુજરી ગયો. તેણે પોતાના સકારણ પદ્ધતિના અદ્ભુત ાથી અને અથાગ પરિશ્રમથી, ખગોળશાસ્ત્રની દરેક શાખામાં ઘણોજ ઊંડો પ્રવેશ ર્ં અને જે સિદ્ધાંત તે પોતના હાથમાં લેતો તેના ઉપર એટલી બધી ખંત અને ાતા રાખતો કે વર્ષોના વર્ષો જાય પણ તેને સાબીત કર્યા વિના રહેતો નહિ. એવું થાય છે કે, તે જાતે થાકતો નહી પણ તેનાથી સિદ્ધાન્તને થાકવું પડતું. ફેરીઅેર ના- ા એક ગણિતશાસ્ત્રી કહે છે કે " He would have completed the ience of the skies had the science been capable of completion." જો ગગનશાસ્ત્ર સંપૂર્ણ થઇ શકે એવું હોત તો તેણે ખચીત કરીને તે પુરૂં કર્યુંજ હોત."

---

# આદર્શ પુરૂષ આનન્દમોહન બસુ.

( બાબુ શ્રી કૃષ્ણકુમાર મિત્રના કેટલાક સ્મૃતિ સંસ્કારો. )

ઈ. સ. ૧૮૭૨ માં જ્યારે હું પ્હેલો કલકત્તામાં આવ્યો ત્યારે મહાત્મા કેશવચન્દ્ર સેન શહેરમાં સર્વ શ્રેષ્ઠ પુરૂષ હતા. પૂજ્ય વિદ્યાસાગર મહાશય તે સમયે જીવતા હતા. પરન્તુ ત્હેમના જીવનનું કાર્ય જાણે સમાપ્ત થઈ ચુક્યું હતું. ત્હેમના દર્શન કરવાને માટે અનેક લોક ત્હેમની પાસે આવતા હતા. અને ત્હેમની સાથે વાર્તાલાપ કરીને સંસારસુધારા સંબંધી વિષયોમાં અનેક લાભ ઉઠાવતા હતા. પરન્તુ સર્વ સાધારણ ઉપર ત્હેમનો પ્રત્યક્ષ પ્રભાવ આ સમયે એટલો બધો જોવામાં આવતો નહીં. સ્વર્ગસ્થ રાજેન્દ્રલાલ મિત્ર તે સમયના એક બીજા મુખ્ય પુરૂષ હતા. ત્હેમની અદ્ભૂત વિદ્વત્તા, આશ્ચર્યકારક પ્રાચીન શોધખોળ સંબંધી જ્ઞાન જોઇને હમે વિસ્મય ચકિત નેત્રે ત્હેમના સ્હામું જોઇ રહેતા. પરન્તુ યુવક મંડળીના જીવન ઉપર ત્હેમનો પ્રભાવ કાંઇ પુરતો નહોતો. મહાત્મા કૃષ્ણદાસ પાલ રાજનીતિના ક્ષેત્રમાં તે સમયે સર્વ શ્રેષ્ઠ પુરૂષ હતા. પરન્તુ ત્હેમના કાર્યની સીમા મુખ્યત્વે કરીને જમીનદારોની સભા પુરતી હતી. માઇકેલ મધુસુદન દત્ત તેવખતે જીવતા હતા. પરન્તુ ત્હેમનું કવિત્વ તે સમયે મૃતઃપ્રાય હતું. ત્હેમનો પણ કાંઇ પ્રભાવ યુવક વર્ગ ઉપર હતો નહીં. પરન્તુ પવિત્ર ચરિત્ર, અદ્ભૂત પ્રતિભા અને અપૂર્વ વક્તૃતાના બળવડે મહાત્મા કેશવચન્દ્ર સેન તેવામાં ચારે દિશાએ પોતાનો પ્રભાવ વિસ્તારી રહ્યા હતા.

વળી હું જોતો કે યુવકો ઉપર કેટલાક પૂર્વ બંગાળના નિવાસી, પ્રતિભાશાળી અને નીતિપરાયણ યુવકોનો આશ્ચર્યકારક પ્રભાવ હતો એ કાળનું કલકત્તાનું વિદ્યાર્થી જીવન પ્રશંસાપાત્ર નહતું. ઘણા થોડા યુવકોનો સત્કાર્યમાં ઉત્સાહ હતો. નાના પ્રકારના દુર્ગુણો વિદ્યાર્થી વર્ગમાં પ્રબળ હતા ત્હેમનો મ્હોટો ભાગ અવિનયી હતો. કલકત્તા વિભાગના વિદ્યાર્થીઓ આ વિષયમાં ખાસ વધારે અપરાધી હતા. પૂર્વ બંગવાસી તેમજ બીજા તાલુકાઓના છોકરાઓને તેઓ પરદેશી ગણી તીરસ્કાર બતાવતા. હું જે સમયે પ્રેસીડેન્સી કૉલેજના પ્રથમ વર્ષના વર્ગમાં અભ્યાસ કરતો હતો તેવામાં એક સભ્ય બીહારિ વિદ્યાર્થીને, કલકત્તાના છોકરાઓએ શરૂઆતમાં ઠઠ્ઠા મશ્કરી કરતાં કરતાં આખરે ક્લાસની વચમાંજ પ્રોફેસર લેથબ્રીજ સાહેબના દેખતાંજ મારવાનું શરૂ કર્યું. એ બિચારા વિદ્યાર્થીનો અપરાધ માત્ર એજ કે તે બિહારી હતો. લેથબ્રીજ સાહેબ ત્હેમને જરાપણ દબાવી શક્યા નહીં આખરે શાર્ટક્લિફ સાહેબે આવીને ત્હેમને સમજાવ્યા. પરન્તુ આવા સમયમાં પણ પૂર્વ ઉલ્લેખ કરેલા પૂર્વ બંગાળવાસી વિદ્યાર્થીઓ સાધારણ વિદ્યાર્થી મંડળની શ્રદ્ધા મેળવવાને શક્તિમાન થયા હતા. હું જ્યારે કલકત્તા આવ્યો તેવામાં સ્વર્ગીય રજની કાન્તનાથ રોય આ ઉન્નતિશીલ યુવકોમાંની મુખ્ય વ્યક્તિ હતા. આના બે વર્ષ પહેલાં આનન્દમોહન બોસ, પોતાની તીક્ષ્ણ બુદ્ધિ અને મધુમય ચરિત્રના પ્રભાવે પૂર્વ બંગવાસીઓ તરફ સાધારણ વર્ગની શ્રદ્ધા સંપાદન કરીને વિલાયત સિધાવ્યા હતા. ત્હેમની

આટલી ન્હાની વયમાંજ ત્હેમના ચરિત્રનો પ્રભાવ ચારે દિશામાં ફેલાયો હતો. હું જોતો કે બે વર્ષ પૂર્વે તેઓ કલકત્તા છોડી ગયા હતા છતાં પણ, સુગન્ધી યુક્ત કસ્તુરી જેમ દૂર હોવા છતાં પણ પોતાનો સૌરભ લાંબા કાળ સૂધી છોડી જાય છે, તેમજ આનન્દમોહનના યશઃસૌરભ અને ચરિત્ર સુગન્ધથી કલકત્તાની છાત્ર મંડળી મોહિત થયેલી હતી. જોતો કે અવિનયી વિદ્યાર્થીઓ પણ આનન્દમોહનનું નામ આવતાં માથું નમાવતા.

ઇ. સ. ૧૮૭૪ માં આનન્દમોહન સ્વદેશમાં પાછા ફર્યા. હમે કુતૂહલથી કલાન્ત થઇને ત્હેમને મળવા ગયા. ત્હેમણે હમને સવાલ કર્યો ' તમે પોતાનો સમય કેવી રીતે વીતાવો છો ? ભવિષ્યમાં દેશ તરફજ આપણું કર્તવ્ય છે ત્હેનો કાંઇ વિચાર કરો છો કે નહીં ? ' હમે તે સમયે બ્રાહ્મ સમાજમા જતા આવતા, ધર્મજીવનની કથા થોડીઘણી જાણવા લાગ્યા હતા પરન્તુ દેશની પ્રતિ આપણું કર્તવ્ય છે ત્હેનો અસાર આગમજ ખ્યાલ પણ નહતો. ઘેર જઇ હમે પરસ્પર વાતો કરવા લાગ્યા કે એ કથા તો આગળ કદી સાંભળી નથી. વિચારવા લાગ્યા કે હવે શું કરવું. આનન્દમોહને હમને પહેલીવાર દેશ તરફના કર્તવ્યનું સ્મરણ કરાવ્યું. હમારા સૌભાગ્યે શ્રીયુક્ત સુરેન્દ્રનાથ બેનરજી મહાશય તે સમયે પોતાના મનોરથમા નિષ્ફળ નિવડીને વિલાયતથી પાછા આવ્યા હતા. તેપણ એ મુજબજ બોલવા લાગ્યા. બને મળીને દેશમાં નૂતન પ્રાણ સંચાર કરવાની ચેષ્ટા કરવા લાગ્યા.

આનન્દમોહને હમને કહ્યું ' તમે ઓકસફર્ડ અને કેમબ્રિજનું અનુકરણ કરી સભા સ્થાપન કરો, ધાર્મિક સજ્જનોના જીવનચરિત્રો વાંચો અને તે ઉપર મનન કરો. એટલે જોશો કે પ્રાણની શીતલતા જતી રહેશે. અન્તરમાં અગ્નિ પ્રદીપ્ત થશે.

હમે કેટલાક જણાએ મળીને ઇ. સ. ૧૮૭૪ માં એ ઉદ્દેશથી એક સભા સ્થાપન કરી. આનન્દમોહન અને સુરેન્દ્રનાથ ત્હેના કારભારી બન્યા. ધીમે ધીમે દેશમાં સ્વદેશઃ પ્રેમની આગ સળગવા લાગી. આનન્દમોહનના ગંભીર ધર્મ વિશ્વાસપૂર્ણ વાક્ય અને સુરેન્દ્રનાથની મેઝિની, ગેરીબાલ્ડી વગેરેના દ્રષ્ટાન્તથી પૂર્ણ ઉદ્દીપનામય વક્તૃતાને લીધે ચારે દિશામાં એક મ્હોટા આન્દોલનની ઉત્પત્તિ થઈ. વર્ષા ઋતુમાં નવું જળ આવતાં જેમ માછલાંઓ આનંદથી નાચે છે. તેમ નૂતન આશા અને વિશ્વાસથી યુવક મંડળીના મન નાચવા લાગ્યાં. એજ અરસામાં ઇ. સ. ૧૮૭૫ માં બંગાળા દેશમાં પ્રકૃત સ્વદેશ હિતૈષિતાનો ભાવ જાગી ઉઠયો. આજ દેશમાં જે સ્વદેશપ્રેમનો તરંગ જોઇએ છીએ તે આનન્દમોહન અને સુરેન્દ્રનાથના અકલાન્ત પરિશ્રમનું ફલ છે.

ધીમે ધીમે વૃદ્ધોમાં રાજનીતિની ચર્ચા મ્લાન થતી ગઇ. તે સમયે મહાત્મા કૃષ્ણદાસ પાલ, રાજા દિગમ્બર મિત્ર, રાજા રાજેન્દ્રલાલ મિત્ર, એ લોકોના હાથમાં રાજનીતિની ચર્ચાનો ભાર હતો. સરકારના કાર્યનું લગભગ એ બધા અનુમોદન કરતા; કેવળ જ્યારે સરકાર જમીનદારોના સ્વાર્થ વિરૂદ્ધ કાંઇપણ કરતી ત્યારે તેઓ પ્રબળ આન્દોલન ઉપસ્થિત કરતા. તે સમયે સાધારણ જન સમાજ આગળ મ્હોં ખોલવું કોઈ પસંદ કરતા નહી. ઇ. સ ૧૮૭૬ માં આનન્દમોહન, સુરેન્દ્રનાથ અને દ્વારકાનાથ ગાંગુલી વગે-

રએ મળીને સામાન્ય જનસમાજના કલ્યાણને માટે ' ભારત સભા ' ની સ્થાપના કરી એ દિવસની વાત આજ સુધી યાદ છે. એ દિવસના બપોરના સમયે સુરેન્દ્ર બાબુના એક ના એક પુત્રનું મૃત્યુ થયું. મનમાં વિચારવા લાગ્યા કે ' હવે તેઓ કેવી રીતે સભામાં આવી શકશે ? ' પરન્તુ ચાર વાગ્યાને સમયે શું દેખીએ છીએ ! મહોત્સાહ સુરેન્દ્રનાથ સભા સ્થળમાં ઉપસ્થિત છે. પુત્ર શોકનો શોક નથી. દેશનું કાજ ત્હેના કરતાં પણ વધારે છે. એ દશ્ય જોઇને હમે સ્તમ્ભિત થઇ ગયા. મનનું દુઃખ વર્ણન કરતાં ક્ષોભ અને દુઃખ સાથે સુરેન્દ્રનાથે એ દિવસે એવું સરસ વ્યાખ્યાન આપ્યું કે સભા સ્થળ જાણે વિદ્યુત ચકિત થઇ ગયું. તે સમયે પ્રજાની દુર્દશાનું ઠેકાણું નહોતું, ખેડુત અને જમીનદારના સંબંધ વિષયક કાયદો એવો હતો કે જમીનદારો ત્હેમના પ્રતિ સ્હેજમાં અત્યાચાર કરતા, કેટલાક તો ખેડુતના રહેવાના ઘરબાર સુદ્ધાં છીનવી લેતા ! આ કાયદો બદલાવવા માટે એક અરજી ગવર્નમેંટમાં મોકલી પણ જમીનદારોએ ત્હેનો વિરોધ કર્યો. આનન્દ મોહનની આગેવાની તળે ભારતસભાના સભાસદોએ રૈયતના પક્ષને ટેકો આપ્યો. રૈયતને ત્હેમણે કહ્યું કે " ઘણા દિવસો સુધી ત્હમે એક પણ વાક્ય બોલ્યા વગર બધું દુઃખ સહન કર્યું છે. હવે ન્હો બોલીને એકવાર પોતાના દુઃખની કથા કહો. " દેશોદેશ અને ગામેગામ ભારતસભાના રાજનૈતિક ઉપદેશકો મોકલવામાં આવ્યા. એકેક સભામાં દસદસ પંદર પંદર હજાર માણસો એકઠા થવા લાગ્યા. ઘોર આન્દોલન મચી રહ્યો. પ્રજાશકિતનો પ્રભાવ દેખીને ગવર્નમેન્ટ અને જમીનદારો છક્કજ થઇ ગયા. ત્હારથી ખેડુતોનો માર્ગ સાફ થઇ ગયો.

સર રિચાર્ડ ટેમ્પલ એ સમયે બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર હતા. ચોકીદારોનો પગાર એવામાં જમીનદારો આપતા હતા. લે ગવર્નરની એવી ઇચ્છા થઇ કે ગ્રામવાસીઓ ચોકીદારોનો પગાર આપે અને બંગાળાના લગભગ એક લાખ ચોકીદાર પોલિસમાં ભરતી થાય. આનન્દમોહનને આ સમયે ગવર્નમેંટની ધારાસભાના સભાસદ નીમવામાં આવ્યા હતા. તેમણે આ રિવાજની વિરૂદ્ધ મજબુત પોકાર ઉઠાવ્યો. દેશમાં સર્વત્ર રાજનૈતિક ઉપદેશકો એ માટે જવા લાગ્યા. આનન્દમોહનના પ્રયત્નથી દેશમાં એવો અગ્નિ લિત થયો કે સરકારને ચોકીદારોનો કાયદો પડતો મૂકવો પડયો આટલા દિવસ સુધી લોકો જોતા આવ્યા હતા કે, ગવર્નમેંટ જે ધારે તે જરૂર જ કરી શકે છે. આનન્દ મોહનના યત્નથી પહેલીવાર આ ધારણા ખોટી ઠરી.

ઓગણીસ વર્ષની ઉમરે સિવીલ સર્વીસની પરીક્ષા આપવાનો કાયદો એ સમયમાં પ્રચલિત હતો, આનન્દમોહન અને સુરેન્દ્રનાથના યત્નથી પરીક્ષા માટેની ઉમર વધારીને ૨૩ વર્ષની કરવામાં આવી.

લોર્ડ લિટને છાપખાના સંબંધી કાયદો રચીને રાજ્યકાર્યનું અવલોકન કરવા સંબંધી આ દેશવાસીઓની સ્વતંત્રતા છીનવી લીધી. આનન્દમોહન અને સુરેન્દ્રનાથની ચેષ્ટાથી ભારતવર્ષમાં સર્વત્ર આન્દોલન ઉભું થયું. ટાઉન હોલમાં એક વિરાટ્ સભાનું અધિવેશન થયું. ઘણા ઉત્સાહપૂર્વક ગવર્નમેંટની યોજનાનો તીવ્ર ખંડન કરવામાં આવ્યું. એક ઉંચો અધિકાર ધરાવનાર સરકારી અમલદાર પોલિસની મ્હોટી સંખ્યા લઇને સ-

માં ઉપસ્થિત થયો અને બોલ્યો કે ' લોર્ડ લિટનનો હુકમ છે કે આન્દોલન કરનાઓને આ સ્થળેથીજ પકડીને લઈ જવા. '

વિનયમાં આનન્દમોહન એક તૃણની સમાન હતા. તેઓ સઘળાના પગની રજ ને રહેવાનું પસંદ કરતા હતા. પરન્તુ એ દિવસે, સભામાં આનન્દમોહનની અગ્નિ મૂર્તિ જોઇને ભાન થતુ હતું કે કુસુમ પણ કોઇ પ્રકારે વજ્રાદપિ કઠોર થવા પામે છે. તેજસ્વિતાની દીપ્તીમાન મૂર્તિવત્ ઉભા રહીને વજ્ર જેવા અવાજે આનન્દમોહન બોલ્યા. 'આજ કદિ પલટણ પણ આવે અને તોપના ગોળાથી હમને ઉરાડી મુકવા માગે છતાં પણ હમારામાંનો એક પણ પ્રાણી આ સ્થળેથી ખસશે નહીં " આનન્દમોહનના સાહસથી આખી સભામાં વિદ્યુત્ તરંગ પ્રવાહિત થયો. રાજ્યના અમલદાર અને પોલિસ પણ સ્તમ્ભિત થઈ ગયા. આ પ્રકારે આનન્દમોહન આપણા દેશવાસીઓને રાજનીતિની ચર્ચા શીખવી ગયા છે.

રાજનીતિના ક્ષેત્રમાં આનન્દમોહન જેમ મહા આન્દોલન ઉત્પન્ન કરી ગયા છે, તેમ યુવક વર્ગમાં સત્યાનુરાગ ઉત્પન્ન કરવા માટે, વાસ્તવિક મનુષ્યત્વ મેળવવા હેમને ઉદ્યુક્ત કરવા માટે પણ હેમણે એવોજ યત્ન કર્યો છે. જોયું છે કે, ત્રણસેં ચારસેં યુવકોને સાથે લઇને આનન્દમોહન અને સુરેન્દ્રનાથ કદી બોટેનિકલ ગાર્ડનમાં તો કદી દક્ષિણેશ્વર વગેરે સ્થાનમાં આખો દિવસ ગાળવા માટે જઇ રહ્યા છે. આનન્દમોહન એવે સ્થળે ધર્મવીર પુરૂષોના જીવનચરિત્ર વાંચી સંભળાવી સઘળાના પ્રાણમાં આત્મત્યાગનો ભાવ જગાડવાનો યત્ન કરતા. 'હું જાણુંછું કે' એ સમયે કેટલાક યુવકોના મનમાં નરનારીઓના કલ્યાણને માટે આ ક્ષણભંગુર દેહ અર્પણ કરવાનો સંકલ્પ ઉદય પામતો. એક દિવસ દક્ષિણેશ્વરના બાગમાં હમે ત્રણસેં ચારસેં યુવક ગયા હતા. આનન્દમોહન Renon રેનો રચિત ક્રાઇસ્ટના જીવનચરિતમાંથી ઇશુના વધનું વૃત્તાન્ત એવા પ્રકારે વાંચી રહ્યા હતા કે એવો પાઠ આજ સુધી કદી સાંભળ્યો નથી. હેમનું મુખ રક્તવર્ણ થયું છે ચક્ષુઓમાથી જલધારા વહી રહી છે, રૂંધાયલા કંઠે તેઓ ઇશુના જીવનની અન્તિમ અવસ્થા વાંચી રહ્યા છે. હેમના મુખકમળ ઉપર સ્વર્ગીય જ્યોતિ ફુટી નીકળી છે. ચિત્રમાં આંકેલા હોય તેમ યુવક મંડળી હેમની ચારે દિશાએ બેસી ગઈ છે એ સમયે હમારા મનમાં થતું કે આવા પ્રકારે જીવન સમર્પણ કરવું જોઇએ. મ્હારા બન્ધુ રિપન કોલેજના આગલા પ્રિન્સીપાલ સ્વર્ગીય ત્રીગુણા ચરણસેન મહાશય એ સમયે ઉપસ્થિત હતા. એક માસ પછી હેમણે મ્હને કહ્યું હતું કે " સ્વપ્નમાં જોઉછું કે આનન્દમોહન બાબુ ઇશુનો વધવૃત્તાન્ત એજ ભાવે વાંચી રહ્યા છે, હમે એજ ભાવે સાંભળી રહ્યા છીએ અને પ્રાણ વ્યાકુલ થઇ આવે છે " આ પ્રકારે કલકત્તાના યુવક મંડળમાં આનન્દમોહન નૂતન પ્રાણનો સંચાર કરતા હતા. યુવકો પણ હેમના દૃઢ શ્રદ્ધાળુ ભક્ત બની ગયા હતા. એક દિવસ વ્યાખ્યાન કરતાં, તેઓ બાલ વિવાહના દોષ દર્શાવી રહ્યા હતા, બાલ્ય વિવાહથી દેશની કેટલી દુર્દશા થઇ છે હેનું તેઓ વર્ણન કરી રહ્યા હતા. યુવકોનું એક દળ સભા સ્થળમાં ઉભું થઇને પુછવા લાગ્યું " હમારે શું કરવું જોઇએ ? " આનન્દમોહન બોલ્યા " લ્યો પ્રતિજ્ઞા કે બાળલગ્ન નહીં કરીએ. '

તેજ સ્થળે એક સભાની યોજના થઈ. બહારગામમાં વિવિધ સ્થળે બાળલગ્નની વિરૂદ્ધનો હીલચાલ શરૂ થઈ. સેંકડો યુવકો સહી દસ્તખત કરી પ્રતિજ્ઞા લેવા લાગ્યા કે હમે બાળલગ્ન કરીશું નહીં. આનન્દમોહનના ચરિત્ર પ્રભાવને લીધે યુવકો હેમની સાથે આટલા બધા હળી ગયા હતા.

આનન્દમોહનની પ્રતિભા સર્વગામી હતી. રાજારામ મોહનરાયે જેવી રીતે ભારતની સર્વ દિશામાં ઉન્નતિ સાધવામાં પોતાના જીવનનો ભોગ આપ્યો હતો તેવીજ રીતે આનન્દમોહને પણ ધર્મ, રાજનીતિ, સંસાર સુધારો, વગેરે બાબતમાં દેશનું સર્વ પ્રકારે કલ્યાણ સાધવામાંજ આખું જીવન વીતાવ્યું છે. આ વિશાળ ભારત સામ્રાજ્યની ચારે દિશામાં દૃષ્ટિપાત કરતાં એક આનન્દમોહન શિવાય રાજારામ મોહનરાયનો ખરેખરો શિષ્ય બીજો કોઇ જોવામાં નથી આવતો.

ગંભીર ધર્મ ભાવનાથી તેઓ હમેશા પ્રેરાયલા રહેતા હેમનું સુલક્ષણું પ્રતિભાશાલી વદનકમળ હેમના અમૂલ્ય સાધન—સમ્પદ, સુકોમળ ભક્તિભાવ વડે, એક સ્વર્ગીય જ્યોતિ વડે અપૂર્વ તેજ ધારણ કરી રહેતું; હેમનું દેશ વિસ્તૃત ચરિત્રમાધુર્ય આજ ગંભીર ધર્મભાવમાંથી ઉત્પન્ન થયું હતું. વિદ્યા વૃદ્ધિ અને માન સન્માનમાં આનન્દમોહન આ દેશના કોઇથી પણ ઉતરે એવા નહોતા. હૃદયની શુદ્ધતા અને વિનયમાં પણ કોઈ હેમની બરોબરી કરે એમ નહતું. પોતાના જીવનને ધર્મથી અલંકૃત કરી તેઓ સંતુષ્ટ થયા નહીં, પરન્તુ દેશના ધર્મ સંસ્કારને માટે આનન્દમોહન જીવતોડ મહેનત કરી ગયા છે. સાધારણ બ્રાહ્મસમાજને માટે હેમણે શું નથી કર્યું, મૃત્યુ શય્યામાં પડયે પડયે પણ તેઓ હમારી સાથે બ્રાહ્મસમાજ સંબંધી વાતચીત કરતા, હેમના ભવ્ય મકાનમાં જ્યારે જતો ત્યારે હમને તે પોતાના બગીચામાં વૃક્ષની નીચે લઈ જઇને કહેતા કે 'પ્રાર્થના કરો ' મ્હારી ઇચ્છા હેમની પાસે પ્રાર્થના કરાવવાની થતી પણ હેમનાં આગ્રહથી પ્રાર્થના કરવીજ પડતી, જોતો કે એવે સમયે દડદડ અશ્રુધારા વહી રહી છે. જ્ઞાન ભક્તિનો આવો સમાવેશ બીજે તો કોઇ જોયો નથી.

આ દેશમાં સ્ત્રી જાતિની ઉન્નતિ વગર દેશની ઉન્નતિ થવાની નથી એ વાત ઉપર આનન્દમોહનનો ખાસ વિશ્વાસ બેસી ગયો હતો. ઇંગ્લાંડમાં એ સંબંધમાં જે ઉન્નત આદર્શને પોતે જોઇ આવ્યા હતા હેમનું અનુસરણ કરવા માટે દેશમાં આવીને તેઓ પોતાના પ્રાણનો સર્વ આવેગ આ દિશામાં ઢાળવા લાગ્યા. બેથ્યુન કોલેજ એ સમયે ' બોધોદય ' પર્યન્ત શિક્ષણ આપતી હતી. આનન્દમોહન અને હેમના બન્ધુ દુર્ગા મોહને મળી ' બંગમહિલા વિદ્યાલય ' ની સ્થાપના કરી હતી, એક દિવસ તે વખતના લેફ્ટેનન્ટ ગવર્નર એ વિદ્યાલયનું ઉંચા પ્રકારનું શિક્ષણ જોઈને વિસ્મય પામ્યા હતા. બે એક દેશી સહૃદયોના યત્ન અને આગ્રહથી બંગ–મહિલા વિદ્યાલયમાં ઉન્નત સાહિત્ય, ગણિત, ઇતિહાસાદિનું શિક્ષણ અપાતું હતું, ત્યારે ગવર્નમેન્ટના પુષ્કળ ધન ખર્ચ કરવા છતાં પણ બેથ્યુન કોલેજમાં બોધોદય કરતાં આગળ શીખવાતું નહતું. હેમના આગ્રહથી બંગ—મહિલા—વિદ્યાલય બેથ્યુન કોલેજની સાથે જોડવી દેવામાં આવ્યું, અને બેથ્યુન કોલેજ હેના વર્તમાન ઉન્નત સ્વરૂપમાં આવી આનન્દમોહનના પ્રયત્નથી બંગાળા દેશમાં સ્ત્રીઓને માટે ઉચ્ચ શિક્ષણના દ્વાર ખુલ્લા થયા.

આનન્દમોહનનો બંગાળી સાહિત્ય પ્રતિ અપરિસીમ અનુરાગ હતો. ઘણા લોકો એમ માનતા કે તેઓ ફક્ત અંગ્રેજી અને ગણિતમાંજ પંડિત છે, પરન્તુ હમે જાણીએ છીએ કે બંગાળી સાહિત્યમાં પણ તે સારા પંડિત હતા. કોઇ ઉત્કૃષ્ટ નવું બંગાળી પુસ્તક બહાર પડતું તો તેઓ ઉત્સાહ પૂર્વક ત્હેને ખરીદવા તૈયાર થતા.

આનન્દમોહન કઠોર પરિશ્રમી હતા. જ્યહારે વિચાર કરીએ છીએ, કે ત્હેમનું શરીર કદી પણ બળવાન નહી હોવા છતાં, તેઓ કેવા અસાધારણ પરિશ્રમનું કાર્ય કરી ગયા છે ત્યહારે વિસ્મય પામીએ છીએ. સીટી કૉલેજની સ્થાપના વખતે જોઇએ છીએ કે રાતના એક બે વાગી ગયા છે અને તેઓ આહાર કરવા પણ નથી પામ્યા છતાં પણ કામ કરી રહ્યા છે. સાધારણ બ્રાહ્મસમાજની સ્થાપના સમયે જોઇએ છીએ કે ત્હેમના અનેક સાથીઓ કઠોર શ્રમ ક્લાન્ત થઇને વિશેષ કામ કરવાને અશક્ત બન્યા છે, પણ તેઓ અક્લાન્ત છે. થાકનું જાણે નામજ નથી. એક દિવસ મ્હેં ત્હેમને પ્રશ્ન કર્યો "આપ થાક્યા વગર આટલું બધું કામ કેવી રીતે કરી શકો છો ?" ત્હેમણે ઉત્તર આપ્યો 'આ જીવન ઈશ્વરે આપેલું ધન છે. ત્હેણે જે જ્ઞાન, શકિત, અને ઇચ્છા આપી છે. ત્હેનો ઉપયોગ જો ત્હેના કાર્યમાં ન કરીએ તો અપરાધી ન થઇએ ?" જાણ્યું કે ત્હેમની અદ્ભૂત શકિતનું મૂળ ક્યહાં છે. જે વ્યકિત આખો દિવસ એમજ વિચારે કે જીવન મ્હારૂં નથી, શકિત સામર્થ્ય મ્હારૂં નથી, તે વ્યકિત કદી ચૂપ બેસી શકે નહી.

મ્હારી આંખ આગળ આનન્દમોહને પોતાના જીવનનું કાર્ય આરમ્ભ કર્યું હતું; ઇશ્વરના વિશ્વાસ યુકત સેવકની માફક, ત્હેના પદમાંજ શકિતનો સદુપયોગ કરી, મ્હારી આંખ આગળજ એ આદર્શ પુરૂષ જીવનની લીલા સમાપ્ત કરી ચાલ્યા ગયા, ત્હેમનો આદર્શ આ દેશના સ્ત્રી પુરૂષોમા નવો ઉત્સાહ રેડો એજ પ્રાર્થના.

---

## ધર્મ.

અંક ૧ લો. ૨૬ પાનેથી ચાલુ.

ધર્મનો વિષય પૂર્ણ ચર્ચાનો હોઈ હજારો લોકો પૂર્વ કાળથી તેને એક કોરે પણ મૂકતા આવ્યા છે. તેની ચર્ચાની કશી જરૂર જણાતી નથી. અને હાલમાં પણ ઘણાક યુવકો કે જે અંગ્રેજી અભ્યાસથી સ્વતંત્ર વિચારની છાપ પ્રાપ્ત કરે છે તેઓ પણ તે વિષયને બાજુએ મૂકવાનું કહે છે. ધર્મને અંગે ચાલતી અજ્ઞાન પ્રજાની વર્તણુક જોઇ એમને ધર્મના વિષય તરફ તિરસ્કાર આવે છે. ધર્મ એ શબ્દ માત્રથી પણ એમના મગજની શાંતમાં ખલેલ પહોચે છે. ગમે તેમ હોય તો પણ કોઇ પણ વિષય કે જે વારંવાર નજર આગળ તરી આવે છે તેને વિચાર્યા વગર તો સુજ્ઞ માનવ જાતે એક બાજુએ કાઢવો એ યોગ્ય નથી, એક વખત એના ખરા ખોટાનું શાંત ચિત્તે વિચારી જોવુ જોઇએ. જેવી રીતે અંધ શ્રદ્ધાથી કોઇ પણ વાતને વળગી રહેવું એ ખોટું છે. તેવીજ

રીતે કોઈ પણ વસ્તુને અમુક કારણના પ્રસંગથી વિચારનું સ્થાન નજ આપવું તે પણ તેટલુંજ ખોટું છે. વિચાર્યા વગર કોઇ પણ વસ્તુનું જ્ઞાન થતું નથી. જેમાં પણ કોઈ પણ વસ્તુનો જેટલો વિચાર તેટલુંજ તે વસ્તુનું આપણને જ્ઞાન થાય છે. હાલમાં કેટલાક બંધુઓને 'નવીન અને નવીન કૌતુક' જેવું થયું છે. તેથી કરીને જુની બાબતોને વિસારવામાં આવે છે. જુની જ્ઞાનની બાબતોને વિસારી નવીન બાબતોનેજ વળગવાથી આપણી ઉન્નતિ થવાની નથી. ઉન્નતિમાં જુનું અને નવું એ બન્ને કામનું છે એ બન્નેને વિચારી, યોગ્ય લાગે તો ગ્રહણ કરવાનું છે. જુના અને નવામાંથીજ કે. પણ નવીન વસ્તુનું સત બને છે. આપણે શરીરના પોષણ માટે, નવા બંધારણ માટે અન્ન ખાઇએ છીએ તેમાંથી રક્તાદિક બને છે. પણ તે યાદ રાખવાનું છે કે જુના ત ત્વોના મિશ્રણથી, અવલંબનથી તે બધું તૈયાર થાય છે. હજારો વર્ષ થયા વિશ્વના જ્ઞા મંદીરમાં અનેક જાતની ક્રિયાઓ થઇ રહી છે. મનુષ્ય જીવન ટુંકું છે, જ્ઞાન અનંત છે. અનંત કાળથી ચાલ્યા આવતા સૃષ્ટિ તંત્રમાં મનુષ્ય જાતે પોતાના અનુભવથી અને વિ- ચારથી જે જે પુસ્તકો રચી વિશ્વ વિદ્યાલયમાં મુકયાં છે તે જરૂર આપણે વાંચવાં જોઇએ, વિચારવાં જોઇએ. એ પુસ્તકોમાં કેટલીક મનુષ્ય જાતથી થની ભૂલો પણ હશે, તેથી ક- રીને આપણે સમસ્ત વિદ્યાલયને વિસારી નજ શકીએ. દરેક મનુષ્યને દરેક જાતના પ્ર- સંગો પ્રાપ્ત થઈ તે દરેકનો અનુભવ થઇ શકતો નથી. જ્ઞાનની પ્રત્યેક શાખામાં માનવ તેને જ્ઞાનની શોધ માટે ફરીથી મુળાક્ષરથી આરંભ નજ કરી શકે. થએલી શોધોને જોઇ જાણી વિચારી લેવી એ બસ છે. નહિ તો આગળ કદી વધી શકાવાનું નથી.

પ્રાચીનકાળમાં દરેક દેશમાં ધર્મનો વિષય એ સર્વથી શ્રેષ્ટ ગણાયો છે. અને મનુ- ષ્ય જાતને મનુષ્યત્વની શ્રેણી ચડતાં પ્રથમ સ્ફુરણ પણ તેનુંજ થએલું છે, એમ દુનિ- યાના ઇતિહાસને નજર આગળ ધારતાં લાગે છે. વિચારવાની જેનામાં શક્તિ છે તે મનુષ્ય છે. જેનામાં Mind માઇન્ડ ( મન ) છે, તે Man મેન ( માણસ ) છે. પશુ વિગેરેમાં પણ મન-વિચારણા શક્તિ હોય છે પણ તે અમુક મર્યાદાવાળીજ હોયછે.. માત્ર મનુષ્ય જાતમાંજ તે પૂર્ણકળાએ ખીલી નીકળે છે. અને તેથીંજ તે મનુષ્ય તે મ- નુષ્ય કહેવાય છે. વર્તમાનકાળમાં આપણને ઘણાક જ્ઞાનના વિષયો સામાન્ય થઈ ગયા છે. પોતામાં અથવા પોતાના આસપાસના વાતાવરણમાં રાત્રિ દિવસ તેની આવૃતિ થતી હોવાથી કેટલાક વિષય આપણને સામાન્ય થઇ જાય છે, જો કે દરેક વિષયનું જ્ઞાન અગાધ છે, વિચાર્યા છતાં, જાણ્યા છતાં દરેક બાબતમાં હજી વિચારવાનું તથા જાણવાનું બાકીજ રહી જાય છે, પણ માણસ જાતને ઘણે ભાગે એવો સ્વભાવ પડી ગએલો છે કે વર્તમાન ભોગવાતી વસ્તુમાં ઘણુંએ વિશેષ રહી ગએલું હોય છતાં કોઈ નવીન વસ્તુ નજરે પડે તો તરત તેના તરફ ખેંચાઇ જઈ તે જુની વસ્તુને છોડી દે છે. એમ હરેકને સદા સર્વદા થયા કરે છે. એજ નિયમને અનુસારે ઘણાક જ્ઞાનના વિષયોની સાથે ધર્મ- નો વિષય આપણને હાલ સામાન્ય થઇ ગયો છે. પણ નવી સૃષ્ટિના સર્ગકાળમાં વિવિધ રંગોથી તથા વિવિધ શક્તિયોથી ભરપુર પોતાની આસપાસની સૃષ્ટિની લીલા જોઇ મનુ ષ્યને શું લાગ્યું હશે ? કોઇ પણ મનુજબાળને જન્મતાં વાત આ સૃષ્ટિમાંથી લઈ જઈ એક ભોયરામાં દશ વિસ વર્ષ સુધી રાખ્યું હોય અને ત્યાર પછી તેને તેના જન્મસ્થાન-

વાળી સૃષ્ટિમાં પાછું લાવવામાં આવ્યું હોય તો તે મનુજજાતને આ સૃષ્ટિ બધી અચંબા રૂપ થઈ પડશે, અને હું કોણ ? અને આસપાસનું આ બધું શું ? એના વિચારમાં ને વિચારમાં તે ગ્રસ્ત થઇ જશે, અને જરૂર તે સૃષ્ટિ તત્વની શોધ કરવા મંડી પડશે. અચંબામાંથી જીજ્ઞાસા થાય છે અને જીજ્ઞાસા દરેક વસ્તુની શોધ કરાવે છે. અને હું કોણ ? અને આસપાસનું આ બધું શું ? અને તેની સાથે મ્હારો શો સંબંધ છે ? આવાં પ્રશ્નોનું માણસ જાતને પ્રથમ સ્ફુરણ થાય છે. વૈદિક ઇતિહાસના બંધારણ તરફ જોતાં આ મતને ટેકો મળે છે. અને તે પ્રશ્નોના ઉત્તરમાં ધર્મની સ્થાપના થાય છે. ધર્મનું આવી રીતે પોતાનું અને આ વિશ્વનું શોધમા બીજ રહેલું છે.

દરેક વિષયમાં જરા ઊંડા ઉતરવાની જરૂર છે. હાલના ચાલતા કહેવાતા ધર્મના આચરણુથી આપણે ભૂલ કરવી ન જોઇએ. ધર્મ એ એક પોતાની અને સકળ સૃષ્ટિની શોધની ભૂમિકા છે. તેમાંથી અનેક જાતની જ્ઞાનની શાખાઓ નીકળે છે. એ એક ગંભીર ગહન વિષય છે, તથાપિ તે દરેકને સહજ, સ્વાભાવિક છે. અનેક બીજા વિષયોથી રાત્રિ દિવસ મન-વિચારસ્થાન ગુંથાયલું હોવાને લીધે આ વિષયને સ્વાભાવિક છતાં પણ આપણે ભૂલી જઇએ છીએ. પણ તે ધર્મના વિષયને ભૂલવો એ જાતને ભૂલવા બરોબર છે. મોડો વેલો પણ જીવનમાં દરેકને એક વખત એવો આવે છે કે જ્યારે અચંબાની સાથે આ ધર્મના વિષય તરફ આપણે વળીએ છીએ. નાના કે મોટા દરેક બનાવો-પ્રસંગો એ જીવને જ્ઞાનપ્રદ છે. પણ મહાન્ પ્રસંગો તો જીવનના બંધારણના માર્ગનો નિર્ણય કરીને આપે છે. ધર્મ એ સત્ય વસ્તુ છે, એ કંઇ કેટલાક માને છે તેમ કલ્પનામૂલક નથી. વિજ્ઞાનશાસ્ત્ર જેવી રીતે એક સત્ય શાસ્ત્ર છે તેવી રીતે ધર્મ, પણ એક સત્ય શાસ્ત્ર છે. વિજ્ઞાનશાસ્ત્ર જેવી રીતે સૃષ્ટિ તંત્રના બહિરપટોને ઉકેલી ઉકેલી તેના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન આપે છે તેવી રીતે ધર્મશાસ્ત્ર એ સૃષ્ટિ તંત્રના અંતરપટોને ઉકેલી ઉકેલી તેના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન આપે છે તેટલા માટે આ બંને શાસ્ત્રોની દિશાઓ પણ જૂદી જૂદી છે ધર્મમાં અંતરમુખ થઈ સૃષ્ટિના અંતર તત્વોનું દર્શન થાય છે. અને વિજ્ઞાન શાસ્ત્રમાં બહિરમુખ થઈ સૃષ્ટિના બહિર તત્વોનું દર્શન થાય છે. ધર્મમાં પોતાના આસ્તિત્વથી માંડી સકળ સૃષ્ટિ તરફ વળાય છે, ત્યારે વિજ્ઞાન શાસ્ત્રમાં સૃષ્ટિ તરફ નજર કરી પોતાની તરફ વળાય છે. ફલાણો પદાર્થ તે શું છે ? અને આ પદાર્થ તે શું હશે ? એમ જ્યારે વિજ્ઞાન શાસ્ત્ર શોધ કરાવે છે. ત્યારે હું કોણ ? મ્હારૂ અસ્તિત્વ શું ? મારી સ્થિતિ સ્વયંભૂ છે કે કોઈની સત્તાને આધારે છે ? એવી શોધ ધર્મશાસ્ત્ર કરાવે છે. બન્નેમાં સૃષ્ટિના સત્યોનીજ શોધ છે. બેકનના શબ્દોમાં કહીએ તો ગમે તે દિશામાં આત્માનો સ્વભાવ એનો એજ છે—"For the spirit of man is the same."

---

# હિન્દુસ્થાનમાં અપાતા ચાંદોની ખૂબી ઉપર, રાષ્ટ્ર મતમાં, એક જપાનીઝનો મત.

જ્યારથી હું આ દેશમાં આવ્યો છું ત્યારથી એક નજીવી નવાઇ જેવી બાબ હજી સુધી પણ મને સમજ પડતી નથી.

થોડા વખતની વાત ઉપર એક પ્રતિષ્ઠિત ગ્રહસ્થ મુંબાઇમાં મને મળવા આ તેમણે હિંદમાં અપાતા ચાદોની બક્ષીસ સંબંધી વિવેચન કરવા માંડ્યું. તેમની ૩ સાથી હું ખુબ અજાયબીમાં પડ્યો, કારણ કે મેં મારા દેશમાં આવી તરેહની બક્ષી: પદ્ધતિ કદિપણ જોઇ નથી. તોપણ આ પદ્ધતિ ઉપર નિષ્પક્ષપાત રીતે જે નિરીક્ષણ કર્યું છે તે તમારા પત્રદ્વારા જે લોકો આ બાબતમાં આડે રસ્તે દોરવાઈ ભૂલમાં પડ તેમને ખબર પડે એવા ઉચ્ચ આશયથી લખું છું.

પેહેલા તો મને એવું સમજાવ્યું કે આવા માનની બક્ષીસ તરફ ઘણીજ ધાડ છે; જેથી મને તરતજ યાદ આવ્યું કે જેમ એક ગામડામાં મેં ભીખારીઓ તરફ પૈ ફેંક્યા હતા અને તે વખતે જેવી ધાડ પડી હતી તેવીજ આ ધમાલ થતી હોવી જોઇ હું તો એક સાધારણ અક્કલનો માણસ છું. હું કાંઇ આમાં ઉચ્ચ પ્રકારની કલ્પના શ કે શોભા જોતો નથી. હું કાંઈ આ બાબતમાં ખાલી દમામથી દોરવાઇ જઉં એમ નથ હું કદાચ આ બાબત ઉપર લખત નહિ. પણ બીચારા કેટલાક આ ખાલી દમામમ દોરવાઇ ગયા છે તેમને માટે, દયાની લાગણીથી લખું છું કે જેથી કરીને તેઓ આનુ ખરૂં રહસ્ય સમજી સત્ય માર્ગ ગ્રહણ કરે. મારા સાંભળવા પ્રમાણે, માન મેળવવાન માટે યત્ન કરતા આ ઉમેદવારો પોતાની મુરાદ પાર પાડવા હરેક પ્રકારના ઉપાયો યોજે છે; જેવાં કે બીન ફરજીઆત કર્તવ્ય, પાર્ટીઓ, મેળાવડા, માનપત્રો, (sweet praises) વિગેરે. પણ આ બધું શાને માટે ? ફક્ત બે ત્રણ અક્ષરો કે શબ્દોજ માટે, જે હું તમે અથવા કોઇપણ મહેનત કે પૈસા વગર જેને આપણે ચાહીએ તેને આપી શકીએ: શેક્સપીઅરે કહ્યું છે કે નામ ( એટલે કીર્તિની )તે શી કિંમત છે ? ત્યારે પછી એક શબ્દ કે અક્ષરની તો શી કિંમત હોય ?

એવા નામની હું બીલકુલ દરકાર કરૂં નહિ. એવાં નામો તો હું ગમે તેને આપી શકું. દાખલા તરીકે મારા પટાવાળાનુ નામ બાહદૂરસિંહ છે જેને હું દિવાન બાહદૂર કહું છું.

થોડા વખત ઉપર ઉપરનાજ ગૃહસ્થે રસ્તામાંથી જતા રાવ બહાદૂર મને બતાવ્યા મેં કાંતો મારી આંખોનો વિશ્વાસ ન કર્યો અથવા તો એ ગૃહસ્થનો વિશ્વાસ રાખ્યો. તે એક ખરેખર દયાજનક દેખાવ હતો. માફ કરજો; જો આવા રાવ બહાદૂરો અને ખાન બહાદૂરો બધાના આશય (Ideals) રૂપ હશે તો મને બહાદૂરીનો ખ્યાલ આવતો નથી; સોના રૂપાના ચાંદ માટે તો મારે કાંઈ વધારે કહેવું નથી. કારણ એને ગાળે તો એ સોનુ તથા ચાંદી તેઓને તેઓના ઉજ્વળ કામોના બદલામાં મળશે. સી. આઈ. ઇ. વિગેરે નામોના અર્થ ગ્રહન કરવા મારી શક્તિ ચાલતી નથી, પરંતુ સી. આઈ. ઇ. એટલે

'હિન્દુસ્થાનના રાજ્યનો ભાઇબંધ' એવો અર્થ કરવામાં આવે છે. હું માનું છું કે દરેકે દરેક હિન્દુ હિન્દુસ્થાનના રાજ્યનો હમેશનો જોડાયલો ભાઈબંધ છે; and a worker for it too. પણ હું ભૂલું છું તે કદાચ હિન્દુસ્થાનના અમલદારી વર્ગનો ભાઈબંધ હશે ! |

વળી થોડા વખત ઉપર મારા પટાવાળાએ મને જાહેર કર્યું કે 'હોરીબલ (ભયંકર) સ્ટીન્ક' ( Horible stink Sahib ) સાહેબ મળવા સારૂ આવ્યા છે. જ્યારે તેઓ આવ્યા ત્યારે માલૂમ પડયું કે તેઓ તો ઓનરેબલ (માનવંત) હેસ્ટીંગ્સ છે જેનો મારા પટાવાળાએ ખોટો ઉચ્ચાર કર્યો, એ તો ઠીક પણ મને પછીથી માલૂમ પડયું કે ફક્ત કૌન્સીલના મેમ્બરોને જ ઓનરેબલ (માનવંત) કહેવામાં આવે છે. ત્યારે તો બીજા બધા માનવંત નહિ એમ ધારવામાં આવે. આ એક અન્યાય તથા પક્ષપાત કહેવાય. એ ખરૂં કે હિન્દુસ્થાનનું રાજ્ય ચલાવનારાઓ માનવંત છે પણ તેઓને જ ફક્ત માનવંત કહેવા એ ખોટું છે.

મને કહેવામાં આવે છે કે તમારા દેશમાં 'નાઇટહુડ'નો કિતાબ છે. નાઇટનું કર્તવ્ય એટલું છે કે પોતાને સાહેબ (Sir) કહેવડાવવો. ઠીક, મારા દિવાનખાનાનો નોકર તથા બુટલેસ પણ, મને (Sir) સાહેબ કહીને બોલાવે છે. તેમાં નવાઇ શી ? પણ નવાઇ જેવી વાત તો એ છે કે આવા નનામાં અને નકામાં નામનું પૈસાથી વેચાણ કરવામાં આવે છે. એકથી તે ત્રણ લાખ રૂપૈયા સુધી રૂપૈઆ આપી તે ઇલકાબ ખરીદ કરવામાં આવે છે, હું તો એક કોડી પણ ન આપું. અમારા દેશમાં તો નાઇટની પરીક્ષા કાંઇ જૂદીજ રીતે થાય છે. ઉંવરે ન્યાયની ખાતરકહેવું જોઇએકે ( Star of India) હિંદનો તારો એવા ઇલકાબ માટે તો નમનજ કરવું જોઇએ, કારણ તે બરોબર ઉચોજ કિતાબ છે. તેની તો પ્રસંસાજ કરવી જોઇએ. કારણ મહાન્ પ્રભુ પોતેજ હિન્દુસ્થાનના ગ્રાન્ડ કમાંડર ઓફ સ્ટાર છે કારણ હિન્દુસ્થાનના નશીબના મહાન્ તારા તે ખરેખર પોતેજ છે. પણ જરા દૂતીઆની નજરે જોઇએ તો એટલું કબુલ કરવું પડશે કે આ ઇલકાબ અયોગ્ય નથી. કારણ હિન્દુસ્થાનનું નશીબ થોડા વખત માટે તો તેમનાજ હાથમાં છે; તેનું શાશ્વત ભવિષ્ય તો સર્વ શકિતમાન ઇશ્વરના હાથમાં છે.

---

## " હિંદની આધુનિક રાજ્યકીય હાલત "

આપણે ઘણુંજ બારીક સમયમાંથી પસાર થઇયે છીયે. દેશના કોઇપણ ભાગમાં સંપૂર્ણ શાંતિ નથી. જુદા જુદા પ્રાંતોમાં જુદી જુદી ચળવળો ચાલે છે. જુદા જુદા માણસો જુદા જુદા વિચારો દર્શાવે છે. હાલે પ્રસંગે આપણા વિલાયતમાં વસતા મિત્રો આપણે વિષે શું ધારે છે તે જાણવું અગત્યનુ થઈ પડશે એમ ધારી આ વખતે નીચેના લેખો પસંદ કરવામાં આવ્યા છે.

હિંદુસ્તાનના મિત્રોની એક સભા લંડનના સર મેસોનીક હોલમાં મળી હતી તે પ્રસંગે પ્રમુખસ્થાને માન્યવર ગોખલે બિરાજ્યા હતા, અને સર હેનરી કોટન અને મી. ઓ'ગ્રેડી એમ. પી. એ બે ગૃહસ્થોએ " હીંદની આધુનિક રાજકીય હાલત !" વિષે ભાષણ કર્યાં હતાં.

## હિન્દુસ્થાનમાં અપાતા ચાંદોની ખુબી ઉપર, શબ્દ મતમાં, એક જાપાનીઝનો મત.

જ્યારથી હું આ દેશમાં આવ્યો છું ત્યારથી એક નજીવી નવાઇ જેવી બાબતનો હજી સુધી પણ મને સમજ પડતી નથી.

થોડા વખતની વાત ઉપર એક પ્રતિષ્ઠિત ગ્રહસ્થ મુંબાઇમાં મને મળવા આવ્યા. તેમણે હિંદમાં અપાતા ચાંદોની બક્ષીસ સંબંધી વિવેચન કરવા માંડયું. તેમની પ્રશંસાથી હું ખુબ અજાયબીમાં પડયો, કારણ કે મેં મારા દેશમાં આવી તરેહની બક્ષીસની પદ્ધતિ કદિપણ જોઇ નથી. તોપણ આ પદ્ધતિ ઉપર નિષ્પક્ષપાત રીતે જે નિરીક્ષણ મેં કર્યું છે તે તમારા પત્રદ્વારા જે લોકો આ બાબતમાં આડે રસ્તે દોરવાઈ ભૂલમાં પડે છે તેમને ખબર પડે એવા ઉચ્ચ આશયથી લખું છું.

પહેલા તો મને એવું સમજાવ્યું કે આવા માનની બક્ષીસ તરફ ઘણીજ ધાડ પડે છે; જેથી મને તરતજ યાદ આવ્યું કે જેમ એક ગામડામાં મેં ભીખારીઓ તરફ પૈસા ફેંક્યા હતા અને તે વખતે જેવી ધાડ પડી હતી તેવીજ આ ધમાલ થતી હોવી જોઇએ. હું તો એક સાધારણ અક્કલનો માણસ છું. હું કાંઇ આમાં ઉચ્ચ પ્રકારની કલ્પના શક્તિ કે શોભા જોતો નથી. હું કાંઈ આ બાબતમાં ખાલી દમામથી દોરવાઇ જઉં એમ નથી. હું કદાચ આ બાબત ઉપર લખત નહિ. પણ બીચારા કેટલાક આ ખાલી દમામમાં દોરવાઇ ગયા છે તેમને માટે, દયાની લાગણીથી લખું છું કે જેથી કરીને તેઓ આનું ખરૂં રહસ્ય સમજી સત્ય માર્ગ ગ્રહણ કરે. મારા સાંભળવા પ્રમાણે, માન મેળવવાને માટે યત્ન કરતા આ ઉમેદવારો પોતાની મુરાદ પાર પાડવા હરેક પ્રકારના ઉપાયો યોજે છે; જેવાં કે બીન ફરજીઆત કર્તવ્ય, પાર્ટીઓ, મેળાવડા, માનપત્રો, (sweet praises) વિગેરે. પણ આ બધું શાને માટે ? ફક્ત બે ત્રણ અક્ષરો કે ચગદોલ માટે, જે હું તમે અથવા કોઇપણ મહેનત કે પૈસા વગર જેને આપણે ચાહીએ તેને આપી શકીએ; શેકસપીઅરે કહ્યું છે કે નામ ( એટલે કીર્તિની )તે શી કિંમત છે ? ત્યારે પછી એક શબ્દ કે અક્ષરની તો શી કિંમત હોય ?

એવા નામની હું બીલકુલ દરકાર કરૂં નહિ. એવાં નામો તો હું ગમે તેને આપી શકું. દાખલા તરીકે મારા પટાવાળાનું નામ બાહદુરસિંહ છે જેને હું દિવાન બાહદુર કહું છું.

થોડા વખત ઉપર ઉપરનાજ ગ્રહસ્થે રસ્તામાંથી જતા રાવ બહાદૂર મને બતાવ્યા મેં કાંતો મારી આંખોનો વિશ્વાસ ન કર્યો અથવા તો એ ગ્રહસ્થનો વિશ્વાસ રાખ્યો. તે એક ખરેખર દયાજનક દેખાવ હતો. માફ કરજો; જો આવા રાવ બહાદૂરો અને ખાન બહાદૂરો બધાના આશય (Ideals) રૂપ હશે તો મને બહાદૂરીનો ખ્યાલ આવતો નથી; સોના રૂપાના ચાંદ માટે તો મારે કાંઈ વધારે કહેવું નથી. કારણ એને ગાજે તોએ સોનુ તથા ચાંદી તેઓને તેઓના ઉજ્વળ કામોના બદલામાં મળશે. સી. આઈ. ઇ. વિગેરે નામોના અર્થ ગ્રહન કરવા મારી શક્તિ ચાલતી નથી, પરંતુ સી. આઈ. ઇ. એટલે

'હિન્દુસ્થાનના રાજ્યનો ભાઇબંધ' એવો અર્થ કરવામાં આવે છે. હું માનું છું કે દરેકે દરેક હિન્દુ હિન્દુસ્થાનના રાજ્યનો હમેશનો જોડાયલો ભાઈબંધ છે; and a worker for it too. પણ હું ભૂલું છું તે કદાચ હિન્દુસ્થાનના અમલદારી વર્ગનો ભાઈબંધ હશે ! ]

વળી થોડા વખત ઉપર મારા પટાવાળાએ મને જાહેર કર્યું કે 'હોરીબલ (ભયંકર) સ્ટીન્ક' ( Horible stink Sahib ) સાહેબ મળવા સારૂ આવ્યા છે. જ્યારે તેઓ આવ્યા ત્યારે માલૂમ પડયું કે તેઓ તો ઓનરેબલ (માનવંત) હેસ્ટીંગ્સ છે જેનો મારા પટાવાળાએ ખોટો ઉચ્ચાર કર્યો, એ તો ઠીક પણ મને પછીથી માલૂમ પડયું કે ફક્ત કૌન્સીલના મેમ્બરોને જ ઓનરેબલ (માનવંત) કહેવામાં આવે છે. ત્યારે તો બીજા બધા માનવંત નહિ એમ ધારવામાં આવે. આ એક અન્યાય તથા પક્ષપાત કહેવાય. એ ખરૂં કે હિન્દુસ્થાનનું રાજ્ય ચલાવનારાઓ માનવંત છે પણ તેઓને જ ફક્ત માનવંત કહેવા એ ખોટું છે.

મને કહેવામાં આવે છે કે તમારા દેશમાં 'નાઇટહુડ'નો કિતાબ છે. નાઇટનું કર્તવ્ય એટલુ છે કે પોતાને સાહેબ (Sir) કહેવડાવવો. ઠીક, મારા દિવાનખાનાનો નોકર તથા બુટલેસ પણ, મને (Sir) સાહેબ કહીને બોલાવે છે. તેમાં નવાઇ શી ? પણ નવાઇ જેવી વાત તો એ છે કે આવા નનામા અને નકામાં નામનું પૈસાથી વેચાણ કરવામાં આવે છે. એકથી તે ત્રણ લાખ રૂપૈયા સુધી રૂપૈઆ આપી તે ઇલકાબ ખરીદ કરવામાં આવે છે, હું તો એક કોડી પણ ન આપું. અમારા દેશમાં તો નાઇટની પરીક્ષા કાંઇ જૂદીજ રીતે થાય છે. ઈશ્વરે ન્યાયની ખાતરકહેવુ જોઇએકે ( Star of India) હિંદનો તારો એવા ઇલકાબ માટે તો નમનજ કરવુ જોઇએ, કારણ તે બરોબર ઉચોજ કિતાબ છે. તેની તો પ્રસંસાજ કરવી જોઇએ. કારણ મહાન્ પ્રભુ પોતેજ હિન્દુસ્થાનના ગ્રાન્ડ કમાંડર ઓફ સ્ટાર છે કારણ હિન્દુસ્થાનના નશીબના મહાન્ તારા તે ખરેખર પોતેજ છે. પણ જરા દૂનીઆની નજરે જોઇએ તો એટલુ કબુલ કરવું પડશે કે આ ઇલકાબ અયોગ્ય નથી. કારણ હિન્દુસ્થાનનું નશીબ થોડા વખત માટે તો તેમનાજ હાયમાં છે; તેનું શાશ્વત ભવિષ્ય તો સર્વ શકિતમાન ઇશ્વરના હાથમાં છે.

---

## " હિંદની આધુનિક રાજ્યકીય હાલત "

આપણે ઘણાજ બારીક સમયમાંથી પસાર થઇયે છીયે. દેશના કોઇપણ ભાગમાં સંપૂર્ણ શાંતિ નથી. જુદા જુદા પ્રાંતોમાં જુદી જુદી ચળવળો ચાલે છે. જુદા જુદા માણસો જુદા જુદા વિચારો દર્શાવે છે. હાવે પ્રસંગે આપણા વિલાયતમાં વસતા મિત્રો આપણે વિષે શું ધારે છે તે જાણવું અગત્યનુ થઈ પડશે એમ ધારી આ વખતે નીચેના લેખો પસંદ કરવામાં આવ્યા છે.

હિંદુસ્તાનના મિત્રોની એક સભા લંડનના સર મેસોનીક હોલમાં મળી હતી તે પ્રસંગે પ્રમુખસ્થાને માન્યવર ગોખલે બિરાજ્યા હતા, અને સર હેનરી કોટન અને મી. ઓ'ગ્રેડી એમ. પી. એ બે ગૃહસ્થોએ " હીંદની આધુનિક રાજકીય હાલત !" વિષે ભાષણ કર્યાં હતાં.

ઓ. મી. ગોખલેએ પ્રમુખસ્થાનેથી જણાવ્યું કે:– " હીંદમાં વસતા ઇંગ્રેજોને માટે હાલનો મામલો ગંભીર છે એમ અહીંના ઇંગ્રેજો હવે માન્ય કરે છે એમ મ્હારૂં ધારવું છે. હાલના સંકટના સમયમાં સર હેનરી કરતાં કોઈ સારો સલાહકાર ત્હેમને મળવો મુશ્કેલ છે. ત્હેમની હીંદમાંની લાંબી કારકીર્દી દરમીયાન તે ત્યાંના દરેક વર્ગના માણસોનો પ્યાર તથા માન જીતી લેવા ભાગ્યશાળી નિવડયા છે. અને જ્યારથી તેઓ પાર્લામેંટમાં દાખલ થયા છે ત્યારથી હીંદની અમૂલ્ય સેવા બજાવે છે.

મી. ઓ'ગ્રેડી એક જુદીજ તરેહના મિત્ર છે. તે સ્વતંત્રતા તથા ન્યાયને ચાહનાર છે. ઉન્નત થવા પ્રયત્ન કરતી પ્રજાઓના તેઓ એક ખરા ઇંગ્રેજની માફક પોષક છે. હજી તેઓ હીંદની કેરહાર્ડીની માફક થોડા સમયમાંજ આ મુલાકાત લેશે. (તાળીઓ) હું ત્હેમને ખાત્રી આપું છું કે જ્યારે તેઓ તેમ કરશે ત્યારે ત્યાંથી ત્હેમને ઘણુંજ માન મળશે (સાંભળો સાંભળો)

મ્હેં હમણાંજ કહ્યું કે હીંદનો હાલનો મામલો ઘણોજ ગંભીર છે. આ મામલાનું પરિણામ, ઇંગ્રેજ લોકો તે તરફ કેવું વર્તન ચલાવશે તે ઉપર આધાર રાખે છે., પરંતુ ત્યાર પછીયે બધું શાંત થઈ જશે એમ માનવું ભૂલ ભરેલું છે. હીંદના સુધારા માંગનાર પક્ષે જે લડાઇ શરૂ કરી છે તે કાંઈ એકજ ઝપાઝપીમાં જીતાઈ જવાની નથી. જો તેઓ જીત્યા તો બીજો હલ્લો કરવાના અને નજદીકના ભવિષ્યમાં ઇંગ્લંડને હીંદ તરફ વધુંને વધું લક્ષ આપવું પડવાનું. (સાંભળો સાંભળો) ત્યારે હીંદની હાલની કટાકટી છે શી બાબત ? હીંદુસ્તાનના ઓગણીસમા સૈકાના ઇતિહાસના ત્રણ વિભાગ કરી શકાય. પહેલો તો ઇંગ્રેજોએ હીંદ લીધું તે કાળ એટલે જીતનો—અથવા કબજો લીધાનો કાળ. કારણ કે હીંદમાં ખરી રીતે તેઓએ જીત મેળવી કહેવાય નહીં. એ તો અંદરના કુસંપને લીધેજ ત્હેમના હાથમાં જઈ પડયું.

બીજો કાળ આશાઓનો અથવા શાંતિનો જે વખતે ઇંગ્રેજો પોતે હીંદનો કારભાર કયા ધોરણ ઉપર કરવાના છે તે સંબંધી મ્હોટા મ્હોટા વચનો આપતા હતા. આ વચનો ઉપર વિશ્વાસ રાખી, હીંદના વિચારકોએ દેશ સંબંધી આશાઓ બાંધી હતી.

ત્રીજો કાળ વચનો પળાવવા પ્રયત્ન કરવાનો હતો. આ યુગનાં દેશના નેતાઓ, જેહમણે સરકારને આપેલા વચનો પ્રમાણે ચાલવા આગ્રહ કર્યો, ત્હેમના વચ્ચે તથા સરકારી અમલદારો, જેહમણે આપેલા વચનોનો નિષેધ કરવા માંડયો ત્હેમની વચ્ચે વિરોધ ઉત્પન્ન થયો. આ વિરોધ છેલ્લાં પચીસ વર્ષથી ચાલ્યા કરે છે.

ચાલુ સૈકાના આરંભે પૂર્વ તરફના સઘળા દેશોમાં નવીન હીલચાલ પ્રસરી અને જ્યારે, જે આપખુદ પક્ષે બોઅર લડાઈ કરાવી હતી તે પક્ષનો સુરત દીમાગતી હીંદના હાકેમ તરિકે આવ્યો, ત્યારે તો આખા પૂર્વમાં એક નૂતન લાગણીએ જન્મ ધર્યો હતો. હાવે સમયે લોર્ડ કર્ઝનની હીંદના હાકેમ તરિકેની નિમણુક બિલકુલ બંધ બેસતી ન્હોતી. અને તેથી સ્થિતિયે ઘણું ગંભીર સ્વરૂપ પકડયું.

એક તરફથી રાજ્યમાં સઘળા તરફ સમભાવથી વર્તન થવું જોઇએ એવી વ્યાજબી માગણી લોકોએ કરવા માંડી, ત્યારે બીજી તરફથી અમલદાર વર્ગે તે દાબી દે-

વાને પગલાં ભર્યાં પરંતુ જેવી રીતે દરેક દેશમાં જપ્તાના કાયદા નિષ્ફળ નિવડયા છે તેવીજ રીતે હીંદમાં પણ તે નિષ્ફળજ નિવડયા. (તાળીયો)

આ રીતે ઉત્પન્ન થયલો અસંતોષ તો ઉંચી રાજ્યદ્વારી કુનેહ બતલાવ્યાપીજ બંધ પડે. અને જ્યહા સુધી તેમ થશે નહીં ત્યહાં સુધી હીંદનો મામલો ઠેકાણે પડશે નહીં. હીંદવાસીયોયે ત્હેમને આપેલા વચનો પળાવવાનું પણ લીધું છે. અને જ્યહાં સુધી તેઓ ત્હેમા ફત્તેહમંદ થશે નહીં ત્યહાં સુધી તેઓ કાયદેસર રીતે રાજબંધારણોની રૂ. ઢીયે અને મજબુતાઇથી લડયાજ કરશે"

સર હેનરી કોટને જણાવ્યું કેઃ—

"મી. ગોખલેના જણાવ્યા મુજબ હીંદનો હાલનો મામલો ઘણોજ ગંભીર છે, જે કેલવણી અને વિચારો પશ્ચિમાત્ય લોકોએ ત્યહા દાખલ કર્યાં છે, ત્હેના પરિણામ રૂપે દેશાભિમાનનો તથા એક પ્રજાત્વનો જુસ્સો ત્યહાં ઉભરાયો છે, અને ત્હેને લીધે લોકો સ્વરાજ માગે છે.

શીત્તેર વર્ષ ઉપર મેકોલેએ જે દીવસની આગાહી કરી હતી ત્હેની પ્હો ફાટી છે. પરંતુ સત્તાધીશો આ સ્થિતિ તરફ તેવી દ્રષ્ટિથી જોતા નથી. કોઇ પણ માણસ પોતાને મળેલી સત્તા મૂકી દેવા ખુશી હોતો નથી. અને હીંદના સનંદી નોકરોની બાબતમાં પણ તેમજ છે. હાલમા રાજ્યકર્તાઓ, અને રૈયત વચ્ચેનો ઝઘડો ઘણોજ દુઃખદાયક છે. હાના જેવો દાખલો તો ફકત રૂશીયામાંજ મળી આવે તેમ છે. આ બને વિભાગો વચ્ચેનો સબંધ પ્હેલેથીજ સારો હતો નહી. પરંતુ છેલ્લાં થોડાં વર્ષોથી તો વાત ઘણી જ વધી પડી છે. અને બે પક્ષો વચ્ચે કડવાશ ઘણી જ વધી ગઇ છે. અને આ એક ઘણી ગંભીર બાબત છે. ઉપરી અમલદારો દેશના એક પ્રજાત્વના જુસ્સાને તોડી પાડવાની હઠ લઇ બેઠા છે. જ્યહારે લોકોએ તે જુસ્સો વધારવાનો નિશ્ચય કર્યો છે. હાલમાં દેશના નેતાઓ, લેખકો અને ભાષણ આપનારાઓની સ્હામે સખત ઝુંડો ઉઠાવવામાં આવ્યો છે. દેશના દરેક ભાગમાં રાજકીય મુકદમા ચાલે છે, અને ત્હેમાં વૈરભાવથીજ સજાઓ કરવામાં આવે છે. ન્યાયાધીશો કહે છે કે "જેવી રીતે તમારે મત આપવાનો હક નથી તેવીજ રીતે ત્હેમારે ભાષણો કરવાનો પણ હક નથી." એક માણસને રાજકીય ભાષણ આપવા માટે જન્મ દેશનિકાલની સજા કરવામાં આવી છે. એક બીજા માણસને એક "શીતુરી" તારનો સંદેશો મોકલવા માટે સાત વર્ષની સખત મજુરી સાથે કેદની સજા થઇ છે. ઇજીપ્તની બ્રિટીશ કેલવણી સંબંધી ટીકા કરવા માટે એક મુસલમાન ગૃહસ્થને બે વર્ષની કેદની સજા સખ્ત મજુરી સાથે કરવામા આવી છે. મધ્ય પ્રાંતોમાં એક એવો મુકરદમો બન્યો છે કે કોઇના માનવામાંજ ન આવે. એક એંગ્લો હીંદી છાપામાં હીંદીઓનો તીરસ્કાર કરનારો લેખ આવ્યો. આ તરફ બધા હીંદીઓનું લક્ષ ખેચવામાટે એક હીંદી છાપાએ ત્હેનો ઉતારો કર્યો. આ ઉપરથી સરકાર છેડાઈ પડી અને આ હીંદી છાપા ઉપર એકદમ કામ ચલાવવામાં આવ્યું જો કે એંગ્લો હીંદી છાપા તરફ તો કાંઈ પણ પગલાં ભરવામાં આવ્યા ન્હોતા. ઉપરના ગુન્હા માટે બિચારા હીંદી અધિપતિને સખ્ત મજુરી સાથે પાંચ વર્ષની સજા થઇ. હીંદની રાજ્યકર્તા કોમ ત્યહાંની રૈયત પ્રત્યે કેવી લાગણી ધરાવે છે તે બતાવવા આ દાખલા પૂરતા છે. પાર્લામેંટમાં આ બાબત સવાલો

"પૂછાયા હતા, પણ ત્હેનો જવાબ કોઈપણ રીતે સંતોષકારક ન્હોતો. આવું બેદરકારી ભર્યું વર્તન હીંદની ઉશ્કેરાએલી લાગણીઓ કોઈપણ દીવસ શાંત પાડવાનું નથી. ( સાંભળો સાંભળો ) એ ખરૂં છે કે લોર્ડ મોર્લી કેટલાએક સુધારા હીંદમાં દાખલ કરવા માગેછે. ( એક અવાજ–હમારે તે નથી જોઇતા ) ધારો કે આ સુધારા હીંદીઓને ઘણા લાભ કર્તા હોય. તોપણ આટલા બધા ઉશ્કેરાએલા લોકોને તેથી શો સંતોષ મળવાનો છે ? લોકો શાંત હોય તોજ ત્હેમને સંતોષ અપાઈ શકે. હાલની સ્થિતિ જોતાં તો લોર્ડ મોર્લીના સુધારા, હીંદમાં જે કડવાશ ભરેલી લાગણી રાજ્યકર્તા અને રૈયત વચ્ચે ઉભી થઈ છે, ત્હેને શાંત કરવા સમર્થ થાય તે શક ભરેલું છે. હાલ જે ઘણુંજ અગત્યનું છે. તે થોડા ઘણા સુધારા દાખલ કરવાનું નથી. પણ રાજ્ય ચલાવવાની વૃત્તિમાં ફેરફાર કરવાનું છે. જ્યહાં સુધી આવો ફેરફાર થશે નહી ત્યહાં સુધી અશાંતિ રહેવાનીજ ( સાંભળો, સાંભળો ) હાલા રાજ્યદ્વારીઓનું કામ તો એજ છે કે હીંદીઓને ઘણી થોડી મ્હેનતે સ્વરાજ મળે તેમ કરી આપવું. હાલની રાજ્યપદ્ધતિ તે કામ સારશે એમ કહેવું બેશક, ઘણુંજ ભૂલ ભરેલું છે."

મી. ઓ'ગ્રેડી. એમ. પી બોલ્યા કેઃ–

"ઘણીવાર એવો સવાલ પૂછવામાં આવે છે કે "મજુરપક્ષ" હીંદના સવાલો ઉપર વિશેષ લક્ષ શા માટે આપે છે. ત્હેનો જુવાબ એ છે કે મજુરપક્ષને પ્રજાસત્તાક રાજ્યપર પૂર્ણ ભરોસો છે. ઈંગ્રેજોને માટેજ સ્વતંત્ર સંસ્થાઓ મેળવવા હમે પૂરા ભાગ્યશાળી થયા નથી. પરંતુ તે દરમીયાન પણ બીજા લોકો તે વાસ્તે પ્રયત્ન કરતા હોય તે તરફ હમે દુર્લક્ષ આપી શકતા નથી. (તાળીયો) કેટલીકવાર એમ પણ ક્હેવામાં આવે છે કે હીંદના કારોબાર વિષે હું જે ટીકાઓ કરૂં છું ત્હેની ખબર મ્હને સીધી રીતે મળેલી હોતી નથી. આનો જુવાબ એ છે કે જે માણસ રમતમાં ભાગ લીધા શીવાય તે જોતોજ ઉભો હોય તે માણસજ નિષ્પક્ષપાતે પોતાના વિચાર તે સબંધી દર્શાવી શકે (તાળીયો). હીંદવાસીયોની માગણી તરફ હીંદમાં તેમજ ઇગ્લાંડમાં પણ કેટલાએક લોકો જે દૃષ્ટિથી જુવે છે તે ઘણીજ વાંધા ભરેલી છે. જક્કી સત્તાધારીઓની એક જમાત બંધાઇ ગઈ છે. અને તે લોકો અમુક રસ્તેજ ચાલ્યા કરે છે. આ લોકોને ત્હેમના રસ્તામાંથી દૂર કરી નાખીશું એટલેજ આપણી એક મ્હોટી હરકત તો દૂર થઈ જશે. હીંદુસ્થાનના વિચારો ઉન્નત થવા માંડયા છે. પરંતુ અમલદારો તો એવાને એવાજ રહ્યા છે. તેઓ તો એમજ ધારીને બેઠા છે કે ગોરા લોકોને તો પરમેશ્વરે બીજા લોકો ઉપર સત્તા ચલાવવાનેજ નિર્માણ કર્યા છે. × × × હું કબુલ કરૂં છું કે લોર્ડ મોર્લીએ કેટલીકવાર હીંદી મિત્રોની સલાહ મુજબ વર્તવા પ્રયત્ન કર્યો છે. પરંતુ તે બિચારાની પાછળ એક ભૂત હમેશનું વળગેલુંજ છે. કાંઇપણ કરતા પ્હેલા તે ત્હેના હીંદના મદદનીશોને પૂછે પડશે કે કેમ તે વિચાર ત્હેને કરવો પડે છે. અને મ્હોટકણ એ છે કે હીંદવાસીઓની જોડે ત્હેના અમલદારોના વિચાર આગળ વધેલા નથી ( સાંભળો, સાંભળો ). કોઈપણ એમ કહી શકશે કે બ્રિટિશ સરકારની હીંદમાંની હાલની સ્થિતિ ન્યાય પુરઃસર છે. ખેડુત દીન પ્રતિદીન વધુ ગરીબ થતો જાય છે. અને સમગ્ર દેશ પણ પૈસા સંબંધી સ્થિતિમાં આગળ વધતો નથી. મ્હને તો એમ લાગે છે કે હીંદના લોકો જોઇયે તે કરતાં પણ વધારે શાંત અને નરમ છે (તાળીયો). મ્હારા બોલવાનો અર્થ ઉંધો કરશો નહી. મ્હારૂં ક્હેવું એમ

નથી કે તેઓએ કાયદાનું ઉલંઘન કરવું જોઇયે. પરંતુ જો તે લોકોને ફતેહ મેળવવી હોય તો હેમણે હીંમત ભરી રીતે, મજબુતાઈથી અને ખંતથી હેમની માગણીઓ ચાલુ રાખવી જોઇયે ( સાંભળો, સાંભળો ). ગરીબ હીંદી કર ભરનાર ઉપર લશ્કરી ખરચનો પીસતાલીસ લાખ રૂપીઆનો વધુ બોજો નાંખ્યો તોપણ તે વાતમાં પાર્લામેંટની અનુમતી પણ લેવામાં નથી આવી. હીંદમાં સીતેર હજાર ગોરા લશ્કરનો શો ખપ છે? તે લોકોને ત્હાંના તે ત્રીસ કરોડ ઉપર કાબુ રાખવા રોકવામાં આવેલા નથી. હેમને રાખવામાં તો આપણુ સમગ્ર મહારાજ્યનો ઊંડો હેતુ છે, અને આ હેતુને જાપાન વીગેરે સાથે સંબંધ છે. આમ હોવા છતાં એ તે લશ્કરના નિભાવ ખર્ચ ખાતે એક પાઈ પણ ઇંગ્લીશ તીજોરીમાથી લેવામાં આવતી નથી. આ વિષે બોલતાં હુ ધીરજ ધારી શકતો નથી (સાંભળો, સાંભળો) જ્યારે હીંદીઓ ન્યાયી હકની માગણીઓ કરે છે ત્હારે હીંદી અમલદારો તે સ્હામે ન્હોરો રોપલો ભરીને વાધાઓ રજુ કરે છે. હું તો તે બાબતમાં હીંદીઓને ખાત્રી આપુછું કે મ્હારો આખો પક્ષ હેમને મદદ કરશે (સાંભળો, સાંભળો) ઉપરી અમલદાર એવા વાંધા ઉઠાવે છે કે "હીંદીઓમાં એક પ્રજાનુ તત્વ નથી અને તેમ બનવું પણ મુશ્કેલ છે." " તે લોકોમાં તો નાત જાતનો તફાવત ઘણોજ છે." "ત્હાં તો જુદા જુદા ધર્મો ઘણા છે." વીગેરે પરંતુ આ સઘળાનો જુવાબ એજ છે કે હેમને મફત અને ફરજીયાત પ્રાથમિક કેલવણી આપો એટલે આ બધું હેની મેળે જતું રહેશે. હીંદુસ્તાનની પ્રાથમીક કેલવણી પાછળ આટલું થોડુ ખરચ થાય છે તે આપણને ઘણુજ શરમ ભરેલું છે. (તાળીયો) મ્હેં એક વખતે મી. ગોખલેના નામથી "આમની સભામાં" કહ્યુ તુ કે જો હીંદમાં ફરજીયાત મફત પ્રાથમિક કેલવણીની સંસ્થા દાખલ કરશો તો હેનો વધારો હીંદનો કેળવાયલો વર્ગ પોતેજ કરશે. પરતુ હાના જુવાબમાં મ્હને એમ કહેવામાં આવ્યુ હતુ કે જો તેમ કરવામાં આવે તો હીંદમાં. અસંતોષ અને ફીતુર વધી પડશે (હસાહસ). એનું કારણ શું ? હું તો કહુછું કે જ્યહાં સુધી તેઓ અસંતોષ બતાવશે નહી ત્હાં સુધી હમે હેમને કાંઇ પણ હકો આપવાના નથી. અસંતોષ એવો ના જોઇયે કે જેથી નેતાઓની આબરૂને હાની પ્હોંચે. અને જહેનો ઉદ્દેશ પાપી હોય. પરંતુ પૂજ્ય-ઈશ્વરી-અસંતોષની લાગણી તો હોવીજ જોઇયે કે જેથી લોકો પોતાનુ તેમજ દેશ બંધુનું શ્રેય કરવા પ્રયત્ન કરે. (તાળીયો) જો બ્રિટીશ સંસ્થાનો જેવું સ્વરાજ ભોગવવું હોય તો હીંદીઓમાં ઐક્ય હોવું જોઇયે. પરંતુ આ તો "ફીતુર" થઇ જાય ! જે જુલમી રાજ્ય હેમની ઉપર સત્તા ચલાવે છે તે તરફ "પ્રેમની ખામી" થઇ જાય ! (હસાહસ) મ્હારા મીત્ર સર હેનરી કહે છે તેમ સુધારાની વાતો તો સંભળાય છે. પરંતુ તે છતાં એ મ્હને ખાત્રી નથી કે આ સુધારાની યોજનાથી હીંદના પાર્લામેન્ટમાંના મિત્રોને પણ સંતોષ વળશે. હીંદીઓએ ઇંગ્રેજોને પોતાની માગણીઓથી વાકેફ કરવા જોઇયે, અને હાલ જે ચળવળ તે લોકો ચલાવી રહ્યા છે તે છોડવી જોઇયે નહીં. જોખમ ખેડયા વગર કદી પણ મહાન કાર્ય થતાં નથી. હીંદવાસીયોએ એકવાર ઇંગ્રેજી રાજ્યાધિકારીઓને ખાત્રી કરી આપવી જોઇયે કે હેમની માગણીયો તદન વ્યાજબી અને કાયદેસરનીજ છે. પછી જુવો કે હેમને હેમના હક બિન જોખમે અને બેધડક આપવામાં આવે છે કે નહી."

# ઉદ્‌બોધન સચિત્ર ૧૦૦ પાનાનું.

આવતા વર્ષથી ઉદ્‌બોધન મ્હોટાં ઝળદાર સફાઈબંધ કાગળોમાં છાપી ૧૦૦ પાનાનું કરવા વિચાર છે. એમાં-રાજકીય, સંસારિક ધાર્મિક અને હ્ સમાજને ઉપયોગી એવા અનેક વિષયો વિસ્તાર પૂર્વક ચર્ચવાની ધારણા રાખી છે. વિદ્વાન્ લેખકોની સાથે ઉત્તમ લેખો લખાવવાની યોજના કરી છે. ચિત્રો પણ દરેક વખતે આપવાની ગોઠવણ થઈ છે. ચાલુ ચર્ચા ઉપર ટુંકી અસર કારક નોંધ, પુસ્તક પરીક્ષા, ઉપયોગી ભાષણો ઈંગ્રેજી, બંગાળી, ગુજરાતી વિ. પત્રોમાંથી અગત્યના લેખોના સાર અને અવલોકન વિગેરે આપી ઈંગ્રેજી વિ. અન્ય ભાષાઓમાં નીકળતાં ઉત્તમ માસિકોની ઢબપર આ પત્ર ચલાવી ગુર્જર દેશની યથાશક્તિ સેવા કરવાનો આ નમ્ર પ્રયાસ છે. લવાજમ ટપાલ ખર્ચ સાથે વાર્ષિક રૂ. ૩-૦-૦ રાખવાના છે. આશા છે કે અમારા ચાલુ ગ્રાહકો પત્ર લેવાનું શરૂ રાખશે. અને નવા થનાર ગ્રાહકો પણ પહેલેથી ખબર આપશે તો ઉપકાર થશે. આ પત્ર બાબત કોઈ પણ જાતની સલાહ સૂચના મળશે તો તેનો ઉપકાર સહિત સ્વીકાર કરવામાં આવશે.




## ઉદ્‌બોધન.

| | |
|---|---|
| વાર્ષિક લવાજમ... ... ... | રૂ. ૧—૦—૦ |
| પોસ્ટેજ સાથે ... ... ... | રૂ. ૧—૪—૦ |
| દરિયા માર્ગે યુરોપ, અમેરીકા તથા આફ્રિકામાં... ... | રૂ. ૧—૬—૦ |

(આ નાણાં પોસ્ટલ ઓર્ડરથી મળવાં જોઈએ.)

પત્ર વ્યવહાર-વ્યવસ્થાપક-'ઉદ્‌બોધન'-રીચીરોડ, પોલીસ ચોકી સામે-અમદાવાદ.

# ઉદ્‌બોધન.



असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय । बृहदारण्यक. १, ३, २८
कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन । श्रीमद्भगवद्गीता. अ. २.


| | | |
|---|---|---|
| पुस्तक २. | તંત્રવાહક અને પ્રકાશક. | संवत् १९६५ पौष |
| अंक ९. | એક યુવક વર્ગ. | ज्ञान्युआरी १९०९ |


## વિષયાનુક્રમ



વાર્ષિક લવાજમ અગાઉથી રૂ ૧-૦-૦ ટપાલ ખર્ચ ૦-૪-૦

# લવાજમની પહોંચ.

| | | |
|---|---|---|
| ૧૦૭ | રા. ચીમનલાલ સાકળચંદ મહેતા | મુંબઇ |
| ૧૦૮ | રા. કેશવલાલ હરજીવન શાહ | મુંબઇ |
| ૧૦૯ | રા. ચીમનલાલ મગનલાલ શાહ | ડીસાકેંપ |
| ૧૧૦ | રા. ભૂતશંકર ગૌરીશંકર | જંબુસર |
| ૧૧૧ | રા. મોહનલાલ પાર્વતીશંકર દવે. એમ એ એલ એલ. બી | મુંબાઇ |
| ૧૧૨ | રા. હીરાલાલ દોલતરામ ઠ. મીયાગામવાળા | નવાપુરા |
| ૧૧૩ | રા. મોતીલાલ હીરાલાલ જગાભાઇવાળા ( બે વર્ષના ) | અમદાવાદ |
| ૧૧૪ | રા. ચંદુલાલ અંબાલાલ ઠાકર | અમદાવાદ |
| ૧૧૫ | રા. ત્રીકમલાલ છોટાલાલ | અમદાવાદ |
| ૧૧૬ | રા. ગીરધરલાલ મોહનલાલ | વીરમગામ |
| ૧૧૭ | રા. ચુનીલાલ સાકળચંદ શાહ | અમદાવાદ |
| ૧૧૮ | રા. હરીભાઇ વલ્લભદાસ | ઉમરેઠ |
| ૧૧૯ | રા. ત્રીકમલાલ નારણલાલ ચોકશી | અમદાવાદ |
| ૧૨૦ | રા. મુગટલાલ મણીલાલ વોરા | સરધાર |
| ૧૨૧ | રા. છીનાભાઇ ગરબડદાસ | જંબુસર |
| ૧૨૨ | રા. અમૃતલાલ પુરૂષોત્તમ ઝવેરી | રાજકોટ |
| ૧૨૩ | રા. મહેતા હીરાલાલ આદિતરામ | કરાંચી |
| ૧૨૪ | રા. ચંદુલાલ અમૃતલાલ મહેતા | કલકત્તા |
| ૧૨૫ | રા. ઠાકર ઉત્તમરામ મયારામ બી એ એલ એલ બી | મુંબાઇ |
| ૧૨૬ | રા. રાવળ પ્રાણશંકર પુરૂષોત્તમદાસ જરક | ( કરાંચી ) |
| ૧૨૭ | રા. મોતીલાલ અમુલખરાય બી એ. | ભરૂચ |
| ૧૨૮ | રા. કવિ ન્હાનાલાલ દલપતરામ એમ એ | રાજકોટ |
| ૧૨૯ | રા. હરિલાલ મગનજી | પાટણ |
| ૧૩૦ | રા. હરીલાલ રાજારામ | અમરેલી |
| ૧૩૧ | રા. અમુલખ ચુનીલાલ | મહેમદાવાદ |
| ૧૩૨ | રા. મોતીલાલ દાદાભાઇ સુપરવાઇઝર | વડોદરા |
| ૧૩૩ | રા. જીવણલાલ ભગવાનદાસ મોદી | વડોદરા |
| ૧૩૪ | રા. ગોકળદાસ દ્વારકાદાસ બી એ એલ એલ બી | નડીઆદ |
| ૧૩૫ | રા. ચીમનલાલ ભગવનદાસ મોદી | વડોદરા |
| ૧૩૬ | રા. અંબાલાલ મોતીરામ અથર્વવેદી | અમદાવાદ |
| ૧૩૭ | રા. વકીલ ગીરધરલાલ દેસાભાઇ | વડોદરા |
| ૧૩૮ | રા. નરસીભાઇ દેસાઈ | સોજીત્રા |
| ૧૩૯ | રા. કાન્તિલાલ અમુલખરાય મહેતા | અમદાવાદ |
| ૧૪૦ | રા. રણછોડલાલ નારણલાલ ઠાકોર | અમદાવાદ |
| ૧૪૧ | રા. અમૃતલાલ ગાંધી | અમદાવાદ |

# ઉદ્બોધન.

" પેખ ઉદયગિરિ દૃષ્ટિ ઉંચી કરી,
" સૂર્ય ધીમે ધીમે આમ આવે. "

वर्ष २ जुं. ] पौष, १९६५ [ अंक ९ मो

## દિશાવલોકન.

### *કોંગ્રેસના પ્રમુખનું ભાષણ, નવી સુધારાની યોજના.

સુરત ખાતે થએલા ગમખ્વાર બનાવ પછી આ વર્ષની કોંગ્રેસ સબંધી અનેક પ્રકારની આગાહીઓ કરવામા આવતી ગયા વર્ષ દરમિઆન ઉદ્દામ અને વિનીત પક્ષને સંયુક્ત કરવા અનેક પ્રકારની યોજનાઓ કરવામા આવી હતી આવા પ્રકારની કૃત્રિમ ઐક્યતાથી દેશોન્નતિના કાર્યને ફાયદો કેવી રીતે થાત એ સમજાતું નથી જ્યા મુખ્ય વિષયોપરજ મતભેદ ત્યા સંયુક્તતા શી રીતે સંભવે ? કદાચ ધારો જે ઉભય પક્ષ વચ્ચે ઐક્ય કરી શકાત તોપણ એ ઐક્યતા કેટલો સમય ટકવાની ! અનેક મહા કાર્યો વિષે મતભેદ હોય એ સ્વાભાવિકજ છે, ત્હેમા વળી રાજ્યકીય વિષયોમા તો મતભેદ વધારે પ્રબળ થવા પામે છે દુનિયામાથી એક પણ દેશ એવો મળી નહિ આવે કે જ્યા રાજ્યકીય પક્ષો ન હોય તો પછી હિંદને અપવાદ રૂપ ગણવાની શી જરૂર ? ઉદ્દામ અને વિનીત પક્ષના મતવાદીઓ માંહો માંહીની લઢાઇઓ છતા કૃત્રિમ સંયુક્તતા ધારણ કરી દેશોન્નતિના મહા કાર્યો પાર પાડવા ઉપાયો યોજે તેના કરતા ઉભય પક્ષ ભિન્નજ રહી પોત પોતાની મતિ પ્રમાણે દેશોન્નતિના મહા કાર્યોમા મચ્યા રહે તો મારા ધારવા પ્રમાણે હિંદી પ્રજાને વધારે ફાયદો થાય એટલુંજ નહિ પણ હિંદી પ્રજામત કેળવવા સારૂ ઉભય પક્ષના અનુયાયીઓમા પણ વિશેષ જાગૃતિ રહે આવી જાતના અનેક કારણોને લીધે ઉભય પક્ષ સંયુક્ત ન થઈ શકયા તે સારૂ દિલગીર થવાનુ કાંઇ પણ કારણ નથી આપણે તો ઉભય પક્ષને ફત્તેહ ઇચ્છી, ઇશ્વર પાસ એટલુંજ માગીશું જે ઉભય પક્ષની મહેનત સફળ થાઓ ને હિંદની ભાગ્યરેખા દીન પ્રતિદીન ઉદય પામો

કોંગ્રેસમા પ્રતિ વર્ષે ખાસ ધ્યાન ખેચાવા યોગ્ય વિષય પ્રમુખનું ભાષણ હોય છે ને આ વર્ષે પણ પ્રમુખ ડૉ. રાશ બિહારી ઘોષનું ભાષણ પાછના વર્ષોના પ્રમુ

* આની અંદરનો મત તે જૂદા જૂદા મત માહેલો એક છે.

ખના ભાષણો કરતાં કોઇપણ રીતે ઉતરે તેમ ન હતું. આ વર્ષના પ્રમુખના ભાષણ ઉપર મત દર્શાવતા પહેલાં આપણે આ વર્ષના બારીક સંજોગો તરફ લક્ષ આપવું જોઇએ. સુરતના ખેદ કારક પણ કેટલેક અંશે પ્રથમથીજ ધારી મુકાએલા તથા દૂર ન કરી શકાય એવા બનાવો, ઉદ્દામ પક્ષ કરતાં પણ ગરમ સ્વભાવના "ટેરરીસ્ટ" પક્ષનો જન્મ, ત્હેને દાબી દેવા સારૂ રાજ્ય કર્તાઓ તરફથી લેવામાં આવેલાં સખ્ત પગલાં, ફીતુરી લખાણો સારૂ કરવામાં આવેલી સખ્ત શિક્ષાઓ, છાપખાનાંઓ તથા પ્રજા-મત કેળવવાનાં મુખ્ય સાધન રૂપ પત્રો ઉપર મુકવામા આવેલા પ્રત્યેક પ્રકારના અંકુશો, ઈ. સ. ૧૮૧૮ ના પુરાણા કાયદાના આધારે દેશના જાણીતા અગ્રણીઓને દેશપાર કરવામાં રાજ્યકર્તાઓએ ભરેલાં અયોગ્ય પગલાંઓ, તથા આવી રીતનાં સખ્ત ઉપાયોની સાથે હિંદી પ્રજાને સંતોષ પમાડનારી નવી સુધારાની યોજના-આવા સંજોગો વચ્ચે પ્રમુખનું કાર્ય કેટલું વિકટ હતું તથા ત્હેમાંથી ડૉ. રાશબિહારી ઘોષ કેવી ફતેહથી બ્હાર આવ્યા છે તે ઉપર વિચાર કરીએ છીએ ત્યારે ડૉ. ઘોષની રાજ્ય-નીતિ તથા દક્ષતા સારૂ આપણને સારો અભિપ્રાય બંધાયા વગર રહેતો નથી.

ભાષણની શરૂઆતમાં ઉભય પક્ષની સંયુક્તતા વિષે અશક્યતા બતલાવી ઉદ્દામ પક્ષ વાદીઓને સારૂ "ખોટા મમતીલાઓ" જક્કી રખડનારાઓ" વિ. જરા સખ્ત શબ્દો વાપર્યા છે તે શબ્દો ન વપરાયા હોત તો સારૂ થાત. પણ આટલા શબ્દો બાદ કરીએ તો પછી ઉદ્દામ પક્ષવાદીઓને પણ ભાષણ સારૂ કોઇ પણ પ્રકારની ફરિયાદ કરવાનું કારણ રહેતું નથી. સુરતના રમખાણ વિષે સેહેજ ઈશારો કરી પ્રમુખના ભાષણનો મુખ્ય ભાગ "નવી સુધારાની યોજના" એ લીધો છે ને આપણે પણ એ યોજના સવિસ્તર આપીએ તો અયોગ્ય નહિં કહેવાય.

આ યોજના કોઈ પણ રીતે નવીન નથી. ઈ. સ. ૧૮૮૨-૮૩ માં લોર્ડ રીપને આપણને સ્થાનિક સ્વરાજ્યના હકો બક્ષ્યા ત્યારથી હિંદમાં "પ્રજામત દર્શાવનારી સંસ્થાઓ" નાં બીજ રોપાયાં છે. ઈ. સ. ૧૮૯૨ માં પસાર કરવામાં આવેલા "ઈંડીઅન કૌંસીલ્સ એક્ટ" થી પ્રજામતને વધારે દૃઢ પાયાપર મુકવામાં આવ્યો આવી "પ્રજાકીય મત દર્શાવનારી સંસ્થાઓ" આપણને રાજ્યકીય લડાઇ વગર આપવામા આવી નથી. ઇ. સ. ૧૮૮૫ માં કોંગ્રેસ શરૂ થઇ ત્યારથીજ એવી સંસ્થાઓ સારૂ આપણી માગણીઓ શરૂ થઈ. ઇ. સ. ૧૮૮૯ માં મી. બ્રાડલોએ એ માગણીને વ્યવહાર રૂપ આપ્યું ને ૧૮૯૨માં જ્યારે લોર્ડ લેન્સડાઉન હિંદના વાઇસરોય ને લોર્ડ ક્રોસ સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઈંડીઆ હતા ત્યારે રાજ્યકર્તાઓએ આપણી દાદ સાંભળીને ન્યાય આપ્યો. ઈ. સ. ૧૮૯૨ માં "કૌંસીલ્સ-એક્ટ" ના પસાર થવા પછી આપણી માગણી ધીમી પડીને ઈ. સ. ૧૮૯૫ પછીથી તે વિષે કાંઇ પણ કોંગ્રેસના સાહિત્યમાંથી મળી આવતું નથી. પણ "રાજ્યકીય વિષયોમાં અંતતા હોતીજ નથી" ને એક સંસ્થા અન્ય સંસ્થાની જરૂર દેખાડે છે. આમાં પણ આવીજ રીતે થયું. એક દસકાની અંદર દેશમાં વધેલી કેળવણી તથા તે અંગે જાગૃત થએલા પ્રજામતને લીધે ૧૮૯૨ ની યોજનામાં ન્યૂનતા જણાઈ ને તે કારણનેલીધે ઇ.સ. ૧૯૦૪ થી આપણા અગ્રણીઓએ, ઉદાર સંસ્થાઓ વિષેની માગણી એકવાર ફરીથી શરૂ કરી. જણાવતાં ખુશી ઉપજે છે જે માત્ર ચાર વર્ષની ટુંકી રાજ્ય-

કોઈ લડાઈ પછી આપણી માગણીઓને યોગ્ય સત્કાર કરવામાં આવ્યો છે ને આપણને આપણા, વ્યાજબી હકો બક્ષસાવામાં આવ્યા છે તે સારૂ.જો આપણે આપણા વાઈસિરોય લોર્ડ મીન્ટો તથા સેક્રટરી ઓફ સ્ટેઈટ ફોર ઈંડીઆ લોર્ડ મોર્લીનો ઉપકાર માનીએ તો ખોટું નહિ. નવી યોજના અમલમાં મૂકાતા જુની યોજનામાં નીચે પ્રમાણે સુધારા વધારા થશે.

૧. ઈ. સ. ૧૮૯૨ માં વાઈસિરોયની કૌંસીલમાં સોળ સભાસદોનો ઉમેરો કરી, આખા હિંદને સારૂ એક ધારા સભા કરવામાં આવી ને એ ધારા સભામાં મુંબાઈ, મદ્રાસ, બંગાળા, વાવ્ય પ્રાંતો ( હવે સંયુક્ત પ્રાંતો ) ની પ્રાંતિક ધારા સભાઓના પ્રજાકીય સભાસદોને એક એક સભાસદ મોકલવાની રજા આપવાની રજા આપવામાં આવી હતી. નવી યોજના પ્રમાણે પ્રજા તરફથી મોકલવામાં આવતા સભાસદોની સંખ્યામાં વધારો કરવામાં આવશે.

૨. ઈ. સ. ૧૮૯૨ ની યોજનાથી મુબાઇ, મદ્રાસ તથા બંગાળાની ધારા સભાની સંખ્યામાં ઉમેરો કરી તે સારૂ યોગ્ય સભાસદોની **ભલામણ** કરવાના હક આપવામાં આવ્યા. ઈ. સ. ૧૮૯૮ માં આ હક પંજાબ તથા બર્માને પણ મળ્યા. ઇ. સ. ૧૯૦૮ ની નવી યોજના મુજબ આજ સુધી ચાલતી આવતી ભલામણને ચુંટણીનું રૂપ આપવામાં આવશે. અર્થાત્ આજ સુધી પ્રજા–મતની ભલામણ ઉપરથી રાજ્યકર્તાઓ નિમણુંક કરતા હતા ત્હેને બદલે નવી યોજના અમલમાં મુકાયા પછી ધારાસભામાં બેસવા સારૂ પ્રજાની પસંદગી જ બસ થશે. ત્હેને સરકારની નિમણુંકની જરૂર રહેશે નહિ.

૩. પ્રાંતિક તથા સમગ્ર હિન્દની ધારાસભામાં બહુમતી આજ સુધી રાજ્યકર્તાઓની હતી. આ બહુમતી હવે નીકળી જશે ને પ્રાંતિક ધારાસભાઓમાં પ્રજા—મતને બહુમતી મળશે. પણ આવી જાતની પ્રજા બહુમત વાળી ધારા સભામાં પસાર કરવામાં આવેલાં બીલો અમલમાં મુકાતા અટકાવવાની સત્તા વાઇસરોયના હાથમાં રહેશે.

૪. ધારાસભાઓ ઉપરાંત મુંબાઇ તથા મદ્રાસના ગવર્નરોને મદદ કરવા સારૂ કારોબારી ખાતાંઓ છે. આ કારોબારી ખાતામાં આજ સુધી અંગ્રેજોનીજ નિમણુંક કરવામાં આવતી હતી. પણ હવે પછી ત્હેની સંખ્યા બે ને બદલે ચારની નિમણુંક થશે ને ત્હેમાંનો એક હિંદનો વતનીજ રાખવામાં આવશે. વળી આ ઉપરાંત વાઈસિરોયને મદદ કરનાર કારોબારી ખાતામાં પણ જગ્યા ખાલી પડે હિંદીની નિમણુંક કરવાનો વિચાર રાખવામાં આવ્યો છે. પંજાબ, બંગાળ તથા બર્માના લેફ્ટનન્ટ ગવર્નરોને પણ કારોબારી ખાતાં આપવાનો વિચાર ચાલે છે.

૫. નવી યોજનાથી બજેટ રજુ કરવાના વખતમાં પણ યોગ્ય ફેરફાર કરવામાં આવશે. બજેટ તથા પૈસા સંબંધી અન્ય ચર્ચાઓ થઈ રહ્યા બાદ તે ઉપર ઠરાવો રજુ કરવાની તથા મત લેવડાવવાના હકો પણ આપવામાં આવશે.

પણ બજેટ સંબંધી પસાર કરવામાં આવેલાં ઠરાવો કોઈપણ રીતે રાજ્યકર્તાઓને બંધનરૂપ ગણાશે નહિ.

૬. આજ સુધી ધારાસભામાં પ્રજાકીય સભાસદો તરફથી પ્રશ્નો પુછવામાં આવતા હતા તે પ્રશ્નો પ્રથમથી રજુ કરવા પડતા હતા. નવી યોજના પ્રમાણે આ પ્રશ્નો રજુ તો કરવા પડશે પણ પ્રશ્નોના મળેલા ઉત્તર ઉપરથી સૂચિત અન્ય પ્રશ્નો હવે પછી પૂછી શકાશે ને એવા પ્રશ્નો સારૂ રજા લેવી પડશે નહિ. ટુંકામાં નવી યોજના અમલમાં મુકાયા પછી પ્રજાકીય સભાસદો ને અમલદાર વર્ગ વચ્ચે અનેક પ્રકારનાં પ્રશ્નોત્તર શુરૂ થશે.

નવી યોજનાના મુખ્ય વિભાગ ઉપર પ્રમાણે છે. હવે તે ઉપર વિચાર કરીએ તો સહજ જણાશે જે કલમ નં. (૧) તથા (૨) સારૂ આપણે કાંઈ ખાસ કહેવા જેવું નથી. નં. (૨) હરેક રીતે સંતોષ કારક છે ને તે પ્રમાણે જે હક આપણને મળશે તે આપવામાં આપણા રાજ્ય કર્તાઓ આપણાપર દયા નહિ પણ ફક્ત ન્યાયજ કરે છે. ચુંટણીને સારૂ કેવી સંસ્થાઓ કરવામાં આવશે તે વિષે હાલમાં લખવાની જરૂર નથી પણ આ સ્થળે એટલું તો કહેવુ જોઈએ જે મુસલમાનોને ચુંટણીના ખાસ હક આપવામાં આવે એ કાંઇ યોગ્ય કહેવાય નહિ. આમ કરવાથી માત્ર જાતિ-વિરોધજ જન્મ પામવાનો. મત આપનારાઓ મુસલમાન ન હોય તો પણ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ તરફ નજર નાંખીએ તો સહજ જણાશે જે આપણા મુસલમાન ભાઇઓ આવી સંસ્થાઓમાં અનેકવાર સભાસદ તરીકે બિરાજ્યા છે તો પછી એઓને ધારા સભાઓમાં યોગ્ય સ્થાન નહિ મળે એવી બીતિ રાખવી તે બીલકુલ અ-કારણ છે. આશા છે જે નવી યોજના અમલમાં મૂકાતાં પહેલાં જાતિ-વિરોધ કરાવનારી બાબતો એમાંથી કહાડી નાંખવામાં આવશે.

કલમ નં. (૩) ના સંબધમાં મુખ્ય વાંધો કેટલેક સ્થળેથી એ ઉઠાવવામાં આવ્યો છે જે ધારા સભામાં પસાર કરેલાં બીલોને અમલમાં મુકતાં અટકાવવાનો હક વાઈસરોયને ન આપવો જોઇએ. આવો વાંધો ઉઠાવનારાઓએ યાદ રાખવું જોઇએ જે આ હક કાંઈ નવો નથી. વળી દુનિયાના કોઇપણ ઇતિહાસ તરફ નજર નાંખીએ તો પણ સહજ જણાશે જે પ્રજાસત્તાક રાજ્યોમાં પણ અમુક અંકુશો સહિત આવી જાતના હકો રાખવામાં આવ્યા છે. ખુદ ઇંગ્લાંડમાં પણ આમજ છે. હાઉસ ઓફ કોમન્સમાં પસાર થએલાં બીલ અમલમાં મુકાતાં પહેલાં તે ઉપર હાઉસ ઓફ લોર્ડ્સ તથા રાજાની પરવાનગીની જરૂર છે. તો પછી હિંદ જેવા દેશમાં જ્યાં દેશોન્નતિની શ્રેણિના માત્ર પ્રથમ પગથીએજ આપણે ચ્હડયા છીએ ત્યાં આવી રીતે બીલ અટકાવવાની સત્તા વાઈસરોયને હાથ રહે ત્હેમાં કાંઇ ખોટું કહેવાય નહિ. જો પ્રજાકીય એકતાના શિખર સુધી આપણે પહોચીશું, જો આપણો પ્રજામત દ્રઢને ભિન્નતા વગર નો થશે, જો આપણે દેશવત્સલતા સર્વેને બતલાવીશું તો હું નથી ધારતો જે આપણી ધારા સભાઓએ પસાર કરેલાં બીલની સામે હિંદી વાઈસરોય લાંબા વખત સુધી પોતાનો હક ચલાવી શકે. આવી જાતના "બીલ અટકાવવાના " હકો કોઇપણ વખત યોગ્ય રીતે દર્શાવાએલા અડગ પ્રજામત સામે ટકી શક્યા નથી તો પછી હિંદમાં પણ એ હકની સ્થિતિ એવીજ થવાની એ નિઃસંદેહ છે.

યોજનાની કલમ નં (૪) ની બાબતમાં એજ લખવાનું જે આ કલમને બીલનું રૂપ મળવું જોઇએ. જો કારોબારી ખાતાના સભાસદો વધારવા સારૂ બીલ થાય તે પછી હિંદના એક વતનીને અંદર સામેલ કરવાનો હક પણ એ બીલમાં શા સારૂ સ્પષ્ટ રીતે ન આવવો જોઇએ । લોર્ડ મોર્લીના કહેવા પ્રમાણે હિંદના વતનીની નિમણુંક બાબત બીલમાં કાંઈ પણ આવશે નહિ. નવો માર્ગ માત્ર રૂઢિ તરીકે જ દાખલ કરવામાં આવશે. જ્યાં સુધી મોર્લી–મીન્ટો જેવા ઉદારવૃત્તિ વાળા નરો હિંદપર દેખરેખ રાખે છે ત્યાં સુધી તો નવી કલમ રૂઢિ રૂપે રહો કે બીલરૂપે થાઓ એમાં કાંઇ વિશેષ નથી. પણ હિંદના કમભાગ્યે મોર્લી–મીન્ટો તો કવચિતજ આવે છે. આપણા કોઇ ભવિષ્યના "સામ્રાજ્યનીતિ" ને માન આપનારા વાઇસરૉય એવા પણ આવે જે રૂઢિને લાત મારી હિંદી પ્રજાને મળેલા ન્યાયી હક પાછા છીનવી લેવા પ્રયત્ન કરે આટલા સારૂ હિંદી પ્રજાને આપવામાં આવેલો નવો હક બીલરૂપ લે તો મ્હારા ધારવા પ્રમાણે ભવિષ્યમાં તકરારી સંજોગો ઉભા ન થાય ને ત્હેમાંજ આપણું તથા આપણા રાજ્યકર્તાઓનું સુખ સમાએલું છે.

યોજનાની કલમ નં (૫) ને (૬) માં સમાએલી બાબતો સાધારણ છે. બજેટ ઉપર જે ઠરાવો રજુ કરવામાં આવશે તે જો કે બંધનરૂપ નહિ ગણાય તો પણ ત્હેની અસર તો થવાનીજ વળી આ ઉપરાંત પ્રશ્નોના વિષયમાં પણ જે સરળતા થશે તેથી હવે પછી પ્રજામતને લાંબા સમય સુધી તરછોડી શકાશે નહિ.

આવી રીતે નવી યોજના મોટા ભાગે સંતોષકારક છે. આપણા ઘણાખરા રાજ્યકીય અગ્રણીઓએ એ યોજનાને સંતોષની લાગણીથી સ્વીકારી છે એટલુંજ નહિ પણ કોંગ્રેસે નવી યોજના સારૂ લોર્ડ મોર્લી તથા લોર્ડ મિન્ટોનો ત્હેમની ઉદારવૃત્તિ વાળી રાજ્યનીતિ સારૂ આભાર માન્યો છે. હિંદનો રાજ્યકીય જન્મ ઇ. સ. ૧૮૫૮ માં થયો કહીએ તો ખોટું નહિ. તો પછી પરછત્ર નીચે રહી પચાસ વર્ષની ટુંકી મુદતમાં આપણે આટલા પણ યોગ્ય હકો મેળવવા ભાગ્યવંત થયા છીએ તે જાણી કીયા હિંદવાસીના હૃદયમાં ખુશીની લાગણી ઉત્પન્ન નહિ થાય. પણ જ્યારે નવી યોજના ઘડાયાના સંબંધમાં કાંઇ ખાસ કહેવા જેવું નથી ત્યારે તે યોજના અમલમાં મુકાવાના વિષયમાં અનેક શંકાઓ ઉત્પન્ન થાય છે. પ્રથમ પ્રશ્ન એજ ઉઠે છે જે નવી યોજના જે ઉદારવૃત્તિથી તૈયાર કરવામાં આવી છે તેવીજ ઉદારવૃત્તિથી અમલમાં મૂકાશે કે કેમ । ઈ. સ. ૧૮૮૨–૮૩ માં બક્ષવામાં આવેલા સ્થાનિક—સ્વરાજ્યના હકના ઈતિહાસ પ્રતિ દૃષ્ટિ નાંખીએ છીએ તો આ શંકા વિશેષ બળ પામે છે. પ્રથમ તો આ યોજના બીલરૂપે પાર્લામેન્ટમાં પસાર થતી અટકાવવા ઇંગ્લાંડમાં સખ્ત ઉપાયો લેવા માંડયા છે ને તે સારૂ "એંગ્લો ઇન્ડીઅન" અમલદાર વર્ગની કમીટીઓ કરવામાં આવી છે. પણ ઉદારવૃત્તિ વાળાઓની બહુમતી આગળ આ લાંબો સમય ટકી શકશે નહિ. બીલ પસાર થયા પછી બીજા અંતરાયો ત્હેને અમલમાં મૂકાતાં હિંદના "એંગ્લો—ઇન્ડીઅન" અમલદાર વર્ગ તરફથી નાંખવામાં આવશે એ નિઃસંદેહ છે. આશા છે જે લોર્ડ મીન્ટો જેવા ઉદાર ને મ્હોટા મનવાળા આપણા વાઇસરૉય આવા અણસમજુ અમલદાર વર્ગને ઠેકાણે લાવશે ને સર્વ સ્થળેથી નવી યોજનાનો યોગ્ય સત્કાર કરાવી ત્હેને પૂરતી અજમાયેશ આપશે.

વળી નવી યોજનાથી આપણા રાજ્યકર્તાઓને તેમજ આપણે શિર નવી જવાબદારી આવી છે. અલ્પ સમયમાં નવી યોજનાને અજમાયેશ અપાશે. આવે સમયે રાજ્યકર્તાઓને બનતી મદદ આપવી એ આપણો મુખ્ય ધર્મ છે. નવી યોજનાના પેટા વિભાગો વિષે મતભેદ કદાચ હશે ને હોય એજ સ્વાભાવિક છે. જ્યાં સુધી એ યોજના અમલમાં મૂકાય ત્યાં સુધી એ મત ભિન્નતા દર્શાવવાને આપણને તક મળેલી છે ને તે તકનો સદુપયોગ કરી પ્રત્યેક હિંદવાસીએ આવી મહાઅગત્યની બાબત ઉપર પોતાના મત દર્શાવવા જોઇએ. પણ જો આપણે આવી જાતના મતભેદવાળાં વિભાગો બાજુપર મુકીએ ને યોજનાને સમગ્ર રીતે જોઇએ તો એટલું કહ્યા વિના ચાલતું નથી જે નવી યોજનામાં લોર્ડ મોર્લી ને લોર્ડ મીન્ટોની ઉદાર ન્યાયવૃત્તિ તરત જણાઇ આવે છે. લોર્ડ મોર્લિ સેક્રેટરી થયા ત્યારથી એમને સારૂ અનેક આશાઓ બાંધવામાં આવી હતી. બર્ક, મીલ, તથા ગ્લેડસ્ટનના અનુયાયીના હસ્તદ્વારા હિંદને અનેક ઉદાર લાભ મળશે એવી આશા પ્રથમથી જ રખાતી હતી. પાછળથી "ટેરરીસ્ટ" પક્ષને દાબી દેવા સારૂ લેવાએલાં સખ્ત પગલાંઓએ આ આશાને મંદ કરી પણ હિંદના સદ્ભાગ્યે કેટલેક સ્થળેથી રાખવામાં આવેલી ભીતિ અકારણ જણાઇ ને લોર્ડ મોર્લિ તથા લોર્ડ મીંન્ટોના આપી ટેકાથી હિંદી પ્રજા-બાળક દેશોન્નતિની શ્રેણીને પ્રથમ પગથીએ ચ્હડ્યું છે. શ્રેણી જોઇનેજ ઉદ્ભવતી બ્હીક હવે જરા દૂર થઇ છે ને પ્રથમ પગથીએથી ઉત્તરોત્તર ઉંચે ચ્હડવાનો રસ્તો હવે વધારે સરળ થઇ પડશે એવી આશા રાખીએ એમાં કાંઇ વિશેષ નથી.

પણ આવી જાતની આશાઓ ફળીભૂત થાય તે સારૂ હિંદી પ્રજાની કેળવાએલી વ્યક્તિઓએ ઘણું કરવાનું છે. પ્રાથમિક કેળવણીની બાબતમાં જેટલું લખીએ તેટલું ઓછું છે. પ્રજા મત બંધાવાનું તથા પ્રજાકીય એકતા આણવાનું મુખ્ય સાધન પ્રાથમિક કેળવણી છે, તો પછી આપણા કેળવાયેલા વર્ગે પ્રાથમિક કેળવણીનો ફેલાવો કરવો એ પોતાનું પ્રથમ કર્તવ્ય ગણવું જોઇએ. એ ખરેખરો ઉચ્ચ આશય છે ને જ્યાં સુધી હિન્દનાં કેળવાએલા પુત્રો પોતાના અજ્ઞાન બન્ધુઓને પ્રાથમિક કેળવણીનાં મીઠાં ફળ ચખાડશે નહિ ત્યાં સુધી એક પ્રજા તરીકે મહાન્ કાર્યો કરવા આપણે લાયક કહેવાઇશું નહિ. જણાવતાં ખુશી ઉપજે છે જે કોંગ્રેસે પણ પ્રાથમિક કેળવણી વિષે ઠરાવ પસાર કર્યો છે ને રાજ્યકર્તાઓને આખા દેશમાં પ્રાથમિક કેળવણી મફત ને ધીમે ધીમે ફરજિયાત કરવા વિનતિ કરી છે. મ્હારા ધારવા પ્રમાણે માત્ર ઠરાવ કર્યાથી આ કાર્ય પાર પડવાનું નથી. પ્રાથમિક કેળવણીનો ફેલાવો કરવાનું કર્તવ્ય જેટલું રાજ્યકર્તાઓનું છે તેટલુંજ બલ્કે તેથી પણ વધારે આપણું છે. વળી કેળવણીના ફેલાવાથી આપણું તો કર્તવ્ય સધવાશે એટલુંજ નહિ પણ "સ્વાર્થ સરશે." તો પછી આપણા કેળવાએલા વર્ગે એ કાર્ય શા સારૂ ઉપાડી લેવું ન જોઇએ. આશા છે જે આ વિષયપર આપણે વિશેષ લક્ષ આપીશું ને આપણા અજ્ઞાન બંધુજનો તરફની; આપણી પવિત્ર ફરજ અદા કરવામાં નિરર્થક સમય ગાળીશું નહિ.

નવી સુધારાની યોજના ઉપરાંત પ્રમુખે ભાષણમાં રાજ્યદ્રોહી મુકરદમાઓપર ઓપણું ધ્યાન ખેંચ્યું છે. રાજ્યકર્તાઓની આ નીતિને પ્રમુખ પસંદ કરતા નથી ને તેને સ્પષ્ટ ભાષામાં વખોડી કહાડે છે. આવી જાતની રાજ્યનીતિ અશાંતિ સમાવવાને બદલે

ઉલટી વધારે છે. " સ્વાત્મ ભોગી " થવાનું કાર્ય આથી ઘણું સહેલું થઇ પડે છે. ને બે ચાર રાજ્યદ્રોહી લખાણો લખ્યાં એટલે રાજ્યકર્તાઓ એ લખનારને ન્યાયાસનો આગળ ૧૨૪ એ કલમ પ્રમાણે ઉભો કરે છે ને ત્હેના તુરંગમાં જવાથી પ્રજા એને " સ્વાત્મ-ભોગી " ગણી લે છે. આવી રીતે રાજ્દ્રોહી લખાણો સારૂ તુરંગમાં મોકલવાથી જો કોઈને પણ નુકસાન થયું હોય તો તે આપણા રાજ્યકર્તાઓને જ છે. ડૉ. રાશબિહારી ઘોષના કહેવા પ્રમાણે " લેખ ગમે તેટલો તીખો તથા સખ્ત હોય તો પણ જ્યાં સુધી રાજ્ય કારભાર સારો હોય ત્યાં સુધી એ લેખ લેશપણ અસર કરતો નથી......રાજ્યકીય હીલચાલ કરનારાઓની મુખ્ય ચાવી રાજ્યકર્તાઓની જીદ છે.....ઉદાર સરકાર લોકોને હમેશાં વિનીતજ બનાવે છે. "

આ પછી પ્રમુખે બંગાળાના વિભાગપર આપણું લક્ષ દોર્યું છે. દેશમાં નવી હીલ-ચાલને લોર્ડ કરઝનની રાજ્યનીતિથી નવું બળ મળ્યું છે એમ કહીએ તો ખોટું નથી. લોર્ડ મેકડોનલના કહેવા પ્રમાણે " ઈ. સ. ૧૭૫૭ માં ક્લાઇવે પ્લાસીના રણક્ષેત્રમાંફતેહ મેળવી ત્યારથી આજ સુધીમાં હિંદી કારોબારમાં થયેલી સૌથી મહાન ભૂલ બંગાળાના વિભાગની છે. " લોર્ડ મોર્લિએ પણ એ વિભાગને વખોડી નાંખ્યા છે. તેમ છતાં પણ એ ભૂલ હજુ સુધારાતી નથી એવું કારણ સમજાતું નથી. " ભૂલ સુધારવી " એ કાંઈ નબળાઇનું ચિહ્ન નથી. એથી તો ઉલટું ઉદાર દિલને મ્હોટું મન દેખાશે. બંગાળાને પણ મુંબાઇ તથા મદ્રાસની માફક એક પ્રાંત બનાવી ત્હેનાપર અમલ ચલાવવા એક ગવર્નરની નિમણુંક કરવામાં આવે તો બધા સવાલનો ફડચો નિકળી જાય ને અશાંતિનું મુખ્ય કારણ દૂર થાય.

ભાષણમા મુખ્ય બાબતો ઉપર પ્રમાણે છે. ઉપર પ્રમાણે બનેલી હકીકતો તથા તે ઉપરના પોતાના વિચારો દર્શાવી પ્રમુખ ઉપસંહારમાં ભવિષ્યમાં શું થશે તેની આગાહી કરે છે. ઉપસંહાર પ્રમુખનાજ શબ્દોમાં આપીશું તો ઠીક પડશે. "ભવિષ્યની કોંગ્રેસના પ્રમુખો લશ્કરી ખર્ચ કમી કરાવવામાં ને એ ખર્ચ ન્યાય સર વહેંચવામાં દેશને મુબા-રકબાદી આપવા શક્તિમાન થશે. મ્હને આશા છે જે તેઓ ઉંચી નોકરીઓમાં અંગ્રે-જોને બદલે હિંદીઓને દાખલ કરાવવા, પ્રાથમિક કેળવણીનો વિશેષ ફેલાવો કરાવવા, જ-મીનની મહેસુલમાં વધારે ઘટાડો કરાવવા, હિંદની ગરીબ પ્રજાપર બોજારૂપ મીઠાનો કર બીલકુલ કહાડી નંખાવવા ફતેહમંદ થશે........વળી બ્રિટિશ છત્ર નીચેના બીજા દે-શોમા હવે લાંબા સમય સુધી હિંદીઓને અનિશ્ચિત પરદેશી તરીકે ગણવામાં આવશે નહિ........ઈ. સ. ૧૮૧૮ નો ૩ જો કાયદો—લાંબા સમયથી નાશ કરવા યોગ્ય ટુંક મુદતમાં દૂર કરવા માટે દેશને તેઓ મુબારકબાદી આપશે........મ્હને આશા છે જે કોઇ ભવિષ્યનો પ્રમુખ શ્રોતાઓને કહેશે જે ટેકનીકલ કોલેજોની સ્થાપનાથી તથા વધારવામાં આવેલા નહેર કામથી હિંદમાંથી દુષ્કાલ જતો રહ્યો છે અને સમય જતાં પ્રજા આધુ-નિક રાજ્ય વ્યવસ્થા કરતાં ચઢિયાતી લેખાશે અને સ્વરાજ્યને યોગ્ય પોતાને સાબીત કરશે ત્યારે ઇંડીઅન નેશનલ કોંગ્રેસનો કોઇ "ખુશખુશાલ" પ્રમુખ એકત્ર થએલી પ્રજાને હર્ષના અવાજો વચ્ચે બ્રિટિશ છત્ર નીચે સંસ્થાનોના જેવું રાજ્ય હિંદને મળ્યાના સમા-ચાર આપશે."

---

## સ્વદેશ ધર્મ.*

રાગ લાવણી.

મ્હારી ભારતી ભૂમિ એક-અભેદજ, એ મુજ શ્રદ્ધા છે,
મ્હારી ભારતી નિજ બાલકની પ્રિયમૈયા, ઉર શ્રદ્ધા છે;
મ્હારી ભારતીના ઉપદેશ સુદિવ્ય વિશે દૃઢ શ્રદ્ધા છે,
મ્હારી ભારતી કેરી સંતતિ-સંતવીરોમાં શ્રદ્ધા છે.

ઉચ્ચ, પવિત્ર ગિરિશ્વર રક્ષિત ભૂમિ અજય્યશું શ્રદ્ધા છે,
સાગરનો ઉછરંગ સુહાવન જનનિ પાળમાં શ્રદ્ધા છે;
સૃષ્ટિની સૌન્દર્ય વાડી-ફુલ ઝરણુમયીમાં શ્રદ્ધા છે,
માતૃભૂમિ પ્રત્યેક કણે પાવનકારી, દૃઢ શ્રદ્ધા છે.

ભારતીનાં પ્રાચીન તનુજની ભસ્મ જીવન, મુજ શ્રદ્ધા છે,
એ પૂર્વજના પિંડ થકીજ બનેલ શરીર મુજ, શ્રદ્ધા છે;
સર્વ કાળ ને સકલ વર્ણના ભારતી-ઐક્યે શ્રદ્ધા છે,
ભિન્ન ધર્મ, જાતિ, પણ ભારતવાસી બન્ધુ, એ શ્રદ્ધા છે.

દુનિયાંના સગપણથય વ્હાલા દિવ્ય પ્રજાત્વે શ્રદ્ધા છે,
ભારતીના સોનેરી ભૂત, તેજસ્વી ભાવિમાં શ્રદ્ધા છે;
બન્ધુઓની દેશભક્તિ, નીતિ, ધર્મ, વીર્યમાં શ્રદ્ધા છે,
બ્હેનોની કોમળતા, ત્યાગ, સુપવિત્રતામાં શ્રદ્ધા છે.

ભારતી ભૂમિ અર્થેજ અમારૂં જીવન મરણ, દૃઢ શ્રદ્ધા છે,
ભારતીમાં એકજ કર્ત્તવ્ય, પ્રજાત્વ, ભાવના,-શ્રદ્ધા છે;
ભારતીનું સેવન સર્વસ્વજ, જીવન પ્રાણુમુજ, શ્રદ્ધા છે,
ભારતી મૈયા ! તુજ આશીષ કલ્યાણકારી હો, શ્રદ્ધા છે.

## માયા-તંત્રી-(મુગ્ધા)

(A Sonnet)

(વસંતતિલકા)

લાઠી.
તા ૨૪ ૧૧-૦૮.

પુષ્પે નમેલ વિટપો[1] હસતી દ્રુમોની
આવી ઉષા તિમિરહાર[2] અનેક ખોલી
તે માહિ વાયુ લહરી છદને[3] હસાવે.
વિહગ ગાન કરતાં નભમા ઊડે છે. ૪

વ્હેતી સરિત વીચિથી[4] કરી મંજુ ગાન
ત્હેમાં સુવર્ણ પ્રતિમા રવિની સુહાય
ધારી વીણા કર વિષે, તટ બેઠી મુગ્ધા
વેરાય સ્મિત મુખથી કઈ મન્દ ત્હેના. ૮

તંત્રી[5] હસાવી સુરથી જગને રમાડે
વિશાળ ચિત્ત પટમાં મૃદુ ગાન રેડે
વિપુલ વિશ્વ ધરતું સુર:મંજુ ત્હેના
ત્યા વ્યોમ અંક અથડે પડઘા પડંતા ૧૨

મુગ્ધાનું ગાન સુણતા સહુ લુબ્ધ થાતા
અંજાય લોક સઘળા દૃગ બિમ્બથી ત્યાં ૧૪

## ઉગતા વર્ષમાં અમારી આકાંક્ષા.

હું જીવ છુ શુ મ્હાઉં છુ ? મ્હારી શી આકાક્ષા છે ? મ્હાવાનુ શુ છે ? કયા મ્હાઈશ ? કોને મ્હાઇશ ? શબ્દમયી જગતમા મ્હારૂ સ્થાન કયા છે ? કયા જઈશ ! કોની પાસે જઈશ ? કોને મ્હાઇશ ? તે કોણુ આપશે ?

અનત રાત્રિના ગૂઢ તિમિરમા આ જીવાત્માની આકાક્ષાનો ધ્વનિ ક્યાં મળી

૧ ડાળીઓ ૨ અધકારના પડો. ૩ પાંદડાં ૪ નદીના તરગથી ૫ વીણા.

જાય છે ? ના ના, મળી જતો નથી. ધ્વનિ આ જગતમાંથી બીજા જગતમાં જાય છે. કર્મેંદ્રિયની કઠોર સાધના જ્યાં બમણા વેગથી દોડે છે. દિવસ અને રાત પણ સાંજ જાય છે. દિન રાત સાધનાનાં ગાન ગર્જે છે. દિન રાત કર્મનાં નિશાન ઉડે છે. દિન રાત વૃદ્ધિ છે. કોણ કહે છે જય છે ? કોણ કહે છે કે પરાજય છે ? કોણ કહે છે કે આ સર્વનો અંત છે ?

હું જીવ છું; મ્હારી શી આકાક્ષાં છે ? ઉન્મુક્ત આકાશ તલે મુક્ત વાયુની માફક મુક્તિ, સ્વાધિનતા. આ બદ્ધ કારાગારમાં રહી હું મારા મનુષ્યત્વને સંકુચિત કરવા મ્હાતો નથી. સ્વાધિનતાના સ્વચ્છંદ વાયુ ! મ્હને મુક્તિની દિશા તરફ લઈ જા. એજ હું મ્હાઉં છું. એજ મ્હારી આકાક્ષાં છે. કર્મની સાધનાથી મ્હારા સકલ બંધન છિન્ન કરી મ્હને મનુષ્ય કર. એજ મ્હારી વાંચ્છના છે. મનુષ્યત્વની મ્હારી આકાંક્ષા છે. હું મ્હારી ચિત-વૃત્તિની સમ્યક્ સ્ફુર્તિ સાધ્ય કરીશ.

સ્વેચ્છાચારના નકામા બડબડાટથી મ્હારૂં મનુષ્યત્વ સંકુચિત ન થાય અને કલ્પના શક્તિ તમારી માફક પરિચલિત ન થાય એવી સ્વાધિનતા હું મ્હાઉં છું. હું પોતાને અને મ્હારા બધુઓને મુક્ત થવા ઈચ્છુ છુ. લાંબાં લાંબા વાક્ય જાળની મ્હને જરૂર નથી હું મ્હારી વિચાર શક્તિનો; કાર્યપરાયણ શક્તિનો હિસાબ કરી ખર્ચ કરીશ. જીવન વિફળ ગુમાવીશ નહિ. મ્હારા હેતુને સફળ કરીશ, મ્હારા ઉદ્દેશને સાધ્ય કરીશ. જન સમૂહમાં ઘેટાંની માફક દોરવાઇશ નહિ. ઉચ્ચતમ લક્ષ્યનો-ઉત્કર્ષપંથનો-અનુગામી થઈશ. મ્હારી વિચાર શક્તિ, કાર્યપ્રેરક શક્તિને મ્હારી દાસી કરીશ. કર્તવ્ય અને કર્તવ્ય હીનતાની સીમાના પથપર ચાલવુ છોડી દઈશ. ઉજ્જવલ માર્ગમાં ડગુ મગુ પગથી નહિ, પણ દ્રઢ પગલાં ભરી આગળ વધીશ. મ્હારૂ ઈષ્ટ પ્રાપ્ત કરી. મ્હારી સ્વાધિનતા-મુક્તિ-મેળવીશ એજ મ્હારી આકાક્ષા એજ મ્હારી ઈચ્છા છે.

જીવનની આકાક્ષા કદી વ્યર્થ થતી નથી, કરી શકાતી નથી. હું મ્હારૂં કર્માનુયાયી ફળ ભોગ કરીશ. હું મારી સાધનાનુયાયી સીદ્ધ કરીશ. તમે આડા આવનાર વસ્તુ કોણ ? જેઓ આવશે તેને સંગે લઈશ. બાધ કરશે ત્હેને વિવેક બુદ્ધિથી દૂર કરીશ. એજ મ્હારી વાંચ્છા ! એજ મ્હારી ઈચ્છા ? જેને લીધે અનંત બ્રહ્માંડ ચાલે છે તેનાથીજ મ્હારી વાસનાને સ્ફુર્તિ મળે છે.

આજ મ્હેં સાંભળ્યું; શું સાંભળ્યું ? આજ મ્હારા કાનમાં મધુર બંસી નાદ થયો. એ નાદથી હું મુગ્ધ થયો. શો નાદ થયો ? " उत्तिष्ठत जागृत प्राप्य वरान्निबोधत " મ્હારી જાગૃત થવાની ઈચ્છા હતી. હું જાગ્યો છું. મ્હારી આકાંક્ષા પણ તેઓના હૃદયને સ્પર્શ કરે છે. મ્હારી સાધનાપર તેઓ આશિર્વાદ વર્ષાવે છે. હું જાગૃત થયો છું હું કર્તવ્ય રસિક થઇશ. હું મ્હારા દેશ બાંધવોની સેવા કરીશ. દેશની સેવા કરીશ. મુક્તિ સ્વતંત્રતા મેળવીશ ત્યાં સુધી હું પોભીશ નહીં. એજ મ્હારી આકાંક્ષા એજ મ્હારી ઈચ્છા-એજ મ્હારી વાંચ્છા છે.

---

# ભકત દાદુરામ.

આ માસિકમાં અત્યાર સુધીમાં મહાન્ તત્વવેત્તા, ખગોળવેત્તા, શોધકો, અને રાજદ્વારિઓનાં જીવનચરિત્રો પ્રગટ થયેલાં છે, પરંતુ આ વખતે જે જીવનવૃતાંત આપવામાં આવ્યું છે, તે તદન જુદાજ પ્રકારનું છે. આ ચરિત્રનો નાયક નથી કોઈ પ્રસિદ્ધ ગ્રન્થકાર કે નથી કોઈ જગત્ માન્યકવી; તેમજ તે નથી કોઇ રાજ્યકૌસ્થલ્ય મહાત્મા કે શૂરવીર યોધ્ધો, છતાં એના સરળ સામાન્ય જણાતાં જીવનમાં એક પ્રકારની ભવ્યતા છે. દેશોદ્ધારને માટે હાલ સુધીમાં જે કાંઈ કાર્ય થાય છે તે, ઘણે અંશે ભણેલાંને વધારે ઉન્નત કરવાને અથવા તો આગળ વધેલી કોમોને વધારે સંસ્કારી બનાવવાને વાસ્તે થએલાં માલૂમ પડે છે. પરંતુ સામાન્ય જનસમૂહને હજુ સુધી ખાસ લાભ ભાગ્યેજ થયો છે. અભણ અને પછાત પડેલા વર્ગને કેળવવા, સુધારવા, અને નીતિને માર્ગે ચઢાવી સુખી કરી, તેમનું જીવન સફલ થાય, તેવું કાર્ય હજી સુધી આપણા ઈલાકામાં આરંભાયલું જોવામાં આવતું નથી. જે કાર્ય વિદ્વાન્ લોક માન્ય પુરૂષોથી પણ જવલેજ થયું છે, તે કાર્ય આ ભક્તે આરંભ્યુ છે. જનસમૂહના હિતાર્થે એક મનુષ્ય કેટલું કરી શકે છે, તેનું ઉત્તમ દૃષ્ટાંત લિધવિધ વ્યવહારીક બુદ્ધિબળ ધરાવનાર ભક્ત દાદુરામના જીવનચરિત્ર ઉપરથી જણાય છે.

દાદુરામ મહારાજનો જન્મ ક્યારે થયો તેતો તે પોતે પણ જાણતા નથી; પણ આશરે છપ્પન અઠ્ઠાવન વર્ષ થયાં હશે એમ તેઓનું કહેવું છે. તેઓ ન્યાતે ધારાળા અથવા કોળી છે. એમનો જન્મ નડીયાદ તાલુકાના ચલાલી ગામમાં થયો છે. આવા ખુણે ખોચરે જન્મેલાની વંશાવળી કે બાપદાદાની કારકીર્દીમાં પણ આપણને ખાસ જાણવાનું ભાગ્યેજ મળે. પણ એટલુ તો નક્કી કે તેમના પિતાનું ભજનકીર્તન તરફ લક્ષ જરા વધારે હતું. 'વળી પુત્રના લક્ષણ પારણામાંથી' એ કહેવત પ્રમાણે દાદુરામને નાનપણથીજ ભજનકીર્તન કરી પોતાના વર્ગના લોકને સારે રસ્તે ચઢાવવાની ઇચ્છા થયેલી જણાઈ આવતી. તેર ચૌદ વર્ષની ઉમ્મરમાં તેઓએ એક ગુરૂ પાસેથી થોડુંક હિંદુશાસ્ત્રનું તથા ભાગ્યા તુટયા ગુજરાતીનું જ્ઞાન સંપાદન કર્યું; તથા ભજનકીર્તન કરતા પણ શીખ્યા. ૨૦—૨૫ વર્ષની ઉમ્મરથી તેઓ આવાં ભજનીઆ ગાવામાં, અને એકતારા સાથે કીર્તન કરવામાં વખત ગાળતા, ભજન કરતાં જે વખત વધે તેમાં ગામઠીઆ અભણ અને હલકી વર્ણના લોકોને સદુપદેશ કરતા. ગામે ગામે ઉપદેશ કરતા હતા. આ ઉપદેશમાં તેઓ ચોરી નહી કરવાની તથા પ્રમાણીકપણે ધંધો કરવાની શીખામણ દેતા. તેમની બોલવાની ઢબ તથા તેમની ભવ્ય આકૃતિને લીધે એમની શીખામણની ઘણી અસર થતી. આ રીતનું એમનું જીવન છેક હમણાં થોડા વર્ષ પહેલા સુધી ચાલ્યા કર્યું. 'ઉદર નીર્વાહની ચિન્તા આવા સંતને હિંદુસ્તાનમાં ભાગ્યેજ રહે છે. તે પ્રમાણે ભક્ત દાદુરામને પણ ચિન્તા ન હોય તેમાં કંઈ નવાઈ નથી. હાલમાં જ્યાં જ્યાં દાદુરામ મહારાજ જાય છે ત્યાં માણસની ઠઠ બાઝે છે. પૈસા નારીયેળ તથા અનેક પ્રકારના પ્રસાદનાં ઢગલા થાય છે. આ સર્વ ચીજો ઘણે ભાગે દર્શનાર્થે આવેલા મનુષ્યોને વ્હેંચી દેવામાં આવે છે. પોતાને વાસ્તે તો

તેઓ હલકો સાધારણ ખોરાકજ પસંદ કરે છે. આજકાલના અનેક પાખંડી સાધુઓ પોતાના ભક્તોના ખર્ચે મીષ્ટાન્ન ને મોજ મઝાહ ઉડાવે છે અને દરેક જાતના અનાચાર કરે છે. તેમનાથી તદન વિરૂદ્ધ આ ભક્તના આચાર વિચાર તથા રહેણી છે. ગામડીઆઓ તો તેમને દેવાંશી ગણીને પુજે છે. અને તેમના વચનને વેદ વાક્ય પ્રમાણ તરીકે માને છે. તેઓ આટલા બધા માનીતા હલકી વર્ણના લોકોમાં છે એટલુંજ નહી, પણ વાણીઆ બ્રાહ્મણ વીગેરે પણ તેમની પાસેથી ઉપદેશ લેવા આવે છે. અને તેમની કંઠી બંધાવે છે. આ પ્રમાણે દિવસે દિવસે તેમની સત્તા ઘણી વધતી ચાલી છે અને હવે તેમણે તેમના જીવનનું ખરેખરૂં ઉપયોગી કાર્ય જાણે કે અજાણે આશરે પાંચ છ વર્ષ થયાં હાથમાં લીધું છે.

ગરીબ અને જાતે પણ "હલકી વર્ણના" હોવાથી પોતાના વર્ગના મનુષ્યોના દુર્ગણો તેઓ સારી રીતે જાણતા; તેમાં વળી ગામે ગામ ફરી ભજન કરવામાં તેઓ ગરીબ વર્ગના ગાઢ પરિચયમાં આવતા, એમના સુખ દુઃખમાં અંતઃકરણ પુર્વક ભાગ લેતા. તેથી તેમની ખરેખરી હાલતનો પાકો ખ્યાલ પોતાના મનમાં આવ્યો હતો. પોતાના લાંબા વખતના ઉપદેશથી અને ભજનકીર્તનથી, લોકોનો ભાવ, તેમના ઉપર વધતો ગયો, અને તેનો તેમણે પૂર્ણ લાભ લઇને પોતાની જાતના લોકોની દુઃખી હાલત સુધારવાનો પાકો નિશ્ચય કર્યો.

'સદ્વર્તન' નામના ગ્રંથમાં પ્રખ્યાત લેખક સ્માઇલ્સ લખી ગયો છે કે, "મનુષ્ય જાતિના સુધારાના ઇતિહાસની શ્રેણીનું પગથીયું તપાસતા જશો તો તે, વિરૂદ્ધતાના કોટ, અને વિઘ્નના કાંટા તોડી ખસેડી પાડીને ચણવામાં આવ્યું છે એમ જણાશે." એ પ્રમાણેજ ભક્ત દાદુરામનો માર્ગ સહેલો નહતો. તેમજ અજ્ઞાનતાના સામ્રાજ્યના સમયમાં વહેમી અને પાંખંડી લોકોને વધારે માન મળે તથા સમજુ અને દેશની ઉન્નતિ માટે વિચાર પૂર્વક સુધારા સુચવનારનો સામાન્ય લોકો તરફથી યોગ્ય સત્કાર ન થાય એટલુંજ નહીં પણ તેમની હાંસી થાય, નીંદા થાય. એ સ્વભાવિક છે. દાદુરામને જે વર્ગના લોકો સાથે પ્રસંગ પાડવાનો હતો તે તદન અજાણ અજ્ઞાન ગરિબ અને વ્હેમના પાશમાં બંધાયેલા હતા. તેથી તેમણે પોતાના પગલાં ઘણીજ સંભાળથી ભરવા માંડયાં. પહેલાં તો તેમણે ધીમે ધીમે દરરોજ સવારમાં ન્હાવાનું અને ઇશ્વર ભજન કરવાનું શીખવવા માંડયું. આમ શરૂવાત કરવાના કારણમાં તેઓ કહે છે કે મનની નિર્મળતા શરીરની શુદ્ધતા શીવાય આવતી નથી, અને ઈશ્વર ભજનમાં મન અને તન બેની શુદ્ધતા જોઇએ. આ તેમના ઉપદેશને અમલમાં મુકવાને તમણે જે લોકો ન્હાયા વગર આવે તેમને દર્શન ન આપવાનો અને ભજન નહીં કરવાનો ઠરાવ કર્યો. મહારાજના દર્શન વગર અને ભજન ઉપદેશ સાંભળ્યા વગર તો ચાલેજ નહી, તેથી ન્હાવાનું અને ઈશ્વર ભજન કરાવાનું તેમના ભક્તોમાં શરૂ થયું. જ્યારે તેમણે જોયું કે એક ચીજનો બરાબર અમલ થાય છે ત્યારે બીજો વિષય હાથમાં લીધો. તેઓ સારી રીતે જાણતા કે આ ગરીબ અજ્ઞાન વર્ગની પાયમાલીનું મૂળ દારૂનું વ્યસન છે, અને જ્યાં સુધી તે દૂર થયું નથી, ત્યાં સુધી બીજો કોઇ પણ સુધારાની આશા રાખવી એ ફોગટ છે. ધીમે ધીમે આ બાબતે દારૂ નહી પીવાનો ઉપદેશ કરવા માંડયો, અને જે કોઇ તેમની પાસે આવે તેને દારૂ નહી

પીવાની શીખામણુ આપવા માંડી. વધારામાં તેમને દરેક ન્યાત પાસે ધારા કરાવરાવ્યા કે, જે કોઇ દારૂ પીએ તેને ન્યાત બ્હાર મુકવો, અને તેની સાથે કોઇ પણ જાતનો વ્યવહાર રાખવો નહી. દારૂ પીનારનું પોતે પણ મ્હોં નહીં જોવાનો તથા ઉપદેશ નહી આપવાનો ઠરાવ કર્યો. ન્યાત તરફથી બહીષ્કાર અને કફા મરજી સહેવાય તેમ ન હતું અને તેથી ધીમે ધીમે વધીને હાલમાં એવી સ્થિતિ આવી છે કે આ વર્ગમાંથી કોઇ રડ્યો ખડ્યો દારૂ છાનો છપનો પીતો જણાય છે. ખેડા જીલ્લામાં હાલમાં દારૂનો ઉપાડ ઘણોજ ઓછો થઈ ગયો છે. દરરોજ સવાર સાંજ જે દારૂના પીઠાં આગળ લોકોની ઠઠ બાઝતી ત્યાં હાલમાં ઉજડ જણાય છે, અને તેનું મૂળ ભક્ત દાદુરામજ છે. જે દારૂ નિષેધનું કામ ભણેલા અને વિદ્વાન્ પુરૂષોને પુના વિગેરે સ્થળોમાં કરવું ભારે થઇ પડયું તે કામ આ ભક્તના ભજન કીર્તન અને ઉપદેશથી ઘણે અંશે સફળ થયેલું જોવામાં આવે છે. દારૂ પીનાર છાકટાઓને તેઓ પોતાની પાસે આવવા દેતા નથી, અને તેમને તેમની ન્યાત તરફથી દાદુરામના કહ્યા પ્રમાણે ભારેમાં ભારે સજા કરવામાં આવે છે. આ ઉપરથી જણાય છે કે આ ભક્ત ખેડા જીલ્લામાં કેટલી લાગવગ ધરાવે છે તથા તેમનું ત્યાં કેટલું માન છે.

બુદ્ધિ શક્તિનો ઉપયોગ બહુ વિસ્તૃત તથા અધિક સ્થાયી હોય છે. તેમાં પણ વિભાગ હોય છે. કોઇ રાજ્ય સેવા દ્વારા, કોઇ લોક સેવા દ્વારા, કોઇ ભાષણ દ્વારા, કોઈ લેખન દ્વારા, બુદ્ધિ શક્તિનો ઉપયોગ કરવા પ્રયત્ન કરે છે. ભક્ત દાદુરામે સામાન્ય જન સમૂહની સેવા કરવી ને પરમપદ પામવાનો નિશ્ચય કર્યો છે. દારૂ પીનારને દારૂથી દૂર કરી તેમનો ગૃહસંસાર સુધારી જીંદગી સુખી કરી હવે તેમણે ચોર લોકોને ચોરી અને લુંટફાટ કરતાં અટકાવીને નીતિથી અને પ્રમાણીકપણે ધંધો કરવાને ઉપદેશ કરવા માંડયો. અને તેમાં પણ તેઓ ઘણેક અંશે ફતેહમંદ નીવડયા છે. ખેડા જીલ્લાના ધારાળા લોકો ચોરી અને લૂંટફાટ કરવામાં મશહુર ગણાતા, ચાલતી આગ ગાડીએ ચઢી ડબા તોડતા, અને સરકારના જાપ્તા છતાં ખેતરો લૂટતાં અને ઘર ફાડતા. વળી ખુન પણ કરવામાં પાછી પાની કરતા નહી આવા લોકોને સુધારી ચોરી કરતા બંધ કરી બીજે રસ્તે ચઢાવવાનું માન આ પુરૂષને છે. હાલમાં સરકારી આંકડા ઉપરથી માલુમ પડે છે કે ખેડા જીલ્લામાં ચોરી તથા લૂંટફાટ ઓછી થઇ છે. અને જેણે ચોરીઓ કરી છે તે દાદુરામના અનુયાયીઓ હોતા નથી. તેઓના આ પ્રસંસાપાત્ર કામને માટે સરકારથી પણ તેમનો ઉપકાર માનવામાં આવ્યો છે. ચોરી કરનારને ત્રણ વર્ષ સુધી ન્યાત બ્હાર મુકવાના ઠરાવ તેમણે દરેક ન્યાત પાસે કરાવરાવ્યા છે. વળી તે ઉપરાંત જે માણસ ચોરી કરે છે, તે માણસને બીજા અનુયાયીઓ શોધી કહાડી દાદુરામ પાસે સજા કરાવવા લાવે છે ત્યાં તેનો ન્યાય થાય છે. અને વ્યાજબી દંડની કે ન્યાત બ્હાર રહેવાની સજા કરવામાં આવે છે. આ સ્થળે એટલુ કહેવું જોઇએ કે એમની ન્યાય બુદ્ધિ ઘણી તીવ્ર છે. અને ખરાંને ખરૂં કહેવામાં જરા પણ પક્ષપાત કરતા નથી. આમ હોવાથી લોકોની શ્રદ્ધા પણ ઘણી રહે છે. ખાનગી કજીઆના ચુકાદા બન્ને પક્ષકારોને સંતોષ થાય તેમ આપે છે. સાધારણ કજીઆમાં તો આ વર્ગના લોકોએ કોર્ટમાં જવાનું માંડી વાળ્યું છે. અને દાદુરામ મ્હારાજના નીવેડાથી સંતોષ માને છે. લવાદી ચુકાદાનું આ એક સ્વરૂપ તરીકે આપણે આ રીતને માનીએ તો કશું ખોટું નથી.

ચોરી અને દારૂ બે બંધ કરવામાં ઘણે અંશે સફળ થયા પછી ભક્ત દાદુરામે આ પછાત વર્ગને કેળવવાનો નિશ્ચય કર્યો છે. તેને સારૂ બે ત્રણ ન્હાના ગામમાં રાત્રિશાળા જેવું કાંઈક કર્યું છે. ત્યાં અગાડી મ્હેનતુ લોકો રાતના મળે છે, અને શિક્ષકની દેખરેખ નીચે વાંચતાં લખતાં શીખે છે. આવી એક શાળા આણંદ પાસેના બોરીઆવી ગામમાં છે. ત્યાં આશરે ૨૫ થી ૩૦ મ્હોટી ઉમ્મરના માણસો ભાગ લેછે. કેળવણીથી આ લોકોની સ્થિતિ સુધરશે એમ તેઓ એક કેળવાયેલા માણસની માફક માને છે, અને તેને સારૂં પોતાનો બનતો પ્રયત્ન કરે છે. હાલના વખતમાં જ્યારે સામાન્ય જનસમૂહની કેળવણીના સંબંધમાં ગંભીર વિચાર ચાલે છે, ત્યારે આપણને ભક્ત દાદુરામની આવી કોઈ યોજના, હિન્દના સુભાગ્યના ચિન્હ તરિકે ગણાવવી જોઈએ. આ ઉપરાંત કાંઈક ફરજીઆત કેળવણી જેવું કરવાનો પણ આ ભક્ત વિચાર રાખે છે. પણ હજી અનિવાર્ય અડચણોને લીધે તે અમલમાં મુકી શકાયું નથી. પરંતુ આ લેખના લેખક સાથે થયેલી વાતચીતમાં તેઓ ટુંક વખતમાં ખેડુત અને ગરીબ " હલકી " વર્ણના લોકોના છોકરાઓને કેળવણી આપવાની ગોઠવણ કરવા માંગે છે. તેમનો વિચાર એક નિશાળ ઠાકોરમાં હાલમા સ્થાપવાનો છે, જ્યાં આ વર્ગના છોકરાઓ રેહે. અને બની જે માબાપ પોતાના છોકરાને આવી શાળામા મોકલે નહીં, તેની પાસેથી અમુક જાતના દંડની સજા ઠરાવવાની છે. વળી આવી જાતની કેળવણીને સારૂ કોઇ પણ જાતની ફી લેવામાં આવવાની નથી. આવી શાળાના નીભાવને માટે તેમને કાંઇ પણ ચિન્તા નથી. કારણ તેમના અનુયાયીઓમાથી ભેટમા આવતા પૈસા આવા ખર્ચમાં જોઇએ તેના કરતાં વધુછે. અને વળી તેમની લાગવગ અને સત્તા એટલી છે કે આ બાબતમાં કોઇ પણ જાતનો વાંધો આવે એમ છેજ નહી. જેવી રીતે આ ભક્ત પોતાના બીજા પ્રયત્નોમાં ફતેહમંદ થયા, તેમ તેઓથી આ બાબતમાં પણ થાય એમ આપણે અંતઃકરણ પૂર્વક ઇચ્છીશું.

આ ઉપરાંત સ્ત્રીઓની સ્થિતિ સુધારવામાં પણ તેઓ પ્રયત્ન કરે છે. બાળલગ્ન કે સ્ત્રી કેળવણી સંબંધી, અજ્ઞાન કોમમાં એકદમ વિચાર કરવો, અને પરણવાં મરવાં એ તો તદન હાલમાં અશક્ય છે. પહેલાં કેળવણીનો કાંઇ પણ પ્રકારે પ્રવેશ થાય સાર પછી આ સંબંધમાં કાંઇ થશે. પરંતુ ઋતુકાળની પ્રાપ્તિ પહેલાં દીકરીને સાસરે વીદાય નહિ કરવાની તેમને દરેક ન્યાત પાસે પ્રતિજ્ઞા કરાવી છે. જો કે આ ઘણી જુજ બાબત લાગે છે, પરંતુ જ્યારે એ બાબત આપણે સરકારના બાર વર્ષની હદના કાયદા વિષે વિચાર કરીશું ત્યારે લાગશે કે આ ભક્તનું પહેલું પગથીયું એક મોટા સુધારાનું બીજછે.

ઉપર પ્રમાણે તેમની જીંદગીના કાર્યનો ટુંક હેવાલ છે. તેમના કાર્યની મહત્તા કેટલી છે, તેનો સર્વ વાંચકોને સહજ ખ્યાલ આવ્યો હશેજ. આપણા દેશનો ઉદ્ધાર સામાન્ય જનસમૂહની સુધારણા ઉપર છે, એમ તો સૌ કોઈ કબુલ કરે છે. અને આવા જે પુરૂષો સામાન્ય જનસમૂહની સુધારણા સારૂ ઇશ્વર પ્રીતે જે કાંઈ આવાં લોકોપયોગી કાર્યો કરે છે તે આપણા ધન્યવાદને પાત્ર છેજ. વ્યવહારીક બુદ્ધિથી આવા જે કોઈ પુરૂષો સ્વાર્થ અગર પરમાર્થથી દેશોદ્ધારના કામ કરે છે, તેમનો માર્ગ સરળ કરવાને તથા બીજા મનુષ્યો પણ એવાં કાર્ય કરવાને પ્રેરાય એમ કરવાની દરેક દેશ હિતેચ્છુની ફરજ છે.

" જે માણસો બહુ બહુ વેઠે છે તે બહુ બહુ કરે છે " એ મીલ્ટનના અભિપ્રાય પ્રમાણે આ ભક્તે વેઠ્યું છે બહુ અને કર્યું છે પણ બહુ તે છતાં હજી ઘણું કરવાનું રહ્યું છે. એક મોટું ઝાડ કાપવું હોય તે એક ઘાએ કપાતું નથી, પણ ઘણી મહેનતે ઉપરા ઉપરી કોહાડાના ઘા મારવાથીજ કપાય છે. તેમજ હીંમતની સાથે જુસ્સો અને આગ્રહ જે માણસમાં હોય છે તેજ જીતી શકે છે. આ ભક્તના કાર્યનું શુભ ફળ ફક્ત આ રીતે જોતાં પાંચ વર્ષમાં મળ્યું છે. હજી તો તેમના કાર્યની શરૂવાત છે. અને એટલામા તેમના ૨૦—૨૫ હજાર અનુયાયીઓ છે. લોક વાયકાતો ૧ લાખ ગણે છે. હજી તો તેઓ નીતી, ધર્મ અને સુધારાનો પ્રચાર ફક્ત ખેડા જીલ્લામાંજ કરે છે; પરંતુ તેમનો વીચાર બીજા જીલ્લામાં પણ એ પ્રમાણે કરવાનો છે.

આ ભક્તની આટલી બધી લાગવગનું કારણ તેમના ગુણોજ છે. સત્યને વળગી રહેવું, સ્વતંત્રતા વેચવી નહીં, મનને દૃઢ રાખવું, ખોટી નીંદાથી ડરવું નહીં, બીજાના હિતને માટે આત્મભોગ કરવો, ઉદ્યોગી અને સદાચારી બનવુ, તનમનની ગમે તેટલી મેહેનતથી હારવું નહીં, વિઘ્નો અને આવી પડતાં દુઃખોને હીંમતથી હઠાવી કહાડવાં, હસમુખા આનંદી સ્વભાવથી રહેવું, ગમે એવી અકળામણમાં પણ સભ્યતા છોડવી નહી અને લોકોપયોગી કાર્યમા પરમાર્થ બને તેટલું કરવું, એ આ ભક્તજનના ખાસ ગુણો છે.

આ દુનિયાપરનાં કર્તવ્ય પરાયણ મનુષ્યોનાં જીવનવૃત્તાન્તો આપણને પોતાના દૃષ્ટાન્તથી કર્તવ્ય પરાયણ થવાનું અને પ્રજાની ઉન્નતિ માટે ઉદ્યોગ કરવાનું શીખવે છે. તેમજ તે આપણને આળસુ તથા એકલપેટા સ્વાર્થી થતાં અટકાવે છે. આપણા કુટુંબ અથવા સંબંધીઓ તરફ જેમ આપણે ફરજો અદા કરવાની છે, તેમ બીજા મનુષ્યો તરફ પણ બજાવવાની છે. ભક્ત દાદુરામના જીવનચરિત્ર ઉપરથી આ શિવાય આપણે ઘણુંક મનન કરવાનું છે. ભક્ત દાદુરામનું યથાશક્તિ કીર્તિકથન કરી ન્યાય આપવો એ આ લેખકની શક્તિની બ્હાર છે. પરંતુ આપણે એટલું ઇચ્છીશું કે આવા ઉદાર દિલના પરગજુ મહાત્માને પગે ચાલનારા અનેક મનુષ્યો થાવ અને હીંદુસ્તાનને અંધકારમાંથી મુક્ત કરો, અને તેની પ્રજાને બીજી પ્રજાની માફક પ્રકાશીત કરો.—અસ્તુ.

---

## ગુરૂત્વાકર્ષણ.

---

આપણે ગુરૂત્વાકર્ષણથી થતી અસરો જાણવાને માટે શરૂઆતમાં ગતિશાસ્ત્રમાં વપરાતા પારિભાષિક શબ્દો સારી રીતે સમજવા જોઇએ.

આ સમગ્ર વિશ્વમાં નિરપેક્ષ ગતિ ( Absolute Motion ) ની કલ્પના કરવી અશક્ય છે. જે કોઇ પણ પ્રકારની ગતિ આપણે આપણી નજરે પ્રત્યક્ષ જોઇએ છીએ અથવા જે ગતિના અસ્તિત્વનું ભાન આપણને આપણી સ્પર્શેન્દ્રિયની મારફત થાય છે તે સઘળી સાપેક્ષ ગતિ ( Relative Motion ) છે. દાખલા તરીકે આશરારી ૪૫

માઇલની ગતિથી પુર જોસમાં ચાલી જાય છે એટલે સ્થિર વૃક્ષોની સ્થિતિ સાથે સરખાવતાં આગ ગાડીની સ્થિતિમાં દર કલાકે ૪૫ માઇલનો ફેર એક કલાકમાં થાય છે. આપણે એમ ધારીએ કે એક આગગાડી ૪૫ માઇલની ગતિથી ઉત્તર દિશા તરફ દોડે છે અને બીજી તેની બાજુએ થઈને ૫૦ માઇલની ગતિથી દક્ષિણ દિશા તરફ દોડે છે તો આ દાખલામાં એક ગાડી સાથે સરખાવતાં બીજી આગગાડીની સ્થિતિનો ફેરફાર કલાકે ૯૫ માઇલની પ્રમાણે થાય છે. વળી આપણે જે પૃથ્વી ઉપર વસીએ છીએ તે પૃથ્વી પણ સ્થિર છેજ કયાં ? તે પણ પોતાની ધરી ઉપર એક દિવસના અરસામાં એક ચક્કર વખત ફરે છે એટલે દર કલાકે આશરે ૧૦૦૦ માઇલની ઝડપથી પશ્ચિમથી પૂર્વ તરફ પૃથ્વી ઉપરની દરેક ચીજો દોડયા કરે છે. તેથી કદાચ આપણે જાતે ૬ માઇલની ઝડપે દોડતા હોઇએ તો આપણી ગતિ નિરપેક્ષ નથી પણ પૃથ્વીની સાથે સરખાવતાં આપણી ગતિ દર કલાકે ૬ માઇલની છે. આ પ્રમાણે આ વિશ્વમાં જેટલી પ્રકારની ગતિનું આપણને ભાન થઇ શકે છે તે બધી ગતિ સાપેક્ષ છે.

આપણી ધારણાઓ સ્હેલાઇથી સમજી શકાય તેટલા માટે જેવી રીતે ભૂમિતિમાં આપણે બિંદુની કલ્પના કરીએ છીએ તે પ્રમાણે ગતિશાસ્ત્રમાં આપણે એક પદાર્થ-બિંદુની કલ્પના કરવી પડે છે જો પદાર્થનો અત્યંત ઝીણામાં ઝીણો પરમાણુ કલ્પવામાં આવે તો તે પરમાણુ ને ભૂમિતિના એક બિંદુથી દર્શાવી શકાય.

હવે ધારો કે પ નામનો એક પરમાણુ પોતાની સ્થિતિમાં ફેરફાર કરે છે. જો સ્થિતિમાં ફેરફાર એક સરખી રીતે થતો હોય તો દરેક સેંકડમાં અમુક ફીટ જેટલોજ ફેરફાર થવો જોઇએ. સ્થિતિમાં થતા ફેરફારને આપણે ગતિ કહીએ છીએ. જો ગતિમાં ફેરફાર એક સરખીજ રીતે થતો હોય તો તેને આપણે સમગતિ( Uniform motion ) અને જો ગતિમા ફેરફાર એક સરખી રીતે ન થતો હોય તો આપણે તેને વિષમ ગતિ ( Variable motion ) કહીશુ.

આ સ્થળે એક બાબત ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે. તે બાબત એ છે કે ગતિ શબ્દથી સ્થિતિનો ફેરફાર કહેલો છે અને કઈ દિશામાં થાય છે તે બન્ને સ્પષ્ટ રીતે જાણી શકાય છે. તેથી ગતિને દર્શાવવા માટે સીધી લીટી બસ થશે. જો કોઇ પરમાણુ દર સેંકડમાં ૫ ફીટની ગતિથી પૂર્વદિશા તરફ જતું હોય તો આપણે એક સીધી લીટી પૂર્વ દિશામાં દોરીએ અને ફુટનું અમુક પ્રમાણ રાખીને તે લીટીમાં પાંચ ફીટ માપીએ તો તે પરમાણુની ગતિ તે સીધી લીટીથી સંપૂર્ણ રીતે દર્શાવી શકાશે. ગતિની દિશા સ્પષ્ટ રીતે બતાવવા માટે શર ( arrow-head ) નું ચિન્હ નીચે બતાવ્યા પ્રમાણે કરવામાં આવે છે. નીચેની આકૃતિમાં તે પરમાણુની સંપૂર્ણ ગતિ દર્શાવવામાં આવી છે.




હવે વિષમગતિ ઉપર આપણે બારીક વિચાર કરીએ. વિષમગતિની બાબતમાં અમુક પળે ૬ ફીટની ગતિ હોય તો બીજી પળે સાત ફીટની ગતિ હોય અથવા તો પાંચ ફીટની ગતિ હોય, પણ આપણે જો એક સેંકડના પણ કરોડમા ભાગ જેટલો વખત

ધારીએ તો તેટલા વખતમાં તે પરમાણુની ગતિ અવિકૃત ( invariable ) રહે છે એવું ધારી શકાશે તેથી જો અત્યંત થોડા વખતને માટે ડટ લખીએ, અને જો ટ વખતે પરમાણુની ગતિ વ હોય અને ટ+ડટ વખતે પરમાણુની ગતિ વ+ડવ હોય તો તે પરમાણુની ગતિમાં ડટ વખતમાં ડવ જેટલો ફેરફાર થાય છે. તેથી ડટ વખતમાં ગતિનો ફેરફાર ડવ થાય તો ગતિના ફેરફારનું પ્રમાણ $\frac{ડવ}{ડટ}$ થી દર્શાવી શકાશે. ગતિના ફેરફારને ગતિવૃદ્ધિ અથવા ગતિહ્રાસ એવું નામ આપવું અયોગ્ય છે કારણ કે ગતિમાં વધારો પણ થાય અને ઘટાડો પણ થાય તેથી ગતિમાં થતા ફેરફારને આપણે ગતિવિકાર ( Acceleration ) કહીશું. જો ગતિવિકાર ગતિમાં વૃદ્ધિ કરતો હોય તો ગતિવિકારની પહેલાં વત્તાનું ચિન્હ + મુકવામા આવે છે અને જો ગતિવિકાર ગતિમાં ઘટાડો કરતો હોય તો તેની પહેલાં ઓછાનું ચિન્હ – મુકવામાં આવે છે.

જો ગતિવિકાર સરખી રીતે થતો હોય એટલે જે સરખા વખતમાં ગતિમાં સરખો વધારો અથવા ઘટારો થતો હોય તો તેને સમગતિવિકાર કહેવામાં આવે છે અને જો ગતિવિકાર સરખા વખતમાં સરખી રીતે ન થતો હોય તો તેને વિષમ ગતિવિકાર કહે છે.

હવે આપણે બે ચીજોને માપવાની રીતોનું વર્ણન કરીશું. એક તો પૃથ્વીની સપાટી આગળ ઉંચેથી નીચે પડતી વસ્તુઓમાં થતો ગતિવિકાર જેને પૃથ્વીનું ગુરૂત્વાકર્ષણ કહેવામાં આવે છે અને જેને માટે આપણે ગુજરાતી મૂલાક્ષરનો ગ લખીશું. બીજું એક ગ્રામ પદાર્થ, એક સેન્ટીમીટર છેટે મુકેલા એક ગ્રામ પદાર્થ ઉપર આકર્ષણ કરી જે ગતિવિકાર કરે તે આને ગુરૂત્વાકર્ષણનો સ્થાયી ( gravitation constant ) એવું નામ આપવામાં આવ્યું છે અને તેને માટે બાળબોધ મૂલાક્ષરનો ग લખવામાં આવે છે. આ બન્નેને સ્વતંત્ર રીતે માપી શકાય છે પણ તે બન્ને વચ્ચે એટલો ગાઢ સંબંધ છે કે પૃથ્વીનું ગુરૂત્વાકર્ષણ તે સાધારણ ગુરૂત્વાકર્ષણનો અમુક વિષય છે. આ બન્નેની મદદથી પૃથ્વીમાં રહેલો પદાર્થ ચય ( Mass ) શોધી શકાય છે અને તેથી પૃથ્વીની મધ્ય ઘનતા ( Mean density ) શોધી શકાય છે.

શરૂઆતમાં આપણે પૃથ્વીનું ગુરૂત્વાકર્ષણ માપવા માટેની રીતો કેવી રીતે શોધી કહાડવામાં આવી તેનો ઇતિહાસ સંક્ષેપમાં આપીશું.

સોલમા સૈકાના છેલ્લા ભાગમાં જ્યારે સ્ટેવીનસ, ગેલીલીઓ અને તેમના સમકાલીન ગણિત શાસ્ત્રીઓ આધુનિક યંત્ર શાસ્ત્રનો પાયો નાંખતા હતા તે વખતે પડતા પદાર્થોના નિયમોનું જ્ઞાન મેળવવામાં મૂલમંડાણ કરવામાં આવ્યું હતું. બલનો ત્રિકોણ અને ઢાળનો સિદ્ધાંત શોધી કહાડનાર, સ્ટેવીનસ અને ગતિશાસ્ત્રને શોધી કહાડનાર, ગેલિલિઓ, એ બન્નેને ખાત્રી થઇ હતી કે પદાર્થો પોતાના વજનના પ્રમાણમાં ઉતાવળથી પડતા નથી. વળી તેઓએ ખાત્રીપૂર્વક જણાવ્યું કે જો કોઈ પણ પદાર્થ ઉપર ફક્ત તેનું વજન અસર કરે તો તે પદાર્થ, ગમે તો ભારે હોય કે હલકો હોય તો પણ સરખીજ ગતિથી નીચે પડે. આ સ્થળે વાંચક શંકા કરશે કે જો આપણે પૃથ્વીની સપાટીથી ઉંચેની જગા-

જો શરૂઆતમાં પદાર્થની ગતિને માટે આપણે $વ_०$ અને છેવટમાં પદાર્થમાં ઉત્પન્ન થયેલી ગતિ માટે $વ_ટ$ મુકીએ તો

$$વ_ટ = વ_० + ગટ \qquad (\text{घ})$$

હવે $વ_०$ ગતિથી ટ વખતમાં $વ_०ટ$ અંતર કપાશે અને પૃથ્વીના ગુરૂત્વાકર્ષણથી $\frac{1}{2}$ ગટ$^2$ અંતર કપાશે તેથી જો કુલ અંતર માટે અ મુકીએ તો

$$અ = વ_०ટ + \frac{1}{2}ગટ^2 \qquad (\text{ङ})$$

સમીકરણ ( घ ) ની બન્ને બાજુઓનો વર્ગ કરવાથી

$$વ_ટ^2 = ( વ_० + ગટ )^2$$
$$= વ_०^2 + ૨ વ_० ગટ + ગ^2 ટ^2$$
$$= વ_०^2 + ૨ ગ ( વ_०ટ + \frac{1}{2} ગટ^2 )$$

તેટલા માટે સમીકરણ ( ङ ) ની મદદથી

$$વ^2 = વ_०^2 + ૨ ગઅ \qquad (\text{च})$$

સમીકરણ ( क ) ( ख ) ( ग ) ( घ ) ( ङ ) અને ( च ) ગતિ શાસ્ત્રનાં મૂળભૂત સમીકરણો છે.

ઉપલા સિદ્ધાંતોનું સ્પષ્ટીકરણ કરવા માટે આપણે સ્હેલો દાખલો આપીશું.

( ૧ ) એક છોકરો દર સેકંડમાં ૧૬ ફીટની ગતિથી એક પથરો સીધો ઉંચે ફેંકે છે, તો તે પથરો કેટલે ઉંચે પહોંચશે અને કેટલા વખતમાં ?

આ દાખલામાં પૃથ્વીનું ગુરૂત્વાકર્ષણ ગતિમાં વધારો નથી કરતું પણ શરૂઆતમાં પથરાની જે ગતિ હતી તે ગતિમાં ઘટાડો કરે છે. તેથી ગતિવિકાર ગ ના પહેલાં ઓછાનું ચિન્હ મુકવું જોઇએ. ટ વખત પછી પદાર્થની ગતિ સમીકરણ ( घ ) થી મળી શકે છે. પણ અહીંઆ ટ વખત પછી પદાર્થની ગતિ કેવળ નાશ પામે છે કારણ કે જ્યાં સુધી પદાર્થની ગતિ કેવળ નષ્ટ થઈ નથી ત્યાં સુધી પદાર્થ ઉંચે ચઢી શકવાનો પણ જ્યારે પદાર્થની ગતિ નષ્ટ થાય છે ત્યારે તે પદાર્થ ઉંચામાં ઉંચો ચડે છે અને પછી પૃથ્વીના ગુરૂત્વાકર્ષણની અસરથી નીચે પડવાનું શરૂ કરે છે.

$$વ = વ_० + ગટ$$

અહીંઆ $વ = ०$, $વ_० = ૧૬$, અને $ગ = -૩૨$

$$० = ૧૬ - ૩૨ ટ$$
$$ટ = \frac{૧૬}{૩૨} = \frac{1}{2}$$

તેથી પથરો અડધી સેકંડમાં ઊંચામાં ઊંચા સ્થળે પહોંચશે. પથરાએ કાપેલું અંતર કહાડવા માટે.

$$અ = વ_०ટ + \frac{1}{2} ગટ^2$$

અહીંઆ $વ_० = ૧૬$, $ટ = \frac{1}{2}$, $ગ = -૩૨$

$$અ = ૧૬ \times \frac{1}{2} - \frac{1}{2} \times ૩૨ \times \frac{1}{4}$$
$$= ૮ - ૪ = ૪$$

તેથી પથરો ૪ ફીટ ઉંચે પહોંચીને પછી નીચે પડવા માંડશે.

આ પ્રમાણે ગુરૂત્વાકર્ષણના સિદ્ધાંતનો ઘણે સ્થળે ઉપયોગ થાય છે. તોપને કેવી સ્થિતિમાં ગોઠવીએતો ગોળો અમુક સ્થળે અમુક દિશામાં પડે એ વિગેરે ઘણા ઉપયોગી કાર્યો ગતિ શાસ્ત્રની મદદથી થાય છે. આ ગુરૂત્વાકર્ષણના મહાન્ નિયમને, યુરોપિયન શોધ કર્તાઓના પહેલાં આસરે ૫૦૦ વર્ષ ઉપર શોધનાર મહાન્ ભાસ્કરાચાર્ય આ પવિત્ર આર્યભુમિના અલંકારભૂત વિદ્વાન થઇ ગયા છે, જેનું નામ દરેક ભારતવાસી ગર્વની સાથે યાદ કરે છે.

---

# અસ્પર્શ્ય વર્ણની ખેદકારક સ્થિતિ.

"I am a Jew. Hath not a Jew eyes? Hath not a Jew hands. organs, dimensions, senses, affections, passions? fed with the same food, hurt with the same weapons, subject to the same diseases, healed by the same means, warmed and cooled by the same winter and summer as a Christian." Shakespeare.

"હું યાહુદી છું. યાહુદીને આંખો નથી હોતી? એને હાથ, અવયવો, ઇંદ્રિઓ, ભાવ, લાગણીઓ બધું અમારી માફક નથી હોતું? એજ ખોરાક અમને પોષતો નથી? હમારા જેવાજ હથીઆરો અમને ઇજા નથી કરતાં? એજ રોગો અમનેવ્યાધિ નથી કરતા અને એજ દવાઓથી અમને ફાયદો નથી થતો? ખ્રીસ્તીઓની માફકજ યાહુદીઓને પણ એજ શિયાળામાં ટાઢ વાય છે અને એજ ઉનાળામાં તાપ લાગે છે."

મહા કવિ સેકસપિયરના મર્ચંટ ઓફ વેનીસ નામના નાટકમાંનું એક પાત્ર શાયલોક, કે જે પોતાની યાહુદી કોમ તરફ તે વેળાએ ચલાવવામાં આવતી અત્યંત ઘાતકી વર્તણુકથી વિકાળ પશુના જેવી સ્થિતિએ પહોંચ્યો હતો, તે આ જુસ્સાદાર ભાષામાં પોતાનો ક્રોધ દર્શાવે છે. છતાં આવા સખત શબ્દો પણ હાલની અસ્પર્શ્ય ગણાતી જાતિની તીવ્ર લાગણી—પોતાના તદન સાધારણ હકો, જેના પર મનુષ્ય માત્ર મનુષ્ય તરીકે દાવો કરી શકે એવા હકો પણ લુંટાઇ ગયેલા જોઇને ઉદ્ભવતી ખેદની લાગણીને ઉદ્ગાર આપવાને પૂરતા જૂસ્સાદાર કહી શકાય નહી. એ બાપડા લોકો સેંકડો વર્ષો થયાં અગણિત હાડ મારીઓ ભોગવતાં આવ્યા છે ને હજુ પણ ભોગવ્યા જાય છે. એમની આ શોકજનક સ્થિતિ વિષે આ સ્થળે થોડુંક કહેવું અયોગ્ય ગણાશે નહીં.

આ ટુંક વિવેચનમાં એ ભાગ્યહીન જાતિની ઐતિહાસીક ઉત્પત્તિ વિષે કંઈ કહેવાની ખાસ જરૂર નથી. તેમજ અત્યાર સુધીમાં તેમણે ભોગવેલી અસંખ્ય વિટંબણાઓનું દુઃખવૃતાંત લંબાણથી આપવાની જરૂર નથી. અત્રે માત્ર એટલુંજ કહેવું બસ થશે કે ભારત માતાના પહેલામાં પહેલા પુત્રો હોઇને, તેઓને મનુષ્ય રચિત ક્રૂરમાં ક્રૂર રિ-

પાળેઓમાંના કેટલાકને શરણે થવું પડ્યું હતું. અત્યંત ખેદની વાત છે કે તેમને તેમના આર્ય બંધુઓએ રાજકીય અને સામાજીક હક્કોથી વિમુખ રાખી નાના પ્રકારોના અન્યાયોથી દુઃખ દીધું એટલુંજ નહી પણ ધાર્મિક ગ્રંથોનો અભ્યાસ કરવાની મના કરી, ધર્મથી અજ્ઞાન રાખવામાં પણ તેઓ ચૂક્યા નહી. અને તેમની સ્થિતિ એવી દશાએ પહોંચી કે તેમની જીંદગી કોડી કીંમતની પણ ગણાતી નહી. એક દંતકથા કહે છે કે સિદ્ધરાજ જયસિંહે પોતાના નવા બંધાવેલા સહસ્રલિંગ તળાવમાં પાણી આવે તે સારૂ મયો નામના ઢેડને તળાવમાં મારી નાંખવાનો હુકમ આપ્યો. આ કમનસિબ માણસો ઉપર થતા અન્યાય અને જુલમનો કાંઇક ખ્યાલ આ દંતકથા કેટલેક અંશે આપશે. પરંતુ પ્રાચીન કાળમાં મનુષ્યોએ કરેલાં કર્મોનો ન્યાય અન્યાયનો વિચાર હાલના જમાનામાં પ્રચલિત બંધુત્વ ભાવનાને ધોરણે કરવો કદાચ વ્યાજબી ગણાય નહીં, ને તેથી અસલના જમાનામાં એમના ઉપર પડેલ મુસ્કેલીઓ અને વિટંબણાઓનો વિચાર કરતાં ઉદ્ભવતી અત્યંત ખેદની લાગણીઓને અંકુશમા રાખી, તેમની હાલની સ્થિતિ તરફ ધ્યાન આપવું વધારે યોગ્ય લાગે છે.

પરંતુ તેમની હાલની સ્થિતિનો વિચાર પણ કાંઇ રીતે ઓછો લજ્જાસ્પદ નથી. દક્ષિણ કાનડાથી એક ખાસ મિત્ર, જે તે લોકોને આ દુરવસ્થામાંથી બહાર કાઢવા ભગીરથ પ્રયત્નો કરે છે, તે લખી જણાવે છે કે,—

“The Panchamas of this place are a miserable class. They are as a class day labourers taking as a rule one-meal a day and relieving their hunger at midday by drinking toddy.”

“અહીંના પંચમ લોકો બહુ દુઃખી હાલતમા છે. એમની આખી કોમ દિવસે મજૂરી કરે છે, એકજ વાર ખાવા પામે છે અને મધ્યાન્હ કાળે માત્ર તાડી પીને ભૂખ મટાડે છે.”

અને આવા મૂર્ખ અને અજ્ઞાન લોકોને પુષ્કળ મહેનતે શીખવી ભણાવી તૈયાર કરાવ્યા પછી પણ એમને વાસ્તે યોગ્ય રોજી મેળવતાં અગણિત મુસ્કેલીઓ નડે છે. એજ ગૃહસ્થ લખે છે કે—

“All my attempts to get even a single youth appointed as a peon have failed. Even the European officials do not like to incur the displeasure of their subordinate.”

એમના એકાદ જુવાન માણસને પટા વાળાની નોકરી અપાવવાની મેં જે મ્હેનત કરી તે બધી વ્યર્થ ગઇ છે. યુરોપીઅન અમલદારો પણ એમના તાબાના દેશીઓને નાખુશ કરી આ લોકોને નોકરી આપવાની હિંમત ધરી શકતા નથી.

તે છતા અત્યંત આનંદાશ્ચર્ય પમાડનારી વાતતો એ છે કે આ પાતકી અન્યાયને લીધે આવી દુર્દશાએ પહોંચ્યા છતા, અને યુરોપીઅન અમલદારો પણ એમના તાબાઓના દેશીઓને ખુશ કરવા ખાતર તે લોકોની અવગણના કરવા છતાં તેઓમાં પોતાની ઉન્નતિને વાસ્તે ખંતથી પ્રયત્નો કરવા જેટલું પણ મનુષ્યત્વ રહેલુ છે. મી૦ શીંધે કે જેમણે આ ઉમદા કામ પ્રશંસનીય પરોપકાર બુદ્ધિએ ઉપાડી લીધું છે તેઓ લખે છે કે;

"In several places there are very encouraging instances of effort being made by the depressed classes for their self-elevation. The Mohapa Low Caste Association is, I think, the first of the reform movements amongst these people, inspired with the spirit of self-help......personal and social morality, individual and domestic cleanliness, forbearance from drink and flesh of dead animals and from such other practices that are repulsive to the higher castes, attendance at the religious meetings, interdinings among the subcastes are among the several injunctions."

"ઘણે સ્થળે આ હલકી જાતિઓએ આત્મોદ્ધારને માટે જે પ્રયાસો કરેલા છે તે જાણી ને આપણને બહુ ઉત્તેજન મળે છે. મોહપા જાતિના મંડળની સ્થાપના જે થએલી છે તે જાત મેહેનતથી આગળ વધવાના ઉદ્દેશથી પ્રેરાયેલી પ્રથમજ સંસ્થા છે. એના નિયમો મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

(૧) જાતિની અને સમાજની નૈતિક રેહેણી કરણી (૨) પોતાની અને ઘરની સ્વચ્છતા. (૩) દારૂ અને મરેલા ઢોરનું માંસ ના વાપરવું, અને ઉંચી જાતોમાં જે ખોટા ગણાય તેવા રિવાજો નાબુદ કરવા. (૪) જાત્રાએ જવું અને બીજા આપણા જેવાના જોડે જમવાનો વ્યવહાર રાખવો." આગળ ચાલતા મી. સીંધે જણાવે છે કે

"In my last visit to the Association, I had the pleasure of addressing at a late hour about 300 people including about seventy women.

"ગઇ વખતે હું ગયો ત્યારે ૩૦૦ માણસોની સભામાં હું ભાષણ કરવા ગયો હતો તેમાં ૭૦ તો સ્ત્રીઓ હતી.

ઉપર ટાંકેલા ફકરાઓપરથી કોઇ પણ વિચારશીલ મનુષ્યને માલુમ પડશે કે, સેંકડો બંધુઓ કે જેઓને માયાળુ અને ન્યાયી વર્તણુકે દેશની ઉન્નતિના મહાયજ્ઞમાં આપણી બાંય પકડી ખંતથી પ્રયત્નો કરવા યોગ્ય બનાવી દીધા હતે, તેવા સેંકડો બંધુઓને જ્ઞાતિ રિવાજના ઘાતકી જુલમે પશુની સ્થિતિએ પહોંચાડી દીધા છે. અને એ સર્વેનું પાપ આપણે શિરે છે. અને તે પાપના પ્રાયશ્ચિત માટે મહેનત કરવી એ આપણામાંના દરેકની ફરજ છે.

વળી જો ધાર્મિક દૃષ્ટિએ જોઇએ તો પણ આ કામ ઉપાડી લેવાને આપણી કર્તવ્ય બુદ્ધિ પ્રેરશે. હરેક દેશની સૌથી મૂલ્યવાન દોલત તે દેશમાં વસનારા મનુષ્યોની જ બનેલી છે. અને દરેકને પોતાની શારીરિક, માનસિક અને ધાર્મિક શક્તિઓના પરિપૂર્ણ વિકાસને માટે જોઇતી તક મેળવવામાં મદદ કરવી એ જનસમાજનું પહેલામાં પહેલું કર્તવ્ય છે. ઇટાલીના મહાન દેશભક્ત મેઝીનીએ પોતાના "મનુષ્યોની ફરજો" નામના એક પુસ્તકમાં નિચે પ્રમાણે લખ્યું છે.

"Men are all sons of God and bound to fulfill and execute one sole law here on earth: that each of them is bound to live not for himself but far others; that the aim of existence is not to be more or less happy; but to make themselves and others more virtious; that to struggle against injustice and error for the benefit of their brothers is not only a right but a

વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે એ કંઈ હિંદી પ્રજાનો નાનો સુનો ભાગ નથી. આ વાત સને ૧૯૦૧ ના સેન્સસ રિપોર્ટમાંથી લીધેલા, નીચેના આંકડાઓ પરથી માલમ પડશે.

| | |
|---|---|
| કૂલે હીંદી પ્રજા | ૨૯૪૩૬૧૦૫૬. |
| કૂલે હીંદુ પ્રજા | ૨૦૭૧૪૭૮૨૬. |
| કૂલે અસ્પર્શ્ય પ્રજા | ૫૩૨૦૬૬૩૨. |
| કૂલે મુસલમીન પ્રજા | ૬૨૪૫૮૦૭૭. |

આ આંકડાઓ પ્રમાણે આ હલકી ગણાયેલી વર્ણોના લોકોની સંખ્યા લગભગ પાંચ કરોડની છે. એટલે કે કૂલે હિંદી પ્રજાનો છઠ્ઠો અને હિંદુ પ્રજાનો ચોથો ભાગ છે. જ્યારે મુસલમાની પ્રજા કરતાં તેઓની સંખ્યા માત્ર એક કરોડજ ઓછી છે. ને તેથી બીજાં કશાનો વિચાર કર્યા વગર માત્ર સંખ્યા તરફ પણ ધ્યાન આપીએ તો દરેક મનુષ્યને લાગ્યા વગર રહેશે નહીં કે, આ પ્રશ્ન નજીવો ગણી બાજુએ મુકવા જેવો નથી. એટલુંજ નહીં પણ વખત ખોયા વગર આ ભારતભૂમીના પાંચ કરોડ પુત્રોની ઉન્નતિને માટે સર્વેએ એકઠાં મળી મ્હોટાં પ્રયત્નો કરવાની જરૂર છે. માટે જે જે મંડળોએ આ ઉદાર કામ વ્યવહારિક રીતે ઉપાડી લીધું છે, તેમને પરમેશ્વર નિમિત્તે યથાશક્તિ ધનથી લેખ વગર ભાષણથી અથવા શુભેચ્છાથી પણ મદદ આપવી એ પોતાની ફરજ છે એવું દરેક ભારતવાસી માન્ય રાખે તો આવા પ્રકારનું અમાનુષીપણું ભરતખંડમાંથી નષ્ટ થાય અને તેની ઉન્નતિના બીજ ઊંડાં ને ઊંડાં રોપાય. લેખકની ઈશ્વરે એટલીજ પ્રાર્થના છે કે પરમ દયાળુ પરમેશ્વર દરેકના અંતઃકરણમાં ગુપ્ત રહેલી દયા જગાડો અને તેમને કર્તવ્ય માર્ગે પ્રેરો. અસ્તુ.

---

# વિજ્ઞાન શાસ્ત્રની વૃદ્ધિ.

———:૦:———

વિજ્ઞાન શાસ્ત્ર અને તત્વ જ્ઞાન એ પરસ્પર વિરૂદ્ધ છે એમ ઘણાઓનું માનવું એ ભૂલ ભરેલું છે. વિજ્ઞાન શાસ્ત્ર અને તત્વ જ્ઞાન એ બેની શોધોના વિભાગ ભિન્ન હોવાને લીધે તેઓ વિરૂદ્ધ લાગે છે પણ વાસ્તવિક રીતે તો એ બન્ને શાસ્ત્રો એકજ તત્વની શોધમાં છે. ફેર માત્ર એ છે કે જ્યારે વિજ્ઞાન શાસ્ત્ર ઇન્દ્રિય દ્વારા બહારની સૃષ્ટિમાં શોધ ચલાવે છે ત્યારે તત્વ જ્ઞાન શુદ્ધ વિચાર પૂર્વક મનની સૃષ્ટિમા શોધ ચલાવે છે. વિજ્ઞાન શાસ્ત્રીને પોતાનો માર્ગ ખરો છે એવું કહેવાનો જેટલો હક છે તેટલોજ હક બલ્કે તેથી પણ કદાચ વધારે હક તત્વજ્ઞાનીને છે. કારણ તત્વજ્ઞાની કેવળ મનના તર્ક કરી બેસી રહેતો નથી, પણ પોતાનું જ્ઞાન કેટલે અંશે ખરૂં છે તેનો અનુભવ બાહ્ય કે આન્તર સૃષ્ટિમાં લે છે. બન્ને શાસ્ત્રો અનુભવનાં છે. જે શાસ્ત્રનાં તત્વો અનુભવમાં ન આવી શકે તે યોગ્ય શાસ્ત્રજ ન કહેવાય. તે ઉપરાંત તત્વ જ્ઞાન દરેક શાસ્ત્રોના તત્વોનો સમગ્રપણે વિચાર કરે છે અને તેમાથી સાર ખેંચી લઈ આપણી જીંદગીના તત્વો ઉપર વધારે પ્રકાશ પાડે છે. એટલુંજ નહિ પણ તત્વ જ્ઞાન તરફ જીજ્ઞાસા અનાદિ કાળથી દરેક મનમાં થતી આવી છે, અને તેજ પરમ સંતોષ, શુદ્ધ નીતિ, વ્યવહાર કુશળતા વીગેરે અનેક મહાન્ ફળો આપે છે. તત્વ જ્ઞાન અને વિજ્ઞાન શાસ્ત્ર તે બન્નેને એક કરીએ તો તે શુદ્ધ જ્ઞાન કહેવાય. વિજ્ઞાન શાસ્ત્ર અને તત્વ જ્ઞાન એ બન્નેની અરસપરસ મદદ અને ઉન્નતિથી દેશની ખરી ઉન્નતિ થાય છે. આપણા આર્યાવર્ત ઉપર એક મોટો આક્ષેપ એ છે કે તત્વ જ્ઞાન તરફ મિથ્યા ફાફા મારવાથી તેણે પોતાની અવનતિ કરી; તો પણ જ્યારે આપણે ઉપર જોયુ કે તત્વ જ્ઞાન તરફની શોધો મિથ્યા નથી, પણ ઘણી લાભકારક છે ત્યારે, તથા તેજ આપણા દેશની સ્વાભાવિક સંપૂર્ણતા તથા ગૌરવતા છે તો તેને ન વખોડતાં શાંત ચિત્ત રાખી આપણી ખામી—વિજ્ઞાન શાસ્ત્ર તે તરફ આપણું લક્ષ દોરવું જોઇએ. વિજ્ઞાન શાસ્ત્રનું મુખ્ય સ્થાન પશ્ચિમ છે. પણ તે આપણને વિજ્ઞાન શાસ્ત્રમાં મદદ બરોબર ત્યારેજ કરશે કે જ્યારે આપણે તેમને જેની ખોટ છે એવું તત્વજ્ઞાન આપવા શક્તિવાન થઇશું. અદલાબદલીનો નિયમ એ છે કે બન્ને સરખા પુરૂષો અદલાબદલી બન્નેને ફાયદો થાય તેવી રીતે કરી શકે છે. તેટલા માટે તત્વજ્ઞાન તરફ પણ કાળજી રાખીને વિજ્ઞાન શાસ્ત્ર સંપાદન કરવું. આપણી વાડીમાં ઘણા કાળથી ઉગેલા કલ્પદ્રુપ ઝાડને કાપી નાંખી બીજાં ઝાડ ફરીથી વાવવાં એ આર્થિક નીતિથી વિચિત્ર માર્ગ છે.

વિજ્ઞાન શાસ્ત્રમાં આજ કાલ પશ્ચિમમાં અનેક શોધો થઈ રહી છે. નવીન સૈકામાં જે શોધો થઈ છે તે કેટલી બધી અપૂર્વ અને ગહન છે, તેનો ખ્યાલ ગુજરાતી ભાષા જાણનાર વાચક વર્ગને બહુ બોધદાઇ થઇ પડશે એમ જાણી તેનું ટુકાંમાં વર્ણન કરવા આરંભ્યું છે. પશ્ચિમમાં જે મહાન્ વિજ્ઞાન શાસ્ત્રીઓ થઇ ગયા છે અને હાલ થતા જાય છે તેમની વૃત્તિ, આચાર, વિચાર અવલેકન કરીશું તો આપણને એ જણાશે કે તેઓ પોતાની જીંદગી વિજ્ઞાન દેવીને પૂર્ણ અર્પણ કરી દે છે. રાત દિવસ ખાતાં પીતાં ફક્ત તેનુંજ ધ્યાન અને તેનુંજ ચિંતન તેઓ કરે છે. આવી એક નિષ્ઠા ભક્તિને વિજ્ઞાનદેવી

આધીન કેમ ન થાય ? જ્યારે આપણે તેમની શોધો તરફ અવલોકન કરીશું ત્યારે આપણી ખાત્રી થશે કે તેમની શોધો સાધારણ તરેહની નથી પણ તે અલૌકિક અને દૈવી છે. તેમની શોધોથી જે મહાન્ પ્રકાશ પડતો જાય છે તેનો અવરોધ કોઈ પણ કરી શકે એમ નથી. ટુંકામાં ત્યાંના વિજ્ઞાન શાસ્ત્રીઓને વિજ્ઞાન શાસ્ત્ર તેજ ધર્મ તેજ કલ્યાણ છે.

આપણે આ જગત્ જોઇશું તો તેમાં વિવિધ પ્રકારનાં પદાર્થ માલુમ પડશે. તે પદાર્થો કેટલાં છે, કેવી પ્રકારના છે, શાથી બનેલાં છે, શા માટે છે એ બધું વિચારતાં આપણે ઘણા અંધકારમાં–અજ્ઞાનમા છીએ એમ લાગશે, પણ મનુષ્યનો સ્વભાવ આગળ વધવાનોજ છે. આ પદાર્થ વિજ્ઞાનમા પૂર્વ કાળથી નાની મોટી શોધો થતી જાય છે. અને જેમ જેમ કાળ વધતો જાય છે તેમ તેમ આપણે વધારે પ્રકાશમાં આવીએ છીએ. સાધારણ રીતે પદાર્થ વિજ્ઞાનમાં જગતના દરેક પદાર્થનાં ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે. ૧ દ્રવ્ય matter, ૨ આકાશ ether, ૩ શક્તિ energy. આ ત્રણ શીવાય સૃષ્ટિમાં ચોથા વર્ગમાં આવી શકે એવી કોઈ વસ્તુ નથી.

દ્રવ્ય માટે આપણે આટલુ તો જાણીએ છીએ કે દરેક વસ્તુ પરમાણુઓથી બનેલી છે. જ્યારે કોઈ પણ દ્રવ્યના વિભાગ કરીએ છીએ ત્યારે તેના પરમાણુઓ જૂદાં પડે છે. પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રો આ પરમાણુ વિષે એમ કહે છે કે અત્યાર સુધી ૭૮ જાતનાં તત્વોના પરમાણુઓ માલૂમ પડયાં છે, અને તે પરમાણુઓ પ્રત્યક્ષ રીતે વિભક્ત થતા નથી, પણ આ સિદ્ધાન્ત ઉપર પણ કેવી નવી શોધો હાલમાં થઇ છે તે આગળ જતાં જણાશે. અત્યાર સુધી એવુ મનાતું હતું કે પરમાણુ તે અતિ સૂક્ષ્મ વસ્તુ છે કે જેનો વિભાગ નથી થઈ શકતો, અને એક બીજાથી જૂદા જૂદા ગુણ ધરાવતા પરમાણુઓ ૭૮ જાતનાં છે. આપણે માનીએ છીએ અને માનવુ જોઇએ કે ઇશ્વરની સૃષ્ટિમાં પૃથ્વી, ચંદ્ર, સૂર્ય ગ્રહ તારાગણ એ સર્વે પરમાણુઓનાં બનેલા છે. પરમાણુઓના વિવિધ સબંધથી વિવિધ પ્રકારનાં દ્રવ્યો બને છે. સર્વ સ્થળે જાણે પરમાણુઓનોજ રાસ થઇ રહ્યો ન હોય! વસ્તવિક રીતે આપણા શરીરમાં અને દૂરથી ચળકતા તારામાં કાંઈ પણ ફેર નથી. ફેર માત્ર પરમાણુઓની રચાનામાં છે. કુદરતની ખૂબી કેવી ન્યારી છે કે એકજ પરમાણુઓની જૂદી જૂદી રચનાથી થોરીઆ જેવાં કાંટાના પદાર્થો અને માલતીના પુષ્પો જેવા રમણીય પદાર્થો બનેલા છે.! આ પરમાણુઓના તત્વ ( રહસ્ય ) વિષે વિચાર કરીશું તેથી દ્રવ્યનું રહસ્ય સમજાશે.

( અપૂર્ણ )

# સરકારની રાજ નીતિને કેવી રીતે પહોંચી વળવું.

### ( એક નેશનેલીસ્ટની દૃષ્ટિથી. )

હિન્દુસ્થાનમા આગળ વધતી હિલચાલ તરફ સરકારે એક નિશ્ચિત પ્રકારની રાજ નીતિ ગ્રહણ કરી છે એવુ ઘણી બાબતો ઉપરથી ખુલ્લી રીતે માલૂમ પડે છે થોડા વખત પહેલાતો તેમની મુખ્ય નીતિ અંકુશમય હતી એવુ સામાન્ય રીતે માલૂમ પડતું હતુ પણ હમણાના કેટલાક પ્રસંગો ઉપરથી નિશ્ચયપૂર્વક એમ ધારી શકાય છે, ને લોર્ડ મોર્લી પોતે ઘણે ભાગે એમ સંતોષપૂર્વક માનતો હોવો જોઇએ કે પોતાના તીવેડાથી દેશમા પ્રસરેલો અથાગ અસંતોષ દૂર થશે એના થોડા વખત ઉપરના સીવીલ સર્વીસ ડીનરમા અપાયલા ભાષણો ઉપરથી ખુલ્લી રીતે માલૂમ પડે છે કે તેનું પહેલા મન જે અનેક શંકાઓથી વ્યાકુળ હતુ તે હવે એક દૃઢ નિશ્ચય ઉપર આવ્યુ છે હિન્દુસ્થાનની હિલચાલ તે જીવંત અને દિન પ્રતિદિન વૃદ્ધિંગત થતી મહાન હિલચાલ છે એ તેણે કબૂલ કર્યુ છે તેથી તથા ' તદ્દન અંકુશમયનીતિ હવે આપણે વાપરવી નહિ " વિગેરે તેના ઉદ્ગારોથી આપણને માલૂમ પડે છે કે થોડા વખત સુધી મોર્લી સાહેબ એક નિયમીત અને દૃઢ નીતિ ગ્રહણ કરવાના છે

હાલના નવા કાયદાઓ, તથા રાષ્ટ્રીય પક્ષના ઘણા પત્રકારોના અધિપતિઓની ધર પકડ એ સર્વથી આ ઉપરનુ અનુમાન વધારે સાબીત થાય છે આજ અનુમાનને વિશેષ ટેકો મુબાઈના ગર્વનર જ્યોર્જ કલાર્કના લેજીસ્લેટીવ કૌન્સીલમાં ઉચ્ચારેલા વચનોથી મળે છે જે, "સેક્રેટરી ઓફ સ્ટેટની ઈચ્છા અનુસાર, જાણુ છુ તે પ્રમાણે તો એટલુજ કહીશ કે હાલના દીલગીરી ભરેલા બનાવોથી કે પત્રો ઉપરની ધાડથી અમારી અંગીકારેલી નીતિને ધોકો નહીં પહોચતા અમે તે તેવીને તેવીજ ચલાવીશુ નવા સુધારા જે થોડા વખત પછી અમલમા મૂકનામા આવશે તે આ દેશના રાજ્યતંત્રની અંદર હિન્દ વાસીઓને વધારે ભાગ લેવાને એક અગત્યનુ પગલુ થઇ પડશે આ સુધારાઓ જોકે અધિરા સ્વભાવવાળાને સંતોષ નહી પમાડે તોપણ હું આશા રાખુ છુ અને માનુ છુ કે નવા થનારા સુધારાઓને જયવંત કરવાને હિન્દુસ્થાનનો ઉચ્ચ લોકમત અંતઃકરણ પૂર્વક અમારી સાથે જોડાયલો રહેશે, અને અવ્યવસ્થાની સામે સાવચેતી લેવામા સરકારને મદદરૂપ થશે"

આ ઉપરથી એમ માલૂમ પડેછે કે અધિકારી વર્ગે બહુજ ધ્યાન પૂર્વક હિંદની સ્થિતિ અવલોકન કરી છે, અને તેની તરફ એક નિશ્ચિત પ્રકારનું વર્તન યોગ્ય છે એવું નક્કી કર્યું છે

આપણે પણ અને સંતોષ પૂર્વક વધાવી લેવી જોઇએ, કારણ, જો આપણે તેનુ રહસ્ય બરોબર સમજીશુ તોજ આપણે તેની તરફ કેવી નીતિ અંગીકાર કરવી એ બરોબર આપણને સમજણ પડે તે નીતિ અવલોકન કરતા પ્રથમ તો એ બરોબર સમજવાનુ છે કે સ્વાભાવિક રીતે તે નીતિ એવા વિચારોથી નિર્માણ થયેલી છે કે હિન્દુસ્થાનમા બ્રીટીશ રાજ્ય અચળ રહે હિન્દુસ્થાનમા બ્રીટીશ રાજ્યનું અસ્તિત્વ હિન્દુસ્થાનના છુટાપણા અને તેના ઉદય માટે છે એવું જે અગાઉના રાજ્યકર્તાઓ એક દિલ લાગણીથી કે દેખાડ-

વાની લાગણીથી બોલી ગયા છે તે ગમે તેમ હોય, પણ તે બધાથી ઉલટો જવાબ લોર્ડ મોર્લીએ આર્બોરાથના ભાષણમાં આપ્યો છે કે હિન્દુસ્થાનનો દરેક સવાલનો એવી રીતે નીવેડો આણવો કે હિંદુસ્થાનમાં આપણા રાજ્યનું સ્થાયીપણું જળવાઈ રહે.

આ મુખ્ય વાત સ્મરણમાં રાખીને આપણે તપાસ કરીએ કે હાલના નવા ખરડા અને કાયદા ઉપરથી માલુમ પડતી સરકારની રાજનીતિ શી છે? ટુંકામાં તે રાજનીતિ આ પ્રમાણે છેઃ—મધ્યમ પક્ષનાઓને મેળવી લેવા અને ઉદ્દામ પક્ષવાળાઓને દાબી દેવા. સરકાર બરોબર નિર્ણય ઉપર આવી છે કે હિન્દુસ્થાનની હિલચાલ જીવંત છે માટે હાલમાં તે હિલચાલ ચલાવનારાઓ વચ્ચે જે ફાટફુટ પડી છે તેનો લાભ લઈ સરકારની એવી ઇચ્છા છે કે મધ્યમ પક્ષવાળાઓને નવા સુધારાઓ આપી રાજી કરી મેળવી લેવા અને ઉદ્દામ પક્ષવાળાઓને અનેક પ્રકારના કાયદાઓ ઘડી દાબી દેવા.

સરકાર બે બાબતોના નિર્ણય ઉપર આવી છે. (૧) હિન્દી હિલચાલ મિથ્યા નથી પણ સત્ય છે અને જેને દરેક હિન્દી સ્વાભાવિક રીતે ચાહે છે. (૨) જો કોઈ પણ સુધારાની બક્ષીસ નહિ આપવામાં આવે તો મધ્યમ પક્ષવાળા પણ કદાચિત ઉદ્દામ પક્ષમાં ભળી જાય. અને જો બન્ને એકત્ર થઈ જાય તો હાલના અસંતોષમાં વધારો થશે અને એ હિન્દુસ્થાનની અંદરની બ્રીટીશની સર્વોપરી સત્તાને ગંભીર જોખમમાં આણી મૂકશે.

ઉદ્દામ પક્ષનું બળ અને તેની અસર વધતી જતી જોઈને મધ્યમ અને ઉદ્દામ વચ્ચે ભેદભાવ વધારવો જરૂરનો ધારી સરકાર વર્તે છે. સરકારની નીતિમાં મધ્યમ પક્ષવાળાઓને મેળવી લેવા એ હેતુ શા સારૂ હશે? કારણ સરકારને ભય છે કે જો મધ્યમ પક્ષવાળા ઉદ્દામ પક્ષમાં ભળી જશે અને બન્ને એકત્ર થશે તો હિન્દુસ્થાનમાં બ્રીટીશ રાજ્યના પાયાને બહુ ધોકો પહોંચશે. સુધારા કરવાની ખાતર નહીં પણ મધ્યમ પક્ષવાળાઓની ઇતરાજી દૂર કરવા અને તેમની મદદ લેવાના ઈરાદાથી તે સુધારા દાખલ કરે છે. આમ છતાં ઉદ્દામ પક્ષ માટે તો જૂદીજ વાત છે. તેઓ બીન લાગણીવાળી સરકાર પાસેથી નજીવા હકકો મેળવવા એવા ઉદ્દેશવાળા નથી તેઓનો ઉદ્દેશ તેથી તદ્દન જૂદો છે અને તે રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય છે. અને આ ઉદ્દેશ દરેક બ્રીટીશ રાજ્યકર્તાના ઈરાદાથી ઉલટો હોવાને લીધે તેઓને એકજ રસ્તો રહ્યો છે કે ઉદ્દામ પક્ષવાળાને હરેક પ્રકારે ચાંપી દેવા અને તેઓનું એવું માનવું છે કે તેઓ થોડા વખતથી ઉત્પન્ન થયા છે એટલે તે રસ્તે તેઓ સહેલાઈથી અસ્તપ્રાય થઈ શકશે. આવી સામાન્ય રીતે મોર્લીની રાજ્યનીતિ છે હવે તે તરફ આપણી વર્તણુક તથા હિલચાલ કેવી હોવી જોઈએ તે જોઈએ.

વખત ઘણો બારીક છે અને આપણા ઉદ્દેશના હિત માટે જેટલું બને તેટલું એક નિશ્ચય પૂર્વક અને બહુ વિચાર પૂર્વક એક નિશ્ચિત નીતિ ગ્રહણ કરવી અને તે પ્રમાણે મજબુત રીતે ચાલવાની ઘણી જરૂર છે. હાલની સ્થિતિ ઉપરથીજ સારૂં યા નરસું જાવિજ બંધાવાનું છે એ નક્કી છે, માટે જો આપણે વખત પ્રમાણે નહિ જાગીએ અને ડહાપણ ધૈર્ય અને સ્વાર્થત્યાગ પૂર્વક બને તેટલો પ્રયત્ન નહિ કરીએ તો આપણા રાજકીય કામના ભંગાણ માટે આપણેજ જવાબદાર થઈશું. પણ તે પહેલાં આ બાબત ઉપર વિચાર કરવાની જરૂર છે. શું સરકાર મધ્યમ પક્ષવાળાને લાંબા વખત સુધી મે

ળવી શકવા ફતેહમંદ નીવડશે ? મધ્યમ પક્ષવાળા તેઓના સિદ્ધાન્તો તરફ સત્યતાથી વળગી રહેશે તો આવું બનવું અશક્ય છે.

સેક્રેટરી ઓફ સ્ટેટ જે સુધારા કરવા માગે છે તે બ્રીટીશ રાજ્યની સર્વોપરીસત્તાને પોષણ કરે એવા હશે, અને તેની સર્વોપરી સત્તા ત્યાં સુધીજ જળવાશે કે જ્યાં સુધી હિન્દુસ્થાનના લોકોને સમાનતાના હકો નહીં આપવામાં આવે, અને ખરી સત્તા તેમના હાથમા રહેશે. સંસ્થાનોના જેવું સ્વરાજ જે મધ્યમ પક્ષનો આશય છે તે જો સત્ય હોય તો હિન્દુસ્થાન ઇગ્લાંડ સાથે એવા સંજોગોથી જોડાયલું છે કે તે એની સાથે પ્રજા, ભાષા ધર્મ કે ઇતિહાસ વિગેરે સ્વાભાવિક બંધન ન હોવાને લીધે તે સ્વરાજ અશક્ય જેવું છે. બ્રીટીશ રાજ્યદ્વારીઓ આવાજ વિચાર ઉપર આવે છે. અને તેઓ બરોબર જુએ છે કે આવી તરેહના સ્વરાજ માટે હિન્દુસ્થાન લાયક નથી. માટે મધ્યમ પક્ષવાળા કે જેમણે આવું સ્વરાજ મેળવવા સોગન લીધા છે તેઓ જો પોતાના નિશ્ચયમાં નરમ તથા હલકા નહી પડે તો તેમને અને મોર્લિને આગળ જતાં તીક્ષ્ણ પ્રસંગો આવશે. મોર્લિ સાહેબ થોડા ઘણા સુધારાથી મધ્યમ પક્ષવાળાને કેવી રીતે મેળવી લેશે ! તેટલા માટે કાંતો સરકાર જાહેર મતથી હારી જઈને સ્વરાજ બક્ષશે અથવા મધ્યમ પક્ષ વાળા પોતાના પક્ષથી ખસતા જશે. ગમે તે રીતે આ બેમાથી એક પણ વાત નહીં બને તો તે બન્ને વચ્ચે તીક્ષ્ણ ઝઘડો ચાલી રહેશે મોર્લી સાહેબની નીતિ પરત્વે બીજી એક વાત વીચારવાની એ છે કે શુ તે ઉદ્દામ પક્ષને અસ્ત કરવા શક્તિવાન થશે ?

આ એક અગત્યનો પ્રશ્ન છે જેને વિચારવાથી ઉદ્દામ પક્ષ શું છે તે અને તેને ટેકો આપનાર તથા પ્રેરનાર જે મહાન બળો છે તેનો ખ્યાલ આવશે.

ઉદ્દામ પક્ષ એટલે રાષ્ટ્રીય સ્વતંત્રતા અને ગૌરવ માટે પ્રયાસ કરનાર વર્ગ, તે શું હિન્દી સુધારણા માટે પ્રયાસ કરનાર બીજા વર્ગની માફક પાશ્ચિમાત્ય અસરોનું શુદ્ધ કાયદા પૂર્વક સ્વાભાવિક પરિણામ નથી ? એવો કોઈ પણ નથી જે એમ નહીં કહી શકે કે સ્વાતંત્ર્ય મેળવવુ એ, પશ્ચિમે કેળવાયલા હિન્દીઓને શીખવ્યું નથી. જો આમ છે તો દબાણની નીતિ રાષ્ટ્રીય પક્ષનાં સ્વાભાવિક બળ અને તેજ આગળ કાંઈ પણ અસર નહી કરી શકે. જડવાદીઓ કે અજ્ઞેયવાદીઓ ભલે ના કબુલ કરે પણ એ વાત નિર્વિવાદ છે કે હાલના વખતમાં હિન્દુસ્થાન અને આખા એશીઆ ખંડમાં જે અમાનુષીક બનાવો બની રહ્યાં છે તે આધ્યાત્મિક નજરે જોતાં ખાલી દમામ નથી પણ તે મહાન્ ઈશ્વરી બળોના અનુસાર ચાલી રહ્યા છે. દુનિયા નીયમોને આધારે ચાલે છે. અને હિન્દુસ્થાન હમેશને માટે ગુલામગીરીની સ્થિતિમા રહેવાનું એમ કહેવું તે ઈશ્વરી નીયમોથી ઉલટું છે.

ઈગ્લાંડનો હિન્દુસ્થાન સાથેનો સંબંધ અને તેથી પાશ્ચિમાત્ય જ્ઞાન અને સુધારણાનો સહવાસ, પહેલાં ગમે તે રીતે થયો હોય પરંતુ તેની મુખ્ય ધારણા એજ હોવી જોઇએ કે હિન્દુસ્થાનને એક સ્વતંત્ર, આગળ વધતા રાજ્યની પદવી પર્યંત ઉન્નત કરવું; જેથી પશ્ચિમ અને પૂર્વની સુધારણા અને જ્ઞાનની પરસ્પર મૈત્રિ તથા આપ લે થાય. બ્રીટીશ રાજ્યની હિન્દમાં બીજીજ ધારણા છે એવું માનવું તે ઇશ્વરી અસ્તિત્વ ભૂલી જવા બરોબર અને જીવનનું જડ વાદી અનૈતિક સ્વરૂપ જોવા બરોબર છે.

હિન્દી હીલચાલ તેટલા માટે એક ઈશ્વરી હીલચાલ છે અને સામર્થ્યમા પણ સામર્થ્યવાન રાજ્ય તેની સામે થવા શક્તિવાન નથી. ઈતિહાસ આ સિદ્ધાન્તને ટેકો આપે છે. અંગ્રેજી પ્રજાએ હિન્દીઓની સ્થિતિનો શાંત સંતોષ પૂર્વક નીવેડો આણવો હોય અને બન્ને પક્ષોને તથા દુનિયાને સુખી કરવા હોય તો તેણે ઈતિહાસ તરફ બરોબર દૃષ્ટિ ફેરવી સારી રાજનીતિ ગ્રહણ કરવી જોઈએ.

હવે આપણા પ્રથમ પ્રશ્ન તરફ આવીએ કે સરકારે લીધેલા દબાણ તરફ આપણે શી રીતે વર્તવું ? આનો ઉત્તર આપ્યા પહેલા આટલી વસ્તુઓનો બરોબર યાદ કરવી જોઈએ.

(૧) આપણા પક્ષની નીતિમા અને તેની અંતિમ ફતેહમા આપણને પૂર્ણ શ્રદ્ધા હોવી જોઈએ

(૨) આપણા ઉદ્દેશની પ્રાપ્તિ એકદમ વધી જતા શીઘ્ર અને બળાત્કાર પૂર્વક કર્મથી નહીં થઈ શકે

(૩) જો કદાચ આપણી હિલચાલ ભાંગી જાય (જે ઈશ્વર ન કરે) તો તે આપણી જ બેદરકારી કુસંપ અને અનિશ્ચિતતાને લીધેજ થશે, અને કાંઈ અંગ્રેજી શેષ સત્તાની મહાન્ સામર્થ્યથી નહીં. પેહેલી વાત તો એ છે કે આપણે શાન્ત રહેવુ અને ઉશ્કેરણીની લાગણીથી દોરવાઈ ન જવુ. બીન જરૂરીઆત ગુસ્સા અને દ્વેષથી શક્તિ વીખરાઈ જાય છે. જે આમ રક્ષણના હક્કને ફરજીઆત કાયદો અમલમા મેલવાની રજા આપે છે તેતો જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે ઉપયોગ કરતા આપણે અટકાવવાની જરૂર નથી, પણ એટલું આપણે ધ્યાનમા રાખવાનું છે કે કાયદાની ખરી હદનુ આપણે ઉલ્લંઘન કરવુ જોઈએ નહીં. અને જો આપણને ખમવું પડે તો મહાન વીરોની માફક ધૈર્યથી શાન્તતાથી અને આનંદથી ખમવુ.

કોઈ પણ ઉદ્દેશ જ્યા સુધી તે લોકોના મોટા જથાના મનમા ઉતરેલો હોતો નથી અને પોતાના હિતના ભોગે પણ કામ કરવા જેટલા બળ અને ઉત્સાહ તેમનામા પ્રેરતો નથી ત્યા સુધી તે પાર પડી શકતો નથી છેલ્લાં થોડાં વર્ષ દરમીઆન રાષ્ટ્રીય સ્વાધીનતાના ઉદ્દેશે ઘણો આગળ વધારો કર્યો છે, તે ઉદ્દેશના અંગે ઘણી સંસ્થાઓ અને મંડળીઓ સાથે એક જુદોજ પક્ષ ઉભો થવા પામ્યો છે. તે ઉદ્દેશનો ફેલાવો કરવા ખાતર જે કામ અત્યાર સુધી થયુ છે તે તેટલા પૂરતું બહુ ઠીક છે પણ જનસમાજનો એવો ઘણો મોટો ભાગ છે કે જેઓના મગજપર આ અગર એના જેવા બીજા કોઈ પણ ઉદ્દેશે કાંઈ પણ અસર કરી નથી અને જેઓની સમજ શક્તિને એક ધાર્યા અને નિયમીત કાર્યથી જાગ્રત કરવાની જરૂર છે. સ્વાતંત્ર્યના મતના ફેલાવાને તેટલા માટે મોટી દેર જોઈતી નથી. કોઈ પણ ઉદ્દેશને ફતેહ મેળવતા પહેલા તેનો પ્રચાર થવો જોઈએ અને જો તેને અહોનિશ ચર્ચવાથી તેનો ફેલાવો થઈ શકે નહિ તો તે કયે રસ્તે પ્રસરે ! પ્રચારમા બહુ ફેરફાર થવા પહેલા તેનો સ્વીકાર થવો જોઈએ.

પણ જ્યારે એવી તકરાર લાવવામા આવે કે સ્વાતંત્ર્યના સિદ્ધાંતનું પ્રતિપાદન જરૂરનું છે તો તે પરથી કાંઈ એમ નીકળતુ નથી કે તે પ્રતિપાદન ગમે તે રીતથી અને

પામશે. મ્હારૂં કાંઇ એમ કહેવું નથી કે પ્રજાકીય સ્વાતંત્ર્યનો મુદ્દો દરેકે દરેક માણસ જ્યાં સુધી લખતા વાંચતા જાણશે નહી ત્યાં સુધી વિજય પામી શકશે નહિ. પણ એમ તો મારૂં કહેવું છેજ કે આન્તર જાગ્રતિ જે તેના વિજયને માટે આવશ્યક છે તે હાલની ભયંકર નિરક્ષરતા જ્યાં સુધી વાસ્તવિક રીતે ઓછી કરવામા ન આવે ત્યાં સુધી ઉદ્ભવી શકશે નહિ. જો આપણા પ્રજાકીય લક્ષણમાંજ પ્રજાત્વનો જુસ્સો સ્વભાવથીજ સજડ થએલો હોત તો જાણે જુદી વાત હતી. પ્રજાત્વની ભાવનામાં પૂરે પૂરી પચી રહેલી કોઈ પણ પ્રજા જો કે તેની વસ્તીનો ઘણો મોટો ભાગ અશિક્ષિત હોય તો પણ દૈવ દુર્નિયોગે ખોએલી પોતાની સ્વતંત્રતા પાછી મેળવતી કલ્પી શકાય છે પણ જે પ્રજામાં સ્વાતંત્ર્યનો જુસ્સો હજી હવે જાગૃત કરવાનો છે તેનો, જ્યા સુધી તેના લોકમાનો મોટો ભાગ ડક-ડકતા અજ્ઞાનમાં ડુબેલો છે ત્યાં સુધી, ઉદય થવો મુશ્કેલ છે.

કોઈ પણ આદર્શને પ્રાપ્ત કરવાની કાલ્પનિક પ્રવૃત્તિને માટે આવું વ્યવહારૂ કાર્ય કદી પણ ખોરંભે નાંખવુ જોઈતું નથી. આપણે ચુપકીથી પણ દૃઢતા અને બળથી બહારનો ડોળ અગર આડંબર બતાવ્યા વિના સ્વદેશી, બહિષ્કાર અને પ્રજાકીય કેળવણીને ઉત્તેજન આપવાનું કાર્ય કરવાનું છે. આ કાર્ય નિયમિત રીતે કરવાને માટે જીલ્લાની સહકારી સંસ્થાઓ ઉભી કરવી જોઇએ અને દરેક જીલ્લામાં ઓછામાં ઓછા બે ત્રણ માણસ ઘણી ઉંચી પ્રકારની કેળવણી વાળા હોવા જોઇએ જેઓ તે કાર્યને માટે પોતાની જીંદગી અર્પણ કરે.

પ્રાંતિક મંડળીઓ ઉપરાંત આવી જીલ્લા મંડળીઓ ભરાય તે એક ખરેખરૂં આગળ વધવાનું પગલું સમજવું તેમજ તાલુકાની મંડળીઓ પણ હોવી જોઇએ અને તેનાથી પણ વધારે અગત્યની બીના એ છે કે આવી મંડળીનુ કામ પ્રત્યેક વર્ષના આરંભથી તે તે અંત સુધી નિયમિત રીતે ચલાવ્યા જવું.

પ્રથમની જરૂરીઆતો કેળવણીને ઉત્તેજન આપવાની, ખેતીવાડીને સુધારવાની, અને સ્વદેશી ઉદ્યોગોને રક્ષણ આપવા વિષેની છે. જો સ્વદેશ પ્રેમના વિચારોની ખીલવણી અને સ્વાતંત્ર્યના પ્રેમની સાથે સાથે આ કાર્ય કરવામાં આવે તો રાષ્ટ્રીય ઈમારત એવી રીતે જડ ઘાલી બેસશે કે તે ગમે તેવા બળવાન વિરોધને પણ ઠોકર મારવાને શક્તિમાન થશે.

સાંસારિક સુધારા અતિ લક્ષ પણ જવું જોઇએ ખરેખર તે એક ઘણી સંતોષની બાબત છે કે જુના પુરાણા વહેમો હવે નષ્ટ થતા જાય છે અને સાંસારિક બાબતોમાં આગળ વધવાની જરૂર વધારે ને વધારે સ્વીકારાતી જાય છે. પણ રાજકીય બાબતો આપણા મનમાં એટલી તો બળવત્તર છે કે સાંસારિક ચેતનાની આપણી જાગ્રતીને મૂર્તિમાન અને સતત કાર્ય રૂપે હજી હવે બહાર પાડવાનું છે. દબી ગએલા વર્ગની ઉન્નતિ, જ્ઞાતિના અંતરાયનો નાશ, લગ્નના વયમાં વધારો—આ બધા સુધારા સ્વતંત્ર હિંદી રાષ્ટ્રત્વના બંધારણને માટે એટલા જરૂરના છે કે તેની અવગણના અગર તેમાં વિલંબ કરવો તે એક આત્મઘાતી પગલું છે. અને ખરેખર હાલનો સમય કે જેણે પ્રજાત્વને માટે સરાગ લાલસા ઉત્પન્ન કરી છે તે આ સુધારાને અમલમાં મેલવા ઘણોજ બંધબેસતો છે.

મને તો પૂરેપૂરી ખાત્રી છે કે જ્ઞાતિ રીવાજને જો હાલના રૂપમાં ચાલુ રાખવામાં આવે તો તે ખચિત સબળ અને એકત્ર પ્રજાતત્ત્વના વધારાની આડે આવે. સમાનતા સ્વાતંત્ર્ય, અને ન્યાયના સિદ્ધાંતો જેટલે દરજ્જે રાજકીય બાબતોને લાગુ પડે છે તેટલેજ દરજ્જે સાંસારિક બાબતોને પણ લાગુ પડે છે. તમારી જીંદગીના એક વિભાગમાં તમારા કાર્યનો પાયો આ સિદ્ધાંતો ઉપર રચી તમે તેના બીજા વિભાગમાં તેઓનો અનાદર નજ કરી શકો. તમે એક તરફ જ્ઞાતિ ભેદનું પ્રતિપાદન કરી અને જ્ઞાતિમાનને મનમાં સ્થાન આપી પ્રજાતત્ત્વની સુવર્ણમય ગ્રન્થિથી હિંદની જુદી જુદી પ્રજાની એકત્ર ગુંથણીની ખરેખર આશા નજ રાખી શકો, અનંત અને અકારણ ભેદના મધ્યમાં પ્રજાતત્ત્વ કદી પણ ઉછરીને વિકાસ પામી શકે નહિ. જો હિંદની પ્રજા એકત્ર થવા માગતી હોય તો આધુનિક જ્ઞાતિ બંધારણનો નાશ થવોજ જોઈએ.

આ પ્રમાણે જોતાં આપણે સ્વતંત્ર રાષ્ટ્રિય એકતા પ્રાપ્ત કરતાં પહેલાં ઘણું વ્યવહારૂ કાર્ય કરવાનું છે, અને જો આપણે આ શર્તને સંપાદન કરવામાં અધીરા બની જે કાર્ય આપણે તરત હાથમાં લેવાનું છે તેને ભૂલી જઈશું તો તેનું પરિણામ સજ્જડ પરાજય અને નાસીપાસીમાં આવશે. ક્યારે અગર કેવા વાસ્તવિક પગલાં ભરવાથી હિંદીવાનો સ્વતંત્ર રાષ્ટ્રીય એકતાને પામશે તે કોઈ માણસ જાણતો નથી અગર તેની બરોબર રીતે આગાહી કરી શકતો નથી, તેમજ તે હાલને હાલ જાણવું અગત્યનું પણ નથી.

એટલું તો હું જાણું છું અને છાતી ઠોકીને કહી શકું છું કે કોઈ પણ પ્રજા, જરૂરની નૈતિક અને સાંસારિક કેળવણીથી જે ભવિષ્યને માટે અધિકારી બને છે તેનાથી, તેને લાંબી મુદ્દત સુધી કદી પણ વિમુખ રાખી શકાશે નહિ. અને જે કાર્યની ખરા મનની બજાવણી માટે હું ઉપર આગ્રહ કર્યો છે તે, આપણે સ્વતંત્ર પ્રજાતત્ત્વના ભવિષ્ય માટે આપણા નૈતિક બળથી યોગ્ય થઈએ તેને માટે જે તાલીમ આપણે લેવી જોઈએ, તેનોજ સમાવેશ કરે છે. એક વખત આ કાર્ય સિદ્ધ થયું પછી ઈશ્વરની કૃપાનોજ સવાલ રહે છે જેને માટે મારી ખાતરી જમા છે કે ન્યાયમતવાળાઓ કનેથી તે કદી દૂર રહી શકતી નથી. સરકારની કમાણુની નીતિને પહોંચી વળવા માટેનો સારામાં સારો માર્ગ એ છે કે સત્યતા અને નિષ્કપટીપણાના સાચા ભાવથી ઉપર આપેલું કામ બજાવવું. મનુષ્યોને ઉતાવળીઆ અને તોફાની કાર્ય તરફ પ્રેરવા વિના સ્વાતંત્ર્યને મંત્ર પ્રચાર થવા દ્યો, સ્વદેશી બહિષ્કાર, અને રાષ્ટ્રીય કેળવણીનો જેમ બને તેમ આપણા સાધનોનો પુરેપુરો લાભ લઈને વધારે ને વધારે ફેલાવો કરો, નીચના વર્ગના લોકો ઉંચી સ્થિતિએ પહોંચાડો, અને જ્ઞાતિભેદને પાણીચું આપો અને સાંસારિક સુધારાને સન્માન્ય રીતે આગળ વધારો, સ્વતંત્રપણાનો જુસ્સો કેળવો અને પ્રજાત્વના ભાવને વિકાસ પમાડો અને પછી આપણે સ્વતંત્રતાને માટે ખરેખરા યોગ્ય બનીશું, અને જ્યાં આપણે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યને માટે નૈતિક યોગ્યતા પ્રાપ્ત કરી કે પછી નક્કી સમજવું કે પૃથ્વી ઉપર તો એવી એકે સત્તા નથી જે આપણા સ્વતંત્ર અને બળવાન પ્રજાકીય ભાવી તરફની આપણી વિજયવંત ગતિને અટકાવી શકે.

( મોડર્ન રીવ્યુમાં મી. આર. જી. પ્રધાનના લેખ ઉપરથી.

---

જાહેર ખબર.

# આતંકનિગ્રહ ગોળીઓ.

આતંકનિગ્રહ ગોળીઓ આરોગ્યની દેવી છે, પૌષ્ટિક દવાઓની મહારાણી છે, ડાક્ટરો અને વૈદ્યોનું અમોઘ હથિયાર છે, શક્તિનો અખૂટ ખજાનો છે, સ્મરણશક્તિનો આધાર છે, દુઃખીયાને આશીર્વાદ છે અને ટુંકામાં મનુષ્ય માત્રનું જીવન છે.

નષ્ટ થયેલી યાદદાસ્ત, ગુમ થયેલ તાકાતને પાછી મેળવવા માટે, મગજને પુષ્ટિ આપવા માટે, જ્ઞાનતંતુઓને તેજ કરવા માટે, તથા લોહી સુધારવા માટે આતંકનિગ્રહ ગોળીઓ બિનહરીફ ઇલાજ છે.

કિંમત ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપીઓ ૧.

## વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી

માલિક, આતંકનિગ્રહ ઔષધાલય—સ્થાપિત ઇસ્વીસન ૧૮

હેડ ઓફીસ—જામનગર—કાઠિયાવાડ.

બ્રાંચ ઓફીસ. મુંબાઈ. કાલકાદેવી રોડ.

| નં. ૧ | નં. ૨ | નં. ૩ | નં. ૪ | નં. ૫ |
|---|---|---|---|---|
| મુંબાઈ. | કલકત્તા. | પુના—સીટી. | વડોદરા. | અમદાવાદ. |
| કાલકાદેવી રોડ. | હેરીસન રોડ. | બુધવારપેઠ. | રાવપુરા. | રીચીરોડ. |

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

Pay-Nothing-A guide to Health, Wealth and Prosperity.
In English-p. p. 100) Gratis Post free, Apply to,
Vaidya Shastri Manishanker Govindji,
Jamnagar, Kathiawad.

---

# ભગવદ્ગીતા.

શુદ્ધ ગુજરાતી ભાષાંતર તથા પૂરતાં વ્યાખ્યાન સાથે.

મૂળશ્લોક, શબ્દાર્થ તથા અત્યુત્તમ અપૂર્વ વિસ્તૃત અને વિશદ વ્યાખ્યાન સાથે, પુષ્કળ વ્યાખ્યાન સહિત આ આર્યતત્વ જ્ઞાનનું અપ્રતિમશાસ્ત્ર દરેક સહૃદય, ધર્મપ્રેમી અને દરેક સુશીલ મનુષ્યે અવશ્ય વાંચવા અને અભ્યાસ કરવા યોગ્ય છે. કદ ડેમી આઠ પેજી લગભગ ૮૦ ફારમ પૂઠું પાકું. કિંમત રૂ. ૪—૦—૦ ચાર પોસ્ટેજ આના પાંચ.

વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.
જામનગર—કાઠિયાવાડ.

# વિશેષ.

અમારા ગ્રાહકોને લો. મા. શ્રીયુત તિલકની સુંદર છબી આપવામાં આવી છે, અને હજી જે નવા ગ્રાહકો થશે તેને તે આપવામાં આવશે.

વળી જેનું લવાજમ આવી ગયું છે તેને ઉદયપુરના મહારાણા ક્ષાત્રપાળ વીરરત્ન પ્રતાપની છબી આપવા માંડી છે. વાસ્તે લવાજમ આપી તે આદર્શ રૂપ પુરૂષની છબી મંગાવી લેવી. છબી મોકલતાં ભૂલ થઇ હોય તો તે લખી મંગાવી લેવી.

---

# જુનાગઢ પાંજરાપોળ લૉટરી

ભાગ ત્રીજો. કુલ ટિકેટો ૫૫૫૨૭, દરેક ટિકેટની કીંમત. રૂા. એક.

| ઈનામની સંખ્યા. | ઇનામની રકમ. | કુલ. રૂ | ઇનામની સંખ્યા. | ઇનામની રકમ | કુલ રૂ |
|---|---|---|---|---|---|
| ૧ | ૫૦૦૦ | ૫૦૦૦ | ૩૦ | ૫૦ | ૧૫૦૦ |
| ૨ | ૧૦૦૦ | ૨૦૦૦ | ૪૦ | ૨૫ | ૧૦૦૦ |
| ૪ | ૫૦૦ | ૨૦૦૦ | ૬૦ | ૧૦ | ૬૦૦ |
| ૫ | ૨૫૦ | ૧૨૫૦ | ૧૦૦૦ | ૫ | ૫૦૦૦ |
| ૮ | ૧૦૦ | ૮૦૦ | ૭૬૫ | ૪ | ૩૦૬૦ |

૧૯૧૫ કુલ ઇનામ કુલ રૂ ૨૨૨૧૦

☞ ઓછામાં ઓછી ૭ ટીકેટ ખપાવનારને અરધો રૂપિયો અને અગીયાર ટીકેટ ખપાવનારને એક રૂપીયો કમીશનનો અપાય છે જોઇતી ટિકેટો અગાઉથી નાણાં મોકલીને અગર "વેલ્યુપેબલ" થી એકદમ મંગાવી લેજો. નસીબ અજમાવી જોવાની આ ઉમદા તક છે. સ્વાર્થ ને પરમાર્થ એક સાથે જોડાએલા છે સ્વાર્થ કરતાં પરમાર્થ અને પરમાર્થ કરતાં સ્વાર્થ થઇ જાય છે ! એક રૂપીયો ખરચવાથી તમે કાંઇ ગરીબ થઇ જવાના નથી પરંતુ જો ભાગ્યદેવી પ્રસન્ન થશે તો એક તડાકે પૈસાદાર થઇ જશો માટે આવી ઉમદી તક ખોશો નહી ધર્માદાના કામમાં ઢીલ કરશો નહીં. આજ કાલ કરશો તો વખતે રહી જશો વહેલો તે પહેલો જાગતાની પાડી અને ઉંઘતાનો પાડો એ તમે કયાં નથી જાણતા ? તેથી હોડો ગાડા જોડજો, ટિકેટ લેવી તો તે વેળાસર શા માટે ન લેવી ? કેટલા ટિકેટ તથા તે કેના કોના નામપર દાખલ કરીને મોકલવી તે લીધે તારીખે હુકમ લખી જણાવજો લોટરી રૂપે લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મો ધોવા શા માટે જવું ? એમ છતાં રહી જશે તો માત્ર એક રૂપિયો તથા તે પણ આવા ધર્માદાના કામમાં અને આવશે તો જયજયકાર !

**પુરૂષોત્તમ કહાનજી ગાંધી લીંબડીવાળા.**

જુનાગઢ. ( કાઠીયાવાડ. )

---


પી. "ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ"—અમદાવાદ.

**Registered No. B. 680.**

# ઉદ્બોધન.




असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय । बृहदारण्यक १-३-२८
कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन । श्रीमद्भगवद्गीता. अ. २.


| | | |
|---|---|---|
| પુસ્તક ૭. | તંત્રવાહક અને પ્રકાશક. | સંવત ૧૯૬૫ માઘ, |
| અંક ૧૦. | એક યુવક વર્ગ. | ફેબ્રુઆરી ૧૯૦૯. |


## વિષયાનુક્રમ



વાર્ષિક લવાજમ અગાઉથી રૂ ૧-૦-૦ ટપાલ ખર્ચ ૦-૪-૦.

તેઓને આપણે આપણી સાથેના સંબંધમાંથી 'બોયકોટ' કરવા જોઇએ. આપણા માં નવી રાજકીય પ્રવૃત્તિ ઉત્પન્ન કરનાર હિંદદેશના માજીની બીપીનચંદ્રપાલે પ્રખ્યાત દેશભક્ત સુરેંદ્ર બાબુની વિધવા ભત્રીજી સાથે પુનર્લગ્ન કરી રીતે સર્વને બતલાવી આપ્યું છે કે પોતે એક હડહડતા સુધારક છે. નવા યુગના ' ક્રીય શૂર તરીકે પોતે બહાર પડયા ત્યાર પહેલા બ્રહ્મોસમાજના તથા સંસાર સુધા તેઓ ઉપદેશ કરતા. ઉદ્દામ પક્ષના સુવિખ્યાત નાયક રા. ખાપર્ડે પણ એક સંસાર સુધારા સમાજના પ્રમુખ હતા. તેમજ સંસાર સુધારાની હિલચાલના આગેવાન ન્યાયમૂર્તિ ચંદાવરકર પણ એક વખત કોંગ્રેસના પ્રમુખ સ્થાને બીરા હતા. આ વર્ષની સંસાર સુધારા સમાજના પ્રમુખ ન્યાયમુર્તિ શંકરનેર પણ કોંગ્રેસ જાણીતા આગેવાન છે ને તેઓ પણ એક વખત કોંગ્રેસના પ્રમુખ હતા. આથી વધારે નામો આપવાની જરૂર શી છે?

આપણી સાંસારીક સ્થિતિ સંતોષકારક નથી એ તો સર્વ કોઇ કબુલ કરશે હા કરી વહોરી લીધેલા અગણિત હાનિકારક રીવાજોને લીધે આપણે સર્વ રીતે શક્તિ હીન થઇ ગયા છીએ અને દુનિયામાં એક અશક્ત પ્રજા તરીકે આપણી ગણના થાય છે. આપણો સામાન્ય વર્ગ તેમ હલકો વર્ગ અને આપણી સ્ત્રીઓ ખરેખર અધમ દશામાં છે. તેઓ વહેમ અને અજ્ઞાનતામાં નિરંતર કુટાયા કરે છે. તેઓ બિચારા ધર્મનું ઉચ્ચ રહસ્ય સમજી શકતા નથી તેથી તેમના આત્માને જોઇતું સાંત્વન મળતું નથી ધર્મને નામે તેઓ બીચારા અનીતિવાન અને પાખંડી ધર્મ ગુરૂઓના હાથમાં નિરાધાર બની રહે છે અને તેમના જેવા આળસુ અને દુષ્ટ ધર્મ ગુરૂઓને મિષ્ટાન્ન જમાડવામાં અને તેમની સેવા કરવામાંજ પોતાના દેહનું સાર્થક થયું એમ માને છે. આપણી આવી સાંસારીક તથા ધાર્મીક સ્થિતિ સુધારવાનો જ્યાં સુધી આપણે પ્રયત્ન નથી કરતા ત્યાં સુધી આપણી દેશભક્તિ અપૂર્ણ છે ભલે પછી કેટલાક કહેવાતા દેશભક્તો આપણા સંસાર સુધારકોને તથા ધાર્મિક સુધારકોને ગાળો દેવામાં તથા તેમને વગોવવામાં પોતાનું કર્તવ્ય સંપૂર્ણ થયું સમજે.

આપણા દેશના રીત રીવાજો ઉપર આપણને પક્ષપાત હોય એ તો સ્વાભાવિક છે. પણ આપણા હાલના રીતરીવાજોમાંથી કયા કયા આપણને હાનિકારક છે, કયા કયા અન્યાય તથા નિર્દયતાથી ભરેલા છે, કયા કયા હાલના સમયમાં આપણા હિતને અનુકૂળ નથી વિગેરે બાબતોનો વિચાર કરવો તથા તેવા રીવાજોને નાબુદ કરવા પ્રયત્ન કરવો એ પણ આપણો ધર્મ છે, આપણું સર્વ સંપૂર્ણ છે ને આપણા રીત રીવાજોમાં તો કંઇ સુધારો કરવાની જરૂરજ નથી એવું મિથ્યાભિમાન રાખવું એ તો મૂર્ખતાનું લક્ષણ છે. સંસાર સુધારાના વિરોધીઓ તરફથી ઘણીવાર એમ કહેવામાં આવે છે કે સુધારાવાળાઓ આપણા અસલી રીવાજો કાઢી નાખી તેને બદલે યુરોપીઅન રીતરીવાજો આપણામાં દાખલ કરાવવા પ્રયત્ન કરે છે. અને તેથી તેઓ યુરોપીઅન સંસારની ખરાબ બાજુ તરફ લોકોનું ધ્યાન ખેંચી પોતાનો વિજય થયો એમ સમજે છે. પણ સુધારાના વિરોધીઓની આવી દલીલ તદન ખોટી છે. સુધારકો આપણને કદી એવું કહેતાજ નથી કે આપણા સર્વ રીત રીવાજો ખરાબ છે માટે તેમનો આપણે

ત્યાગ કરવો ને યુરોપીઅન રીત રીવાજો બધાજ સારા છે માટે તેઓ સઘળાં આપણે ગ્રહણ કરવાં. મી. મલબારી, ચંદાવરકર તથા દયારામ ગીડુમલ જેવા ઉદ્દામ સુધારકોના લખાણો તથા ભાષણોમાં કદી પણ આવું કહેવામાં આવ્યુંજ નથી. તેમ તેઓ પોતે પણ આપણા સર્વ રીવાજો છોડી દઈ યુરોપીઅન રીવાજો ગ્રહણ કર્યાજ નથી. સુધારાવાળાઓ તો એમજ કહે છે કે આપણા રીત રીવાજોમાં જે સારાં હોય અને જે સર્વ રીતે આ જમાનાને અનુકૂળ હોય તે તો આપણે અવસ્ય રાખવાજ; પણ જે રીવાજો આપણને હાનિકર્તા, વ્હેમથી ભરેલા તથા જમાનાને બીલકુલ અનુકૂળ નહીં એવા માલમ પડે તો તેમનો આપણે ત્યાગ કરવો. યુરોપીઅનોના જે ખરાબ રીત રીવાજો હોય તે તો આપણે અવસ્ય નાજ લેવા. પણ તેમનામાંથી જે આપણને સાર લાગે ને આપણા સંજોગોને અનુકૂળ થઇ પડે એમ હોય તે ગ્રહણ કરવામાં બીલકુલ આંચકો ખાવોજ નહીં. યુરોપના રાજકીય વિચારો ગ્રહણ કરવામાં આપણે ઈંતેજાર છીએ તો એમના સાંસારીક જીવનમાંથી પણ આપણને કાંઇક શીખવાનું તથા ગ્રહણ કરવાનું મળશે. યુરોપીઅન પ્રજાના દુર્ગુણો આપણામાં ના આવે તેમ એમના કેટલાક હાનિકારક રીવાજો આપણા સંસારીક જીવનમાં પ્રવેશ ના કરી શકે તેને માટે સાવચેત રહેવું એ અવસ્ય જરૂરનું છે. પણ આમાં હદ કરતાં વધારે સાવચેતી રાખી, આપણી સાંસારીક સ્થિતિ છે તેમને તેમ રહેવા દેવી, અને આગળ એક પણ પગલું ભરતા બ્હીવું એ પણ હાનિકારક છે. આપણી સંસારીક સ્થીતી આપણાથી છે તેમને તેમતો રાખી શકાશેજ નહીં. કદાચ આપણે આડે રસ્તે દોરાઈ જઇશું એવી બીકથી ગભરાઈ જઇ આપણે સુધારાને માટે આગળ એકપણ પગલું ભરીશું નહીં તો વ્હેમ અને અજ્ઞાનને લીધે આપણી સાંસારીક સ્થિતિ દીનપર દીન વધારેને વધારે ખરાબ થતી જશે. આપણા સાંસારીક જીવનમાં લાંબા કાળથી પેઠેલો સડો તેમાંથી કાઢી નાખી અને વધારે સ્વચ્છ બનાવવું એજ સંસાર સુધારા સમાજનો ઉદ્દેશછે. તો એ ઉદ્દેશ સફળ થાય તેને માટે આપણે પણ આપણી યથા શક્તિએ સમાજને મદદ કરવી એ આપણો ધર્મ છે. અને તેમાંજ ઉચ્ચ વ્યવહારકુશળતા રહેલી છે.

સંસાર સુધારા સમાજનો આવોજ ઉદ્દેશ છે તે સમાજના કાર્યક્રમ તપાસવાથી આપણો સમજવામાં સહેજ આવશે. પ્રત્યેક વર્ષની માફક આ વર્ષે પણ એ સમાજે નીચેના વિષયો ઉપર ચર્ચા કરી ઠરાવો પસાર કર્યા હતા.

(૧) સ્ત્રીઓમાં વિદ્યાનો વધારો થાય તેને માટે બનતો પ્રયત્ન કરવો.

(૨) દેશના ઉદયને માટે પરદેશ ગમનની જરૂર છે માટે પરદેશ ગમનને માટે જે ન્યાતોમાં બંધન છે તે દૂર કરવા અને વિલાયત વિગેરે સ્થળે જઇ આવેલાને ન્યાત બહાર ના રાખતા ન્યાતમાં લઇ લેવા.

(૩) આપણો દેશ તદન શક્તિહીન થઇ ગયો છે તેનું એક કારણુ બાળલગ્ન છે માટે તે આપણામાંથી દૂર કરવાં આથી કરીને દેશ વધારે બળવાન થશે ને વિદ્યાભ્યાસમાં સ્ત્રીઓને હરકત નહીં પડે.

(૪) એક મુખ્ય ન્યાતમાં જે પેટા ન્યાતો પડી જઇ છે તે કાઢી નાખી દરેક પેટા ન્યાતોમાં રોટી વ્હેવાર તથા બેટી વ્હેવાર દાખલ કરી દેવા.

(૫) આપણી પ્રજાકીય ઉન્નતિને માટે હાલમાં ન્યાત જાતના જે સખત બંધનો છે તે નુકશાન કર્તા છે માટે તેમને ધીમે ધીમે ઓછા કરવા પ્રયત્ન કરવો.

(૬) આપણામાં જેમને હલકા વર્ણના લોકો ગણવામાં આવે છે તેમની સાંસારીક સ્થિતિ ખરેખર દયા પાત્ર છે માટે તેમને કેળવણી વિગેરેના સાધનો પુરા પાડી તેમની સ્થિતિ ઉચ્ચ કરવા પ્રયત્ન કરવો.

(૭) હિંદુ સંસારમાં વિધવાનાં અગણિત દુઃખો છે તે ઓછા કરવા પ્રયત્ન કરવો. તેમના માથાના વાળ કાઢી નાખી તેમને કદરૂપા બનાવવાની જે જંગલી રૂઢી આપણામાં દાખલ થઇ છે તે કાઢી નાખવી. પ્રો. કર્વેના વિધવા આશ્રમ જેવા સ્થળે સ્થળે વિધવાઓને માટે આશ્રમો કાઢવા, જેથી કરીને તેઓ કોઇના ઓશીઆળા રહ્યા વિના સ્વતંત્રપણે પોતાનુ ગુજરાન ચલાવી શકે. તેમ જે વિધવાઓની પુનર્લગ્ન કરવાની ઇચ્છા હોય તેમને હરકત ન કરતાં પુનર્લગ્નની છુટ આપવી.

(૮) આપણામાં દારૂનો જે દુર્ગુણ હમણાં દાખલ થઈ ગયો છે તેને જડમૂળથી કાઢી નાખવા મહેનત કરવી જોઇએ.

(૯) આપણું સાંસારીક જીવન સર્વે રીતે પવિત્ર રાખવું જોઇએ અને તે માટે લગ્ન જેવે શુભ પ્રસંગે ગુણકાઓના નાચ કરાવવાનો જે રીવાજ આપણામાં દાખલ થઇ ગયો છે તેને ધીમે ધીમે નાબુદ કરવા પ્રયત્ન કરવો જોઇએ.

(૧૦) જે લોકો આપણા ધર્મમાંથી પરધર્મમાં ગયા હોય ને તેમને જો ફરીથી આપણા ધર્મમાં આવવાની ખુશી હોય તો તેમને વગર હરકતે લેવા.

(૧૧) ધર્મને માટે પુન્યશાળી લોકો મંદીરમાં જે પૈસા આપે છે તે પૈસાનો થતો દુરૂપયોગ અટકાવવાના હેતુથી વાઇસિરોયની કાઉનસીલમાં ડૉ. રાશબીહારી ઘોશ જે કાયદો પસાર કરાવવાની તજવીજ કરે છે તેને સંપૂર્ણ ટેકો આપવો.

(૧૨) ગરીબ નિરાધાર બાળકોને ઉછેરવા તથા તેમને સારી કેળવણી આપી સ્વતંત્રપણે મોટપણમાં પોતાનું ગુજરાન કરી શકે એવી યોજના સ્થળે સ્થળે થવી જોઇએ. નાની નાની નિરાધાર બાળકીઓને મંદીરમાં મુરલીઓ તરીકે રાખી તેમનું આખું જીવન અપવિત્ર બનાવવામાં આવે છે તે અટકાવવા પ્રયત્ન કરવો જોઇએ.

આવા ઉપયોગી વિષયો ઉપર આ વર્ષે સંસાર સુધારા સમાજમાં વિવેચન કરવામાં આવ્યુ હતુ. આટલા ઉપરથી સમજાશે કે આપણા ઉદયને માટે આ એક ઉપયોગી મંડળ છે. આ મંડળને વધારે ઉપયોગી બનાવવું એ આપણા હાથમાં છે. આવા આવા વિષયો ઉપર સારી ચર્ચા ચાલી હતી ને ઉપયોગી ભાષણો થયા હતા. પણ સંસાર સુધારો વિદ્વતા ભરેલી ચર્ચા તેમ ભાષણોથી પરિપૂર્ણ થતો નથી. જો કે શરૂઆતમાં આવી ચર્ચા તથા ભાષણો આપણને જરૂરના છે. ખરા સુધારાને માટે તો ભાષણો તથા ચર્ચા કરતાં આચાર વધારે અગત્યની વાત છે. માટે સંસારસુધારાસમાજે પસાર કરેલા ઠરાવો અમલમાં મુકવા પ્રયત્ન કરવો એ પ્રત્યેક કેળવાયલા સ્ત્રી પુરૂષોનો ધર્મ છે ને તેજ ખરી દેશસેવા તેમ મનુષ્ય સેવા છે,

સંસાર સુધારા સમાજના આ વર્ષના પ્રમુખ ન્યાય મૂર્તિ શંકરનેર આપણા દેશના લોકપ્રિય તેમ વિદ્વાન આગેવાન છે. પ્રમુખ તરીકેનું તેમનું ભાષણ ઉત્તમ વિચારોથી ભરપુર તેમ મનન કરવા યોગ્ય આવશે એમ સર્વ તરફથી આશા રાખવામાં આવતી હતી ને તે આશા સર્વ રીતે સફળ થઈ છે. શરૂઆતમાં એમણે જણાવ્યું કે આ નાતાલ ટાણે આપણા દેશની ઉન્નતિ અર્થે વિધવિધ પ્રકારના મેળાવડા કરવામાં આવે છે તે સર્વ મેળાવડામાંથી સંસાર સુધારા સમાજનો મેળાવડો અળગો પડી જાય છે. બીજી સર્વ સભાઓમાં લોકમત લગભગ એકત્ર જેવો છે. સહેજસાજ કદાચ મતભેદ હોય તો તે નહીંજ જેવો છે તેથી તે સભાઓમાં લોકમત વિરૂદ્ધ કશું પણ કામ કાજ કરવામાં આવતું નથી; અને તે સભાઓમાં આગળ પડતો ભાગ લેવાથી લોકપ્રિયતા ખોવાનો ઓછો સંભવ છે. કદાચ લોકપ્રિયતા મેળવવાનો પ્રસંગ આવે છે, બીજી સભાઓમાં મુખ્ય કામ પારકાઓના દોષ કાઢવાનું છે અને આપણે માટે રાજકીય વિગેરે હકો માગવાનુ છે, પણ સંસાર સુધારા સભામાં તો આથી ઉલટોજ ક્રમ છે. અહીં તો આપણે માટે કાંઇ હકો માગવામાં આવતા નથી. પણ સ્ત્રીઓને તેમ હલકી વર્ણના લોકોને વધારે હક આપી એમની સ્થિતિ ઉચ્ચ કરો એવી આપણી પાસે માગણી કરવામાં આવે છે. જે સત્તા કે હક આપણી પાસે હોય તે છોડી દઇ સામાને વધારે સત્તા કે હકો આપવાનું કામ સ્વભાવીક રીતે મનુષ્યને અપ્રિય લાગે છે. સંસાર સુધારા સમાજમાં પારકા કરતાં આપણા પોતાના વધારે દોષ કાઢવામાં આવે છે. આપને આપણો સ્વાર્થત્યાગ કરવાનું કહેવામાં આવે છે. તેમ સંસાર સુધારાની બાબતમાં લોકમત ઘણો ખરો વિરૂદ્ધ હોવાથી લોકોને ન રૂચે એવું આપણે કહેવું પડે છે ને કરવું પડે છે. આવા આવા કેટલાક કારણોને લીધે સંસાર સુધારા સમાજ લોકોને પ્રિય થઈ શકી નથી. આમ છતાં પણ આ વર્ષના પ્રમુખ શંકરનેર સંસાર સુધારાની બાબતમાં આશાભંગ થતા નથી. તેમને તો સંપૂર્ણ આસ્થા છે કે વહેલું મોડું સુધારાનું કાર્ય સંપૂર્ણ રીતે ફતેહમંદ થશેજ. જેઓએ ઇંગ્રેજી કેળવણીનો પ્રસાદ ચાખ્યો છે તેમનું વલણ સુધારાની તરફજ છે. જમાનાનો પવન પણ સુધારાને અનુકુળજ છે. લોકમત ધીમે ધીમે કેવો ફેરવાય છે તેના પ્રત્યક્ષ પ્રમાણમાં પ્રમુખ સાહેબ જણાવે છે કે લોર્ડ વિલીયમ બેન્ટીકે જ્યારે સતી થવાનો રીવાજ બંધ કર્યો ત્યારે તે વિરૂદ્ધ આપણા લોકોએ હજારો સહીઓ કરી પાર્લામેંટમાં અરજી કરી હતી. આવી અરજીમાં આજે કોઇ સહી કરશે? ઇ. સ. ૧૮૬૩ માં એક સતી થવાને બહાર પડેલી વિધવાએ ભયંકર સળગતી ચિતા જોઇ પોતાનો વિચાર ફેરવી નાંખ્યો. ત્યારે જમીનદાર જેવા કેટલાક મોભાદાર પુરૂષોએ પણ તેને બળાત્કારથી ચિતામાં નાખી દીધી હતી. આવો બનાવ હમણાં બનશે ખરો? હલકા વર્ણના લોકો તેમ સ્ત્રીઓથી ઉંચા પ્રકારનો વિદ્યાભ્યાસ થઇ શકે નહીં એમ આજે કોઇ કહેવાની હિમ્મત ધરશે ખરૂ! દેશના સામાન્ય હિતને સખ્ત જ્ઞાતિબંધન નુકશાન કર્તા છે એમ હવે આખો કેળવાયલો વર્ગ માને છે. બંગાળાના જમીનદારો શીવાય બીજા કોઈ કેળવાયલા લોકો ભાગ્યેજ હવે એક ઉપર બીજી સ્ત્રી પરણે છે. એક મનુષ્યને અડકવાથી બીજો અપવિત્ર થઇ જાય છે. એમ માનવું પણ હવે દીનપર દીન કમી થતુ જાય છે. એક

ધર્મવાળાની સાથે બેસી જમવાથી બીજી ન્યાતવાળો વટલાઈ જાય છે એ મત તો હવે હાસ્યપાત્ર થઈ પડયો છે. જુદી જુદી ન્યાતના વર કન્યાના લગ્ન સામેનો વિરોધ પણ હવે કમી થતો જાય છે.

શંકરનેરે પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં બીજી ઉપયોગી વાત એ કહી કે આપણા સંપૂર્ણ ઉદયને માટે સ્ત્રીઓની ઉન્નતિ ખાસ આવશ્યક છે. જ્યાં સુધી પુરૂષો તથા સ્ત્રીઓના વિચારમાં, માનસિક શક્તિમાં તથા રસવૃત્તિમાં અંતર છે ત્યાં સુધી આપણા સંપૂર્ણ ઉદયની આશા રાખવી નિરર્થક છે. સ્ત્રી પુરૂષ બંને મળી જન મંડળનું આખું અંગ છે. તો પછી તે અંગના એક અવયવને અગાડી દોડાવવો ને બીજાને પછાડી રાખવો એમ કદી બની શકે? હાથ અગાડી દોડને પગ પછાડી રહી જાય એમ કદી સાંભળ્યું છે? જો આપણે આપણી સ્ત્રીઓને આપણી સાથે વિદ્યામાં તેમ વિચારમાં અગાડી નહીં લઈ જઈએ તો તેઓ આપણને ખેંચી રાખી તેમની સાથે પછાડીને પછાડીજ રાખી મુકશે.

આપણા હીનભાગ્ય દેશમાં વિચિત્ર પ્રકારની અસંખ્ય ન્યાતો પડી ગઈ છે, તેમ દેશમાં, હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી, યાહુદી વિગેરે વિધવિધ પ્રકારના ધર્મને લીધે ઘણી જાતો પડી ગઈ છે. તે ઉપરાંત ગુજરાતી બંગાળી, પંજાબી, વિગેરે પ્રાંતિક ભેદો પણ પડી ગયા છે. આવી સ્થિતિમાં ખરા દેશભક્તનું કર્તવ્ય એ છે કે આવા આવા ભેદો કાઢી નાખવા તેમ આખા દેશમાં એકજ પ્રજાત્વની ઉત્તમ ભાવના ઉત્પન્ન કરવા યથાશક્તિ પ્રયત્ન કરવો જોઈએ. દેશના સામાન્ય હિતની ખાતર આપણે ન્યાતી, જાતી તેમ પ્રાંતિક સ્વાર્થ તજી દેવા સર્વને બોધ આપવો.

હાલના સમયમાં દુનીઆમાં સર્વ સ્થળે, પૂર્વમાં તેમજ પશ્ચિમમાં, સઘળે ચેતન વ્યાપી રહ્યું છે. આવા સમયમાં આપણે આપણા સાંસારીક રીત રીવાજો સ્થિર રાખી શકીશું જ નહીં. ચેતન એ સૃષ્ટિનો મહાન્ નિયમ છે. માટે પ્રભુ ઉપર આસ્થા રાખી આગળ વધવા આપણે તન, મન, ને ધનથી પ્રયત્ન કરવો જોઈએ એજ આપણું અત્યારનું તો કર્તવ્ય છે.

પોતાના ભાષણનો છેવટના ભાગમાં પ્રમુખે સંસાર સુધારાની બાબતમાં દેશમાં થયેલું કામકાજ કહી બતલાવ્યું. તેમાં નામદાર ગાયકવાડે સંસાર સુધારાની બાબતમાં કાર્યોની નોંધ લીધી હતી. તેમણે જણાવ્યું કે છેલ્લાં બે ચાર વર્ષમાં વડોદરા ... કેળવણીનો ઘણો સારો ફેલાવો થયો છે. હલકા વર્ણની સ્થિતિ સુધારવા તેમ ઉંચી ન્યાતો તરફથી તેમને થતું અપમાન અટકાવવા માટે ગાયકવાડ સરકારે વ્યવહારીક પગલું એટલે સુધી લીધું છે કે ગાયકવાડી કચેરીઓમાં તેમ જાહેર મેળાવડાઓમાં નીચવર્ણના લોકોને પેસવા દેવામાં આવતા નહોતા તે ધારો એમણે બંધ કરાવ્યો છે. રાજાનો ન્યાય દરબાર સર્વને માટે ખુલ્લો છે. જો મનુષ્ય બીજા મનુષ્યને માત્ર અડકવાથી અપવિત્ર થઇ જતો હોય તે ભલે ન્યાયની કોર્ટમા ના આવે

પ્રમુખે છેવટે સર્વને બોધ આપ્યો કે દેશહિતના મહાન કાર્યમાં અરસપરસ કદી વિરોધ કરવો નહીં તેમ નાહક કડવા સખન કહી કોઈની લાગણી દુખાવવી નહીં કોઇના ઉપર ધિક્કારની લાગણી આપણા અંતઃકરણમાં ઉત્પન્ન થવા દેવી નહીં. પ્રેમથી જેવું કાર્ય થઈ શકે છે તેવું ધિક્કારથી કદી પણ થઈ શકેજ નહીં સામાન્યહિતને ખાતર સ્વાર્થ-ત્યાગ કરી સર્વને કામ કરવાની વિનતિ કરી પ્રમુખે પોતાનું ભાષણ સમાપ્ત કર્યું.

---

# પશ્ચાત્તાપ.

## હરિગીત છંદ.

દિવસ વીતે વર્ષ વીતે જીંદગી તો જાય છે,
મૃત્યુતણા મુખમાં પડી આ જીવ તો પસ્તાય છે, ૧
સમર્યો નહીં મ્હેં શ્રીહરી કર્તવ્ય તો કોઈ નહીં,
નહિ દેશ સેવા ઉર ધરી સુખ દીનને દીધું નહીં, ૨
પરધર્મ નિંદા બહુ કરી નિજ ધર્મની પણ તેટલી,
કુધર્મને પથે ચઢી લીધ પાપની મ્હેં પોટલી, ૩
બહુ તુચ્છ ધનના લોભથી નહીં દુઃખ હું તો પામીયો,
અતિ દ્રવ્યના ઢગ મેળવી શાંતિ કદી નવ પામીયો; ૪
ઇલકાબના બહુ તુચ્છ લીધા દ્રવ્ય ખર્ચીને ઘણા,
ઉચ્ચ નામ મ્હેં તો મેળવ્યાં નહીં મેળવ્યા—ખરે ખોવીયા, ૫
ઉંધો સુધારો મ્હેં કર્યો લીધો કુધારો હાથમાં,
સ્વચ્છન્દ વૃત્તે ચાલવા જન અન્ય લીધા સાથમાં ૬
સત્તા તણા મદમાં છકી બહુ અન્ધ હું તો રે બન્યો,
બહુ કાર્ય ક્રૂર મ્હેં કર્યાં વળી દ્રોહ કીધો દેશનો, ૭
જગતનું જે મધ્યબિન્દુ વ્યક્તિ મુજની જાણતો,
તે સ્વાર્થના પૂરે વ્હેયો પરમાર્થને ન વિચારતો, ૮
'માતૃ ભૂમિ આજ મ્હારી મુજ જનેતા તો ખરા'
આનંદનો ઉલ્લાસ એ કદીએ હૃદય નવ આવતો, ૯
કીર્તિ ગુમાવી જીવતા વળી દેહ જાયે મૃત્યુએ,
નહીં વ્યક્તિ કો સંભારશે અતિ તુચ્છ નામો આપશે. ૧૦
એળે ગુમાવી જીંદગી કર્તાના કરી ના બંદગી,
નિજ દેશ સેવા નવ કરી શોંદ માતને ભારે વહો, ૧૧
ધિક દોલત ધિક સત્તા ધિક આ ઇલકાબને,
ને ધિક મુજને ધિક્ક કિસ્મત ધિક્ક આ સંસારને, ૧૨
હે પ્રભુ દ્વિહસ્ત જોડી નમ્ર વિનતિ હું કરું,
કે શાંતિ તું અવસાનમાં દેજે, વધુ હું શું કહું ? ૧૩
જન્મ પાછો આપજે આ ભરત ભૂમિને વિષે,
પ્રિય બન્ધુના દુઃખ ટાળવા જેથી મથું હું નિશદિને, ૧૪
નિજ દેશની સેવા કરી વળી ધર્મ પથે સંચરી,
તુજ નામ જપતા લીન થઉં સંસાર સાગરને તરી ૧૫

શ્લોકઃ-देशार्पणमात्महवि सेवाग्नावात्मना हुतम् ।
सद्गतिस्तेनगन्तव्या दीनोद्धारसमाधिना ॥

# જ્યોર્જ વોશિંગ્ટન.

આ માસિકમાં અત્યાર સુધી ખગોળવેત્તા, તત્ત્વવેત્તા તથા સાધુપુરૂષોના જીવન-ચરિત્રો આપવામાં આવ્યાં છે. આ વખતે તેથી તદ્દન નિરાળા પ્રકારના મનુષ્યનું જીવન-ચરિત્ર આપવા વિચાર્યું છે. જેનું ચરિત્ર અત્રે વર્ણવવાનું છે તે એક મહાન્ લડવૈઓ અને રાજ્યનિતિજ્ઞ પુરૂષ હતો જેણે પોતાના ઉંચાં પ્રકારના ચારિત્ર્યથી આખી દુનિઆને ચકિત કરી મ્હેલી હતી. રહેણી કહેણીમાં અતિશય સાદો, બોલવામાં ગંભીર, પ્રકૃતિએ શાંત, આપત્તિમાં ધૈર્યવાન્, કર્તવ્યના પ્રતિપાદનમાં કુશળ, ન્યાયબુદ્ધિમાં નિપુણ, અધમ સ્વાર્થબુદ્ધિને તુચ્છકારનાર, યુદ્ધમાં નિડર અને દેશની દાઝ હૈડે ધરાવનાર એવા નરવીર *જ્યોર્જ વોશિંગ્ટનના નામથી ભાગ્યેજ કોઈ અર્વાચીન ઇતિહાસનો વાચક અજાણ્યો* હશે. ઉપર વર્ણવેલા અનેક ઉત્તમોત્તમ ગુણોથી અલંકૃત થએલા આ મહાન્ પુરૂષમાં નિઃસ્વાર્થ બુદ્ધિ અને નિર્મમત્વ એટલે દરજ્જે પહોંચ્યાં હતાં કે પોતાના દેશને મુક્તિ પ્રાપ્ત કરી આપ્યા બાદ એક સાધારણ શહેરી તરીકે તેણે પોતાને ઘેર પાછા જઈ એક ખેડુત તરીકેની પોતાની અસલ જીંદગી ગુજારવાનું પસંદ કર્યું હતું ખરેખર આવા ઉચ્ચ આશયવાળા અને નિરભિમાની પુરૂષના દાખલા ક્વચિતજ ઇતિહાસનાં પાનાંને વિભુષિત કરે છે. રોમનો ઇતિહાસ જે હાલમાં જાણીતા ઇતિહાસોમાં મોટામાં મોટો, અને વિવિધ પ્રકારના જન સ્વભાવના ચિત્રોથી ભરપૂર છે, તેમાં પણ ફક્ત એકજ પુરૂષ જ્યોર્જ વોશિંગ્ટનના જેવું વર્તન ચલાવતો જોવામાં આવે છે, અને તે લ્યુશીઅસ ક્વીન્કટીઅસ સીન્સીનેટસ હતો. બેશક, પાછળની તવારીખમાં શહેનશાહ ડાયોકલીશીઅન અને પાંચમા ચાર્લ્સ, તેમજ તુર્કસ્થાનના બીજા મુરાદને પોતાની ઇચ્છાથી રાજ્ય-ત્યાગ કરતા આપણે જોઇએ છીએ, છતાં વોશિંગ્ટન અને સીન્સીનેટસ જેવા ધીરવીર પુરૂષો જેઓ પોતાની મહેનત અને પોતાના ઉંચા ગુણો વડે આખી પ્રજાને મહાસંકટથી બચાવી તેના પ્રેમના પાત્ર થઇ, ઉંચામાં ઉંચા પદના અધિકારી બની, તે ઉંચા પદનો તરખલાની માફક ત્યાગ કરે, એવા નિ:સ્વાર્થી મનુષ્યો આ મૃત્યુ લોકમાં તો વિરલજ હોય છે. આવા યશસ્વી ચરિત્રવાળા પુરૂષોનો જો કે કાળ આ દુનિઆમાંથી નાશ કરે છે, છતાં તેમનાં આદર્શરૂપ ચરિત્રો તે જ કાળનું હાસ્ય કરતાં હમેશ સુધી આ દુનિઆમાં પોતાની જગા સાચવી રાખે છે. ખરેખર આવા લોકોનાં જીવન ધન્ય હોય છે અને તેઓ હમેશાં સર્વથી વંદનીય છે. 'પ્રતાપ કાવ્ય' ના કવિએ યથાર્થ ગાયું છે કે,

" જેણે ફકીરી આદરી, પરમાર્થ જેનો સ્વાર્થ છે,<br>
" તે સત્ય વાણી બોલનારો, એકલો પૂજ્ય છે;<br>
" જેનું હૃદય ધડકી રહ્યું, નિજ દેશના ધડકારમાં,<br>
" એ પુનિત સુંદર કાયનરનું, પ્રેમ પૂજન થાય છે"

વોશિંગ્ટન જેવા મહાન્ પુરુષોનાં જીવનચરિત્ર ઉપરના શબ્દોને અક્ષરશઃ સત્ય કરી બતાવે છે. આવા પુરૂષનું પરમાર્થી જીવન તેજ સફળ થયું સમજવું, બાકી આ દુનિઆમાં બીજા તો ઘણાએ જન્મે છે અને મરે છે. એવા નકામા જીવો જે દુનિઆનું કાંઇ ભલું કરતા નથી તેને માટે રાજર્ષિ ભર્તુહરિએ બરોબર કહેલું છે કે,

" संजातव्यर्थपक्षाः, परहितकरणे नोपरिष्टान्न : ।
ब्रह्माण्डोदुम्बरान्तर्मशकवदपरे, जन्तवो जातनष्टाः ॥

" બીજા જન્તુઓ ( જીવો ) બ્રહ્માણ્ડ રૂપી ઉમરડામાં નાના જન્તુની માફક, કે જેમને નિરર્થક પાંખો ( બુદ્ધિ આદિ સાધનો ) મળેલી હોય તેઓ પરમાર્થના કામોમાં કદી ઉંચા કે નીચા થતા નથી અર્થાત્ પોતાની જાતને મહેનતમાં નાખતા નથી, તે જન્મ્યા ત્યારથીજ મુઓ સમજવા."

જે પ્રખ્યાત નરના જીવનનું આપણે નિરીક્ષણ કરવાનું છે તેણે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સના નામથી ઓળખાતા મહાન્ પ્રજાસત્તાક રાજ્યને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી આપી તે દેશના પહેલા પ્રેસિડેન્ટ ( પ્રમુખ ) તરીકે તેને છિન્નભિન્ન અવસ્થામાંથી એકત્ર અને સુવ્યવસ્થિત બનાવ્યું હતું.

જ્યોર્જ વોશિંગ્ટન, ઉત્તર અમેરિકાના વર્જીનીઆના સ્વસ્થાનમાં વેસ્ટમોરલેન્ડના પરગણામાં ૨૨ મી ફેબ્રુઆરી સને ૧૭૩૨ માં જન્મ્યો હતો. ઇંગ્રેજી લખવા વાંચવાનું અને ગણિત શાસ્ત્રનું કેટલુંક વ્યવહારૂ જ્ઞાન તેણે મેળવ્યું હતું. ન્હાનપણમાં, તેનું વલણ દરિયાની નોકરી તરફ વળ્યું હતું પણ ત્યાં થોડો સમય નોકરી કર્યાબાદ તે તેની માની આજીજીને લીધે તેને છોડવાની ફરજ પડી ત્યાર પછી તે જમીન માપવાના કામમાં પડ્યો જેમાં તેણે અતિશય હુંશિયારી અને ચપળતા દાખવ્યાં. આવા નાના હોદ્દામાં પણ તેના ગુણ તેના દેશભાઇઓથી ઢાંક્યા રહ્યા નહી. ઓગણીસ વર્ષની વયે વર્જીનીઆની લશ્કરી ટુકડીમાં મેજોરના હોદ્દા સાથે તેને એડજ્યુટન્ટ જનરલ બનાવવામાં આવ્યો. ત્યાર બાદ ફ્રેન્ચ લશ્કરે વર્જીનીઆના પ્રદેશનો થોડો ભાગ દબાવ્યો હતો, તેના વિષે તકરાર લેવાને તેને એલચી નીમવામાં આવ્યો હતો, અને પછી ક્રમવાર લેફ્ટેનન્ટ કર્નલ અને કર્નલની જગાઓ તેને આપવામાં આવી. ત્યાર પછી તરતજ પ્રાન્તિક લશ્કરી અમલદારોને માટે કેટલાક નિયમો, જે તેની નજરમાં તેમના દરજ્જાને ઉતારી પાડે તેવા હતા, તે દાખલ થવાથી તેણે તેની લશ્કરી પદવીનું રાજીનામું આપ્યું, અને ખેડુતની જીંદગી ગુજારવાની મતલબથી પોટોમેક નદીપર આવેલી પોતાની જમીનપર રહેવાનું તેણે નક્કી કર્યું.

પણ તેના લશ્કરી જીંદગી માટેના પક્ષપાતે તેને ઘડી જંપવા દીધો નહિ અને ફ્રેન્ચ લોકો સામે પોતાના સ્વસ્થાનોની હદનું રક્ષણ કરવા તેને તેના દેશભાઇઓએ પાછું નિમંત્રણ મોકલ્યું. તેના લડાઇના કામની એટલી બધી પ્રશંસા થઇ કે ૨૩ વર્ષની નાની ઉમરનો હોવા છતાં તેને વર્જીનીઆના તમામ પ્રાન્તિક લશ્કરનો કમાન્ડર બનાવવામાં આવ્યો. ૧૭૫૮ માં લડાઇ શાંત થવાથી પોતાના હાથ નીચેના સીપાઇઓના અનહદ વખાણ અને દિલગીરી વચ્ચે તેણે ફરીથી પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું.

ત્યાર પછી જો ઇંગ્લાંડ અને અમેરિક વચ્ચે લડાઇ લાગી ન હોત તો જ્યોર્જ વોશિંગ્ટનની લશ્કરી કારકિર્દીનો અહીંથી અંત આવ્યો હોત, અને તેણે પોતાના બાકીના દિવસો ખેડુતની શાંત જીંદગીમાં નિર્ગમન કર્યા હોત. અત્રે આ લડાઇનું મૂળ, તથા તેની કેટલીક મુખ્ય બીનાઓ જણાવવી અસ્થાને નહિ ગણાય. મધ્યમિક કાળના ધાર્મિક સુધારાને લીધે જે યૂરોપના રાજ્યોમાં, ધાર્મિક તડા પડ્યા હતા તેના પરિણામે

ધાર્મિક કલહ અને જુલમોનો ત્યાં પ્રચાર થવા માંડ્યો હતો. ઈંગ્લાંડમાં પણ આઠમા હેન્રી, ઇલિઝાબેથ, મેરી વિગેરે રાજ્યકર્તાઓના સમયમાં રોમન કેથોલિક અને પ્રોટેસ્ટન્ટનું યુદ્ધ જારી હતું. અને આ બે ધર્મમાંના જે ધર્મનો પ્રતિપાદક રાજા ગાદીએ હોય તે, તેની વિરૂદ્ધ ધર્મના લોકોપર જુલમ ગુજારતો. ઇલિઝાબેથના સમયમાં નવીન શોધના ચમત્કારથી ઉલટી રહેલા ઘણા લોકોએ તથા પહેલા જેમ્સના વખતમાં જુલમથી કંટાળેલા પ્યુરીટનોએ, ઈંગ્લાંડથી અમેરિકા જઇને વસવાટ કર્યો હતો. ત્યાં તેઓએ છુટાં છુટાં તેર* સ્વસ્થાન વસાવ્યાં હતાં જેમાં પોતપોતાની જુદી સ્થાનિક સત્તા સ્થાપવામાં આવી હતી; પણ રાજ્યઅમલ ઈંગ્લાંડથી નીમાએલા અધિકારીના હાથે ઈંગ્રેજી કાયદા પ્રમાણે ચલાવવામાં આવતો હોઇ તેઓ ઈંગ્લાંડનું ઉપરીપણું સ્વીકારતા હતા. તેમનાપર કર નાંખવાની સત્તા ઈંગ્લાંડને નહોતી, કારણકે તેઓ બ્રિટિશ પાર્લામેન્ટમાં પોતાના સભાસદો ચુંટી કાઢીને મોકલતા નહોતા. તે છતાં તે સ્વસ્થાનોને જાળવવા નવું લશ્કર ઉભું કરવાનું તથા બીજું કેટલુંક નકામું ખર્ચ કરવાનું ઈંગ્લાંડે યોગ્ય ધાર્યું, અને તેમાં થતા ખર્ચના ત્રીજા ભાગનો ફાળો અમેરિકા કનેથી લેવાને માટે ગ્રેન્વાઇલના પ્રધાનમંડળે ૧૭૬૫ ની સાલમાં જકાતના તેમજ સ્ટામ્પના નવા કર નાંખ્યા. અમેરિકન સ્વસ્થાનોમાંના નવના પ્રતિનિધિની કોન્ગ્રેસની સભા તરત મળી અને તેણે આ કાયદાની સામે પોતાનો વાંધો દર્શાવ્યો. બંડ થવાં શરૂ થયાં, અને સ્વાતંત્ર્યની તેમજ બ્રિટિશ સત્તા ઉથલાવી પાડવાની ઉઘાડી રીતે વાતો થવા માંડી.

આ વખતે જો બ્રિટિશ રાજ્યનું સુકાન દૂરઅંદેશી પુરુષોના હાથમાં હોત તો આ કલહના પરિણામે ઈંગ્લાંડને જે ભારે નુકશાન સહેવું પડ્યું તેમાંથી કદાચ તેને બચાવી શકાત. પણ પ્રધાનમંડળે ઉપરા ઉપરી ભૂલો કરી, બ્રિટિશ પ્રજા અમેરીકનોની સામે છેડાઇ પડી, અને રાજા ત્રીજો જ્યોર્જ જે સત્તાનો ઘણોજ લોભી હતો તેણે અણઘટતી હઠીલાઇ બતાવી. બર્ક અને પીટ જેવા રાજ્યનિતિજ્ઞ પુરુષોએ આ અપવિત્ર લડાઇ સામે વાંધો ઉઠાવ્યો છતાં આ કજીઆનો અંત આણવાને યોગ્ય પગલાં લેવાયાં નહિ. ગ્રેન્વાઇલ પ્રધાનમંડળની પછી રોકીંગહામ પ્રધાનમંડળે જો કે નવા કર કાઢી નાંખ્યા તો પણ પોતાનો હાથ ઊપર રાખવાને ઈંગ્લાંડને તે કર નાંખવાનો હક છે એવો કાયદો પસાર કર્યો. ત્યાર પછી ૧૭૬૭ માં પીટ-ગ્રેન્વાઇલ પ્રધાન મંડળના ટાઉનશેન્ડે, પીટની માંદગીના સબબે ચએલી ગેરહાજરીમાં, અમેરિકામાં જમીન મેહેસુલ જે ચોથા ભાગની ઓછી કરવામાં આવી હતી તેથી પડતી ખોટને પૂરવાને, ચા, કાચ, કાગળ અને બીજી કેટલીક અમેરીકામાં આયાત થતી વસ્તુઓ પર જકાત નાંખી. આનાથી અમેરિકનો ખુબ ઉશ્કેરાયા અને "બોસ્ટનની કતલ" જેમાં કેટલાક સીપાઇઓએ અમેરિકાના લોકોનાં ટોળાંપર બંદુક છોડી બે ત્રણ જણને મારી નાંખ્યા, તેનાથી બળતામાં ઘી હોમાયું. તેના પછી લૉર્ડ નૉર્થનું પ્રધાન મંડળ સત્તામાં આવ્યું અને

* ૧. મેસેચ્યુસેટ્સ, ૨. વર્જીનીઆ, ૩ વર્મોન્ટ, ૪ ર્હોડ આઇલેન્ડ, ૫ કનેક્ટીકટ, ૬. ન્યુયોર્ક, ૭ ન્યુજર્સી, ૮. પેન્સીલવેનીઆ ૯ ડેલાવેર, ૧૦ મેરીલેન્ડ, ૧૧ નોર્થ કેરોલીના. ૧૨ સાઉથ કેરોલીના, ૧૩. જ્યોર્જીઆ.

તેણે કેટલાંક શાન્તિનાં પગલાં લીધાં. તેણે ચાની જકાત કાઢી નાંખી પણ સ્થાનિક અમલદારોની જમાની તથા દબાણની નીતિને લીધે સુલેહ અસંભવિત થઈ પડી. મેસેચ્યુસેટ્સના ગવર્નર હચિન્સનના કેટલાક ખાનગી કાગળો બહાર પડયા જેમાં તેણે ઈંગ્લાંડની સરકારને સખ્તાઇનાં પગલાં લેવાની ભલામણ કરી હતી. વળી ઇસ્ટ ઇન્ડિઆ કંપની, જે બ્રિટિશ સરકારની સાથે ગાઢા સંબંધમાં હતી, તેને એક કરોડ શીતેર લાખ રતલ ચાનો જથ્થો અમેરિકામાં બીન જકાતે દાખલ કરવા દેવાની પરવાનગી આપવાનો કાયદો પસાર કરવામાં આવ્યો, અને તે ચા જે ધણીપર અમેરીકામાં મોકલવાની હતી તેમાં હુચિન્સન ગવર્નરના બે પુત્રજ હતા, તેથી સ્વસ્થાનવાસીઓએ તે ચા ઉતારવા પર ઉતરતી અટકાવવાનો વિચાર કર્યો.

૧૭૭૩ની ૧૬ મી ડીસેંબરે ચાથી ભરેલાં ત્રણ ઈંગ્રેજી વહાણ બોસ્ટનના બંદરમાં લંગાર્યાં, જેનાપર રાતા અમેરિકનોના પોશાકમાં કેટલાક તોફાની સ્વસ્થાનવાસીઓ ચઢી ગયા, અને બધી ચા દરિયામાં ફેંકી દીધી. સ્થાનિક સરકારે આના પ્રત્યુત્તરમાં બોસ્ટનનું બંદર બંધ કર્યું, મેસેચ્યુસેટ્સની હકની સણંદમાં રૂપાન્તર કર્યું અને ઇન્સાફ આપવાની રીતમાં ફેરફાર કર્યો જેથી અમેરિકામાં રાજ્યદ્રોહને માટે પકડાએલા કેદીને ઇંગ્લાંડ લઇ જઇ તેનાપર કામ ચલાવવામા આવે. વધારામાં ' ક્વિબેક એક્ટ ' જેનાથી કેનેડાના લોકોને અમેરિકનોથી વધારે કેટલાક ખાસ હક આપવામાં આવ્યા તેનાથી અમેરિકનો વધારે ઉશ્કેરાયા. વર્જિનીઆના સ્વસ્થાને બોસ્ટનની તરફેણ કરવામાં પહેલ કરી અને પાંચમી સપ્ટેંબર સને ૧૭૭૪ માં બાર સ્વસ્થાનના પ્રતિનિધિઓ-( હજી જ્યોર્જિઆ તેમની સાથે જોડાયું નહોતું )-ફિલાડેલ્ફીઆની કોન્ગ્રેસમાં ભેગા થયા અને નીચે પ્રમાણે " હકનો એકરાર " કર્યો:—

" અમે એક જગાથી બીજી જગાએ જઇને વસવાને લીધે કાંઈ પણ જાતના હક ખોયા નથી; પ્રતિનિધિ ચુંટી કહાડવાના, અમારા પોતાના કર નાંખવાના, સ્વતંત્ર વાદવિવાદ અને સ્થાનિક જ્યુરીના હકનો અમે હજી પણ દાવો કરીએ છીએ—જે સર્વે હકનો હાલ ભંગ કરવામાં આવ્યો છે; અને જ્યાં સુધી આ અમારી ફરિયાદનાં કારણો દૂર કરવામાં નહિ આવે ત્યાં સુધી ગ્રેટ બ્રિટનમાંથી કાંઈ પણ માલ આયાત થવા નહિ દઈએ અગર ત્યાં નિકાસ નહિ થવા દઇશું. "

લૉર્ડ નૉર્થે અમેરિકનો સાથે શાંતિથી કામ લેવા જણાવ્યું પણ હવે તેઓ ખરા મમતે ચઢયા અને ૧૭૭૫ ની ૧૦ મી મેએ સ્વસ્થાનોની કોંગ્રેસની બીજી બેઠક મળી જેમાં સલાહની સઘળી માગણીઓ અમેરિકનોએ તુચ્છકારી કહાડી અને લડાઈને માટે સજ્જ થવા માંડયું. તેમણે પોતાના લશ્કરના ઉપરી તરીકે જે જ્યોર્જ વૉશિંગ્ટને અનેક વખતે આ સ્વસ્થાનોને માટે ઇંગ્લાંડની સરકારની તરફથી ફ્રેન્ચ સરકારની સામે લ્હડી તેનું સંરક્ષણ કર્યું હતું તેનેજ ઇંગ્લાંડની સરકાર સામે હવે લડવાને નિયોજ્યો.

હવે-વાત બરોબર કસપર ચઢી. ઈંગ્લાંડની સરકારે અમેરિકનોને પૂરેપૂરા મ્હાત કરવાનો વિચાર કર્યો, ત્યારે અમેરિકનોએ ઈંગ્લાંડથી તદન સ્વતંત્ર થવાનું ઇચ્છયું અને 'અમેરિકાના સ્વાતંત્ર્યની લડાઈ ' અહીંથી શરૂ થઈ.

આ લડાઇની મુખ્ય બીનાઓ નીચે મુજબ છે.

૧૭૭૫, જુન ૧૭. અમેરિકનોએ બોસ્ટનના બંદરને ઘેરો ઘાલવા લશ્કર મોકલ્યું; બન્કરની ટેકરીની લડાઇ લડવામાં આવી અમેરિકનોએ ખુબ બહાદુરી બતાવી પણ આખરે તેમને ન્હાસવું પડયું. જયોર્જીઆ જે અલગ રહ્યું હતું તે આ લ્હડાઇ પહેલાં જોડાઈ ગયું હતું.

૧૭૭૬. અમેરિકનોએ કેનેડાપર હુમલો કર્યો પણ તેમાં તેઓ નિષ્ફળ ગયા.

૧૭૭૬, જુલાઇ ૪, અમેરિકનોએ 'સ્વાતંત્ર્યનો એકરાર' કર્યો. તે નીચે પ્રમાણે હતો:—

"અમે અમેરિકાના એકત્ર થએલા રાજ્યોના પ્રતિનિધિ આ કોન્ગ્રેસમાં એકઠા થઇ અમારા ઈરાદાના ન્યાયીપણા માટે દુનિઆના મહાન્ ઇન્સાફ કરનારની બંદગી ગુજારી દૃઢતાથી પ્રકાશ કરીએ છીએ અને સર્વને જાહેર કરીએ છીએ કે આ એકત્ર થએલા સંસ્થાનો સ્વતંત્ર અને સ્વવશ રાજ્યો છે, અને ખરા હક્ક પ્રમાણે તેમજ હોવાં જોઇએ."

આ એકરારનો અર્થ ઘણોજ ગહન છે. અમેરિકાના આ કૃત્યનો અર્થ એ થાય છે કે તેમણે આ એકરાર પછી જાહેર રીતે ઇંગ્લેંડનું ઉપરીપણું ફેંકી દીધું અને ત્યારથી તેમની નવી પ્રજા ઉત્પન્ન થઇ લડાઇનું રૂપ પણ અહીંથી ફરી ગયું.

૧૭૭૬, ઓગસ્ટ ૨૭, ઇંગ્રેજ સરદાર હાઉએ લોન્ગ આયલન્ડનો અને ન્યુયોર્કનો કબજો લીધો, અને બ્રુકલીનની લડાઇમાં અમેરિકનોને હરાવ્યા.

૧૭૭૭. વોશિંગટને ઇંગ્લેંડ પાસેથી ન્યુ જર્સી લઇ લીધું, અને શિયાળામાં ફિલાડેલફીઆ કબજે કર્યું.

૧૭૭૭, ઓકટોબર ૪, બ્રેન્ડિવાઇનની લ્હડાઇમાં હાઉએ વોશિંગટનને હરાવી ફિલાડેલફીઆ લીધું.

૧૭૭૭, ઓકટોબર ૧૭. જનરલ બર્ગોઇનને કેનેડાથી ન્યુ યોર્ક જઇ જનરલ કલીન્ટન સાથે ડાવવાનો હુકમ થયો. પણ તેમ થઇ ન શકવાથી સારાટોગાની નજીક અમેરિકનોએ તેને ઘેરી લીધો અને શરણ થવાની ફરજ પાડી.

આ ઈંગ્રેજ લોકોની મોટી હારથી ફ્રેન્ચ લોકોએ અમેરિકનોનું સ્વાતંત્ર્ય સ્વીકાર્યું અને મને ઘણી મદદ આપવા માંડી. તે મદદ મુખ્યત્વે કરીને નૌકાબળની હતી.

૧૭૭૮. ઈંગ્રેજી જનરલ કલીન્ટને ફિલાડેલફીઆ ખાલી કર્યું અને ન્યુ યોર્ક તરફ તે હઠયો; તેને જ્યોર્જીઆ અને કેરોલીન્સ લેવા તરફ પોતાનું મન પ્રેર્યું. ચાર્લ્સ ટાઉન લઈ તે ન્યુ યોર્કમાં આવ્યો, અને કોર્નવોલિસને દક્ષિણમાં લડવાને મેલ્યો.

હવે બ્રિટિશોના કબજામાં ન્યુ યોર્ક સિવાય ફકત કેરોલીના અને જ્યોર્જીઆ રહ્યાં હતાં.

૧૭૮૦. કોર્નવોલીસે અમેરિકન જનરલ ગેટ્સને કેમડનની લડાઇમાં હરાવ્યો.

૧૭૮૧, ઓકટોબર ૧૯. ઉત્તરમાં ન્યુ યોર્ક તરફ જતાં લોર્ડ કોર્નવોલીસને રોશેમ્બોના હાથ નીચે ફ્રેન્ચોએ અને ગ્રીનની સરદારી નીચે અમેરિકનોએ ઘેરી લીધો. લોર્ડ કોર્નવોલીસ વર્જીનીઆના કીનારાપર ઈંગ્રેજી નૌકાબળની મદદની આશાથી યોર્ક ટાઉન તરફ વળ્યો; પણ ઈંગ્રેજી નૌકાબળને બદલે ફ્રેન્ચ નૌકાબળ આવ્યું અને દરિયા તરફથી પણ તેને નહાસતાં અટકાવ્યો. જેથી આખરે તેને શરણ થવું પડયું. આ ઈંગ્રેજોની હારથી હવે લડાઇનો અંત આવી ગયો.

આ પ્રમાણે ૧૭૭૪ ની ૧૪ મી જુને શરૂ થએલી લડાઇ ઓછા વત્તા જુસ્સા સાથે આઠ વર્ષ ચાલી. તેની શરૂઆત પછી બે વર્ષે ૧૭૭૬ ની ૪ થી જુલાઇએ સ્વસ્થાનવાસીઓએ ઇંગ્રેજ સરકારથી પોતાનું સ્વાતંત્ર્ય જાહેર કર્યું; જેનો ૧૭૭૮ માં ફ્રાન્સે, ૧૭૮૨ માં હોલાન્ડે, અને ૧૭૮૩ ની ૩૦ મી નવેંબરે બ્રિટિશ પાર્લામેન્ટે સ્વીકાર કર્યો.

જો કે આ પ્રમાણે એમને પ્રજાકીય સ્વાતંત્ર્યનું સુખ પ્રાપ્ત થયું તો પણ તે સ્વસ્થાનવાસીઓ તેનાથી સંતોષ પામ્યા હોય એમ જણાયું નહિ. તેમના તડા પડી ગયા; સઘળી બાજુએ બેદિલી ઉત્પન્ન થઇ અને જો વોશિંગ્ટનના ડહાપણે અને સ્વદેશપ્રેમે આ ઉભરો શાંત પાડવા અને આ ભયનું નિવારણ કરવાના રસ્તા બતાવ્યા ન હોત તો આ રાજ્યોનું એકત્રપણું તુટી જાત અને પ્રજાકીય નાશ અને નામોશીમાં તેનું પરિણામ આવ્યું હોત.

પોતાના દેશને મુક્તિ અપાવ્યા બાદ વોશિંગ્ટન જાહેર જીંદગીમાંથી ફારકત થયો અને પોતાના સ્વદેશભાઇઓની ખરા અંતઃકરણની સ્તુતિ સાથે પોતાના બાપદાદાના મુકામે ગયો. ક્રોમવેલે, અગર પાછલા સમયમાં નેપોલીઅને જેમ કર્યું હતું તેમ, જીંદગી સુધી શહેનશાહ, રાજા અગર દેશરક્ષકનો હોદ્દો પોતાને માટે નક્કી કરી લેવા જેટલો પોતાની લોકપ્રિયતાનો તેણે લાભ લીધો નહિ. તેણે પોતાની ઇચ્છાથી સઘળા પ્રકારના, જાહેર જીંદગીને અંગે પ્રાપ્ત થતાં, માનપાનનો ત્યાગ કર્યો અને તે પ્રમાણે વર્તી અર્વાચીન ઇતિહાસમાં હજી સુધી કોઈ પણ સાથે સરખામણી ન કરી શકાય એવો ઉંચા પ્રકારનો નૈતિક ગુણનો દાખલો આખી દુનિઆની સમક્ષ મેલ્યો. આટલું છતાં આવી અસાધારણ સેવાના બદલા તરીકે પોતાના સ્વદેશના પ્રેમ સિવાય બીજી કાંઈ પણ વસ્તુની તેણે આશા રાખી નહિ.

આ પ્રમાણે જાહેર જીંદગીમાંથી નિવૃત્તિમાં પડવા છતાં તેણે પોતાના સ્વદેશ તરફ લક્ષ આપવું બંધ કર્યું નહિ અને થોડી મુદતમાં પોતાના દેશની અંદરની જળમુસાફરીમાં સુધારો કરવાની યોજના બનાવી, જેથી કરીને, પેદા સ્વસ્થાનો ઔદ્યોગિક સંબંધ-

માં વંગારેને વધારે આવવાથી, તેમનો રાજકીય સંબંધ વિશેષ ગાઢો થાય. પણ, તરતજ તેને વધારે ખોળવાળું કામ ઉઠાવવું પડ્યું.

આ નવું રચાએલું રાજ્યમંડળ તે જુદા જુદા સ્વસ્થાનોના પરસ્પર દ્વેષથી પ્રતિક્ષણ તુટી પડવાના ભયમાં આવી પડ્યું. એના હાથ નીચે તરત એક કન્વેન્શનની સભા બોલાવવામાં આવી, અને તેણે તરત એક બંધારણ ઘડી કહાડ્યું. તેબંધારણ તે સ્વસ્થાનોના મોટા ભાગે કબૂલ રાખવાથી તે એકત્ર થએલા રાજ્યોએ તેને સર્વાનુમતે પ્રથમ પ્રેસિડન્ટનો હોદ્દો લેવાની અરજ કરી. આ હોદ્દો તેણે ઘણીજ આનાકાની સાથે સ્વીકાર્યો. તેને ઊંચી જગાને માટે લગાર પણ આકાંક્ષા નહોતી અને જે દેશને લડાઇના પ્રસંગમાં તે બચાવી શક્યો હતો તેનાપર સલાહ શાંતિના વખતમાં બરોબર રાજ્ય ચલાવવા માટે પોતાની શક્તિ વિષે પોતાના વિનયને લીધે તેને શક લાગ્યો.

ખરેખર આ ઘણુંજ વિકટ કાર્ય હતું, પણ વૉશિંગ્ટન તેને બરોબર પાર પાડી શક્યો. એક તરફ દેશની સાખને ફરીથી સ્થાપવાની હતી, અને બીજી તરફ આ રાજ્યસમૂહનું દેવું વાળવાને ગોઠવણ કરવાની હતી, જે સમયે અન્યાયનો લાભ લેવાને સઘળે સ્થળે બળવાન ઇચ્છા માલુમ પડતી હતી, અને વેરો ઉઘરાવવાનું કામ કઠણ અને અળખામણું થઈ પડ્યું હતું. વળી તેર સ્વસ્થાનોના જુદા જુદા પ્રકારના વિરોધી સ્વાર્થની અસર નીચે આવી પડેલા નવા રાજ્યમા સ્થિરતા અને બળ મેળવવાનાં હતાં, અને ઉગતી પ્રજાને માટે સુલેહનો પ્રસાદ કાયમ રાખવાનો હતો, જ્યારે, લોકોની અવળા માર્ગે દોરેલી લાગણીઓ તેમને લડાઈમાં એકદમ ઝંપલાવત આ બધાં એવાં ગહન કાર્યો હતાં કે જેને, કોઇ, પણ રાજ્યનિષ્ણાત પુરૂષને બજાવવાનું ભાગ્યેજ માથે આવી પડ્યું હશે, અગર તેને બજાવવા જેટલી શક્તિ ધરાવતા કોઈકજ હશે, જાહેર જીંદગીમાં તેનું વર્તન શુદ્ધ અને નિઃસ્વાર્થ હતું. કોઈ પ્રકારના વહેમ, વિકાર અગર સ્વાર્થ, પ્રજાના કાર્યભારમાં ઉત્તમમાં ઉત્તમ પુરૂષોની તેના હાથે નિમણુક કરાવવાના તેના કર્તવ્યની કદી પણ આડે આવ્યાં નહતાં, જનરલ વૉશિંગ્ટન પ્રેસિડન્ટનો હોદ્દો બે વાર ભોગવી, રાજીનામું આપ્યા પછી બે વર્ષ જીવતો રહ્યો. તે ૧૭૯૯ ની ૧૪ મી ડીસેંબરે ગળાના સોજાના ઉપદ્રવથી મરણવશ થયો.

તેના ચહેરાનો દેખાવ ઓજસવાળો અને ભારેખમ હતો. તેની રીતભાત બહુ સંકોચવાળી અને વિનયી હતી. તેનામા આતિથ્યભાવ ઘણો હતો, અને તે પર્યં ભારે પણ નિયમિત રાખતો. તે બહુ શરમાળપણાથી બોલતો પણ કોન્ગ્રેસપર લખેલા તેના કાગળો તથા તેના લખેલાં ભાષણો એકી વખતે સ્પષ્ટ અને સંગીન માલુમ પડે છે. તેની અંગત. ટેવોમાં તે. ઘણોજ નિયમવર્તી હતો, અને તેની નીતિ તથા આચારમાં શંકાને માટે સ્થાન હતુંજ નહિ. ફોક્સના શબ્દમાં કહીએ તો, " એક બીજાથી નિયમિત થએલા અને કોઈપણ દુર્ગુણોથી અમિશ્રિત એવા ઉત્તમ ગુણોનું ચારિત્ર્ય ઈતિહાસના પાનામાં મળવું મુશ્કેલ છે. " " સંગ્રામમાં સૌથી પહેલો, સુલેહમાં પણ સૌથી પહેલો, અને તેના દેશભાઇઓના હૃદયમાં પણ સૌથી પહેલો. " એવા આ ધીરવીર પુરૂષનું સ્મરણ બધા દેશભક્તોના કરતા વધારે ઉમંગથી સાચવી રાખવામા આવે છે, અને તેનું નામ, તેની પ્રજાને, પોતાની સંસ્થાઓને ભવિષ્યની પ્રજા માટે સલામત અવસ્થામાં સાચવી રાખવાને, હમેશને માટે ઉત્તેજીત કરે છે.

# સમર્થ રામદાસ સ્વામીની પ્રભુ પ્રાર્થના.

* जनी भक्ति नाहीं, मनी भाव नाहीं ।
मला युक्ति ना, बुद्धि कांहींच नाहीं ॥
कृपाळुपणें राज्य रंकासीधावें ।
समर्था तुझे काय उत्तीर्ण व्हावें ॥

સુમારે અઢીસો વર્ષ પૂર્વેની આ પ્રભુ પ્રાર્થના છે. સત્તરમા સૈકામાં રામદાસ સ્વામીએ પોતાના માટે તથા પોતાના દેશના ઉદ્ધાર માટે આ ઉપરના કાવ્ય મુજબની પ્રાર્થના કરી હતી અને તેજ પ્રાર્થના કરવાનો આ પણ સમય આવી લાગ્યો છે તે સમયે હિંદુસ્થાન ઉપર મુસલમાની રાજ્ય સત્તા ચાલુ હતી. હિંદુઓના પવિત્ર તીર્થક્ષેત્રોનો વિધ્વંસ થતો હતો અને હિન્દુ ધર્મ નિર્મૂળ થવાનો યત્ન ચાલુ હતો. ગાયોનો વધ, દેવળોનો નાશ, અને પવિત્ર બ્રાહ્મણોનો છળ આદિ ઉધાઈના જંતુ લાગેલા હતા. અને આખું હિંદુસ્થાન પરદેશી લોકોની ગુલામગીરીમા ગોથાં ખાતું હતું. કોઇ દેશ દૈવગતિએ કરીને ગુલામગીરીમાં ડુબેલો હોય છતાં પણ તેના લોકને જ્યારે ગુલામગીરી અધમ છે, અને તેમાથી આપણે મુક્તિ મેળવવી જોઇએ એવુ લાગે છે ત્યારે તેને ભવિષ્યમા વહેલે મોડે પણ સ્વતંત્રતા મેળવવાની આશા રહે છે પરંતુ સત્તરમા સૈકાની આ દેશની સ્થિતિ તરફ નજર કરતાં માલુમ પડે છે કે લોકના દિલમાં ગુલામગીરી માટે તિરસ્કારવૃત્તિ ઉત્પન્ન થએલી જણાતી નહોતી. સાધુ સંત પોતપોતાના દેવના અને સામાન્ય લોક પોતાના પેટ ભરવાના ભજનમાં લાગેલા જ્યા ત્યા નજરે પડતા હતા. આવી સ્થિતિ વખતે સમર્થ રામદાસ સ્વામીનો અવતાર હિન્દુસ્થાનની ભૂમીપર થયો અને તેઓજ પોતાના દેશને સ્વતત્ર કરવામાં કારણભૂત થયા. રામદાસ સ્વામીના ગ્રંથમાં આપણી ગુલામગીરીની સ્થિતિ બદલ અનેક પ્રસગે ખેદ પ્રદર્શિત કરેલો જોવામા આવે છે. " અરે પ્રભુ, તે આ શું કર્યું? મારા કયા પાપે પરાધીનતા પ્રાપ્ત થઇ! પરવશ પડી જીવવુ કેટલું દીન જણાય છે? પરાધીન પડવાથી વાહ તારૂં કેવુ દેખાશે?" ઇત્યાદિ પ્રકારના જે અનેક ઉદ્ગાર રામદાસ સ્વામીના ગ્રથમાં ઠેકાણે ઠેકાણે દેખાય છે તે ઉપરથી પોતાના દેશની પરતંત્ર સ્થિતિથી તેમને ઘણુંજ લાગી આવેલુ હોવુ જોઇએ અને પોતાના દેશબાંધવોને આવી અધમ પરાધીન સ્થિતિમાં ન રહેતા સ્વતત્ર થવા માટે તે સર્વેને અહોનિશ ઉપદેશ કરતા હોવા જોઇએ એમ જણાય છે. રામદાસ સ્વામીનું મુખ્ય લક્ષ્ય જો કે પારમાર્થિક વિચાર તરફ લાગેલુ હતું તોપણ તેઓ વહેવારમાં થોડું લક્ષ આપતા એમ નથી. સંસારબંધનથી આપણે મુક્ત થવું એ તેમને જેટલુ પ્રિય હતુ તેટલુંજ આપણો દેશ પરદેશીના પરાધીનપણાથી મુક્ત થાય અને તે ખરા સ્વાતંત્ર્ય સુખનો અનુભવ મેળવે, એવી તેમની ઉત્કટ ઇચ્છા હતીજ. પારમાર્થિક મહત્વાકાંક્ષાનો પ્રસ્તુત વિષય સાથે સંબંધ ન હોવાથી

* લોકમા ભક્તિ નથી, મનમા ભાવ નથી, મ્હારામાં યુક્તિ કિંવા બુદ્ધિએ કાંઇજ નથી. તો કૃપાળુ થઇને અમો ગરીબને રાજ આપ. હે સમર્થ પ્રભુ, ત્હારો અમારાથી શો બદલો વળાય એમ છે ?

તેને આપણે ક્ષણભર બાજુ રાખીયે. પરન્તુ રામદાસ સ્વામીની ઐહિક મહત્વાકાંક્ષા કહીએ તો તે પોતાનો દેશ પરદેશીઓના જુલમથી સ્વતંત્ર થયેલો જોવો એજ હતી. પરંતુ આ પોતાની સ્વતંત્રતાની ઇચ્છા મનમાં ઉત્પન્ન થતાંજ તેમણે પોતાની તે સમયની પરિસ્થિતિ તરફ નજર ફેરવી તો તે સમયે પોતાની ઇચ્છા ફળીભૂત થવાનાં સાધન કોઇપણ સ્થળે દૃષ્ટિગોચર થયાં નહીં, અને તેથી તેમને અનેક વખત નિરાશા ઉત્પન્ન થઈ હશે. **સ્વદેશ** માટે સ્વતંત્રતા મેળવવાની ઇચ્છા કરનાર દેશભક્તને નિરાશાના તરંગ કેટલીવખત આવે છે! અને રામદાસ સ્વામીના તેમના ગ્રંથમાં જે ઉદ્ગાર મળી આવે છે તે ઉપરથી તેમના મનનું પ્રથક્કરણ કરી જોતા તેમને પણ આવા નિરાશાના અનેક તરંગો આવેલા હોવા જોઇએ એમ જણાય છે. **સ્વદેશને સ્વરાજ્ય પ્રાપ્ત થાય એવી રામદાસ સ્વામીની ઇચ્છા તો ખરી** પણ તે બીચારા એકલા શું કરે? જેમણે તેમના દેશને પોતાના જડબામાં રાખેલો તે લોક અસંખ્ય, પ્રબળ, અને સુસંપન્ન! તેમના સામે આ એકલોજ સ્વદેશભક્ત શું કરી શકે? આવા કાર્યમાં વાસ્તવિક કહીયે તો સર્વ લોકની મદદની આવશ્યકતા હોય છે. અને તે પ્રમાણે તેમણે તે કાર્ય પાર પાડવા પોતાના "એક રાઘવના અનેક પંથ" કાઢ્યા હતા, અને સ્વાતંત્ર્યપ્રીતિના અને સ્વદેશભક્તિના ઉપદેશનું કામ તેમણે સઘળી બાજુએ શરૂ કર્યું હતું. છતાં પણ તેમના પ્રયાસને જેવાં ફળ આવવાં જોઇએ તેવાં આવ્યાં નહીં. સ્વરાજ્ય પ્રીતિ એ લક્ષ્ય ઘણું મોટું, અને તે પ્રમાણે તેની સાધન સામગ્રી આપણને ઘણી થોડીજ અનુકુળ, એમ લાગવાથી નિરાશા તેમના અંતઃકરણ ઉપર પોતાનો કાળો પડદો વારંવાર નાંખતી હતી. આવા એકાદ નિરાશાના પ્રસંગે તેમના મુખમાંથી આ લેખના અગ્ર ભાગે મૂકેલા ઉદ્ગાર નિકળેલા હોવા જોઇએ. ખરેખર એ પૂર્ણ નિરાશાનાજ ઉદ્ગાર છે. લોક તરફ નજર કરતાં સ્વદેશ સ્વાતંત્ર્ય જેવું મહત્કાર્ય પાર પાડવા માટે લોકના મનમાં જે ભક્તિ કિંવા શ્રદ્ધા જોઇયે તે રામદાસ સ્વામીને તેમનામા બિલકુલ જણાઈ નહીં, ઠીક, પોતાના તરફ નજર કરતાં આવા મોટા કાર્યનો ભાર પોતાના શિરપર લેવા જેટલી યુક્તિ કિંવા બુદ્ધિ પોતાનામાં છે એવી પણ રામદાસ સ્વામીને પોતાને માટે ખાત્રી થાય નહીં, અને એમ લાગે એ સ્વાભાવિકજ છે. જ્યારે મહારાષ્ટ્રની તે સમયની સ્વતંત્રતા માટે રામદાસ સ્વામી એજ મુખ્યત્વે કરીને કારણભૂત થયા ત્યારે તે કાર્ય સિદ્ધ થતા પૂર્વે સમાજની એકંદર પ્રતિકૂળતાને લીધે કેટલીક વખત તેમનું મન નિરાશાથી હતવીર્ય થઈ જાય તો તે સહજ હતું. મનુષ્યને પ્રથમ એમજ લાગે છે કે આપણે જે એકાદ કાર્ય કરવાનું છે તે માનવી પ્રયત્ને કરીને સફળ થશે. પરંતુ અનુભવથી આ ભ્રમ દૂર થવાથી આખરે ભયંકર નિરાશા ઉત્પન્ન થાય છે, અને આમ થવાથીજ મનુષ્યનું મન માનવપ્રયત્નને જે દ્વારા સાફલ્ય પ્રાપ્ત થાય છે તે ભગવત્ કૃપા તરફ દોરાય છે, અને પરમેશ્વર કૃપા કરશે તોજ આ કાર્ય પૂર્ણ થશે એમ લાગે છે. નિરાશાનો અંધકાર જ્યારે આપણી ચારે બાજુ પ્રસરે છે ત્યારે આકાશમાં દૂર દૂર અંતરે આવેલા તારાની પણ પાછળ જે ભગવત્ કૃપાનું નાનું સરખું અંધક તેજ ચળકે છે ત્યાં મનુષ્યનાં ચક્ષુ સહજ લાગે છે. યુક્તિનો ગર્વ ઉતરી જાય છે, બુદ્ધિ હાથ પગ જોડીને ઉભી રહે છે, અને ભગવત્ કૃપા સિવાય મનુષ્ય પ્રાણી, પગ છતાં લંગડો, હાથ છતાં ઠુંઠો, અને નેત્ર છતાં અંધ છે એમ જણાય

છે. અને દોરી તૂટેલા પતંગની માફક માનવીપ્રયત્નની નિર્બળતાથી નિરાધાર થયેલું મન આકાશમાંથી આમ તેમ ઉડતું ઉડતું આખરે પરમેશ્વરના ચરણ સમીપ શરણ માગવા જાય છે. આ લેખના અગ્રભાગે મૂકેલા ઉદ્‌ગાર જ્યારે રામદાસ સ્વામીએ ઉચ્ચાર્યા હશે ત્યારે તેમના મનની પણ આવીજ અવસ્થા થયેલી હોવી જોઇએ અને તે સ્થિતિમાં રામદાસ સ્વામી પરમેશ્વરને કહે છે કે હું તો બોલતો ચાલતો રંક છું. સ્વરાજ્યપ્રાપ્તિ માટે જે દ્રવ્ય જોઇએ તે મારી પાસે નથી. લોકની મદદ નથી, અને પોતાનામાં યુક્તિ કિંવા બુદ્ધિ પણ નથી, અને દ્રવ્ય તો રંક પાસે નજ હોય, છતાં પણ **મારો દેશ સ્વતંત્ર થાય અને તેનું રાજ્ય અમને મળે એવી મારી દઢ ઇચ્છા છે.** તે ઇચ્છા પૂર્ણ કરવાને મારી પાસે કાંઈ સાધન નથી. તારી કૃપા **એજ મારું ખરું સાધન.** તું કૃપાળુ થઈને અમને આપશે ત્યારેજ અમને રાજ્ય મળનાર છે. ભલે તું અત્યારે કૃપાળુ થઈને રાજ્ય આપશે અને પછી કહેશે કે હવે મારી કૃપાનો તરત તમે બદલો આપો તો તે માટે રામદાસ કહે છે કે, **"હે સમર્થ પરમેશ્વર ! તારી કૃપા માટે અમો શું બદલો આપી શકનાર છીયે ! તારી કૃપા અનંત છે ! તેનો બદલો અલ્પ મનુષ્યપ્રાણી શી રીતે વાળી શકનાર છે ! એટલે ઉપકારના બદલાની આશા પણ તું રાખીશ નહીં; માત્ર નિરપેક્ષ બુદ્ધિથી અને કેવળ કૃપાળુ થઇને જ તું અમારા દેશનું રાજ્ય અમને આપ."**

રામદાસ સ્વામીના ગ્રંથ માટે હાલમાં પુષ્કળ શોધ ચાલી રહી છે અને નવીન નવીન ઐતિહાસિક વૃત્તાંતથી ભરપુર શુદ્ધ આવૃત્તિઓ પ્રસિદ્ધ થાય છે. પરંતુ આ ઉપર જણાવેલ ઉદ્‌ગાર રામદાસ સ્વામીએ ક્યારે અને મનની કઇ સ્થિતિ વખતે કાઢેલા, એટલો ખુલાસો મેળવવા પર્યંત પણ માર્મિક મીમાંસાની ખેપ હજી સુધી પહોંચી નથી. તે એટલી સ્થિતિ પર્યંત આવી પહોંચવાને કાવ્યપરીક્ષાની પદ્ધતિમાં અદ્યાપિ પુષ્કળ પ્રવૃત્તિ થવાની જરૂર છે. સુધરેલા પાશ્ચિમાત્ય દેશોમાંના મુખ્ય કવિરત્નોની કાઇ વિશેષ ઉક્તિ સબંધી ત્યાંના ટીકાકારો જે પ્રકારની ચિકિત્સા કરે છે તેવી કંઇપણ માહિતી પ્રસ્તુત શ્લોક સંબંધી ઉપલબ્ધ હોત તો વધુ આનંદ આવત. પણ જ્યાં પ્રત્યક્ષની સીમાનો યોગ નથી ત્યાં અનુમાનથી વાત સિદ્ધ માનવામા આવે છે, આ શાસ્ત્ર નિયમ સર્વને વિદિત છે. તે પ્રમાણે આ શ્લોકના અર્થના ભાવ ઉપરથી રામદાસ સ્વામીની આ શ્લોક બોલતી વખતે માનસિક સ્થિતિ સબંધી અનુમાન કરીયે તો એમ જણાય છે કે **સ્વરાજ્યપ્રાપ્તિ** માટે સ્વતઃ પુષ્કળ પ્રયત્ન કરતા, અને લોકને પુષ્કળ ઉપદેશ આપવા છતાં પણ કંઇ વળશે નહી એમ લાગવાથી અત્યંત નિરાશ અને ઉદાસીન થઇને તે કોઈક એકાંત સ્થળે જઇને બેઠા હશે, કિંવા એકાદ ટેકરીના શિખરપર જઈ ઉભા હશે, અગર તો કોઈ પ્રશાંત અને ગંભીર નદીના કાંઠે તે લાંબા થઇ સૂતા હશે, તે દીર્ઘ નિઃશ્વાસ નાંખતા હશે, અને પોતાના દેશના સ્વાતંત્ર્યની પ્રાપ્તિ અસાધ્ય લાગવાથી તેમના નેત્રમાંથી ખળખળ અશ્રુ વહેવા લાગ્યાં હશે, તે વખતે તેમને દિશાઓ પણ ઉદાસ લાગી હશે, અને સૂર્ય પ્રકાશમાન છતાં જ્યાં ત્યાં તેમને તો અંધકાર પ્રસરેલો જણાયો હશે અને "હે સ્વદેશ !" "હે સ્વતંત્રતે !" એવા ઉદ્‌ગાર તેમના બાષ્પાવરૂદ્ધ કંઠમાંથી અનેક વખત બહાર નીકળ્યા હશે, અને આખરે હવે પરમેશ્વર સિવાય અન્ય કોઇનો આધાર નથી, તેનીજ

કૃપાથી આપણુને સ્વતંત્રતા મળે તો મળે એમ લાગવાથી આ શ્લોક તેમના મુખમાંથી બહાર પડેલો હોવો જોઇએ.

હાલના રાજકીય વાતાવરણમાં આ શ્લોકના ભાવ પ્રમાણે વર્તવાની આપણે જરૂર છે. આજની આપણી સ્થિતિને માટે તેનો ઉપયોગ કરવાની કોઇને ઇચ્છા થાય તો તે શ્લોક જાણે કોઇએ આજની સ્થિતિને અનુલક્ષીને કર્યો હોય એવો ભાસ ઉત્પન્ન કરવા જેટલી નવીનતાથી તે પૂર્ણ છે. આજકાલ આપણી પણ આવીજ સ્થિતી થયેલી છે. હાલમાં દેશના ઉપર સંકટ એટલું પ્રચંડ છે કે કોઇપણ એકલો માણસ કહેશે કે હું તેનું નિવારણ કરીશ, તો તેની યુક્તિ કિંવા બુદ્ધિ, કાંઇ ચાલનાર નથી. ભલે તે માટે અનેક લોકનો સંઘ એકઠો કરીયે તો તે માટે લોકમાં જે એક પ્રકારની ભક્તિ કિંવા શ્રદ્ધા જોઇએ તે પણ નથી; અને સંપત્તિ વિષયે બોલીયે તો હાલમાં હિંદુસ્થાનના લોક તેનાથી હીન થઇ ગયા છે. ભલે આ સાધનો જ્યારે બીલકુલ નથી ત્યારે સ્વરાજ્યના હક બદલ માગણી કરવાનો નાદ પણ આપણુને શા કામનો છે? તે પણ આજ શક્ય નથી. તે છતાં હિંદુસ્થાનના સઘળા લોકના મનમાં સ્વરાજ્યની કલ્પના એટલી દૃઢ થઇ ગઇ છે કે તે કલ્પના હવે મન વિસારી શકતું નથી અને તે કલ્પનાની સ્ફુરી ચાખ્યા પછી મન તે કલ્પનાથી હલકી પ્રતિની અને ગંધાતી એવી બીજી કોઇપણ કલ્પના તરફ નજર પણ કરી નાંખનાર નથી. તે મનને તો સ્વરાજ્યનીજ પ્રાપ્તિ થવી જોઇએ. આ સ્થિતિમાં ભગવત્ કૃપા સિવાય આપણે માટે અન્ય કોઇપણ માર્ગ નથી. એટલેજ આ રામદાસ સ્વામીના ઉપરના શ્લોકને ધ્યાનમાં લઇને તેજ પ્રમાણે આપણે પણ પરમેશ્વરની પ્રાર્થના કરવી જોઇએ અને કૃપાળુ થઇને તું અમો રંકને અમારૂં રાજ્ય દે એવી તે વિનંતી કરવી જોઇએ. इतिशिवम् ।

---

# વિજ્ઞાનશાસ્ત્રની વૃદ્ધિ.

( અનુસંધાન પૃષ્ઠ ૨૮૨ થી. )

૭૮ તત્વોના પરમાણુઓ દરેકથી જૂદા જૂદા ગુણવાળા અને વિભક્ત ન થાય એવા છે. હવે તેઓમાં પરસ્પર કાંઇ સંબંધ છે? જો સંબંધ હોય તો તેઓના તોલ ઉપરથી કાંઇ પ્રકાશ મળશે. રસાયણશાસ્ત્રિઓએ તેઓના દરેકનાં તોલ કર્યા છે. સૌથી હલકામાં હલકું હાઇડ્રોજન તત્વ માલૂમ પડ્યું માટે તેના પરમાણુને એક તોલ માપક unit of weight ગણ્યું એટલે, સોનાનું પરમાણુ હાઇડ્રોજનના પરમાણુ કરતાં ૧૯૭૨ ગણું હોવાથી તેનું વજન ૧૯૭.૨ રાખ્યું. વજનના લીસ્ટ તરફ જોતાં માલુમ પડશે કે ૭૮ તત્વોના પરમાણુઓમાં ૨૧ પરમાણુઓનો તોલ બરોબર પૂર્ણાંક સંખ્યામાં આવે છે, અને બીજા ૨૮ નાં લગભગ પૂર્ણાંક સંખ્યા સુધી આવે છે. આ ઉપરથી માલૂમ પડશે કે બરોબર પૂર્ણાંક સંખ્યામાં તોલ આવવાને લીધે તેઓની વચ્ચે કાંઇ પણ સંબંધ હોવો જોઇએ. વધારે આશ્ચર્યતા એ છે કે આ તત્વોમાં કેટલાંક તત્વો ગુણોમાં મળતા

થયા. જેમ કોઇ ગામની નિશાળમાંથી ઘણે અંશે મળતા ગુણવાળા છોકરા આપણે એકઠા કરીએ તેમ આ તત્વોમાં કેટલાંક તત્વો અમુક ગોઠવણમાં મૂકવાથી ગુણોમાં એક થયા. પ્રથમતો, ગુણોમાં એક જણાતા તત્વોની ગોઠવણી કરી તો તે તત્વોના ત્રણ ત્રણ વિભાગ પડયા. અજાયબી એ છે કે દરેક વિભાગમાં ત્રણે પરમાણુઓના વજનની સંખ્યાની સરાસરી વચલા તત્વના પરમાણુના તોલ જેટલીજ થઇ. દાખલા તરીકે,

ફ્લોરાઈન=૩૫-૪ }
બ્રોમાઇડ= ૮૦-૦ } આ ત્રણેની સરાસરી ૮૧-૧ આવે છે જે બીજા પરમાણુના વજનની બરોબર થાય છે.
આયોડાઇન=૧૨૬-૮ }

આવી રીતે દરેક વિભાગમાં માલૂમ પડયું. આ ઉપરથી રસાયણશાસ્ત્રીઓની ખાત્રી થઇ કે પરમાણુઓમાં પરસ્પર કાંઇ પણ ગૂઢ સંબંધ હોવો જોઇએ; કારણ **પરમાણુઓના ગુણ અને વજન વચ્ચે નિકટનો સંબંધ છે.** પરમાણુઓના વજન ઉપરથી *તેના ગુણનું વર્ણન થઈ શકે. અર્થાત્ વજન પ્રમાણે ગુણ ઉદ્ભવે છે.*

સને ૧૮૬૩ ની સાલમાં જોન ન્યુલેન્ડે શોધ કરી કે જો તત્વોને તેમના વજનોના પ્રમાણે એક પછી એક ગોઠવવામા આવે તો કુદરતની રીતેજ તેઓ એવી રીતે ગોઠવાશે કે એકજ ગુણના તત્વો એકજ કોલમમાં આવશે અને એકંદરે તેઓના સાત વિભાગ થશે. એટલે ૧ થી ૭ પરમાણુઓ વધતા જતા વજનના પ્રમાણમાં એક કોઠામાં ગોઠવીએ તો પહેલાં તો સાત હાર થશે. પછી આઠમા તત્વને ૧લા તત્વ નીચે મૂકીએ, ૧૫ મા તત્વને ૧ લા નીચે મૂકીએ, ૨૧ મા તત્વને ૧લા તત્વ નીચે ગોઠવીએ તો માલૂમ પડશે કે ૧લા તત્વના પરમાણુ અને, ૮,૧૫, ૨૧ મા વિગેરે તત્વોના પરમાણુ ગુણમાં ઘણે ભાગે મળતા થાય છે. તે પ્રમાણે બીજા વિભાગમાં આ ઉપરથી ખાત્રી થશે કે ઇશ્વરની અગાધ કલ્પના અનુસાર, કોઇ ગૂઢ નિયમપૂર્વક આ પરમાણુઓનો પરસ્પર સંબંધ છે. ઇશ્વરનું અસ્તિત્વ ન સ્વીકારનારને ખાત્રી થશે કે જગતની રચનામાં કેટલું અગાધ જ્ઞાન સમાયલું છે. આ નિયમ (periodic law) ને અનુસાર લોર્ડ રેલે અને રેમ્સેએ હવામાં રહેલું ગુપ્ત તત્વ આરગન શોધી કાઢયું. આ નિયમના રહસ્યથી દ્રવ્ય વીષે આટલું જ્ઞાન મળ્યું કે પરમાણુઓની રચના કોઇ અમુક અગાધ બુદ્ધિ અનુસાર છે. આપણે જોઇશું કે દ્રવ્યના વધારે રહસ્યની સમજણ રસાયણશાસ્ત્રી પાસેથી અને હીપણ હવે પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી પાસેથી મળશે. તે એક વસ્તુ કે જેને આધારે આ જગત્ રચાયલું છે, તે વસ્તુની શોધ પાછળ જ વિજ્ઞાનશાસ્ત્ર લાગેલું છે. પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર ઉપરથી માલૂમ પડે છે કે, હવા વિદ્યુતનું વહન કરી શકતી નથી. જો હવા વિદ્યુતનું વહન કરતી હોય તો તારના દોરડા નકામાં થઈ પડે કારણ તે ઉઘાડા હોવાને લીધે હવા વિદ્યુતને લઈ લેત, પણ હવા ( gases-air etc ) વિદ્યુતને લઇ શકતી નથી, જો કે વિદ્યુતનું બહુજ ઓછા પ્રમાણમાં વહન કરે છેજ. આ ઓછી હવાની વહનશક્તિ, હવાને ગરમ કરવાથી, કે તેની પાસે બળતી ધાતુઓ અને કારબોન તાવવામાં આવવાથી કે તેની ઉપર એકસ ( X-rays ) કિરણો નાંખવાથી, વધે છે. આટલાં જૂજ જ્ઞાને, (કે હવા કેટલીક વસ્તુના સંયોગથી વિદ્યુતને બહુ સારી રીતે વહન કરી શકે છે) એ પ્રકૃતિના ગુપ્ત દ્વાર કેટલા બધાં તો ઉઘાડાં કર્યાં છે તે આગળ જતાં જણાશે.

આ હવાની વહનશક્તિનું ખરૂં કારણ શું હશે એ ઘણા પ્રયોગથી માલૂમ પડ્યું છે. અમુક સ્થિતિને અંગે નહી પણ કોઇ પદાર્થ હવામા ભેળસેળ થયેલ છે તેને લીધે વહનશક્તિ વધે છે. આ વસ્તુ શું હશે તે વિચારતા માલૂમ પડ્યું છે કે હવામા કેટલાક પરમાણુઓ છે જે વિજળીને લઇ લે છે. હવા તો નહીજ. વળી આ પરમાણુઓ positive પોઝીટીવ અને negative નેગેટીવ એ તરેહની વિદ્યુતમય હોવા જોઇએ એમ પણ સાબીત થયું છે. આ પરમાણુઓ આયન્સ Ions કહેવાય છે. આપણે આયન્સનું રહસ્ય તપાસીએ કે જેને વિશે રસાયનશાસ્ત્ર કાંઇ કહી શકતુ નથી પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર તેનો શો જવાબ આપે છે તે જોઇએ. આપણા સવાલો આટલા છે કે આ આયન્સ તે શું છે ? તે ફક્ત હવામાજ રહે છે? તે શું પરમાણુઓ છે ? કે પરમાણુએ કરતાં નાના કદના છે ? અને વિદ્યુત સાથે તેમનો સંબંધ કેવો છે ? પ્રયોગો કરતાં માલૂમ પડ્યું છે કે આ હવાના આયન્સ બે તરેહના છે. એક positivene પોઝીટીવ વિદ્યુત લઇ શકે છે અને બીજા negativene નેગેટીવ વિદ્યુત વાળા હોય છે. negative વિદ્યુતવાળા પરમાણુઓ પછીની શોધમા ઘણી અગત્યની સેવા બજાવે છે માટે તેમનું negative કોરપસ્કલ્સ કરીને જૂદું નામ આપવામા આવ્યું છે.

કોરપસ્કલ્સનાં પરમાણુઓ કે જે હવામાથી કે બળતી નેગેટીવ ધાતુઓમાથી કે કારબન વિગેરેમાથી બહાર નીકળે છે અને corpuscles વિદ્યુતવાળા થાય છે, તેમનું રહસ્ય જોવા ઘણા પ્રયોગો કર્યા. (અપૂર્ણ.)

---

## પાવાગઢનું વર્ણન.

આગગાડીમા પ્રવાસ કરતા કરતા વડોદરા સ્ટેશનની નજીક પહોચીએ છીએ ત્યારે આપણી દૃષ્ટિમર્યાદામા થોડેક દૂર એક આસમાની રંગની ટેકરી દેખાય છે. આ પાવાગઢનો ડુંગર છે. જો, તેની તળેટીએ પાચ ચેકાપર ભારે ખ્યાતિ પામેલુ ચાપાનેર શહેર આવેલુ છે. ફરતી ફરતી છાયડી પ્રમાણે જ્યારે ગુજરાતના સુલતાન મહમદ બેગડાએ આ શહેર તથા ગઢ કબજે કર્યાં ત્યાર પછી થોડાક સમયને અંતરે આ શહેર પડતી દશાને પામ્યુ અને તેની વસતીને અમદાવાદ, વડોદરા ભરૂચ અને સુરત શહેરોમાં જઇ રહેવું પડયુ. આમ હોવાથી અત્યારે તો ચાપાનેરમા ખંડેરનોજ જથો, અને તવારીખકર્તાઓની કુશળતાથી કલમથી જેવું વર્ણન થયેલું છે તે વાચીને તે શહેર જોવા જનાર મુસાફરોને હાલતા તેની પૂર્વની જાહોજલાલીના ચિન્હ સરખા પણ મળતાં નથી. પણ દરેક પ્રજાની ચડતી તથા પડતી હોય છે તે વચન સ્મરણમા રાખીએ તો આ મોટો ફેરફાર જોવાથી આપણને થયેલો અચંબો દૂર થશે હમણાં તો તે જગ્યા ફક્ત એક તીર્થસ્થળ તરીકે ગણાય છે કારણ કે પાવાગઢ ઉપર આપણી આદ્યશક્તિ દેવી કાલિકા તથા ભદ્રકાળીનો નિવાસ છે અને મહાકાળીના દેવળ ઉપર સદનશા પીરનુ સ્થાન હોવાથી આપણા મુસલમાન બધુઓને માટે પણ આ જગ્યા પવિત્ર છે. મહાકાળી તથા સદનશા પીરનાં સ્થાન એકજ સ્થળે હોવાનું કારણ દંતકથાઓમા સુપ્રસિદ્ધ છે પરંતુ

નિષ્પક્ષપાતપણે તવારીખનું અધ્યયન કરનાર વિદ્યાર્થી જનને તો આ પ્રશ્નનું નિરાકરણ કરવાનું કામ ઘણું કઠિન હોવું જોઈએ. આ ગઢ ઉપર છેલ્લા રજપૂત રાજા પતાઈનાં મહેલોનાં ખંડેર આવેલાં છે. પણ હાલ તો ફક્ત તે મકાનોના દરવાજા અને અંદર પથરાના મોટા ઢગલા શિવાય કંઈ પણ નજરે પડતું નથી. મુમુક્ષુ યાત્રાળુઓને થોડા વરસ પછી આ ભવ્ય રિંદમા ઘણા વખતથી સાથે સાથે વસતા જુદા જુદા ધર્મોના અનુયાયીઓમાં-પણ કેટલો ભ્રાતૃભાવ છે તે આ ઉપરથી જણાશે. ભવ્ય મકાનોનું સ્થાન પણ નજરે આવવાનું નથી કારણ કે મકાનો પ્રભુને આશરે છે. તેમની કોઈ પણ દરકાર કરતું નથી. આટલું છતાં એ તો નિર્વિવાદ છે કે દેવીઓનાં મંદિર હમેશાં સારી સ્થિતિમાં હોય છે, પણ તેમને મરામત કરવાનું કામ તેમના ભક્તો અગર જૈન કોમના ગૃહસ્થો કરે છે. આ વખતે આપણા આવા-બંધુ સખીઓની ઘટતી પ્રશંસા કરવાનું યોગ્ય ધારીએ છીએ. મહા દેવી અંબાજીના પવિત્ર સ્થળે પણ મંદિરો તથા મરામત આપણા જૈન બંધુઓજ કરે છે.

ખનીજ પદાર્થોના સંબંધમા પણ પાવાગઢની બરોબરી કરે એવું કોઈ બીજું સ્થાન ભાગ્યેજ હશે. ત્યાંથી થોડાક દૂર શિવરાજપુર સંસ્થાનમાં બે ત્રણ વર્ષથી ત્યાંની ખાણ સંબંધીતું કામ કરનારી " ધી શિવરાજપુર સિન્ડીકેટ " ના વ્યવસ્થાપકોએ શોધી કહાડયું છે કે આ પવિત્ર ગઢ ઉપર સોનાની ખાણુ પણ છે. અને તે ઉપરથી નામદાર સરકારને ખાસ . . ાની પરવાનગી મેળવવા સારૂ તે મંડળીએ અરજ પણ કરી હતી. જો આ કામ સારી રીતે કરવામાં આવે તો આ સુપ્રસિદ્ધ "ચાંપાનેર" શહેરની પુરાતનની જાહોજલાલીનો ખ્યાલ અર્વાચીન કાળમાં આવી શકે. તવારીખના વિદ્યાર્થીઓને પણ દંતકથાઓમાં સત્યાસત્યનો નિશ્ચય કરવાને પણ આ હકીકત સહાયભૂત થઈ પડે એ નિઃસંશય છે. એમ કહેવાય છે કે આ ખાણુ છે ત્યાં આગળ રજપૂત રાજાએ તો સોનાનો મહેલ બાંધેલો હતો. તે બહારથી તો ફકત પત્થરના મહેલ જેવો હતો પણ અંદર સોનેથી જડીત હતો અને ત્યાં કોતર કામ પણ બહુ સારૂ હતું. "આર્યાવર્તની સંપત્તિનો સમય ઐતિહાસિકજ છે અને કાલ્પનિક નથી તે આવા અવા રમણીય અને સપ્રમાણ દાખલાઓથી સિદ્ધ થાય છે." ચાંપાનેર રજપૂત રાજાઓના વખતમા પૂર્ણ કળાએ પહોચ્યું હતું અને મહમુદ બેગડાની જીત ને ફક્ત પાંચ સૈકાનીજ વાત છે, વળી કહેવાય હુમાયુ અને બહાદુરશાહની લડાઈઓ વખતે પણ ચાંપાનેર એક રણક્ષેત્ર હતું તો તે વિશેની દંતકથાઓ કંઈ તદન કપોળ કલ્પિત નહિ હોય એમ દરેક હિતનયને સમજાશે। વળી પાવાગઢમાં " મેન્ગેનીઝ " ની પણ ખાણો છે અને પંચમહાલની સર્વ મેન્ગેનીઝની ખાણો ખોદવાનું કામ એક મંડળીને આપેલું છે તેમને આ ખાણો પણ સોંપેલી છે. એવુ પણ કહેવાય છે કે ત્યાં વખતે કોયલા અને લોઢું પણ હશે અને આ વાત ખરી પડે તો ભવિષ્યમાં ચાંપાનેર હિંદનું 'ન્યુકાસલ*' પણ થઈ શકશે

* "ન્યુકાસલ" એ ઇંગ્લાંડની ઉત્તરના ભાગમાં ટાઇન નદીપર શહેર છે. તેની પાસેના પ્રદેશમાં લોઢા તથા કોયલાની ખાણો છે, તેમજ આ કારણથી મોટું વેપારનું મથક થયેલું છે.

અમને જણાવતાં આનંદ થાય છે કે આપણા ગવર્નર સરજ્યોર્જ સીડનહામ ક્લાર્ક સાહેબ પણ આ પુરાતન કીલ્લાની મુલાકાતે તા. ૨૫-૧-૦૮ ને રોજ પધાર્યા હતા, તેમજ આજ પવિત્ર સ્થળે તા. ૧૫ થીથી તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૯૦૮ સુધી દીગમ્બર જૈન કૉન્ફરન્સની બેઠકો ભરાઈ હતી.

આ પવિત્ર સ્થળની સામાન્ય મહત્તા આટલી લખાણથી દર્શાવવામાં હમારો આશય એ છે કે અર્વાચીન કાળની રંગબેરંગી વસ્તુઓમાં લીન થયેલા જુવાનોનું લક્ષ પુરાતન સમયના આ અમૂલ્યના સ્થાન તરફ દોરાય. હવે આ સ્થળનું વર્ણન આપવા રજા લેઇશું.

જ્યાં ચરોતર, કાનમ વિગેરે ફળદ્રુપ પ્રદેશો આવેલા છે, ત્યાંની જમીન કાચા સોના જેવી ગણાય છે અને જ્યાંના પુરૂષો વેપાર વણજમાં આગળ પડતા છે એવા આપણા ગુજરાત પ્રાંતમાંજ પંચમહાલ જીલ્લો છે. તેની આસપાસ ખેડા અને ભરૂચ જીલ્લાઓ તેમજ રેવાકાંઠા એજન્સીનાં સંસ્થાનો આવેલાં છે, આ જીલ્લાના હાલોલ તાલુકામાંજ ઉપર દર્શાવેલું ચાંપાનેર શહેર છે.

વાચકવર્ગને સાથે લેઇનેજ આ તીર્થ સ્થળની યાત્રાએ નીકળ્યા હોઇએ એમ કલ્પવાથી વર્ણન આબેહુબ અપાય એ સ્વાભાવિક છે. અત્રેથી આગગાડીમાં બેસી વડોદરા લગણ જવું તે આપણને દરરોજની વાત જેવું છે આ સ્ટેશને ઉતરી જઈ બરોડા-ગોધરા-કૉર્ડ-બ્રાન્ચ-લાઈનની ગાડીમાં બેસીએ. આ લાઇનના ત્રીજા અને વચલા સ્ટેશનનું નામ રેલ્વે કંપનીએ આપણા પવિત્ર સ્થળના સ્મરણાર્થે "ચાંપાનેર રોડ" રાખ્યું છે. ત્યાં આપણે ઉતરીએ. અહીં કંઈ સારા વાહનની સવડ નથી અને જે ગાડાં આપણી નજરે પડશે તેઓ પથરા કે ઘાસથી ભરેલાં હોવાથી આપણા કામનાં નથી. આ સ્ટેશન ગાયકવાડ સરકારના રાજ્યમાં આવેલું છે, ત્યાં વસ્તી નથી. અને પાસે કોઇ પણ ગામડું નથી. આમ હોવાથી વાહન તો હાલોલથીજ મંગાવવું પડશે અને તે આવે ત્યાં સુધી આપણે વાટ જોવી પડશે. આવે સમયે કદાચ એકાદ ગાડું આવી પહોચ્યું તો મ્હો માગ્યું ભાડું આપવું પડશે. આમ હોવાથી થોડી વખત આપણે વીશીમાં આરામ લેઇએ, વળી ચાંપાનેર રોડપર સાંજરે ગાડી કઢંગા વખતે આવી પહોંચે છે. સવારનો વખત ઠીક છે. પરંતુ વડોદરે બહુ વહેલું ટાઢમાં ઠુંઠવાતાં ઠુંઠવાતાં નીકળવું પડે છે. આમ હોવાથી યાત્રાળુ લોકોને "સુડી વચ્ચે સોપારી" જેવું છે. વીશીમાં થોડી વખત આરામ લીધા પછી આપણે પ્રાચીન યાત્રાળુની માફક કણજરી સુધી એટલે આશરે ૨॥ માઇલ પગે ચાલવાનું પસંદ કરીયે.* ત્યાંથી વાહનની પુરતી સવડ થશે. સારા વાહનને લીધે કલાકેકમાં કણજરીથી ત્રણ માઈલ હાલોલ પહોંચીશું. અર્વાચીન સમયના ખંડેરથી ભરપુર અને ઓછી વસ્તીવાળા 'ચાંપાનેર' ના ગામડામાં ખાવા તેમજ રહેવાની પણ સવડ નથી માટે તે બાબત બંદોબસ્ત કરવા સારૂ હાલોલ

* પ્રજાનું નિરંતરહિત ચહાનાર આપણા લોકપ્રિય અને વિદ્યાયુક્ત શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ તરફથી તેમના રાજ્યમાંજ આવેલા આવા વિકટ જંગલમાં થઇને જનાર ભૂખ્યા અને અજાણ્યા યાત્રાળુઓને યોગ્ય સગવડ કરવામાં આવશે એવી આશા રાખવામાં આવે છે.

૬ દિવસ થોભવું પડશે. ચાંપાનેરમાં ખાવાની જણસો જૂની, સડી ગયેલી અને
ી જાતની મળે છે. માટે સર્વ સાહિત્ય હાલોલથીજ તૈયાર કરવું પડશે.

થોડાક વર્ષપર હાલોલથી ચાંપાનેર જવાનો રસ્તો ભયંકર હતો તેથી દિવસેજ મુ-
ાફરી કરવાની જરૂર હતી. પરંતુ હાલ ગાડાંની આવજા વધારે હોવાથી ગમે તે વખતે
ાય તેવું છે. ગઢ ઉપર ચઢવું છે માટે સવારના ચાર વાગ્યાનો સમય અનુકૂળ છે.
ોલ અને ચાંપાનેરનું અંતર ત્રણ માઈલનું છે તેથી સવારે ૭ વાગે આપણે ચાંપા-
પહોંચીશું અને આવી રીતે આપણે પાવાગઢની તળેટીએ આવીશું.

ગઢ ઉપર જવાનો રસ્તો ઘણો સાંકડો છે. બે માણસોથી સાથે સાથે જઈ શકાઈ
ી માટે એક પાછળ એક એવી રીતે હારમાં જવું પડે છે. નીચેની સડકથી તે ઠેઠ
ાકાળીના મંદિર સુધીનો રસ્તો આસરે ત્રણેક માઈલનો છે. બરાબર મધ્યમાં એટલે
ા માઈલ ચઢીએ ત્યારે માચી આવે છે, અહીં આરામ લેવાની સવડ છે. તે એક બે
ાનું મકાન છે, અને પાસે "તેલીયું" તળાવ આવેલું છે પાણીનો રંગ મીઠા તેલ
ાવો હોવાથી તે તળાવનું નામ એવું પડયું છે. માચી આગળજ રસ્તા ઉપર બે લોઢાની
ોપો પડેલી છે. એવું કહેવાય છે કે આ તોપો રજપુત રાજાઓના વખતની છે. તેમનું
રિમાણ સાધારણ છે અને ઉપર ઘણો કાટ ચઢી ગયો છે. માચા સુધીનો રસ્તો તદ્દન
ભો નથી. વારંવાર સીધો રસ્તો આવે છે. તેમજ ગઢ ઉપર આ માળ આપણા સાધારણ
ાકાનોની માફક નીચેથી ઉપર જવાના નથી, પરન્તુ રસ્તા આગળથી પહેલા માળમાં
અને ત્યાંથી ૧૦ પગથીયાં ઉતરી બીજા માળમાં એવી રીતે એક નીચે બીજો એમ
ાઠવણ છે. ઉમંગથી ચઢીએ છીએ એટલે રસ્તો કઠણ લાગતો નથી. માચી સુધીમાં
પાંચ દરવાજાની અંદર થઈ જવું પડે છે. આ દરવાજા રજપુત રાજાઓએ બાંધેલા કોટના
હતા એમ કહેવાય છે.

ચોથા દરવાજામાંથી પસાર થઈને મુખ્ય રસ્તા પાસે આવેલી પગથી પકડી થોડે
દૂર જઈએ તો ખાપરા ઝવેરીનો મહેલ આવે છે. તે પર્વતની ખીણમાં બરાબર કો-
તરી કાઢેલો છે. ખાપરો ઝવેરી એ રજપુત રાજાઓના વખતમાં એક પૈસાદાર ઝવેરી
હતો. આ મહેલને નવ માળ છે. સર્વ માળનું પરિમાણ એકજ છે. ફકત ત્રીજા માળ
સુધીજ ઉતરી શકાય છે. કારણ કે ત્યાર પછી નીચે ઉતરવાનાં પગથીયાં અંગ્રેજ સરકારે
બંધ કર્યાં છે. આ જગ્યાએ આસપાસના લુટારુઓ આવી સંતાઈ રહેતા અને પોલીસ
પાછળ પડી છે એવી ખબર મળે કે તરતજ નીચે ઉતરી જઈ પર્વતની બીજી ગુફામાં
ભરાઈ જતા. આમ હોવાથી ઉપર જણાવ્યા પ્રમાણે રસ્તો બંધ કરવો પડયો છે. નવમા
માળની નીચેથી વિશ્વામિત્રી નદીનું ઝરણ વહે છે. ઉપરથી નીચે પડવાના સમયે તેનો
અવાજ ત્રીજે માળે પણ સંભળાય છે. આ મકાનની આજુબાજુ થોડેક સુધી સીતાફળો-
નાં ઝાડ છે.

આવી રીતે ખાપરા ઝવેરીના મહેલમાં જઈ આવ્યા પછી તેના તે રસ્તે મુખ્ય
ચઢાવે પહોંચી માચીમાં આવીએ; ત્યાં થોડો આરામ લેઈ ખાવાનું ખાધા પછી તેલીયા-
નું પાણી પીશું એટલે ખાપરા ઝવેરીનો મહેલ જોવાથી લાગેલો થાક ઉતરી જશે.

ચાંપરીઆ દેરૂથી થોડુંક ઉંચે જઈએ તો પાટીયાપુલ આવે છે. આ એક લાકડાનો પુલ છે તે બે ટેકરીઓને જોડે છે. હમારા એક મિત્ર શ્રી. મગનભાઈ છગનલાલ ક્રમોદીઆના પૂર્વજોએ સિંધિયા સરકારના વખતમાં આ પુલ બંધાવ્યો હતો.

ડોલતા ડોલના દોરડાને હાથ લગાડી ઉંચે ચઢયા પછી આપણે છાસીયા તળાવ આગળ આવીએ છીએ. પાણીનો રંગ છાશ જેવો ધોળો છે. અહીંથી નવલખા કોઠાર જવાનો રસ્તો આવે છે

આ પ્રમાણે ઉંચે ચઢયા પછી આપણે માતાજીના મંદિર આગળ દુધીઆ તળાવના કાંઠાપર આવી પહોંચીએ છીએ, પાણીનો રંગ દુધ જેવો ધોળો છે છાસીયાના પાણી કરતાં આ પાણી વપરાસને લીધે વધારે નિર્મળ તેમજ ઠંડુ છે. અહીં આપણે સ્નાન કરીને જે માતાજીનું મંદિર આપણી દ્રષ્ટિ આગળ છે તે દેવીની પ્રાર્થના કરીએ જરૂર હોય તો સ્હેજસાજ ખાઈ પણ લેઈએ. આ પછી શુદ્ધ અંતઃકરણથી માતાના મંદિર તરફ પ્રયાણ કરીએ. નાળીયેર વગેરે પુજાનો સામાન મંદિરમા મળે છે.

દુધીયા તળાવના કિનારાપરથી આસરે ૨૨૫ પગથીયા ચઢીને માતાના મંદિરના દરવાજા આગળ જવાય છે.

મંદિરમાં પ્રવેશ કરી માતાજીનું દર્શન કરીએ વચમાં ચક્ષુચકિત આંખોવાળાં અને રમણીય આકૃતિનાં પૂજ્ય મહાકાળી દેવી છે તેમની ડાબી બાજુએ ભવાની અને જમણી બાજુએ સરસ્વતી દેવી બિરાજ્યા છે. મહાકાળીના માથા ઉપર સદનશાપીરનો હાથ છે; દેવી કોપ કરી પાતાળમાં પેસી જતાં હતાં તેમને અટકાવવા સારૂ સદનશાપીરે ચોટલો ઝાલી લીધો હતો એમ દંતકથાઓમાં આપેલું છે. પીરનો અંદરનો ભાગ આરસથી જડેલો છે. પીરનો નિવાસ આ મંદિરની ઉપરના ભાગની અગાસીમાં છે, ત્યાં જવા સારૂ મંદિરની એક બાજુએ ૭—૮ પથ્થરનાં પગથીયાં છે. આ અગાસીમાં ચઢીને આગળ પાછળ જોઈએ તો એક રમણીય દેખાવ નજરે પડે છે. આટલા ઉંચા સ્થાન ઉપરથી વડોદરા શહેર એ પરૈની

રેક નાની-હાર જેવું દેખાય છે. એને જે આજવા સરોવરમાંથી પાણી લેઈ વડોદરાના પાણીના કારખાના તરફથી નવી વાટે આખા શહેરમાં પાણી પૂરૂં પડે છે તે સરોવર એક નાના ખાબોચીયા જેવું દેખાય છે. મોટાં મોટાં શહેરો વિષે આમ છે તો હાલોલ, કાલોલને ગુજરી જેવાં નાનાં ગામ વિષે તો કહેવુંજ શું ! તેતો નહિ જેવાં દેખાય છે. થોડી વાર સુધી અગાસીમાં બેસી ચારે તરફ નીહાળીએ અને પતાઈ રાજા વિષેની દંત કથાઓ ખરી હશે કે નહિ તે વિષે વિચાર કરીએ. બીજી એક વાત પણ આપણામાં સ્ફુરે છે, પર્વતમાં જુદા જુદા રંગના પાણીવાળા નવાણોનો સ્વાદ એકજ છે અને તે ઉપરથી આપણા પુરાણોમાં પ્રસિદ્ધ થયેલાં સાત સાગરો-ક્ષીર સાગર-મધુ સાગર વીગેરે-પણ અસ્તિત્વમાં હશે એમ અનુમાન કરી શકાય. હવે આપણે નીચે ઉતરવા માંડીએ.

પગથીઆં ઉતરીને દુધીયા તળાવના કાંઠા ઉપર એકાદ વર્ષ ઉપરજ બંધાયલું જૈન દેવલ જોઇએ તેની અંદરના ચોરસામાં જડેલા આરસ ઘણા કીમતી છે.

આગળ ચાલતાં છાશીયા તળાવ આગળના નવા રસ્તા ઉપર જઇ શું તો થોડેક દૂર નવલખા કોઠારે પહોચીશું આ કોઠારને પહેલાં નવ ઘુમટ હતાં તેમાંના પાંચ એક હારમાં સીધા, બે તેની જમણી બાજુએ અને બે ડાબી બાજુએ હતા. હમણાં તો જમણી બાજુના બંને ઘુમટ જમીનદોસ્ત થઈ ગયા છે. આ કોઠારનું નામ નવલખા કોઠાર કેમ હશે તે કહી શકાતું નથી. નવ ઘુમટ પરથી પડયું હોય એમ સંભવે છે. પણ કેટલાક કહે છે કે આ કોઠાર બંધાવતા રજપુત રાજાઓને નવ લાખ રૂપિયા ખરચ થયા હશે. પરંતુ એ મકાનનો સાદો દેખાવ અને તેની-સાધારણ ઉંચાઇનો વિચાર કરતાં આ હકીકત ખરી લાગતી નથી. વધારે સંભવિત હકીકત એ છે કે આ કોઠારમાં વર્ષો વર્ષ દાનમાં આપવા સારૂ નવ લાખ રૂપીયાનું અનાજ આપણા દાનેશ્વરી-રજપુત રાજાઓ ભરી રાખતા હતા આ અનાજ ભીડ વખતે પણ કામ આવતું હતું, પણ દુષ્કાળ તો તેમના સમયમા ક્વચિતજ પડતો હતો આ તરફની ભૂમિ ફળદ્રુપ હોવાથી અત્યારે પણ પાક સાધારણ ઉતરે છે, તો આગળના વખતમાં પાક ઘણો સારો થતો હોવો જોઈએ. વળી તે સમયે હિંદનો પૈસો પરદેશ ઘસડાઇ નહોતો જતો.

નવ લખા કોઠાર જોઇને એજ રસ્તે આગળ ચાલતાં આપણે સોનાની ખાણવાળી જગાપર આવી પહોચીએ છીએ. હમણાં તો ત્યાં આગળ જુદા જુદા રંગના પથરાઓ છે. પણ તેમાં શું છે તે ભવિષ્યના વખતમા જણાશે માટે તે વિષે વિવેચન કરવાનું હમે દુરસ્ત ધારતા નથી.

આજ રસ્તે સ્હેજ ચક્રમાં આગળ ચાલતાં બે મોટાં ટાંકાં આવે છે. તે દરેક આસરે ૬ ફુટ પહોળાં, ૬ ફુટ લાંબાં અને ૬ ફુટ ઉંડાં છે. બે વચ્ચેનું અંતર પણ ૬ ફુટ છે પાણીનો રંગ લીલાશપર છે. આગળ જતાં એક મોટી પીતળની તોપ આવે છે. તેના મ્હોઢાનો વ્યાસ બે ફુટ છે અને તેની લંબાઇ ચાર ફુટ છે આજ રસ્તે આગળ જતાં પાટીયા પુલ આમળના દરવાજા આગળ મુખ્ય રસ્તાપર અવાય છે.

ચીથરીયા દેવ અગાડી મુખ્ય રસ્તો મુકી ભદ્રકાળી માતાના મંદીર તરફ ફરીએ. રસ્તામાં ચોતરો આવે છે ત્યાં પતાઇ રાજાની રાણીઓ નવરાત્રિના દિવસોમાં ગરબો

આ પવિત્ર સ્થળની યાત્રાથી દરેક પ્રકારના અભ્યાસીને ઉપયોગી બોધ મળ્યાવગર રહેશે નહિ તવારીખના અભ્યાસીઓને આ સ્થળ જોવાથી દરેક પ્રજાને ઉન્નતિ તેમજ અવનતિ છે એમ ખાત્રી થશે. તત્વજ્ઞાનનું અધ્યયન કરનારાઓને જગનિયંતા પરમેશ્વરની અગાધ લીલાનું આ ભવ્ય સ્થળ ભાન કરાવ્યા વગર રહેશે નહી. આ પર્વતની જમીનની અંદર રહેલા અખૂટ ભંડાર વિષે જ્ઞાન મેળવવાનો અવકાશ સૃષ્ટિ વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસીઓને મળશે વનસ્પતિ શાસ્ત્ર જાણનારાઓ જો રસ્તો મુકી વેગળા જાય તો તેમને સર્વ પ્રકારના ઝાડોનું જ્ઞાન મળશે. આ પૈકી બરૂનું ઝાડ ખાસ જોવા જોગ છે. કૃષિશાસ્ત્રના વિદ્યાર્થીઓને આ પ્રદેશની જુદી જુદી ભુમીઓમાં જુદો જુદો પાક કેવો ઉતરે છે તે વિષય વિચારવાનો છે. ઇજનેરોને ઉપર વર્ણવેલા મકાનોની ઢબ અને આકાર મનન કરવા લાયક છે અને અંતે પ્રાચીન શિલાલેખના અભ્યાસીને ચાંપાનેરના કોટમાં, ચોત્રાપર અને મહાકાળીના દેવળમાં કોતરેલા લેખોનુ અધ્યયન કરવાની તક મળશે.

આ પુરાતન સ્થળની યાત્રા કરીને તેમાંના અખુટ ભંડાર વિષે માહિતી મેળવવા તથા આ ભવ્ય શેહેરની જાહોજલાલીનો વિસ્તાર નક્કી કરવાનો પ્રયત્ન કરવાની હમે વાંચકવર્ગને સખત ભલામણ કરીએ છીએ. આ ગઢનો દેખાવ કંઇ ચિતાકર્ષક નથી. ત્યાં ભભકો કે "ફેશન" નું નામ નિશાન નથી પણ તેની સાદી ભવ્યતામાંજ તેની મહત્તા રહેલી છે. પુરાતન કાળના મકાનો બહારથી સાદાં હતાં પણ અંદર જઈ જોવાથી આપણું મન રંજન થતું. આ લેખમાં વર્ણવેલા સર્વ મકાનો આજ પ્રકારનાં છે. "ડુંગરા દુરથી રળીયામણા" એ કહેવતને આ પાવાગઢના ડુંગરે ખોટી પાડી છે. આગ ગાડીમાંથી નજરે પડતાં તે તદ્દન નહિ જેવો દેખાય છે; પણ ત્યાં જઇ જોવાથી તેની ભવ્યતા અને સૌંદર્ય આપણા ચિત્તને આનંદમય બનાવે છે.

છેવટે આવા આવા પુરાતનકાળનાં ઘણાં રમ્યસ્થળોની યાત્રા થઇ આ ઉપયોગી માસિકમાં તે સર્વ સ્થળોની મહત્તાનું આલેખન થાય એવી આશા રાખી આ લેખ સમાપ્ત કરીએ છીએ.

---

## હીંદુસ્થાન અને વ્યાપાર–રક્ષણની રાજ્યનીતિ.

---

અમદાવાદના સુપ્રસિદ્ધ શહેરી અને આગેવાન રાજ્યદ્વારી, ર્દી. બા. અંબાલાલ સાકરલાલે એક લેખ મોડર્ન રીવ્યુમાં લખ્યો છે. આજ કાલ હીંદમાં નવિન ઔદ્યોગીક પ્રવૃત્તિ પ્રસરી રહેલી છે અને લોકોને હવે અર્થ શાસ્ત્ર સબંધી લેખોમાં રસ પડવા લાગ્યા છે. આવસ્તુ સ્થિતિ હોવાથી, અર્થશાસ્ત્રના વિષયોમાં પ્રમાણરૂપ ગણાતા આ વિદ્વાન લેખકના લેખનું અત્રે ભાષાંતર આપવામાં આવ્યું છે.

" કરાંચીના પ્રખ્યાત વ્હેપારી ઑ. મી. પેએ " હીંદ અને બ્રિટીશ મહારાજ્ય " એ નામની એક ચોપડી હમણા બ્હાર પાડી છે. આ ચોપડીનો ઉદ્દેશ, મી. ચેમ્બરલીન વાળી જકાતની રૂઢી અખ્તાર કરવા હીંદને લલચાવવાનો છે, ઉપરના ઉદ્દેશના ટેકામાં, આ પુસ્તકમાં આપેલી દલીલો પણીજ નિર્બળ છે. તેઓ વ્હેપારને નદીના વ્હેણ

સાથે સરખાવે છે. અને કહે છે કે, નદીઓનો લાભ લીધા વિના હેમને વ્હેવા દેવી હેમાં જેટલું નુકશાન છે તેટલુંજ નુકશાન અબાધિત વ્યાપાર નીતિથી છે. આ પ્રમાણે મી૦ વેબની બધી દલીલો રૂપક ઉપર રચાયલી છે. અને તેમ હોવાથી જે લોકો બાબાની ખુબી ઉપર ધ્યાન ન આપતાં મક્કમ મુદ્દાઓ તરફજ દ્દષ્ટી રાખનારા છે હેમને તેથી બિલકુલ સંતોષ થવાનો સંભવ નથી. તેઓ ચેમ્બરલીનની રૂઢીની તરફેણમાં નીચેના મુદ્દાઓ ટાંકે છે.

"તેઓ કહે છે કે ઔદ્યોગીક વ્હેપારથી રોજી ઉત્પન્ન થાય છે એતો જાણીતું છે, અને હેને પરિણામે, ખેતીવાડી કરતા તે ધંધાથી વધારે માણસોને, ખોરાકી, કપડાં, વગેરેનું સુખ મળે છે. વળી ઉદ્યોગો ખેતીવાડી માફક હવા પાણી ઉપર બહુ આધાર રાખતા નથી. અને ઉદ્યોગો ચલાવવા માટે ઘણીજ થોડી જમીનની જરૂર છે. યુરોપ અને અમેરિકાની પ્રજાએ એ આ લાભ જોયા છે; અને તેઓએ આ કામમાં વિજ્ઞાનની તેમજ રાજ્ય કર્ત્તાની મદદો મેળવી છે. ખરૂં જોતાં આગળ વધેલી પાશ્ચિમાત્ય પ્રજાઓએ પોતાના દેશના ઉદ્યોગો ખીલવી, પોતાનાજ માણસોને જેમ બને તેમ વધારે રોજી મેળવી આપવાનું શરૂ કર્યું છે. કેટલાએક સમય પહેલાં આ પ્રજાઓ જ્ઞાન, મુંડી, વગેરે બાબતોમા ગ્રેટ બ્રિટન કરતાં પછાત હતી. પરંતુ હવે તેઓએ હેનું અનુકરણ કર્યું છે. વિજ્ઞાનને ખીલવવાથી, અને ઉત્પાદક ઉદ્યોગોમાં હેનો વ્યવહાર ઉપયોગ કરવાથી, કેટલીએક પ્રજાઓએ પોતાના કારીગરોની વ્યવહારૂ હોંશીયારીમાં ઘણોજ વધારો કર્યો છે; અને હવે તો તેઓ ગ્રેટ બ્રિટનની સરસાઇ કરે છે. પરદેશોમાંથી "લોનો" ની રીતે ઉછીતાં મેળવેલા નાણાના સાધનથી મુડી આયાત કરી પૈસા સંબંધી તંગી તેઓએ દૂર કરી છે. આ બધી રીતોથી હેમનો વ્હેપાર હવે એટલો તો આગળ વધવા માંડયો છે કે ગ્રેટ બ્રિટનને પણ તેથી ધોકો પહોંચવા લાગ્યો છે. મી. વેબનો ઉદ્દેશ ગ્રેટબ્રિટન પર આ ઔદ્યોગીક આફત આવી પડતી અટકાવવાનો છે. તેઓ કહે છે કે ફ્રાન્સ કે જર્મની કરતાં બ્રિટીશ ટાપુઓ વિસ્તારમાં ન્હાના છે, અને પ્રમાણમાં પોષણ વધારે માણસોનું કરવાનુ છે. જો આ ઔદ્યોગીક રસાકસીમાં બ્રિટનને એકલાને ઉતરવું પડે, તો તો હેમના ઉપર આફત આવી પડવાનીજ પરંતુ જે કામ તે એકલું કરવા અશક્ત છે તેજ કામ મહારાજ્યમાના બીજા દેશોની મદદથી તે કરી શકે. આ પ્રમાણે મી. વેબ ચેમ્બરલીન વાળી વ્યાપારનીતિ સાથે મળતાપણું બતાવે છે; અને હેમાં હીંદને સામેલ થવાનો ખાસ આગ્રહ કરે છે.

પોતાના ઉદ્દેશના ટેકામાં વળી એક બીજી વાત મી. વેબ લાવે છે. તેઓ કહે છે કે બ્રિટીશ રાજ્યને નૈકાબળ તેમજ લશ્કરી બળ સાચવવાનું છે. આ મારેનું ખરચ ૧૯૦૫-૬ માં ચૌદ કરોડ પૌંડનું હતું; અને ત્યાર પછી તો તે પણ વધ્યું છે. આ ખરચનો મુખ્ય ફાળો વ્યાપારથી થયેલા લાભમાંથી મેળવી શકાય. અને જો ચેમ્બરલીન વાળી જકાતની રૂઢી અખત્યાર કરવામાં આવે તો ઘણુ ખરૂ ખરચ નિકળી જાય. ટુંકામાં મી. વેબનું કહેવું એમ છે કે, અમેરિકા, જાપાન, વગેરે દેશો, પોતાને ત્યાં ઉદ્યોગો ખોલી પોતાના કારીગરોને રોજી અપાવે છે, અને પરદેશથી આવતી કાચી-પેદાશ

ઉપર જકાત લેતા નથી, તેજ પ્રમાણે ગ્રેટબ્રિટને કરવું. અને આ બાબતમાં હીંદની ઐચ્છીક સંમતી લેવી, તે ત્હેમનો ખાસ ઉદ્દેશ છે.

" હીંદવાસીયો આ બાબતમાં કાંઈ પણ સંમતિ આપતા પ્હેલા સહજ સવાલ કરશે કે આ રૂઢીથી હીંદને શા શા લાભ છે, અને ત્હેને શા શા ભોગ આપવા પડશે. તે સાથે ગ્રેટબ્રિટનની, અને રાજ્યના બીજા ભાગોની, ખાસ કરીને ગોરા સંસ્થાનોની, આ બાબતમા શી શી ફરજો છે, અને ત્હેમને શા લાભ છે તે પણ જાણવા માંગશે. મી૰ વેબે આ બાબતો ઉપર સામાન્ય વિવેચન કર્યું છે. તે કહે છે કે, જે દેશમાં મુડી, મજુરી, કાચી પેદાશ જેવા સાધનો, અને ખપત, વધારે હોય, તે દેશનો હુન્નર ઉદ્યોગ ઘણીજ ઝપાટા બંધ વધી જાય. (બ્રિટીશ ટાપુઓમાં મુડી પુષ્કળ છે, અને મજુરો હોંશીયાર છે; સાધનો જેવા કે રૂ, શણ, ઉન, ચામડું, બિયાં, વગેરે નવી રૂઢીને લીધે, રાજ્યના બીજા ભાગોમાંથી, પરદેશીયો કરતા સોંઘે ભાવે મેળવી શકાય, અને ખપતને વાસ્તે તો, બનાવેલા માલનુ વેચાણ, હીંદુસ્થાન વીગેરે મહા રાજ્યમાંના બીજા મુલકોમાં–પરરાજ્યોના માલ ઉપર જકાત નાંખવાથી–ઘણીજ સહેલાઈથી થાય. સારાંશ માત્ર એ કે, હીંદુસ્થાને હમેશ કાચી પેદાશજ ઉત્પન્ન કર્યા કરવી. અને પોતાને ત્યાં બ્રિટીશ માલનેજ ઉત્તેજન આપ્યા કરવું. અને આ પ્રમાણે હીંદને ભોગે બ્રિટનને પોતાનું વ્યાપારી ઉપરીપણું સાચવવા દેવુ.

" હાવી એક તરફી અને પક્ષપાતી વ્યાપાર નીતિ હીંદમાં કાંઈ એકદમ સ્વીકારાય નહીં. જે કારણથી મી. વેબના ધારવા પ્રમાણે, હીંદે તે સ્વીકારવી જોઇયે તે કારણ આપણે તપાસીશું. આ વ્યાપાર નીતિમાં હીંદનું ઇંગ્લાડ સાથે જોડાવું તેઓ ઘણુંજ જરૂરનું સમજે છે. ત્હેમનું ધારવું એમ છે કે હીંદમા બ્રિટીશોની સત્તા ત્હેના પોતાના લાભને માટે ઘણી જરૂરની છે. અને ન કરે નારાયણને જો કાઇ આફત હીંદમાંની બ્રિટીશ સત્તાને આવે તો મહારાજ્યના બીજા કોઇપણ ભાગ કરતા હીંદને તેથી ઘણુંજ ખમવું પડે, એમ ત્હેમનું માનવું છે. આ કારણને લીધે ઉપર જણાવેલી વ્યાપારનીતિમાં, મહારાજ્યના બીજા ભાગો કરતાં કદાચ હીંદુસ્થાનને વધારે ભોગ આપવો પડતો હોય તો પણ ત્હેણે તે સ્વીકારવી જોઇયે.

" હીંદ અને બ્રિટનના રાજકીય સંબંધથી હીંદુસ્થાનને બ્રિટન કરતાં વધારે લાભ છે. એ વાત કદાચ હીંદવાસીયો માનવા ના પાડે તો તેઓ ક્ષમા પાત્ર છે. હીંદુસ્થાનમાં સલાહ શાંતિ અને તેથી ઉદ્દ્ભવતા બીજા સુખ પ્રસર્યા છે, એ વાત ખરી. પરંતુ ઇંગ્લાંડને થયેલા ચોખ્ખા લાભ, અને હીંદુસ્થાનને નૈતિક અને આર્થિક બાબતોમાં થયેલી હાનીઓ, આ બેને લીધે, આ રાજકીય સબંધથી, વિશેષ લાભ કોને છે તે સવાલ ઉભો રહેતોજ નથી, કદાચ આ વાત આપણે આંકડાઓ ટાંકીને હાલ સાબીત કરી શકીશું નહીં; પરંતુ એટલું તો નક્કીજ છે, કે જો બ્રિટન ત્હેની હીંદમાંની હાલની રાજ્યનીતિ તજી દે, અને ત્હેને બદલે હીંદના લોકો બ્રીટનને વધારે વળગી રહે તેવી લાભકારક રાજ્યનીતિ ગ્રહણ કરે, તો પછી ત્હેને માથે કદાચ આફત આવે એવો હવાઇ ખ્યાલ પણ અસંભવિત થઈ જાય. જ્ઞાનવાન, બળવાન, અને ધનવાન,

હેવું હીંદુસ્થાન જો ઈંગ્લાંડની બાજુએ હોય, તો તે બળીયામાં બળીયા રાજ્ય સ્હામે, અથવા તો જોરાવર રાજ્યોના સમૂહ સ્હામે પણ તે તુચ્છકારની નજરે જોઇ શકે. હાલી રાજ્યનીતિ ભવિષ્યમાં ગ્રહણ થાય તે ઉપર લક્ષ આપવાનો, ઇંગ્લાંડના રાજ્યનીતિ કુશળ નરોમાટે સમય આવી પ્હોંચ્યો છે. આ રાજ્યનીતિનો સ્વીકાર કરવામાં કદાચ પુરાણકાળમાં બંધાયલા સિદ્ધાંતો અથવા અમુક કોમના સ્વાર્થ વચ્ચે નડશે, પરંતુ હીંદના પોતાના કલ્યાણનો, અને ત્હાં આગળ બ્રિટીસ સત્તા ટકાવી રાખવાનો, આ એકલોજ ઉપાય છે. હીંદમાની બ્રિટીશ સત્તાને કંઇ આફત આવે તો ત્હેમાં હીંદનેજ ઘણો ગેરલાભ છે એ સિદ્ધાંત ખોટો છે તે બતાવવાને માટેજ આ બાબતમાં ઉતરવું પડ્યું છે.

" રાજકીય દૃષ્ટિ દૂર રાખીને આપણે હવે મી. વેબની યોજના વિષે વિચાર કરીએ ત્હેમાંની જુદી જુદી બાબતો ઉપર આવતા પ્હેલા, આપણે તે સંબંધી કેટલીએક સામાન્ય તપાસ કરીશું. આ યોજનાના સંબંધમાં મહારાજ્યના જુદા જુદા ભાગોને સમાન ગણવામાં આવશે કે પછી, ત્હેમા વસતા લોકોની ચામડીને અનુસરીને, અથવા તો ત્હેમાં પ્રચલીત જડવાદી સુધારાના પ્રમાણમાં તેઓ વચ્ચે ભેદ ગણવામાં આવશે ? હીંદીઓને કોલમ્બીયામાં મજુરી કરવા દેવામાં આવશે કે પછી ત્હાંના ગોરા મજુરોના લાભ માટે તેમ કરવા દેવામાં નહી આવે ? હીંદવાસીને દક્ષીણ આફ્રીકામાં, ત્હાંની પચરંગી પ્રજા સાથે સ્પર્દ્ધામાં ઉતરી, ખરા પરસેવાનો રોટલો ખાવા દેવામાં આવશે કે પછી હમારા ઉત્તમોત્તમ મનુષ્યોને દેશપાર કરવામાં આવશે; અને તે આપખુદી હુકમ જો તેઓ નહી માને તો પછી દેશભક્ત, વીરનર, ગાંધી, અને ત્હેમના સાથીઓની માફક ત્હેમને બેડીયો ઘાલી સાર્વજનીક રસ્તાઓ ઉપર ત્હેમની પાસે કામ કરાવવામાં આવશે ? ઓસ્ટ્રેલીયનો, જેઓ પોતાની ભૂમીમાં હીંદવાસીઓ આવે તો તે પતિત થઇ જાય એમ માને છે તેઓ, હીંદીઓને ત્હાં દાખલ કરશે કે ? ઓસ્ટ્રેલીયા જતા હીંદી વ્હાણો ઉપર દેશી ખલાસીઓને રાખવાનો બાધ ચાલુ રહેશે કે ? હીંદુસ્થાન આ રૂઢી ગ્રહણ કરે તે પ્હેલા આ અને હાલા પણા સવાલોનું ત્હેના લાભમાં નિરાકરણ થવું જોઇયે. જો બ્રિટિશ મહારાજ્યના બધાજ ભાગ-કાળા, પીળા, અને ધોળાને સમાન ગણવામાં આવે, તોજ હીંદુસ્થાન આ યોજના ઉપર લક્ષ આપી શકે. આ વાત ધ્યાનમાં રાખીને ત્હેમની યોજના ઉપર વિચાર કરવાનું આપણે મી. વેબને સુચવીશું. બળવાન રાજકીય સત્તાને આધારે આપણને આ યોજનામાં જોડાવાની ફરજ પાડવી તે એક જુદી બાબત છે, અને આ બાબતની શક્યતા, કે ત્હેના લાભાલાભ આપણે અત્યારે વિચારવાના નથી. મી. વેબની યોજના પાર પાડવા માટે પ્હેલું પગથીયું, મ્હારા વિચાર પ્રમાણે તો એ છે કે સંસ્થાનોએ બ્રિટીશ માલની આયાત ઉપર જે જકાતો નાંખી છે તે કઢાવી નાંખવી, અને હીંદવાસીઓ સ્હામે જે હરકતો નાંખી છે તે દૂર કરાવવી. કદાચ એમ કહેવામાં આવશે કે, તેમ કરવા માટે સંસ્થાનો સાથે લાંબા વખત સુધી સદેશાઓ ચલાવવા પડે. કદાચ સંસ્થાનો પણ પોતે હાલમાં ભોગવતા લાભોમાંના કોઇપણ હીસ્સાનો ભોગ આપવા કબુલ થશે નહી. તે છતાએ આ યોજનાની સફળતાની સાબિતિ માટે આ પગલું ભરવું જોઇયે. અને ફળવાયલા હીંદીઓ સાથે કાંઇપણ દલીલ કરતા પ્હેલા આમ થવું ઘણુંજ જરૂરનું છે.

" અર્થશાસ્ત્રના અબાધિત વ્યાપારના નિયમો વિરૂદ્ધ જઇને, કાપડની ઉત્પન્ન ઉપર હીંદમાં જે જકાત લેવામાં આવે છે, તે માફ કરીને ગ્રેટ બ્રીટન પોતે આ યોજના સફળ થાય તે જોવાને આતુર છે એમ રહેલાઈથી બતાવી શકે આજ કાપડ ઉપર લેવામાં આવતી આ જકાત તદનજ અવ્યવહારૂ છે એમ મી. વેબ પોતે પણ કબુલ રાખે છે, અને હેને એક ખરા મરદને છાજતી રીતે વખોડી કાઢે છે. આ બાબતમાં બીજા પણ ઘણા ઇંગ્રેજો પોતાની નાપસંદગી દર્શાવે છે. આ સદ્ગ્રહસ્થોએ આ કર બંધ કરાવવા ઇંગ્લાંડમાં હિલચાલ ચલાવવી જોઇયે. હીંદુસ્થાનના પેપરોનો પોકાર કોઇયે પણ સાંભ- ળ્યો નથી. અને વળી આ જાપતાની રાજ્યનીતિના વખતમાં તો હેમની આ બાબતની બુમ ઉપર કાંઈ પણ લક્ષ આપવામાં આવશે નહીં. એ તો ખરૂંજ છે કે જે કોઇ હીંદ- વાસીયે આ બાબત ઉપર લેશ પણ લક્ષ આપ્યું હશે, તે આ પગલામાં અન્યાયજ જોશે; અને હેતું બનશે ત્હાં સુધી, જે ઉદ્દેશથી તે ભરવામાં આવ્યું છે તે ઉદ્દેશ પાર પાડવા દેશે નહી. છેલ્લા દસકામાં આ કરની આવક દશ લાખથી વધીને ચાળીસ લાખ ઉપર ગઇ છે. હીંદી કાપડના માલીક અથવા ખરીદનાર ઉપર આ ઘણોજ સખ્ત બોજો છે; અને હેનો ઉદ્દેશ લેંકેશાયરના કાપડના વ્હેપારીને લાભ કરી આપવાનોજ છે. આમ હોવાથી જો મી. વેબ અને હેના વિચારના બીજા સદ્ગૃહસ્થો આ કર માફ કરાવવા યત્ન કરશે તો તેઓ મહારાજ્યને ઘણોજ લાભ કરી શકશે, અને હીંદમાંના અસંતોષનું એક મહાન્ કારણ દૂર કરાવી શકશે. કેળવાયલો હીંદી જે માર્ગ લેછે તે ખુલ્લોજ છે. એ તો ગમે તે ભોગે પણ હીંદી માલ વાપરશેજ, અને તેથી લેંકેશાયરથી થતી આયાતમાં ઘણોજ ઘટાડો થશે, અને હીંદી સરકાર પણ જાણશે કે હવે આ કાપડના ઉત્પન્ન ઉપર જકાત લઇયે છીયે તેથી લેંકેશાયરને બિલકૂલ લાભ નથી. પરંતુ હમને આશા છે કે, તે દરમિયાન બ્રીટીશ સરકાર ન્યાય તોળશે અને પોતાના અંતઃકરણનું કહેવું સાંભળશે. જ્હાં સુધી આ વેરો દૂર કરવામાં આવ્યો નથી ત્હાં સુધી તો મી. વેબની યોજના ત- રફ કોઈ પણ હીંદી લક્ષ આપશે નહીં. હીંદી-અંગ્રેજ લેખકો, આ યોજના તરફ હેમની સંપૂર્ણ દીલસોજી છે એમ બતાવવાને-હેના બ્હાના તરિકે-આ કર દૂર કરાવવા બનતો પ્રયાસ કરશે તો ઠીક થશે.

" મી. વેબની યોજના સ્હામે એક બીજો પણ વાંધો છે. તેઓનું કહેવું એમ છે કે ગ્રેટ બ્રીટનને ઉદ્યોગોનું કેન્દ્રસ્થાન બનાવવું; અને રાજ્યના બીજા ભાગોને-ખાસકરીને હીંદુસ્થાનને-કાચા માલની પેદાશ કરવાનુંજ સોંપવું. આ કાચો માલ તેઓ ગ્રેટબ્રીટનને સસ્તામાં વેચે અને હેના બદલામાં ત્હાં બનેલો માલ ખરીદે. ઇંગ્લંડથી આયાત થતા માલ ઉપર જે સંસ્થાનોએ જકાત નાંખી છે તેઓ આ યોજના સ્વીકારશે કે ? અને જો તેઓ તેમ ના કરે તો આ યોજનાનું બધું બંધારણજ તુટી જાય. અને હીંદુ- સ્થાન કદાચ પણ આ યોજના સ્વીકારશે તો તે સમાનતાના પાયા ઉપર સ્થાપવી હશે તોજ.

" સઘળી વત કોરાણે મુકીયે તો પણ આ યોજના અર્થશાસ્ત્રના નિયમોને અનુસરીને રચાયલી છે કે કેમ તે ઘણુંજ શક ભરેલું છે એ ખરૂ છે કે હાલમા ઇંગ્લાડ પાસે અગાધ મુડી અને હોશીયાર કારીગરો છે પરંતુ દ્રવ્ય તો દુનિયાના ગમે તે ભાગમાં હોય તો એ કામ લાગી શકે હાલમા પણ ત્હેવાનું દ્રવ્ય હીંદુસ્થાનની સરકાર, તેમજ બીજા ખાનગી ગૃહસ્થો મેળવી શકે છે તુર્કી અને ચીનમા પણ તે દ્રવ્ય મોકલવામા આવે છે. હીંદમાથી ચાલાક જુવાનોને પરદેશ મોકલીને તથા હીંદમા હુન્નરશાળાઓ ખોલીને હોશીયાર કારીગરો મેળવી શકાય, અથવા તેવા કારીગરો પરદેશથી પણ બોલાવી શકાય બીજી તરફ જોતા હીંદમા કાચા માલની પેદાશ પણ છે અને તૈયાર માલનો ઉપાડ પણ છે. આ પ્રમાણે હોવાથી અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે જ્હા આગળ માલની ખપત હોય ત્હાજ આગળ કાચા માલનો તૈયાર માલ બનાવવો તે સલાહભરેલ છે બીજા દેશો કરતા ઇંગ્લાડ હાલમા વ્હેપાર ઉદ્યોગમા જરા આગળ પડતું છે ત્હેનુ કારણ એજ છે કે તે કામ ત્હેણે બધા કરતા વ્હેલું આરભ્યુ હતુ એ કારણ કાંઈ એવુ નથી કે જ્હેને લીધે તે વ્હેપારમા હમેશ સર્વોપરી રહે રૂ અને શણની પેદાશ વગેરે ઘણી બાબતોમા રાજ્યના બીજા ભાગો કરતા ત્હેનામા કુદરતી રીતે કાઈ પણ વિશેષ નથી શણના ઉદ્યોગમા, કાચી પેદાશની પાડોશમા હોવાથી બગાળા ડન્ડી કરતા વધારે ફાવ્યુ છે તે વાત સિદ્ધ થઈ ગઈ છે અને સમય જતા ડન્ડી તે વ્હેપારના મુખ્ય મથક તરિખે ગણાય છે તે તુટી પડવાનુજ અને અબાધિત વ્હેપારનીતિથી અથવા મી વેબના કહ્યા મુજબ 'રાજ્યની અદરની અબાધિત વ્હેપારનીતિથી હીંદુસ્થાન રૂની કાચી પેદાશ ઉપજાવતો દેશ હોવાથી, તેમજ કાપડની ત્હા ખપત હોવાથી ટુક સમયમા લેંકેશાયરને પોતાને ત્હા તો કુમળીજ દેશે મી. બીન કહે છે કે 'કોઈ પણ દેશ જ્હેને હજી આ (ઔદ્યોગિક) બાબતમા વ્હેલું લક્ષ પરોવ્યુ હોય તેવા દેશ કરતા કોઈએક (દાખલા તરિખે, રૂ, વગેરેની,) પેદાશ ઉત્પન્ન કરવાને વધુ લાયક હોય અને આ સાથે મી રેનાના કહ્યા મુજબ ત્હેની પેદાશમા સુધારો કરવાની વલણ ઉત્પન્ન કરવામા, સજોગો બદલાય તે કરતા બીજું કાંઈપણ વધારે અસર કરી શકે નહીં ' આ ટીકા હીંદની રૂ તથા શણ વગેરે ઘણી પેદાશોને લાગુ પાડી શકાય તેમ છે આ પ્રમાણે ઇંગ્લાડને સઘળા વ્હેપારનું કેન્દ્રસ્થાન બનાવવાની અને હીંદને કાચો માલ પેદા કરવા રાખવાની મી વેબની મહાન દલીલ અર્થશાસ્ત્રની દ્રષ્ટિથી બિનપાયેદાર બની જાય છે હીંદી-અંગ્રેજ લોકો ઘણીવાર જે એકતરફી માગણીઓ કરે છે ત્હેનો આ એક બોધદાયક દાખલો છે ત્હેમના દેશને માટેનું અભિમાન ત્હેમની દ્રષ્ટી ઝાંખી કરી નાખે છે

' ધારો કે ઉપર સૂચવેલા આપણા બધા વાંધા દૂર થાય, અને મહારાજ્યમા બનેલા માલને પરરાજ્યોમા બનેલા માલની સરસાઈમા ઉત્તેજન આપવાની યોજનામા, રાજ્યના દરેક દેશને પોતાને ફાવતા ઉદ્યોગો ખીલવવાની રજા આપવામાં આવે, તોપણ આ યોજનાથી આપણને હાની તથા લાભ શા શા છે ત્હેનો વિચાર કરીયે સમસ્ત મહારાજ્યના લાભ માટે હીંદુસ્થાન પાસે જે સ્વાર્થત્યાગ મેળવવાની તેઓ આશા રાખે છે, ત્હેના બદલામા મી વેબના કહ્યા મુજબ આપણને ગ્રેટબ્રીટન શુ આપનાર છે તે તપાસીયે.

" હાલમા હીંદુસ્થાન ગ્રેટબ્રીટન પાસેથી શણ, ઘંઉ, કૉફી, ચ્હા અને ખાંડ, એટલી ચીજો લે છે ઇન્ડી પરદેશી શણ ખરીદી ત્હેનો માલ બનાવી દક્ષીણ અમેરિકા અને બીજા સ્થળોએ મોકલે છે. હવે જો શણ ઉપર ઇંગ્લાંડ આયાત વેરો નાખે તો તેથી ઇન્ડીનેજ નુકશાન થાય પરદેશી ઘઉ ઉપર જો તે જકાત નાખે તો તેથી હીંદુસ્થાનને કાંઈ ફાયદો થાય નહી, કારણ કે ઇંગ્લાંડમા ખપતા ઘઉના ભાવમા આથી જે કાંઇ વધારો થાય તે કાંઇ હેવો ના થાય કે જેથી હીંદમા થતી ઘઉની પેદાશને તેથી ઉત્તેજન મળે. હાલમા આ પેદાશ જેમ બને તેમ વધારવાનો યત્નતો જારીજ છે. મી વેમે આ વાતમા એટલુ ઉમેર્યું હોત તો ઠીક થાત કે હીંદમા મ્હેસુલ લેવાની હાલની પદ્ધતી ચલુ રહેશે ત્યા સુધી ત્યાંનો ખેડુત, ઘઉના ભાવમા વધારો થાય તે ઇચ્છવા જોગ ગણશે નહીં, કારણ કે મ્હેસુલ ભરવાનો દીવસ આવશે ત્યારે તેનો બધો નફો સરકારગાજ ઘસડાઇ જવાનો. તેથી આ બાબતમા આપણે મી વેમની સાથે મળતા થઇને જણાવીશુ કે, હીંદી ઘંઉનો પક્ષપાત કરી પર રાજ્યના ઘઉ ઉપર જકાત નાખવાથી હીંદને કાંઈ પણ લાભ નથી, અને ખાંડ તો હીંદુસ્થાન હાલમા પોતાના ખપ જેટલીયે બનાવી શકતુ નથી તો પરદેશ મોકલવાની વાતતો કયા રહી

" ચ્હા અને કૉફીનો વ્હેપાર હીંદુસ્થાનનો એક મુખ્ય ઉદ્યોગ થઇ પડયો છે. અને ચીનની ચ્હા કે બ્રાઝીલની કૉફી ઉપર જકાત નખાયતો તેથી હીંદુસ્થાનને લાભ થાય ખરો. હીંદના ચ્હાના બગીચાવાળાઓ, ચ્હા, કૉફી ઉપર ઇંગ્લાંડમા લેવામા આવતી ભારે જકાત સ્હામે ધુમાશ કરી રહ્યા છે, અને આ જકાતમા જરાજ પણ ઘટાડો થતા ઇંગ્લાંડમા આ માલની ખપત વધી જાય છે, તે ઉપરથી એમ લાગે છે કે તે જકાત મોડી વ્હેલી પણ દૂર થઈ જવાની પરતુ આ બાબતમા હીંદ એક ત્રાહીત જેવુજ છે. તે આ ઉદ્યોગોને યુરોપીયનજ ગણે છે કારણ કે તેમા નખાયલી ઘણી ખરી મુડી તેમજ ત્હેનો કારભાર બધો પરદેશીજ છે હીંદને ત્હેમા લેશ માત્ર પણ જે લાભ છે તે બધો ત્હેના મજુરોને મળતી રોજીમા છે આ મજુરો પણ બિચારા છુટા મજુરો નથી. તેઓ [illegible] અને તેથી જ્યારે વ્હેપાર ઘણોજ આબાદ હોય ત્યારે પણ તેઓ પોતાની રોજી વધારવાને કાંઇ પણ કરી શકે તેમ નથી. આમ હોવાથી આ બગીચાવાળાને ગમે તેટલો લાભ થાય તેથી હીંદને તો કાંઇ પણ મળવાનું નથી. પોતાની ચોપડીના પાછલા ભાગમા મી વેબ આ ઉદ્યોગોને બ્રીટીશ ઉદ્યોગો તરિખેજ ગણાવે છે. અને તે સત્યજ છે વળી તે સદ્ગૃહસ્થ ઇંગ્રેજોને આ ઉદ્યોગનું રક્ષણ કરવા લલચાવવા માટે તેમ કરવાનુ એક કારણ એ આપે છે કે, તે ઉદ્યોગના ઇંગ્રેજનેતાઓ, પોતાના લાભને માટે હીંદુસ્થાન–જેમા હાલ અસતોષ પ્રસરી રહ્યો છે ત્હેના–એક ખુણામા વસે છે, અને તેથી તેઓ રાજકીય દૃષ્ટીથી ઘણાજ ઉપયોગી છે. અર્થશાસ્ત્રની દૃષ્ટીયે જોતા આ દલીલ ઘણીજ અઘટીત છે કદાચ એ દલીલથી હીંદવાસીઓના મનમા કાંઈ જુદીજ અસર થશે. દરેક હીંદવાસી એમ ધારે છે કે આ ઉદ્યોગો ત્હેના હાથમા હોવા જોઇયે, અને ઇંગ્રેજોના પાસેથી તે લેવાનો રસ્તો સરકારે સરળ કરી આપવો જોઇયે, અને મજુરો પાસેથી બંધન ટળાવી લેવાની જે છે ત્હેનો એકદમ અત આણવો જોઇયે

" હીંદમાંથી ઇંગ્લાંડ ખાતે જે માલ જાય છે તે તરફ, પરરાજ્યોના માલ કરતાં બ્રીટીશ રાજ્ય પક્ષપાત બતાવે તેથી હીંદને કાંઈપણ લાભ નથી એ તો ચોખ્ખુંજ છે. અને મી. ચેમ્બ પણ એતો કબુલ કરે છે. આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જોગ છે કારણ કે તે ઉપરથી આપણે વાસ્તે એ યોજનાનો અર્થ એ થાય છે કેઃ–હીંદુસ્થાનને તેથી કાંઈપણ આર્થિક લાભ નથી. તેથી ત્હેને થોડો ઘણો ભોગ આપવો પડશે એ તો નક્કીજ છે. કદાચ આ યોજનાની સુંદરતાથી, અને માન ખાટવાની લાલચથીજ આપણે ત્હેમાં જોડાઈશું એમ ત્હેમનું ધારવું હશે.

"આપણને ઇંગ્લાંડ કશો લાભ કરી શકશે નહી તે છતાં એ મી. ચેમ્બ આપણી પાસેથી બે કબુલાતો મેળવવા માગે છે. એક તો ત્યાં તૈયાર થતો માલ, બીજા દેશોમાં બનતા તેવાજ માલ ઉપર લેવાતા કર કરતાં ઓછો કર લઈ, આપણે દાખલ કરવો; અને બીજું આપણી કાચી પેદાશ જર્મની કે ફ્રાન્સ કરતા, ઇંગ્લાંડને સોંઘે ભાવે વેચવી. હવે જો આપણે હીંદુસ્થાનમાં હાલમાંજ આયાત થતા માલ તરફ દ્રષ્ટી નાંખીશું તો ખબર પડશે કે, ત્હેમાંનો સેંકડે તોતેર ટકાતો બ્રીટીશ રાજ્યમાંથીજ આવે છે; અને પર રાજ્યોમાંથી તો ફક્ત સત્યાવીસ ટકા જેટલોજ આવે છે. આમ હોવા છતા એ મી ચેમ્બનું કહેવું એમ છે કે, હીંદુસ્થાને બ્રીટીશ તરફ પક્ષપાત બતાવવો જોઇયે. તેણે પરરાજ્યનો માલ બિલકુલ ખરીદ કરવો જોઇયે નહી બ્રીટીશ કારીગરો કાંઇ બીજા દેશ કરતા કમ નથી, અને ત્હેમની બનાવટ કાંઈ ઓછી મજબુત આવતી નથી. માટે આયાતપર હાલ જે પાંચ ટકાની જકાત છે તે કદાચ ઉપજ માટે ચાલુ રાખે. પણ પરરાજ્યો ઉપર તેણે દશ કે પંદર ટકાની જકાત નાંખવી જોઇયે.

જર્મન કે અમેરિકન કરતા બ્રીટીશ કારીગર હોંશીયાર છે એમ સાંભળી આપણે ભાગ્યેજ હસવું રોકી શકીશું પણ તે વાત કોરાણે મૂકી આપણે કહીશું કે જો બ્રીટીશ કારીગર હોશીયાર છે તો ત્હેના પ્રતિસ્પર્ધી કરતા હીંદમાં માલ સોંઘો કેમ વેચતા નથી. હીંદની ફેશનો અને પસંદગી ઉપર બ્રીટીશ લાગવગની ઘણી અસર થયેલી છે . છતાં એ જ્યારે બ્રીટીશ માલ ઉપર ખીજે, ફાવી જાય છે, ત્યારે તો તે માલમાં ત્હેની બનાવટમાં કાંઇ કસુર હોવી જોઇયે. પહેલાં એમ ધારવામા આવતું હતું કે પર' માલ હીંદમાં બ્રીટીશ તરિખે ચાલ્યો જાય છે, આ ઉપરથી બ્રીટીશ માલનું રક્ષણ કરવા હીંદે એવો કાયદો પસાર કર્યો કે, જે ચીજ જ્યહા બનતી હોય તે ત્હેના ઉપર ચોખ્ખી રીતે જણાવવું. પણ હાનું ફળ કાંઇ બ્રીટીશના લાભમાં આવ્યું નહીં. 'જર્મનીમાં બનેલો ' અથવા તેવો બીજો ઘણો માલ આવવા માંડયો. આ વાત કોરાણે મૂકો. હવે સવાલ એ ઉત્પન્ન થાય છે કે હીંદવાસી બ્રીટીશ કરતા જર્મન માલની કીંમત શા સબબસર વધારે આપે. મી. ચેમ્બની યોજના ગ્રહણ કરવાનું સાધારણ પરિણામ એ આવશે કે, દરેક પરરાજ્યની આવક મોંઘી થઇ જશે, અને બ્રીટનોના ખીસા તર થશે. આથી હીંદને રોતો જશે અને બ્રીટનને લાભ થશે. આપણે આ બધું વેઠવાનું કારણ શું ? બ્રીટન આપણને બદલામાં તો કાંઈ આપી શકે તેમ છે નહી. સઘળી આયાતમાંનો તોતેર ટકા માલ બ્રીટીશ રાજ્યમાંથી આવે છે તેથી બ્રીટનને સંતોષ વળતો નથી. ગરીબ બિચારા હીંદીને ખરચે ઇંગ્લાંડ પોતાના ખીસા તર કરવા કેમ ઇચ્છે છે ? ત્હાં-

ના કારીગરોને ઉત્તેજનની જરૂર છે એ વાત તો એક પળ પણ મનાશે નહી. વ્યવહારે ઉત્તેજનની જરૂર તો ગરીબ બિચારા હીંદી કારીગરને છે.

" શણ, શણની બનાવટો, સરસવ, લાખ, મહુડાં વગેરે હીંદમાંથી નિકાસ થતા માલને માટે પણ મી વેબ તેમજ કહે છે એટલે કે બ્રીટીશ રાજ્ય શીવાય બીજે કાંઇ ત્હેની નિકાસ થાય તો તે ઉપર જકાત લેવી. મહુડા, લાખ, વી. કેટલીક ચીજો ફક્ત હીંદમાંજ થાય છે તે ઉપર મી. વેબ આપણું ધ્યાન ખેંચે છે. બીજી કેટલીએક ચીજો હેવી છે કે તે બીજા થોડા દેશોમાંજ પેદા થઇ શકે છે જ્હારે કેટલી એક હેવી છે કે આપણે તે ઘણાજ સસ્તામાં વેચી શકીયે; જેવી કે ચામડું, બીયાં વગેરે; જે ચીજોની પેદાશમાં હીંદુસ્થાન બીજા દેશો ઉપર સરસાઇ ભોગવતું હોય, તે ચીજો ઉપર નિકાસ વેરો લેવામાં આવે તો તે અર્થશાસ્ત્રના નિયમાનુસારજ છે; ત્હારે આ બાબતમાં આપણે ઇંગ્લાંડનો પક્ષપાત શા માટે કરવો જોઇયે? હાના જવાબમાં મી૦ વેબ, પોતે ‍‍ પ્હેલાં કહ્યું હતું તેજ કહે છે; એટલે કે તેથી બ્રીટીશ કારીગરને ઉત્તેજન મળે. હાનો જવાબ આપણે આપી ચુકયા છીયે. ઉત્તેજનની જરૂર તો હીંદી કારીગરનેજ છે અને હાવા કોઈ પણ પ્રકારના પક્ષપાતથી હાની હીંદનેજ છે, જ્હારે ફાયદો બ્રીટનને છે. આ ઉઘાડો અન્યાય છે.

" વળી કેટલે એક ઠેકાણેથી એમ કહેવામાં આવે છે, કે કેટલા એક પર રાજ્યો હીંદ અને બ્રીટનને ભોગે પોતાના ઉદ્યોગો ખીલવવા, હાવી જકાતની યુક્તિઓ વાપરે છે, અને હાનો બદલો લેવાને, બન્ને દેશો માટે તેવુંજ પગલું ભરવાનું ઘણુંજ જરૂરનું છે. દાખલા તરિકે જર્મની હીંદુસ્થાનની ડાંગર લે છે પણ ચોખા લેતું નથી. શણ લે છે પણ શણનું કાપડ ખરીદતું નથી. અને હાવા તો બીજા અસંખ્ય દાખલા આપી શકાય. હીંદુસ્થાન જો હવે આ લોકો ઉપર વ્હેર લેવાનું પગલું ભરે તો ત્હેમાં કાંઇપણ વાંધો ભરેલું નથી અને જો હીંદુસ્થાન કેનેડાની માફક આર્થિક વિષયમાં સ્વતંત્ર હોત તો ત્હેણે હાવું પગલું ક્યહારનું એ ભર્યું હોત દાખલા તરિખે જે ચીજોમાં તે સરસાઇ ભોગવે છે તે ચીજો ઉપર ત્હેણે નિકાસ જકાત નાંખી હોત. પરંતુ કાંઇપણ બદલો મેળવ્યા શીવાય ઇંગ્લાંડ જેવા માતબર દેશને લાભ કરવા માટે હીંદે શા માટે આર્થિક હાની ખમવી જોઇયે તે સ્હમજાતું નથી. અત્યારે પણ શણના નિકાશ ઉપર વેરો નાંખી શકાય; પણ તેમ કરવામાં નથી આવતું તેનું કારણ એજ છે કે તેથી ડન્ડીના શણના ઉદ્યોગને હાની પહોંચે. હીંદુસ્થાન તેમજ યુરોપ અને અમેરિકાના કેટલા એક ભાગો ડન્ડીને આ ઉદ્યોગમાં પાછું હઠાવવાજ કરે છે, અને ત્હેને સમુળગુ બેસાડી દેવાને ફક્ત થોડા સમયનીજ વાર છે.

" મી. વેબના પુસ્તકથી, હીંદમાં લેવામાં આવતી જકાતોના પત્રક ઉપરની કેટલી એક વાતો અજવાળામાં આવે છે. રૂ ઉપરની, ઉત્પન્ન ઉપરની આવતી જકાત ( એક્સાઈઝ ડયુટી ) લેંકેશાયરના કારીગરના લાભ માટે લેવામાં આવે છે એ તો બધા સારી રીતે જાણે છે. પરંતુ શણ, જે ફક્ત હીંદુસ્થાનમાંજ પુષ્કળ પાકે છે, ત્હેના ઉપર ડન્ડીના લાભને માટે નિકાસ-વેરો લેવામાં નથી આવતો તે વાત આપણા ધ્યાનમાં મી. વેબનું પુસ્તક વાંચ્યા પ્હેલાં આવી ન્હોતી. મી. વેબ પોતે કાંઇ આ વાત આમ વિસ્તારથી કહેતાં નથી. પણ ફ્રાન્સ કે જર્મની કરતા ડન્ડીને તે સોંઘે ભાવે આપવા તેઓ વકીલાત કરે છે, તે ઉપરથી આપણે તે સહજજ સ્હમજી જઇયે છીયે. આ શણના વ્હેપારની બાબતમાં

આપણને (મુંબાઈ તરફ નાને) ખાસ સમજવો ઉપજાવે તેવી વાત તો એ છે કે બંગાળાના જ્યુટ શણના કારખાના યુરોપીયન મુડીથી ચાલે છે, અને ત્હેમનીજ દેખરેખ હેઠળ ચાલે છે આ વાત આપણા હીંદના પશ્ચિમ ભાગમાં રહેનારાના ધ્યાનમાં ભાગ્યેજ ઉતરશે 'સ્વદેશી ' નો જુસ્સો ઉભરી આવ્યો છે તેવા આ સમયમાં, બહારની મુડીથી ચાલતી શણની મીલ જોવાની આશા કાંઈ બહુ ભાર કહવાને નહી

" આ પુસ્તક તરફ એકવાર સામાન્ય દૃષ્ટિ નાખી ત્હેનુ નીરીક્ષણ બંધ કરીશું પોતાના દેશનો ઉદ્યોગ વધારવાના ઉત્સાહમાં આ લેખક કેટલીએક દૂર ન કરી શકાય તેવી હરકતો જોઈ ન શકી હશે, ત્હેમની સઘળી સૂચનાઓ એકતરફીજ છે આ વાત ત્હેમની નજરમાંથી બિલકુલ ખસી ગયેલી લાગે છે હીંદુસ્થાન સદા કાચો માલજ પેદા કર્યા કરે અને ત્હેનો બધો માલ ઈંગલંડ ઘસડાઈ જાય અને તે ઈંગ્લાંડમાં તૈયાર થયેલો માલજ ખરીદ કર્યા કરે આ વાતો ત્હેમના વિચારમાં મુખ્ય સ્થાન ધરાવે છે આ પુસ્તકમાં ન્યાયના ઉચ્ચ વિચારને તો સ્થાનજ મળ્યુ નથી હીંદના પછી ભાગેના વ્હેપાર માટે કોઈપણ લાગણી ત્હેમાં કોઈપણ ઠેકાણે જોવાના આવતી નથી આ ઉપરાત તે પુસ્તક ઉપરથી એમ લાગે છે કે, દરેક હીંદીના મનમાં પોતાનાજ દેશમાં ઘણા નવીન ઉદ્યોગો ઉભા કરવાની જે ઉત્તમ વૃત્તિ ઉદ્ભવ થઈ છે તેથી તેઓ તદનજ અજાણ છે મી. વેબની યોજના તો આપણને આ સ્વદેશાભિમાની કર્ને વધારે ઉંધે માર્ગે લઇ જનારી છે અને ત્હેમાં કદાચ વ્યાજબી દલીલો હોત તોપણ આગના માણસોથી આપણે તે સ્વીકારવા ખચકાઇએ તો તે વ્યાજબી ગણાશે હીંદુસ્થાનને પોતાના ઉદ્યોગો ખીલવવામાં, આખી દુનિયાના માલની સ્હામે, રક્ષણની રાજ્યનીતિની ઘણીજ જરૂર છે

' હાલમાં, આ ઉદ્દેશ સાર પાડવા માટે હીંદુસ્થાન ઘણાજ ભોગ આપે છે' હાલના સંજોગોમાં, ગ્રેટ બ્રીટનના કારીગરોને માટે ફક્ત કાચો માલ પેદા કરવાનું ત્હેને સોંપવું, અને ગ્રેટ બ્રીટનમાં બનેલો માલજ ત્હેને ખરીદવા કહેવુ તે ઘણુજ અયોગ્ય કહેવાશે "

૧ મી ચેમ્બરલીન એક વખતે ઈંગ્લાંડના મુખ્ય પ્રધાન હતા ત્હેમની જકાતની રૂઢીમા મુખ્ય વાત એ છે કે, ઈંગ્રેજ રાજ્યની હકુમત નીચેના દેશોએ, અંદર અંદર એક બીજાને માલની આપ લે કરવી પણ પર રાજ્યોમાંથી આવતા કે ત્હેમાં જતા માલ ઉપર જકાત નાખવી

૨ જોન સ્ટુઅર્ટ મીલ તેઓ એક આગેવાન તર્કશાસ્ત્રી તેમજ અર્થશાસ્ત્રી હતા ત્હેમણે બનાવેલા અર્થશાસ્ત્રના એક પુસ્તકનું રા. બા. અંબાલાલ સાકરલાલે ગુજરાતીમાં ભાષાંતર કર્યું છે



## સૂચના.

અમારો આઠમો અંક પૃ ૨૬૪ થી પૂર્ણ થયો હતો અને પછી નવમા અંકને નજર ચૂકથી પૃ ૨૫૭ થી શરૂ કરવામાં આવ્યો હતો તે ભૂલ આ અંકમાં સુધારી તેને પૃ ૨૦૯ને બદલે પૃ ૨૯૮ થી શરૂ કરવામાં આવ્યો છે.

વ્યવસ્થાપક, ઉદ્બોધન.
રીચીરોડ, અમદાવાદ





...ના ઓનર

નવનીત.

માઉસ અને
'સ્વદેશી'ના



# ઉદ્‌બોધન



असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय । बृहदारण्यक. १, ३, २८.
कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन । श्रीमद्भगवद्गीता. अ. २.


पुस्तक २. अंक ११. | તંત્રવાહક અને પ્રકાશક. એક યુવક વર્ગ. | संवत १९६५ फाल्गुन. मार्च १९०९.


વિષયાનુક્રમ




વાર્ષિક લવાજમ અગાઉથી રૂ ૧-૦-૦ ટપાલ ખર્ચ ૦-૪-૦

# લવાજમની પહોંચ.

| | | | |
|---|---|---|---|
| ૧૪૨ | રા | વ્રજલાલ ભોગીલાલ | અગાસ રેલ્વેન |
| ૧૪૩ | રા. | દીનમણિશંકર નાગેશ્વર | ધરમપુરસ્ટેટ |
| ૧૪૪ | રા | રણછોડલાલ મગનલાલ શાહ | ખંભાત (આવતી સાલનું) |
| ૧૪૫ | રા | દિવાન વ્રજભુખણદાસ શાહ | વડોદરા |
| ૧૪૬ | રા | ડુંગરજી જીવાજી | વઢવાણ કે-પ |
| ૧૪૭ | રા | બાબાભાઈ જમનાદાસ વૈદ્ય | કોડીનાર |
| ૧૪૮ | રા. | મુકુંદરાય મગનલાલ પંડ્યા | વલસાડ |
| ૧૪૯ | રા | નારાયણ મોહનલાલ દવે | રેલ્વે સ્ટેશન-પાલણપુર |
| ૧૫૦ | રા. | જોષી મુળશંકર ચુનીલાલ | વડોદરા |
| ૧૫૧ | રા | ગાંધી હીરાલાલ કેશવલાલ | જર્મન જમ્મી |
| ૧૫૨ | રા. | છોટાલાલ નરોત્તમદાસ શાહ | મુંબાઈ |
| ૧૫૩ | રા. | મોતીલાલ ચકાલા | અમદાવાદ |
| ૧૫૪ | રા. | નર્મદાશંકર ગૌરીશંકર | અમદાવાદ |
| ૧૫૫ | રા | ગોર્ધનદાસ મગનલાલ ચોકસી | અમદાવાદ |
| ૧૫૬ | રા. | નંદલાલ વલ્લભદાસ પારેખ | મહુવા |
| ૧૫૭ | રા. | શેઠ મહમદ આરાહિમદારા | અમદાવાદ |
| ૧૫૮ | રા. | જી. એન. જોષી ગાસ્તર | નાશીક |
| ૧૫૯ | રા. | છોટાલાલ નથુભાઈ | અમદાવાદ |
| ૧૬૦ | રા. | રામપ્રસાદ બાપાલાલ | મુંબઈ |
| ૧૬૧ | રા | રમણિકલાલ ચમનલાલ મહેતા | મુંબઈ |
| ૧૬૨ | રા | હિંમતલાલ મહાસુખરામ | આદેજ |
| ૧૬૩ | રા. | મ. જરભાઈ તુળશીભાઈ | મહેસાણા |
| ૧૬૪ | રા. | જગજીવનદાસ દયાળજી મોદી | વડોદરા |
| ૧૬૫ | રા. | શીવશંકર બાપાલાલ રાવલ | અમદાવાદ |
| ૧૬૬ | રા. | મગનલાલ હરિભાઈ | પેટલાદ |
| ૧૬૭ | રા. | છગનલાલ નારાયણભાઈ | મુંબઈ |
| ૧૬૮ | રા. | શેઠ મગનભાઈ પુરષોત્તમદાસ | માંડ |
| ૧૬૯ | | મહેતમેડન લાયબ્રેરી | સુરત |
| ૧૭૦ | રા | મણીલાલ ગંગાદાસ | ખેડા |
| ૧૭૧ | રા. | હેડ માસ્તર સાર્વજનીક હાઈસ્કૂલ | સુરત |
| ૧૭૨ | | સુમતી રત્નસુરી જૈન લાયબ્રેરી | ખેડા |
| ૧૭૩ | રા | મોતીલાલ ભાઈલાલ | નવસારી |
| ૧૭૪ | | સેક્રેટરી ભાગ્યવાનચંદ-લાયબ્રેરી | ધારી |

બાકીના નામો આવતા અંકમાં સ્વીકારવામાં આવશે.

# ઉદ્‌બોધન.

" પેખ ઉદયગિરિ દૃષ્ટિ ઉંચી કરી, "

" સૂર્ય ધીમે ધીમે આમ આવે. "

वर्ष २ जुं. ] फाल्गुन १९६५. [ अंक ११ मो.


## દિશાવલોકન.

### *હિન્દ સેવક-સમાજ

" મોટી દેશની સેવા માનીએ તે ધન્ય જીવ્યું જગમાંય,
" પરખ્યું સૌ સુખ દેશ પછાડી પ્રીતે નમીએ તેને પાય "

( સ્વદેશ કીર્તન )

ઐતિહાસિક પુના શેહેરની પાસે, લોકવસ્તીથી દૂર ફર્ગ્યુસન કૉલેજની પાડોશમાં હિન્દસેવકસમાજનું સુન્દર મકાન આવી રહેલું છે. એમાં સાદાઈ સાથે ઉન્નત જીવન ગાળવાનું વ્રત ધારણ કરેલા દેશસેવકો રહે છે કે એમનું તપ જેવું સખ્ત અને ભવ્ય છે એવોજ આસપાસની સૃષ્ટિનો પણ દેખાવ છે. કણ્ણ ટેકરીઓમાં મનોહર પાહાડી શોભા ચોતરફ દીપી રહી છે એ આખા સ્થળ ઉપર નજર નાખતા એક મહા પુરૂષનું મનોગત. જેની પવિત્રતા, આર્દ્રતા, અને મધુરતાનું સામટું અલૌકિક દર્શન થાય છે. ભક્તિપાત્ર માનવર ગોપાળ કૃષ્ણ ગોખલેની પૂજ્ય છબી તે વખતે આંખ આગળ રમી રહે છે એજ દેશભક્તે આ સંસ્થાની સ્થાપના ઇ. સ. ૧૯૦૫ ના જુનની ૧૨ મી તારીખે કરી હતી

ઘણા દેશદાઝવાળા અને વિચારવન્ત પુરૂષોને વારંવાર એમ લાગ્યા કરતું હતું કે આપણી રાષ્ટ્રીય ઉન્નતિ કરવા માટે હવે એવો સમય આવ્યો છે કે જ્યારે ખાસ એજ ઉદ્દેશથી જોડાઇ અનેક વિદ્વાન મનુષ્યોએ પોતાના તન મન અને ધનથી એનેજ પોતાના જીવનનું કર્તવ્ય ગણી પોતાનો બધો વખત દેશસેવામાંજ ગાળવો જોઇએ. અત્યાર સુધીમાં દેશદાઝને માટે જે જે કાર્ય થયાં છે તે કોઇ રીતે અસંતોષ ઉપજાવે એવાં નથી.

* Servants of India Association.

ગયાં પચાસ વર્ષમાં જે સુધારો વધારો થયો છે, જે નવી નવી આશાઓ બંધાય છે અને વિશાળ હિન્દુસ્તાનની સેંકડો જાતિઓ અને ભિન્નભિન્ન ધર્મો વાળી પ્રજાના મનમાં એક પ્રજા બનવાની અને એકજ માતૃભૂમિના સંતાન કહેવડાવવાની જે ઉચ્ચ ભાવના ઉત્પન્ન થઇ છે તે બહુજ આશ્ચર્યકારક છે. આપણે હિન્દવાસીઓ પ્રથમ અને હિન્દુ, પારસી, મુસલમાન કે ખ્રીસ્તી પછીથી, એ વિચાર ચોતરફ પ્રસરતો જાય છે. નવા ઉત્સાહથી એકત્ર થયેલો આર્યાવર્ત જોવાની અને જગતની મહા પ્રજાઓમાં નામ રાખવાની ઇચ્છા પ્રબળ થતી જાય છે.

પ્રાચીન ભારતવર્ષના ગૌરવને શોભા આપાવે એવું ઉત્તમ તેજસ્વી ભારત ભવિષ્યકાળમાં ઉભું કરવું એવી વાંછના માત્ર કેટલાક શેખચલ્લીઓની કલ્પના નથી, પણ કેટલા વિદ્વાન ધુરંધરોએ દ્દઢતાપૂર્વક સ્વીકારેલો ધર્મ છે.

આપણા લોકોને પુરાણા વિચાર અને જુની રૂઢિઓને વળગી રહેનારા, કદી ના સુધરી શકે એવા, કે ઉત્સાહ વગરના ગણવાનું કંઇજ કારણ નથી. માનો કે ના માનો પણ આપણો દેશ સુધારામાં, કેળવણીમાં સાપકાતમાં, દરેક બાબતમાં આગળ વધે છે. દરેક વર્ગના લોકો નવા વિચાર સમજતા જાય છે. અને લોકોના ભાભની ખાખતમાં સ્વાર્થત્યાગ કરવો એ આપણો ધર્મ છે એવું ધીમે ધીમે સમજાતું જાય છે. દેવ દેવીઓની પૂજાને બદલે મહાત્માઓ-જીવતા દેવોની-પૂજા વધતી જાય છે, અને દેશભક્તોની છબીઓનો ચોતરફથી સત્કાર થાય છે. હિન્દ દેવી ના યોગ્ય પુત્રો નીવડવાની ભાવના દ્દઢ થતી જાય છે અને જન્મભૂમિ તરફનો પ્રેમ હૃદયનો ભોગ મત્ત થઇ પડ્યો છે. કોન્ગ્રેસો અને કોન્ફરન્સો મારફતે થતી પ્રવૃત્તિ અને વર્તમાન પત્રો, માસિકો તથા પુસ્તકો-દ્વારા ફેલાતી કેળવણી લોકોના શરીરમાં અજબ જાતના લોહીનો પ્રવાહ રેડવા લાગ્યા છે. આ બધાથી આપણને આનંદ થાય એ સ્વાભાવિક છે. પરન્તુ ખરી વાત એ છે, આ બધાનો અર્થ હજી એટલોજ સમજવાનો છે કે હાલ તો માત્ર ખાડા ખણાયા છે અને પાયો નંખાયો છે, ઉપરનું મહાન બાંધકામ હજી હવે થવાનું છે. અને સ્થિતિ એવી છે કે દેશભક્તોને કામની મહત્તાના પ્રમાણમાં ઘણા વ્યક્તિઓ તરફથી અનેક વખત આત્મભોગ આપવાના છે.

હિન્દ સેવક સમાજ આવી આવી બાબતોનો નિર્ણય કરવા માટે સ્થાપવામાં આવ્યું છે, એના સભાસદો બ્રીટીશ પ્રજાનો આપણી સાથેનો સંબંધ ઇશ્વરપ્રેરિત માની દેશને એથી લાભ થશેજ એમ અંતઃકરણપૂર્વક માને છે. સંસ્થાનોના જેવું સ્વરાજ્ય પ્રાપ્ત કરવું એ એનું આદર્શ છે. એ આદર્શ પ્રાપ્ત થતા વર્ષોનાં વર્ષો સુધી સતત પ્રયાસ કરવાની અને પૂર્ણ ધૈર્ય રાખી શુદ્ધ હૃદયથી કર્તવ્ય કર્યા કરવાની લાંબા વખત સુધી જરૂર છે એમ તે માને છે. માર્ગમાં ઘણો ફરકનો છે. હિમ્મત હારી જવાય એવું એમાં ઘણું છે પણ પૂર્ણ ધૈર્યથી કસોટીના પ્રસંગો પસાર કરવાની આવશ્યકતા જરૂરની છે.

જે ભાવથી આપણા લોકો કોઇ ધર્મના કાર્યમાં પોતાનું જીવન અર્પણ કરે છે તેવીજ રીતે દેશ સેવક સમાજ એના સભાસદોને દેશસેવાના કાર્યમાં જોડાવા પ્રેરે

છે; અને કાયદાની હદમાં રહીને સમગ્ર હિન્દી પ્રજાની રાષ્ટ્રિય ઉન્નતિ કરવી, એ મંત્રથી સભાસદોને દીક્ષિત કરવામાં આવે છે. સભાના મુખ્ય નિયમો નીચે પ્રમાણે છેઃ—

૧. આ સંસ્થા " હિન્દ સેવક સમાજ " એ નામથી ઓળખાશે.

૨. સમાજનો ઉદ્દેશ સભાસદોને ખ્રીસ્તી લોકો જેમ મીશનરીઓ ( ધર્મને માટે ઉપદેશકો ) મોકલે છે તેવીજ રીતે સભાસદોને રાષ્ટ્રીય મીશનરીઓ તરીકે ભારતવર્ષની સેવા અર્થે તેઓ પોતાનું સર્વસ્વ અર્પણ કરી શકે તેવી રીતે ખાસ કેળવવાનો છે. અને કાયદાની હદમાં રહીને હિન્દી પ્રજાની સમસ્ત ઉન્નતિ થાય તેવા સઘળા ઈલાજ લેવાનો છે.

૩. સમાજમાં પ્હેલા દરજ્જાનો સભાસદ, સામાન્ય સભાસદો અને કેળવણી લેતા સભાસદો એમ ત્રણ વર્ગ રાખવામાં આવ્યા છે.

૪. પ્હેલો સભાસદ સમાજનો જીંદગી સુધી ઉપરી ગણાશે અને એ દરજ્જો જીવતા સુધી કાયમ રહેશે.

૫. દરેક સભાસદને દાખલ કર્યા પછી પાંચ વર્ષ સુધી ખાસ કેળવણી લેવી પડશે, અને ત્યાં સુધી એને " કેળવાતો સભાસદ" એ નામથી ઓળખવામાં આવશે. પાંચ વર્ષનો અભ્યાસ તથા સમાજના નિયમ બરાબર પાળ્યા પછી એને સામાન્ય સભાસદ ગણવામાં આવશે.

૬. દરેક સભાસદ જીંદગી પર્યંતનો સભાસદ ગણાશે.

૭, દરેક સભાસદ સમાજમાં દાખલ થશે તે વખતે તેમે નીચેની ૭ પ્રતિજ્ઞાઓ લેવાની છે—

(ક) મ્હારા વિચારોમાં હમેશાં પ્રથમ સ્થાન દેશને આપીશ અને મ્હારામાં જે કંઈ ઉત્તમતા હશે તે દેશને અર્પીશ.

(ખ) દેશસેવા કરવામાં મ્હારા સ્વાર્થનો કોઈ પણ લાભ તાકીશ નહીં.

(ગ) સઘળા હિન્દવાસીઓને મ્હારા બંધુઓ ગણીશ. ધર્મ કે જાતીના ભેદ નહી ગણતાં દરેકની ચઢતીને માટે પ્રયાસ કરીશ.

(ઘ). મ્હારી જાત કે કુટુંબના નિર્વાહને માટે જે કંઈ ચળવળ સમાજ કરી આપી શકે એટલાથી સંતોષ માનીશ. મ્હારી જાત માટે પૈસા કમાવવા સારૂ મ્હારી શક્તિનો વ્યય કદી પણ નહીં કરૂં.

(ઙ) વર્તન શુદ્ધ રાખીશ.

(ચ) કોઈની સાથે લડાઈ ટંટામાં નહીં પડું.

(છ) હમેશાં સમાજના ઉદ્દેશ ધ્યાનમાં રાખીશ, અને બનશે એટલા ઉત્સાહથી એના લાભ ઉપર નજર રાખી એનું કાર્ય આગળ વધારવા પ્રયત્ન કરીશ. સમાજના આશયોથી વિરૂદ્ધ આચરણ કદી પણ નહીં કરૂં.

આપવામા આવે છે. આ પરીક્ષક વિદ્યાલય નામદાર સરકારે કાયદાપૂર્વક સ્થાપન કર્યું હતું અને તેને માટેનો કાયદો તે વિદ્યાલયનો કાયદો (University Act) એ નામથી પ્રસિદ્ધ છે. જુના વિદ્યાલયના કાયદામાથી ખામીઓ દોષો દૂર કરવાના દેખીતા હેતુથી, આપણા આર્યાવર્તના માજી ગવર્નર જનરલ અને વાઇસરોય લૉર્ડ કર્ઝને જુના વિદ્યાલયના કાયદામા ફેરફાર કરી વિદ્યાલયને માટે નવો ધારો ઘડી કઢી તે ધારાસભામાં મંજુર કરાવ્યો આપણા દેશના સ્વદેશાભિમાની તથા લોકપ્રિય આગેવાનો જેવા કે સર ફીરોજશાહ મેહેતા, શ્રીયુત ગોખલે, સર સુરેન્દ્રનાથ બેનરજી, હિન્દના દાદા દાદાભાઈ નવરોજી વિગેરેની એવી માન્યતા છે કે આ નવા વિદ્યાલયના કાયદાથી આર્યાવર્તમાં ઉંચી કેળવણીને મોટો ધક્કો પહોંચશે અને ઉંચી કેળવણીના ખાતાનો કાબુ કેવળ અંગ્રેજ અમલદારો તથા ખ્રીસ્તી ધર્મગુરૂઓના હાથમાં જતો રહેશે. કાયદા બાંધનારાઓનો હેતુ ગમે તેવો શુદ્ધ હશે પણ પરિણામ તો આપણા હિતની વિરૂદ્ધ છે આપણા વિદ્વાન દેશહિતચિન્તકોએ આ નવીન કાયદા સામે મોટો પોકાર ઉઠાવ્યા છતા તથા તેના સંગીન ગેરલાભો વર્તમાનપત્રો દ્વારા પ્રદર્શિત કર્યા છતા આર્યપ્રજામતની અવગણના કરી, કર્ઝન સાહેબે પોતાનું ધાર્યું કર્યું. બીજી બાબત ધ્યાનમા રાખવા લાયક એ છે જે અર્ધા સૈકા થયાં આર્યાવર્તમા જુદા જુદા પ્રાંતોમા જે વિદ્યાલયો છે તેમાં સમયાનુકુળ ફેરફાર તથા જોઇતા સુધારો કરવામા આવ્યો નથી પણ યુરોપના દેશમાં જે વિદ્યાલયો છે તેમા સમયાનુસાર જોઇતા ફેરફાર તથા સુધારો કરવામા આવે છે. તે દેશોમા ઉંચી કેળવણી આપવાના ધોરણો અનુકરણીય અને પ્રશંસનીય છે. પ્રત્યેક મનુષ્યને પોતાનું ભરણપોષણ શી રીતે પેદા કરવું એ એક મોટો સવાલ થઈ પડ્યો છે. જીવનને અસ્તિત્વમાં રાખવાનું યુદ્ધ પ્રતિદિન કઠિનતર થતું જાય છે. તે દેશની પ્રજાઓ આ સઘળું સારી રીતે સમજે છે એટલે માત્ર અક્ષરની જ્ઞાનમય ઉંચી કેળવણી આપવાના વિદ્યાલયો સ્થાપીને તેઓ નિરાંત કે સંતોષ પામ્યા નથી પણ, સાહિત્યની કેળવણીની સાથે કોઇપણ ધંધો-ઉદ્યોગ શિખવવાની વ્યવસ્થા શાળાઓમા રાખવામા આવી છે, જેથી મન અને તનની ખીલવણી સાથે ધંધો, રોજગાર તથા ઉદ્યોગ પણ બાળકો શીખે છે. અર્વાચીન કાળમાં દરેક દેશની ઉન્નતિનો આધાર બહુધા તેના વ્યાપાર-ધંધા ઉપર રહેલો છે. ધંધામા વિજય મેળવવાને માટે યાન્ત્રિકકળા તથા રસાયણ વિદ્યાની પરમ આવશ્યકતા છે, તેટલા માટે આપણા દેશ માટે પણ, યાન્ત્રિક વિદ્યાનો તથા મોટા રસાયણ શાસ્ત્રીઓ તૈયાર કરવા જોઇએ, આપણા રાજ્યકર્તાઓ આ બાબત પુરૂં લક્ષ આપતા નથી, માટે દેશીઓએ રસાયણ શાળાઓ, શોધખોળની શાળાઓ, ઔદ્યોગિક શાળાઓ સ્થાપવા તથા તે માટે ધનનો સંચય કરવા તત્પર રહેવું જોઇએ ભારતવર્ષમા અંગ્રેજ લોકો દોઢસો વરસથી રાજ્યદંડ ધારણ કરે છે છતા આર્યો કેળવણીમાં આટલા બધા પછાત રહે એ અંગ્રેજ જેવા મહાશય રાજ્યકર્તાઓને લજ્જાસ્પદ વાત છે.

( અપૂર્ણ. )

# राष्ट्रीसूक्तम् ।

अहं रुद्रेभिर्वसुभिश्चराम्यहमादित्यैरुत विश्वदेवैः ॥
अहं मित्रावरुणोभा बिभर्म्यहमिन्द्राग्नी अहमश्विनोभा ॥१॥

ऋ. मं. १० सू. १२५.

( अहं ) હું આમ્ભૃણી વાક્ છું. ( હું આમ્ભૃણી વાણીને પ્રકાશ કરનારી શક્તિ છું ) ( આમ્ભૃણી, એટલે, ભરણ અને પોષણ કરી શકે એવી વાક્, એટલે, વાણી, વિદ્યા, અથવા, વેદવિજ્ઞાન. વિદ્યા જેવી રીતે એક વ્યક્તિનું ભરણપોષણ કરવાને સમર્થ છે તેવી જ રીતે આખા રાષ્ટ્રનું ભરણપોષણ કરવાને સમર્થ છે. ) તે હું ( वसुभिः ) ચોવીસ વર્ષ સુધી જેણે બ્રહ્મચર્ય વ્રત ધારણ કરેલું છે, અગ્નિ, પૃથિવી, વાયુ, અંતરિક્ષ, આદિત્ય, ગગન, ચંદ્રમા અને નક્ષત્ર એટલા આઠ વસુનું વિજ્ઞાન જેને થયું છે, જે ધનિક છે, અને જે લોકરક્ષક છે, અર્થાત્ લોકનું રક્ષણ કરે છે તેમને વસુ એવી સંજ્ઞા પ્રાપ્ત થાય છે, અર્થાત્ તેમને વસુ કહેવામાં આવે છે; તેમની સાથે, તેવીજ રીતે, ( रुद्रेभिः ) ચુંવાલીશ વર્ષ સુધી જેણે બ્રહ્મચર્ય પાળ્યું છે, આઠ વસુ અને અગિયાર રુદ્ર ( પાંચ પ્રાણ + પાંચ ઉપપ્રાણ + આત્મા એ અગિયાર રુદ્ર છે ) તેમનું વિજ્ઞાન જેમને પ્રાપ્ત થયું છે, જે પાપીને, આતતાયીને, પારકાના ધનને ચોરનાર અથવા લુંટી લેનારને નાસ્તિકને અને શત્રુને રોવરાવવા સમર્થ છે તેમને રુદ્ર કહેવામાં આવે છે; તેમની સાથે, તેવીજ રીતે, ( आदित्यैः ) અડતાળીસ વર્ષ સુધી જેમણે ઉત્તમ બ્રહ્મચર્ય પાળ્યું છે અને જેમને આઠ વસુ અગિયાર રુદ્ર અને બાર આદિત્યનું વિજ્ઞાન પ્રાપ્ત થયું છે અને જેઓ પોતાની વિદ્યાના સામર્થ્યથી સૂર્યના જેટલા તેજસ્વી બન્યા છે તેમને આદિત્ય કહે છે, તેમની સાથે ( उत ) અને ( विश्वदेवैः* ) સર્વ સ્થળે દિવ્યશક્તિને જાણનારા, વિદ્વાન, દાન આપવામાં શુરવીર અને લોકોને ખરો માર્ગ બતાવનાર લોકોની સાથે, (चरामि) સંચાર અથવા સંગતિ કરું છું. [ વાગામ્ભૃણી નામની વેદવિદ્યાનો પ્રકાશ ઉપર વર્ણવેલા જ્ઞાની લોકોના અંતઃકરણમાં પડેલો હોય છે અને તેમના સહવાસથી બીજા મનુષ્યોના હૃદયમાં તે પ્રકાશ પડે છે. વિદ્વાનોની સંગતિથી સર્વે જનોને જડ અને ચૈતન્ય માત્ર સઘળાં પદાર્થોનું જ્ઞાન થાય છે અને તેથી સર્વને પોતપોતાનું કર્તવ્ય કરતાં આવડે છે ]. ( उभा ) બન્ને ( मित्रावरुणाइव ) મિત્ર અને વરૂણ નામના વાયુ જેવી રીતે જલ ઉત્પન્ન કરતી વખતે એક સ્થળે સાથે એકઠા થાય છે તેજ પ્રમાણે મારા વેદવિદ્યાના જ્ઞાનથી પ્રેરાઇને સઘળા મનુષ્યો ( अहं बिभर्मि ) એકત્ર થાય છે, અર્થાત્ વેદવિદ્યાના પ્રચારથી ઐક્યતા વધે છે. વેદવિદ્યાના પ્રચારથી ક્ષત્રિયોનું વીર્ય અર્થાત્ સામર્થ્ય વૃદ્ધિ પામે છે. વૈદિકજ્ઞાન પ્રાપ્ત થવાથી રાષ્ટ્રના લોકોમાં આત્મબલ વધે છે, અને આત્મબલનો વધારો થવાથી બાહુબલ અને વીર્યમાં વધારો થાય છે અને વધારે શક્તિ પ્રાપ્ત થવાથી સાહસ કરવાની હીમત આવે છે. વળી મિત્ર અને વરૂણનો અર્થ, અનુક્રમે,

---

* શતપથ બ્રાહ્મણના ( ૩ । ૭ । ૬ । ૧૦ ) ના મંત્રમાં વિદ્વાનને દેવ કહ્યા છે એવું સ્પષ્ટ કહેલું છે.

"ભાઇબંધ" અને "બધાએ સ્વીકાર કરવા યોગ્ય" એવો થાય છે. ઉપર વર્ણવેલી વિદ્યાનો પ્રચાર થવાથી લોકોના વિચારોમાં ઐક્ય થાય છે અને પરસ્પર સ્નેહભાવની વૃદ્ધિ કરનારા અને સર્વજનોએ પૂજવા યોગ્ય લોકો પેદા થાય છે અને આવી યોગ્યતા પ્રાપ્ત કરનારા લોકો બધાના નાયક થાય છે. તેવીજ રીતે (ઇંદ્રાગ્ની) વિદ્યુત્ અને અગ્નિ (શક્તિનોં) અત્યંત વેગવાન્ એવી જે બે શક્તિઓ વિદ્યુત્માં છે તે જેવી રીતે એક સ્થળે રહે છે તેવીજ રીતે-વાગામ્ભૃણી અર્થાત્ વેદવિદ્યાના પ્રભાવથી, એ વિદ્યા જાણ-નારા વિદ્વાનોનો સંસર્ગ લોકોમાં ઐક્ય ભાવનો વધારો કરે છે. વળી ઐશ્વર્યવાન મનુષ્યને ઇન્દ્ર અને અગ્રણીને અગ્નિ કહે છે. વિદ્યાના પ્રભાવથી ઐશ્વર્ય અને લોકાગ્રણીપણું પ્રાપ્ત થાય છે. (છાંદોગ્યોપનિષદ્માં બ્રહ્મચર્ય વ્રતની વર્ષમર્યાદા બતાવી છેઃ—"પુરૂષોનું આયુષ્ય એક યજ્ઞ કહે છે, તેમાં પહેલા ચોવીસ વર્ષ પ્રાતઃસવન છે, ચુંવાલીસ વર્ષ માધ્યંદિનસવન અને અડતાલીસ વર્ષ તૃતીયસવન છે." આટલા વર્ષો સુધી બ્રહ્મચર્ય પાળવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે.)

ભાવાર્થ—પરમેશ્વર ઉપદેશ કરે છે કે રાષ્ટ્રની ઉન્નતિ કરનારી વાગામ્ભૃણી વિદ્યા એક પ્રકારની શક્તિ છે. ચોવીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાલન કરનારા, ધાર્મિક, ધનિક, લોકનું રક્ષણ કરનાર, પદાર્થવિજ્ઞાન શાસ્ત્રીઓ, ચુંવાલીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાલન કરનારા, પાપી લોકોને સારે રસ્તે દોરનારા, લોકોને હેરાન કરનાર ચોર અને લુંટારાઓથી રક્ષણ કરનારા, નાસ્તિકમતનું ખંડન કરનારા, શત્રુનો નાશ કરનારા, અડતાળીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાલન કરીને પૂર્ણ વિદ્વાન્ થયેલા, વિદ્યાનો પ્રચાર કરનારા, વિદ્યાન-દાન આપવામાં શૂરવીર, સારો માર્ગ બતાવનારા, ઇત્યાદિ ઉત્તમ ચારિત્ર્યવાળા મનુષ્યોમાં તે વિદ્યા પ્રકટ થાય છે. આ વિદ્યાનો યોગ થવાથી વિચારનું ઐક્ય થાય છે.

એક રાષ્ટ્રીયત્વના વિચારની કલ્પના થઈ શકવાથી, બધાં વ્યવહારિક કાર્યો, તે વિદ્યાના પ્રભાવથી, સારી રીતે પાર પડે છે. આ વિદ્યાના યોગથી ક્ષત્રિયોના બાહુબલ-અને વીર્યમાં વૃદ્ધિ થાય છે. વળી જે માણસ સઘળાઓ ઉપર સ્નેહભાવથી વર્તે છે અને-સઘળાઓ સાથે આદરસત્કાર બતાવે છે તેઓનો ઉત્સાહ વધે છે

આ વિદ્યાના યોગથી ઐશ્વર્યવાળા મનુષ્યોને અને લોકોના નાયકો તરીકે કાર્ય-કરતા મનુષ્યોને વધારે ધૈર્ય મળે છે. જેવી રીતે મિત્ર અને વરૂણ નામના વાયુઓ (Oxygen and Hydrogen) એકઠા મળી પાણી બનાવવાનું કાર્ય કરે છે અને જેવી રીતે વિદ્યુત્પ્રવાહમાં (Positive and negative electricities) ઋણ અને ધન નામની બે શક્તિઓ (Current of Electricity) એકત્ર થઇનેજ અલૈકિક કાર્યો કરે છે તેવીજ રીતે આ વિદ્યાના યોગથી એક પ્રકારની અદ્ભુત શક્તિ રાષ્ટ્રમાં આવે છે. ઐક્યનો વધારો થાય છે અને વિરૂદ્ધ ગુણવાળા મનુષ્યો પણ એક બીજા સાથે મળી રાષ્ટ્રનું કાર્ય કરવાને તત્પર થાય છે. વિદ્યુત્ પ્રવાહમાં ઋણ અને ધન નામની વિદ્યુતો વિ-રૂદ્ધ ગુણવાળી હોવા છતાં એકત્ર થઇને કાર્ય કરે છે તેવી રીતે વિરોધી પ્રકૃતિવાળા મનુષ્યો પણ આ વિદ્યાના પ્રભાવથી પોતાનો સ્વાભાવિક દ્વેષ છોડી દઇ રાષ્ટ્ર કાર્યમાં એકત્ર થતાં શીખે છે.

(સંપૂર્ણ.)

# धर्मोपदेशः ॥

हरयो धूमकेतवो वातजूता उप द्यवि यतन्ते पृथगग्नयः ॥

( यजुः ३३-२ )

**अर्थ**—(धूमकेतवः)=જેનું જ્ઞાન કરાવનાર ધૂમાડોજ પતાકાની પેઠે છે, તે (हरयः) =હરણશીલ, ( अग्नयः )=અગ્નિઓ, ( वातजूताः )=વાયુ વડે તેજને પ્રાપ્ત થઈ, ( पृथक् )=જૂદી જૂદી રીતે, ( द्यवि)=પ્રકાશને માટે, ( उप यतन्ते ) યત્ન કરે છે.

આ મંત્રમાં અગ્નિ દેવતાનું વર્ણન છે, એટલે અગ્નિને કાર્યસિદ્ધને માટે ઉપયોગમાં લેવા ઉપદેશ છે. જે કોઈ અગ્નિના ગુણ જાણી, એનો ઉપયોગ કરે છે, તે અનેક પ્રકારનાં સુખસાધનો બનાવી શકે છે. જે દેશમા અગ્નિના ગુણો જાણનારનો તથા તેથી તેના ઉપયોગનો અભાવ હોય છે, તે દેશ અવશ્ય હીનદીન દશામા હોય છે. આપણા આર્યાવર્ત્ત દેશમાં અગ્નિને ચેતન માની તેની પ્રાર્થના કરે છે, ને તેવો ઉપદેશ કરે છે, તેઓ ખરેખર અજ્ઞ અને મૂર્ખ છે, એમ જાણવુ, ને એવા નિરક્ષરોના શબ્દ ઉપર રજ પણ ધ્યાન આપવું નહિ. આર્ષ ગ્રંથોમા અગ્નિ, વાયુ, સૂર્ય વગેરેને જડ જ માનેલાં છે, ને તે સત્ય છે. તે જડ પદાર્થોનો ઉપયોગ કરવો, તે આપણું કામ છે.

હવે મંત્રનો ભાવાર્થ એ છે કે અગ્નિની અંદર તેજનું પુંજ સુરક્ષિત રહે છે, પણ એવા પ્રકાશને સારૂ વાયુની સહાયતાની આવશ્યકતા છે. જેમ ભૌતિક અગ્નિને પ્રકાશિત કરવાને કાજે ભૌતિક વાયુની આવશ્યકતા છે, તેવીજ રીતે જ્ઞાનરૂપી તેજને ઉત્તેજિત કરવાને સારૂ કર્મકાંડરૂપી વાયુની સહાયતાની અપેક્ષા છે. પણ જેઓ કર્મકાંડનુ ગૌરવ સમજતા હોય, એવા કેટલા પુરૂષો છે ? જ્ઞાન, અત્યન્ત ગૌરવશીલ અને મહાન્ છતા પણ જ્યાં સુધી તેનો ઉપયોગ ન કરવામાં આવે ત્યાં સુધી, તે નિરર્થક છે. જેવી રીતે ઉત્તમમાં ઉત્તમ ગુણયુક્ત શુદ્ધ જલ પણ વહેતું બંધ હોવાથી બગડવા ને ગંધાવા માંડે છે ને રોગ ઉત્પન્ન કરવાનું સાધન થઇ જાય છે, તેવીજ રીતે ઉચ્ચ કોટિનું જ્ઞાન પણ પ્રયોગમાં લાગ્યા વિના મનુષ્યનું ઘાતક થઈ જાય છે. સંસારમાં ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ માનસિક શક્તિવાળા મનુષ્યો પણ, જ્યારે કર્મકાડથી વિમુખ રહે છે, ત્યારે તેમની આત્મિક અવનતિની કંઇ પણ સીમા રહેતી નથી. જ્ઞાનથી ભરપૂર માણસ પણ જ્યારે તેને અનુકૂલ કર્મ નથી કરતો, ત્યારે એની અવસ્થા મૂર્ખથી પણ વધારે અધમ હીનદીન થઇ જાય છે; એવાં ઉદાહરણ વિચાર કરતાં સહજ જાણવામા આવશે. પ્રાચીન અને આધુનિક જે જ્ઞાની પુરૂષો કર્મકાડથી વિમુખ રહ્યા છે, તેઓ પોતાનું તેમ દેશનું બહુ અકલ્યાણ કરી ગયા છે. હાલના કહેવાતા પંડિત મૂર્ખ શુષ્ક વેદાન્તીઓ ને આચાર્યો આ જ કોટિના છે. તેઓ દેશના શત્રુરૂપ છે. માટે ખરી રીતે એવાઓનોજ પ્રથમ 'બહિષ્કાર" થવો અગત્યનો છે; ને ત્યારેજ સામાન્ય પુરૂષો કર્મ અભિમુખ થઇ પોતાની તથા દેશની ઉન્નતિ કરી શકશે. જ્ઞાનરૂપી પ્રકાશ કર્મકાડને વશ થઇને જ અમૃતની વર્ષા કરે છે, પણ કર્મશૂન્ય જ્ઞાન મનુષ્યને અધોગતિ પમાડે છે. દેશના તથા પોતાના ઉદય માટે કર્મકાડની કેવી આવશ્યકતા છે તથા એના વિના મનુષ્યજીવનના પરમોદ્દેશ્યની સફલતા કેવી દુર્લભ છે, તે વર્ણવવાની કાંઇ જરૂર નથી, કારણ સુજ્ઞ જનોને તે સુવિદિત જ હશે.

જે માનવસમાજે જ્ઞાનને કર્મથી અલગ કીધુ છે, ને તેવો ઉપદેશ આપે છે, તે સમાજની દશા અત્યન્ત શોચનીય થઇ ગઇ છે. આનું પ્રત્યક્ષ ઉદાહરણ ભારતવર્ષ છે. પ્રિય પાઠકગણ ! શું આપે પોતાની વર્તમાન દશા ઉપર કદિ વિચાર સરખો કર્યો છે ! જ્ઞાન અને કર્મનો બહુજ ગૂઢ અકાટય સંબન્ધ છે. એકના વિના બીજો સ્વસ્થ અવસ્થામાં રહે તેમ નથી તો હવે કર્મકાંડમા વ્યાપૃત, આરૂઢ થવાની કેટલી જરૂર છે, તે સહજ ધ્યાનમાં આવ્યું હશે. પણ આપ એમાં શું કરો, કારણ કે મનુષ્ય-સમાજમાં સહસ્રો વર્ષોથી, કર્મ, અને જ્ઞાન ભિન્ન ભિન્ન છે; તે એમાં પ્રકાશ અન્ધકારના જેવો ભેદ છે; કર્મ હીનતમ છે, જ્ઞાન શ્રેષ્ઠ છે. કર્મથી અમૃતની આશા રાખવી વૃથા છે, એવા એવા પ્રકારનો અનભિજ્ઞ પંડિતમાની મૂર્ખ કહેવાતા ઉપદેશક આચાર્યોએ ઉપદેશ કરી આત્મઘાતક તથા દેશોન્નતિઘાતક વિચારોને દૃઢમૂલ કરી દીધા છે. હાલ તો મનુષ્યોની કલ્પિત નિરર્થક ક્રિયાઓનું નામ कर्मकांड છે, પણ આ મોટી ભૂલ છે, દરેક પ્રકારનાં કળાકૌશલનું જ નામ कर्मकांड છે. જે કર્મથી દેશનાં કળાકૌશલ નવાં ઉત્પન્ન ન થાય, ને હોય તેમાં વૃદ્ધિ ન થાય, તેનું નામ कर्मकांड નથી. જે માણસની આત્મિક ઉન્નતિ થઇ હશે, તેજ માણસ કળાકૌશલની ઉન્નતિ કરી શકે તેમ છે. જે કોઇ કળાકૌશલની વૃદ્ધિ નથી કરી શકયુ, તેની આત્મિક ઉન્નતિ લવલેશ પણ નથી થઇ, તે નક્કી સમજવું. જે જ્ઞાનવૃદ્ધ છે, તેજ કામને ઘણી ચતુરતાથી કરી શકે છે. જ્ઞાનની પરીક્ષા કળાકૌશલમાં થાય છે. કળાકૌશલ એ જ્ઞાનવૃદ્ધિની કસોટી છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતામાં કહ્યું છે કે—"योगः कर्मसु कौशलम्"—એટલે યોગાભ્યાસથી કર્મ કરવામા ચાતુર્ય આવે છે, યોગ સાધન વડે ચિત્ત એકત્ર દૃઢ શુદ્ધ થાય છે, તે વડે બુદ્ધિ તીવ્ર સૂક્ષ્મ થઇ જ્ઞાનની પ્રાપ્તિમાં સહાયક થાય છે, એટલે જ્ઞાનની વૃદ્ધિ કરે છે, અને જ્ઞાન વૃદ્ધિથી માણસ હરેક પ્રકારનું કામ, નવીન શોધનું કામ, ઘણી ચતુરતાથી કરી શકે છે. મનનશીલ મનુષ્યનું કર્તવ્ય છે કે જ્ઞાનશૂન્ય કલ્પિત કર્મોનાં બન્ધનોને દૂર કરીને, તથા તેવો બોધ દેનારાઓના સંસર્ગનો પરિત્યાગ કરી, વાસ્તવિક જ્ઞાનપૂર્વક કર્મનું સેવન કરવું, ને ત્યારેજ દુઃખ દારિદ્ર દૂર થઇ શ્રી જગત્પિતાની તરફથી સુખોની વર્ષા થઇ, એના પરમ ધામમાં પરમાનન્દને પ્રાપ્ત કરવાને પાત્ર બનશો. તેથીજ કર્મ કરતાંજ રહી સો વર્ષનું આયુ ભોગવવાની ઇચ્છા રાખવાને પરમ પવિત્ર વેદ આપણ સઘળાને ઉપદેશ આપે છે. પ્રાતઃકાલમા પથારીએથી ઉઠીને તે રાતે સુવાના સમય સુધી જે મનુષ્ય કર્મકાંડના મહિમાને ભૂલતો નથી, એનું મન સ્વપ્નાવસ્થામાં પણ શાન્ત રહી, આનંદ ભોગવવામાં એને સહાયકારી થાય છે. રાત દિવસ જ્ઞાનની વૃદ્ધિમાં મન તથા આત્માને લગાડી રાખતાં છતાં, જે સુજનો એ જ્ઞાનને અનુકૂલ આચરણના કર્તવ્યોને તથા પોતાની જન્મભૂમિના ઉદયના વિચાર કરવાને અને તદનુકૂલ આચરણના કર્તવ્યોને પ્રાણાન્તે પણ વિદ્ધ દશાએ લેઇ જવાના સદ્દયોગને ક્ષણ પણ ભૂલતા નથી, તેઓને ધન્ય છે, ધન્ય છે, અનેકવાર ધન્ય છે.

---

# વિ ત્.

વિદ્યુત સંસ્કૃત ભાષાનો શબ્દ છે. તેનો અર્થ વીજળી થાય છે. જ્યારે ચોમાસામાં ગગન વાદળોથી ઘેરાયેલું હોય છે, ત્યારે સમગ્ર અંધકારનો નાશ કરી નાંખે અને આંખને આંજી નાંખે એવા વીજળીના ચમકારા કોઇ પણ માણસે નહીં જોયા હોય એમ હોઇ શકેજ નહી. આવા કુદરતી બળનો શાસ્ત્રીય અભ્યાસ ઘણીજ અગત્યતા ધરાવે છે એવું અત્રે કહેવાની બીલકુલ જરૂર નથી.

સંસ્કૃત કાવ્યોમાં મેઘને નાયક કલ્પ્યો હોય છે અને વીજળીને નાયિકા કલ્પી હોય છે. મહાકવિ શ્રી કાલિદાસના ઉત્તમ કાવ્ય મેઘદૂતમાં યક્ષ પોતાનો સંદેશો મેઘને કહી રહ્યા પછી જે છેલ્લા શબ્દો વાપરે છે તે દરેક સંસ્કૃતના અભ્યાસીની જીહ્વાગ્રે હશે.

मा भूदेवं जलद भवतो विद्युता विप्रयोगः ।

" જેવી રીતે મારો મારી પ્રિયા ાથે વિયોગ થયો છે અને તેથી કષ્ટની પરિસીમાએ હું પહોંચ્યો છું તે પ્રમાણે, ીનું સિંચન કરી આખી દુનિયાનું સંરક્ષણ કરનાર હે જલદ, તમારી પ્રિયા ીની સાથે તમારો વિયોગ એક ક્ષણભર પણ ન થાઓ. " આ ઉપમાથી એટલું ભાન થાય છે કે જેવી રીતે મેઘ આખા વિશ્વના પ્રાણ સમાન છે તેવીજ રીતે વિદ્યુત્ પણ આધુનિક સમયમાં અલૌકિક કાર્યો જનસમૂહના લાભ માટે કરે છે અને દરેક જાતની વ્યાપારિક અને ઔદ્યોગિક પ્રવૃત્તિઓના મૂળજીવન સમાન છે. હજારો ગાઉ ઉપર વસેલા આપણા મિત્ર સાથે આપણે વાતચીત કરી શકીએ છીએ તે કુદરતની અતિ મહાન્ શક્તિ વિદ્યુત્‌નો પ્રતાપ છે. મહાકવિ શ્રી કાલિદાસે પોતાના કાવ્યમાં જે કલ્પના કરી છે તે ઘણી મનોહર અને ચિત્તાકર્ષક લાગે છે તેનુ કારણ એટલુંજ છે કે યક્ષ વિદ્યુત્‌ના પતિ મેઘને પોતાનો સંદેશો લઇ જવાની પ્રાર્થના કરે છે; મહાકવિની કલ્પના એવી છે કે આ સંદેશો એકલોમેઘ પહોંચાડતો નથી પણ સૌદામિની સહચર " અર્થાત્ વિદ્યુત્‌ની સાથે વિચરનાર મેઘ પહોંચાડે છે. આ ઉપરથી એવી પ્રતીતિ થાય છે કે મહાકવિએ પોતાની અલૌકિક શક્તિના પ્રતાપે જાણ્યું હોય કે વિદ્યુત્‌માં સંદેશાઓ પહોંચાડવાની મોટી શક્તિ છે.

મહાકવિ શ્રી કાલિદાસે પોતાના રઘુવંશ નામના કાવ્યમાં ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણ પૃથ્વી અથવા ચંદ્રની છાયા ચંદ્ર અથવા સૂર્ય ઉપર પડવાથી થાય છે એવો આધુનિક સમયનો સિદ્ધાંત સ્પષ્ટ ભાષામાં જણાવી દીધો છે. વળી તેમના તેજ કાવ્યમાં એક બીજા સ્થળે ઘણાજ મનોહર શબ્દોમાં એક બીજો આધુનિક શાસ્ત્રનો સિદ્ધાંત દર્શાવ્યો છે.

प्रजानामेव भूत्यर्थं स ताभ्यो बलिमग्रहीत् ।
सहस्रगुणमुत्स्रष्टुमादत्ते हि रसं रविः ॥

પ્રજાનું સંરક્ષણ અને પોષણ કરવાના હેતુથી તે તેમની કનેથી કર લેતો હતો, અર્થાત, જે કર લેવામાં આવતો હતો, તે કરનો ઉપયોગ પ્રજાના લાભને માટેજ કરવામાં આવતો હતો. સૂર્ય પૃથ્વી ઉપરથી વરાળના રૂપમાં પાણીને

આકર્ષી લે છે તેનું કારણ એટલુંજ છે કે તેના કરતાં હજાર ગણું ઉપયોગમાં આવી શકે તેવા રૂપમાં પાછું આપવાની તેની ઇચ્છા છે." આ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે આપણા મહાન્ કવિ શ્રી કાલિદાસ ઇંદ્રરાજા વરસાદ મોકલે છે અને ગૌતમના શાપથી ઇંદ્રરાજાનાં હજાર ભગ થયાં તે પછી એક સ્થળે વધારે અને બીજે સ્થળે ઓછો વરસાદ થાય છે ઇત્યાદિ કપોલકલ્પિત કારણોથી વરસાદની ઉત્પત્તિ થાય છે એવું માનતા નહતા પણ આધુનિક શાસ્ત્ર જે રીતે વરસાદની ઉત્પત્તિ સમજાવે છે તેવીજ રીતે વરસાદની ઉત્પત્તિ તેમણે સમજાવી છે. વળી વેદમાં પણ કહ્યું છે કે,

सविता वै प्रसवानामीशे ।

"સૂર્ય દરેક જાતના પાક ઉપર રાજ્ય કરે છે," આનો ભાવાર્થ એવો છે કે પાકને તાપ અને પાણી બન્નેની જરૂર છે. સૂર્યનારાયણ આ બન્ને જરૂરીયાતો પુરી પાડે છે. ઉનાળામાં પ્રખર ઉષ્ણ કિરણોના પ્રતાપે સમુદ્રના પાણીને વરાળ રૂપે આકર્ષે છે અને ચોમાસામાં પોતાના કિરણોની ઉષ્ણતા ઓછી કરી મેઘરૂપે આકાશમાં સંચિત થયેલી તે વરાળનું પાણીમા રૂપાંતર કરી પૃથ્વીના લોકોના લાભને માટે પાણી પાછું મોકલાવે છે. વળી છોડવાઓના પોષણને માટે તેજ વખતે જોઇતો તાપ પુરો પાડે છે. આધુનિક શાસ્ત્ર પણ આજ પ્રમાણે પાક થાય છે એવું બતાવે છે. આપણે આપણા વિષયની બહાર આટલા બધા દૂર આવી ગયા છીએ તે ફક્ત એટલુંજ બતાવવાને માટે કે આપણા પૂર્વજો આપણામાના ઘણા જેમ માને છે તે પ્રમાણે અજ્ઞાન અને જંગલી લોકો નહોતા પણ મહા અનુભવવાળાઓ અને વ્યવહારિક જ્ઞાન ધરાવનારા પુરૂષો હતા.

આપણા પ્રસ્તુત વિષય તરફ પાછા ફરીને અમે જણાવીશું કે વિદ્યુત્ કુદરતની એક મોટી શક્તિ છે. કુદરતની શક્તિના પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓએ ચાર ભાગ પાડ્યા છે—

૧. શબ્દ ( Sound. )

૨. ઉષ્મા. ( Heat. )

૩. પ્રકાશ. ( Light. )

૪. વિદ્યુત્ અને ચુંબક શક્તિ. ( Electricity and Magnetism. )

સાધારણ રીતે ઘર્ષણ અને રસાયણિક પ્રયોગથી વિદ્યુત ઉત્પન્ન થાય છે. તે શક્તિ આકર્ષણ અને પ્રનોદન, (repulsion=પાછુ ઠેલવું) પ્રકાશ અને ગરમી, ઇત્યાદિથી પ્રાદુર્ભૂત થાય છે, સૂર્યના જેવો પ્રકાશ આપનારા દીવાઓ થાય છે અને કોઇ પણ ચીજને ઘણીજ ગરમ કરવી હોય તો કરી શકાય છે.

જો કાચના સળીઆને કોરા રેશમી રૂમાલથી ઘસીએ તો કાચના સળીઆમાં ઘણી હળવી ચીજોનું આકર્ષણ કરવાની શક્તિ આવે છે. ટેબલ ઉપર કાગળના કકડા, લાકડાનો વેર, બરૂનો ગર ઇત્યાદિ ઘણીજ હળવી ચીજો મુકો. હવે કાચના સળીઆને રેશમના રૂમાલ સાથે ઘસીને કાચનો સળીઓ આ ચીજોની પાસે લાવો. તુરતજ આ હળવી ચીજો કાચના સળીઆ તરફ આકર્ષાશે. કેટલીક વખત તે ચીજો સળીઆની સાથે ચોટેલી રહે છે અને કેટલીક વખત સળીઆને અડ્યા પછી પાછી પડી જાય છે અને પાછી ફરીથી સળીઆ તરફ આકર્षાય છે અને પાછી પડી જાય છે. જો સળીઆ ઉપર વધારે ઘર્ષણ

કર્યું હોય તો આવી અસરો વધારે સારી રીતે અને વધારે વખત સુધી જોવાય છે અને જો થોડું ઘર્ષણ કરવામાં આવ્યું હોય તો તે અસર થોડા વખત સુધી જોવાય છે. જો રેશમ સાથે સારી રીતે ઘસેલા કાચના સળીઆની પાસે આંગળાંના વેઢાનો પૃષ્ઠ ભાગ લાવીએ તો ઝીણો અવાજ થાય છે અને પ્રકાશમય તણખો તે સળીઆ અને આંગળીના વેઢાના પૃષ્ઠ ભાગ વચ્ચે દેખાય છે. આ ઉપરથી જણાય છે કે ઘર્ષણને લીધે કાચના સળીઆમાં અમુક શક્તિ આવે છે.

આવા સળીઆને વિદ્યુદુત્તેજિત ( electrified ) કહેવામાં આવે છે.

ઘર્ષણથી ફક્ત કાચમાંજ વિદ્યુત્ ઉત્પન્ન થાય છે એટલુંજ નહી પણ લાખ, રાળ, ગંધક, હીરા વિગેરે ઘણી ચીજોને ઘર્ષણથી વિદ્યુદુત્તેજિત કરી શકાય છે.

જો આપણે ઉંડો વિચાર ન કરીએ તો એમ લાગે કે ઘર્ષણથી બધા પદાર્થો વિદ્યુદુત્તેજિત થઈ શકતા નથી, કારણ કે જો કોઈ પણ ધાતુના સળીઆને હાથમાં ઝાલીને ઉન વડે ઘસવામાં આવે તો તેમાં વિદ્યુદુત્તેજિત વસ્તુઓના ગુણ આવતા નથી. પણ, આ ઉપરથી જો આપણે એવું અનુમાન કરીએ કે ધાતુઓ વિદ્યુદુત્તેજિત થઇ જ નથી શકતી તો તે અનુમાન કેવળ ખોટું છે. કારણ કે, જો કોઇ પણ ધાતુના સળીઆને કાચનો હાથો લગાડીએ અને કાચના હાથા વડે તે સળીઆને હાથમાં ઝાલીએ અને પછી તેના ઉપર ફલાલી અથવા બિલાડીનું ચામડું પછાડીએ તો તે સળીઓ એટલો વિદ્યુદુત્તેજિત થઈ શકશે કે તેના વિદ્યુદુત્તેજિતપણાનું ભાન આપણે પ્રત્યક્ષ પુરાવાથી કરી શકીએ. પ્રાચીન સમયમાં પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓએ પદાર્થોના બે ભાગ કર્યા હતાઃ–

૧ વિદ્યુદુત્તેજ્ય પદાર્થો ( electric substances. )

૨ વિદ્યુદનુત્તેજ્ય પદાર્થો (non-electric substances. ) જે પદાર્થો વિદ્યુદુત્તેજિત થઇ શકે છે તેમને વિદ્યુદુત્તેજ્ય, અને જે પદાર્થો વિદ્યુદુત્તેજિત થઇ શકતા નથી તેમને વિદ્યુદનુત્તેજ્ય એવાં નામ પ્રાચીન સમયમાં આપવામાં આવ્યા હતાં. પણ આ પ્રમાણે વિભાગ પાડવો તદ્દન ખોટો છે એવું હમણાના સમયમાં સિદ્ધ કરવામાં આવ્યું છે. અત્યારે આપણે જેટલા પદાર્થો જાણીએ છીએ તેટલા બધાએ પદાર્થો વિદ્યુદુત્તેજિત થઇ શકે છે. પણ પદાર્થોના બીજી રીતે વિભાગ પાડવાની જરૂર છે. આ નવીન પ્રકારનો વિભાગ પાડવાની આવશ્યકતા સ્ટીવન ગ્રે નામના ગૃહસ્થે સન્ ૧૭૨૯ ની સાલમાં બતાવી હતી.

હવે શા માટે કાચનો સળીઓ વિદ્યુદુત્તેજિત થઇ શકયો અને કાચના હાથા વિનાનો ધાતુનો સળીઓ વિદ્યુદુત્તેજિત ન થઇ શકયો તે ઉપર આપણે વધારે સૂક્ષ્મ વિચાર કરીએ. કાચનો સળીઓ વિદ્યુદુત્તેજિત થઇ શકયો તેનો અર્થ એવો થાય છે કે વિદ્યુત્ કાચના સળીઆમાં ઉત્પન્ન થઇ તે કાચના સળીઆમાં રહી શકી. કાચના હાથા વિનાનો ધાતુનો સળીઓ વિદ્યુદુત્તેજિત ન થઈ શકયો તેનો અર્થ એવો થાય છે કે વિદ્યુત્ ધાતુના સળીઆમાં ઉત્પન્ન થઈ તે ધાતુના સળીયામાં રહી ન શકી. હવે આપણે કાચના હાથાવાળા સળીઆને વિદ્યુદુત્તેજિત કરી શકયા તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ધાતુમાં વિદ્યુત્ ઉત્પન્ન થઇ શકે છે પણ જો તેને છેડે કાચનો હાથો ન હોય તો વિદ્યુતનો પ્રવાહ

નરવીરો માલુમ પડે છે. તો પછી તેને ખોલી તે કાચા માલને શુદ્ધ કરી સરળતાથી ઉપયોગી બનાવવાની તો વાત ક્યાં રહી.

પરંતુ હશે ! તેનાથી આપણે નિરાશ થવાનું નથી. હવે આપણા વિષયની યથાર્થ વ્યાખ્યા વિચારીએ. " ખનીજ પદાર્થ એટલે કુદરતી રીતે ખાણોમાં તેમજ પહાડી જમીનોમાં, તેના મૂળ આકારમાં મળી આવતો, તથા જેમાંનો કોઈ પણ ભાગ ખાસ કામમાં આવે છે એમ એકદમ ઓળખાય નહી ત્હેવો એક સમધર્મક પદાર્થનો જથ્થો.

ખનીજ પદાર્થો ત્રણ સ્થિતિમાં જણાયલા છે. ૧. નક્કર, ૨. પ્રવાહી, ૩ વાયુસ્વરૂપ; પરંતુ છેલ્લી બે સ્થિતિમાં મળી આવતા પદાર્થો ઘણીજ થોડી સંખ્યામાં માલુમ પડ્યા છે, તેમજ નક્કર કરતાં ઉપયોગમાં પણ ઘણાજ ઉતરતા હોય છે. પરંતુ આપણને એવું માનવાનાં ઘણાં કારણો છે કે નક્કર દેખાતી વસ્તુઓ પણ એક વખતે પ્રવાહી સ્થિતિમાં હતી, પરંતુ એમની નક્કર થવાની ક્રિયા, એજ તેમની હાલની બંધારણ સ્થિતિનું કારણ છે. પરંતુ તે વાત પડતી મુકી આપણી મૂળ વાત ઉપર આવીએ.

આપણા દેશના લોકોને ખનીજ પદાર્થની આર્થિક કિંમતનું જ્ઞાન ઘણુંજ અલ્પ છે. અસંખ્ય જાતના જડી આવતા તેમજ લોકોમાં ચર્ચાતા ખનીજ પદાર્થોમાંના જુજ ભાગનીજ હાલમાં આર્થિક કિંમત થતી જણાય છે. પણ વધુ પ્રયાસ, સતત ખંતથી, ઉંડો અભ્યાસ તથા રસાયણીક પ્રયોગો વડે થઈ શકે ત્હેવી શોધખોળને લીધે ખીજ પદાર્થોનો સંખ્યાબંધ વધારો થાય ને જેથી તે સંબંધી આજસુધીના મળેલા જ્ઞાનભંડારમાં તથા તે પદાર્થોના ગુણ અને તેમને અનુસરતી રીતે હુન્નર ઉદ્યોગમાં ઉપયોગી બનાવવાના વ્યાપારમાં ઘણોજ વધારો થાય પ્રાચીન હિંદવાસીઓ ખનીજ પદાર્થોની આર્થિક કિંમતનું ઘણું જ્ઞાન ધરાવતા હતા કારણ કે વેદમાં તેમજ મનુભગવાનના સ્મૃતિશાસ્ત્રમાંથી તેમજ મહાન્ કવિ કાલિદાસના ગ્રંથોમાં આપણને તે સંબંધી ઘણા, દ્રષ્ટાંતો મળી આવે છે, જેથી ઉપરની ઉક્તિને પુરતી પુષ્ટિ મળે છે. તે સમયના હિંદમાં સુવર્ણ તેમજ અન્ય કિંમતી ધાતુઓ અને વળી અમુલ્ય જવાહિરોની રેલમ છેલ થઇ રહી હતી, તે સંબંધી બાઈબલનાં ઘણાં લખાણો સાબીતી આપે છે. મિલ્ટન, શેકસપિયર વિગેરે મહાન્ ઈંગ્રેજી કવિઓ પણ આપણા હિંદની અઢળક દોલત સંબંધી ઘણુંજ લખી ગયા છે. વળી સોલોમનને સુવર્ણ, હાથીદાંત અને કિંમતી હીરાઓ વિગેરેનો ખજાનો જે બંદરમાથી મળ્યો હતો તે હિંદમાંજ હતું વળી પ્લીની અને હીરોડોટસ જેવા મહાન પ્રાચીન ઇતિહાસકારો પણ તે સંબંધી નોંધ મુકી ગયા છે. આ પ્રમાણે આપણને માલુમ પડે છે કે ખનીજની આર્થિક સંપત્તિનું જ્ઞાન અસલના સમયથી મનુષ્ય જાતમાં હતું, ને ખાસ કરીને હિંદવાસીઓએ જો કે હાલની શાસ્ત્રીય પદ્ધતિસર નહિ તો પણ ઉંડો અભ્યાસ તે વિષે કર્યો હતો.

કેટલાક મ્હોટા મ્હોટા ડુંગરાઓના પત્થરો ઘણાજ કિંમતી હોય છે કારણકે તેમાંથી અનેક જાતના ઉપયોગી પદાર્થ તેમજ ધાતુઓ નીકળે છે, ને ત્હેવો ઉદ્યોગ હાલમા વધુ ચાલતો હોય એમ જણાય છે; કારણકે રસાયણ શાસ્ત્રના તત્વોનું, પૃથક્કરણ કરવાના વિભાગને આધારે અમુક પથ્થરમાં કયી ધાતુઓ અગર કયા ધાતુ વિનાના પદાર્થો સમાયલા છે તે ઝટ ખોળી શકાય છે. માટે હાલના ઉછરતા યુવાનોએ ત્હેનો ખંતથી અભ્યાસ કરવા માંડ્યો છે, ને વળી તે અભ્યાસ કરી ત્હેવા કિંમતી પદાર્થોવાળા, પહાડોમાં

કામ કરવા માંડયું છે. પરંતુ ઉપર કહ્યું તેમ હજુ આ રસ્તે નહીં જેવીજ પ્રવૃત્તિ થઇ છે.

હિંદની ખનીજ સંપત્તિની ગણત્રી કર્યા પહેલાં હાલમાં જડી આવેલી કિંમતી ખાણો તથા તેમાંની કેટલી ઉપર માણુસો કામે લાગેલાં છે, તે જાણવાની આપણને ખાસ જરૂર છે.

વળી આપણે આમ ઉપયોગમાં આવતી ખનીજની કાચી ઉત્પત્તિની ખાસ જાતોનું પૃથક્કરણ કરી ત્હેમાં કેટલી આર્થિક કિંમત રહેલી છે તે, તથા કેવા પ્રયોગોથી તેમજ કયાં સાધનો વડે ઉપર જડેલી ખાણોની ઓછી ઉપયોગીતાવાળી ઉત્પત્તિને વધુ ઉપયોગી અને કિંમતી બનાવી શકાય, તથા તાત્કાલિક કાર્યો માટે હુન્નર-ઉદ્યોગમાં લાગુ પાડવા શક્તિવાન થવાય તે જાણવું જોઇએ, તથા તેમાં નવી શોધો કરવા અનેક યુક્તિ પ્રયુક્તિઓ કામે લગાડવી જોઇએ. વળી તે વસ્તુઓનો વ્યાપાર આખી દુનિયામાં કેટલા જથ્થામાં થાય છે, તે સંબંધી તથા દુનિયાના કયા ભાગમાં તેની ખાણો મ્હોટી સંખ્યામાં છે,તથા કેટલી ઉઘાડવામાં આવી છે અને તે ખાણોના કાચા તથા તૈયાર માલનો બહોળો બજાર કયો છે તે જાણવું અગત્યનું છે.

ઉપર કહી તે ઘણીજ અગત્યની બાબતો છે જે હિંદના ખનીજ ઉદ્યમનો પુનઃ ઉદ્ધાર કરવાની યુક્તિઓની શોધમાં પડવા માગતા કોઇ પણ શખ્સને તો ખાસ લક્ષમાં રાખી વિચારવાની જરૂર છે. જે માણસમાં વ્યાપાર ખેડવાની શક્તિ છે, ત્હેણે તો ત્હેવા ઉદ્યોગોના દુર્ગન્ધ અને ગૂઢ માર્ગે જવાને બદલે પ્રથમ સરળ તેમજ સરીયામ રસ્તે જવાની ખાસ જરૂર છે, કારણકે, ત્હેની સામીપાર જવામાં આપણી બુદ્ધિ થોડા આયાસે પહોંચી શકતી હોય તો તે પ્રથમજ જાણી લેવા યત્ન કરવો જોઇએ. આ મળેલા જ્ઞાનનો ઘણો સારો ઉપયોગ ત્યારેજ થાય કે જ્યારે આપણે ત્હેને વ્યવહારીક રૂપ આપી અમલમાં મૂકીએ, અને આમાં કયી વસ્તુઓ હમેશના ઉપયોગમાં આવે છે ને બહોળો ઉઠાવ શેનો થાય છે, તથા તે મૂળ સ્થિતિમાં કેટલા જથ્થામાં મળી શકશે ને ત્હેનો તૈયાર માલ કેટલો નિકળશે ને કેટલો ખપશે તે સર્વનો નિશ્ચય કર્યા પછી યોગ્ય તેમજ અનુકુળ લાગે તો પછી તેનો ઉદ્યોગ તે પ્રમાણમાં સ્થાપન કરવો; ને તેને માટે બીજા ત્હેવાજ તે કામમા અનુભવી કારીગરોને રોકવા. વળી દરેક રૂતુમાં જુદા જુદા માલની જરૂર પડેછે ને અમુક જથ્થામાં અમુક માલ તેને અનુકુળ આવતી રૂતુઓમાં ખપે છે, તે જાણી લઇ ત્હેવો તથા તેટલોજ બનાવવો; ને વેચાણની સરેરાશ કિંમત આંકી બજારમાં પોશાણ થતા ભાવે વેચવાની પણ એક શાખા કાઢવી. પછી જો ઉત્પન્ન કરતાં માગણી વધારે થાય તો અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે મ્હોટા પાયા ઉપર તે ઉદ્યમ વધારવો; પછી ઉપરે જો આપણા દેશની ખાણોમાંથી મળી આવતી વસ્તુઓ દેશને પુરી પડયા ઉપરાંત વધારામાં રહે તેનો આપણા દેશમાં ન બનતી બીજી જાતની વસ્તુઓનો વિનીમય કરવા અર્થે અન્ય દેશોના બજારોમાં નિકાસ કરવી.

આર્થિક કિંમતવાળા તેમજ ઉપયોગી ખનીજ પદાર્થોના બે મ્હોટા વર્ગો પાડી શકાય. (અ) જેમાંથી ધાતુ નીકળે છે તે (વ) જેમાંથી ધાતુ શિવાય બીજી જાતના ઉપયોગી પદાર્થો નીકલે છે તે. (અ) પહેલી જાત સમજવાને ધ્યાનમાં રાખવું કે ઘણીજ વદ અપારદર્શક ધાતુની માફક ચળકતી પથ્થર જેવી સ્થિતિમાં હોઈ જેને શુદ્ધ કરવાથી સુવર્ણ,

ચાંદી, ત્રાંબુ, જસત, લોઢું, મેન્ગેનીઝ વિગેરે નીકળે છે તે. બીજી જાતની સાથે સરખાવી જોતાં આ જાતની માગણી એટલી બધી છે કે પૃથ્વીના ઉંડામાં ઉંડા ભાગમાંથી પણ ખોદી કાઢવાની જરૂર પડે છે. આવી રીતે ખાણો ખોદવામાં પણ કિંમતી સાંચાની તેમજ તે કામમાં કેળવાયલા અતિશય હુંશીઆર માણસોને રાખવાનાં તથા તેમના ઉપર દેખરેખ રાખવાનાં ખર્ચ નિભાવવા માટે ઘણીજ મ્હોટી રકમ રોકવી પડે છે; તેટલા માટે ધાતુઓ કાઢવા ખાણોમાં કામ કરવાના ઉદ્યોગો ઘણાજ કિંમતી હુન્નરોમાં ગણી શકાય. (૩) હવે જે પદાર્થોમાં ધાતુ નથી હોતી પરંતુ બીજી વસ્તુઓ હોય છે તેના પણ બાર વિભાગ પાડી શકાય.

જે બધા પૃથક પૃથક હુન્નરોમાં કામ આવે છે. (૧) હીરા અને કિંમતી પત્થરો (૨) બળતણ જેવાં કે કોલસા કાક (૩) ગ્યાસતેલ, ટરપેન્ટાઈન, વીગેરે. (૪) રસ્તાની સડકો બનાવવાનો સામાન, (૫) ટંકણખાર, મીઠું, પારીસનું પ્લાસ્ટર વીગેરેમાં જોકે ધાતુ છે પરંતુ આજ રૂપમાં વપરાતી. (૬) પહાડી પાણી (૭) *Fluxes* (ફ્લક્સીસ) એટલે જેમાં ધાતુ મળે તો એગળી જાય ત્હેવો ખાર. (૮) ખનીજ રંગ જેવાં કે (ઓકર્, એમ્બર, ઝીંક વ્હાઈટ વીગેરે) (૯) જમીનને ફળદ્રુપ બનાવનાર ખાર, જેવાં કે (ફોસ્ફેટ્સ, જીપ્સમ) વીગેરે (૧૦) મર્દન કરવાનાં તેલ (જેવાં કે અમેરી, ગારનેટ વીગેરે) (૧૧) પીગળે નહી ત્હેવા ખનીજ પદાર્થો. જેવા કે એસ્બેસ્ટોઝ અબરખ (*Mica*), સોપસ્ટોન, વીગેરે. (૧૨) પત્થરચુરણ (ફ્લિન્ટસ્પાર વીગેરે.) આ ઉપર ગણાવેલા પદાર્થો કાઢી સંશોધન કરવાને જોઈતી થાપણ ઘણી થોડી ચાલશે. અને પુરતી દેખરેખ અને સલાહ લેવામાં પણ થોડું ખર્ચ થાય છે. તેમાં જોઈતો કારીગર તેમજ મજુરવર્ગ પણ પ્રથમના ઉદ્યોગોમાં નિયુક્ત થયેલાજ ઘણી સારી રીતે કામમાં આવી શકે છે તેટલા માટે આ હલકી પાયરીના ખનીજ ઉદ્યોગો કહેવાય.

[ અપૂર્ણ. ]

## સાહસ અને હિમ્મત.

સાહસ ખેડવું તેનો એવો અર્થ થાય છે કે તમારી પોતાની નવીન અને સુધરેલી રીતો પર કામ લેવું, નિસની અને એકસરખી થઈ પડેલી પ્રથાવાળો સાધારણ માર્ગ છોડી દેવો અને દરેક દિશામાં જે વિવિધ પ્રકારના અનુકુળ અવસર માલુમ પડે છે તેમાંથી પહોળા અને સીધો માર્ગ પોતાના માટે પસંદ કરી લેવો. દુનિઆનાં મોટાં ધનાઓ સાહસિક નરોને માટે નિર્મિત થએલાં છે. એવા નરો કે જેમનામાં અમુક કાર્ય માથે લેવાની હિમ્મત અને તે પાર પાડવાને ઇચ્છા અને ખંત હોય છે.

સાહસિક નરને મનોબળ, જુસ્સો અને મહત્વાકાંક્ષાની જરૂર હોય છે. જોખમ ખેડવાની ઇચ્છા અને શક્તિ તેનામાં હોવાં જોઇએ તેમજ જોખમ સહન કરવાની તેનામાં તત્પરતા પણ હોવી જોઇએ. અમુક કાર્ય માથે લેતાં પહેલાં તેનો પૂર્ણ અને વિજયવંત અંત જોવાનો હઠવાળો તે હોવો જોઇએ નહિ. પોતાના નિર્ણયને ટેકો આપી કિસ્મતને અજમાશ આપવાની ઇચ્છાવાળો તે હોવો જોઇએ. અમુક હદ સુધી સંભાળની જરૂર છે.

પણ ધંધાની અંદર અતિશય સંભાળ તે એક જાતની નબળાઇ અને ઉત્કર્ષનો બાધક છે. તે ગતિનો અભાવ છે.

જો તમારે આ દુનિઆમાં કાંઇ પણ અગત્યનું કાર્ય કરવું હોય તો તમારે તમારા પોતાના શોધી કહાડેલા નવીન માર્ગ ઉપર ચઢવું પડશે. જે બીજા કરે છે તે પ્રમાણે કરી તમારાથી સાધારણ શિવાય વધારે સારો દેખાવ કરી શકાશે નહિ. આવી સ્થિતિમાં હરીફાઇ એટલી હદ સુધી પહોંચી છે કે તમને તે વધારાનો અવકાશ કદી મળવા નહિ દે. તમારે નવી યુકિતથી જુની રીતો પર કામ લેઇ અંદર ઘુસવું પડશે, અથવા તો પહેલાં કોઈ વખત પણ થયું હોય તેના કરતાં પણ કાંઇક વધારે સારૂં કરવું પડશે.

* * * * *

નવા વિચારોજ મહાન્ વિજય મેળવી શકે છે. પૈસો અપાવે તેવી નવી જરૂરીઆતોની અટકળ બાંધનાર તથા તેને ઉત્પન્ન કરનાર માણસ જ છે. તેમને પાર પાડવાના વિચારવાળા અને તેટલા જુસ્સાવાળા માણસને હમેશાં સ્થાન તો મળશેજ, પછી ગમે તેટલું બજાર હો ને ઉભરાઈ જતું. દુનિયા નવા વિચારો માગે છે અને તેને માટે યોગ્ય બદલો આપે છે.

જો તમારામાં કાંઇ વિચાર ઉત્પન્ન થયો હોય તો તેને અજમાશ આપવામાં બીશો નહિ. જ્યાં સુધી તમે પ્રયત્ન નહિ કરો ત્યા સુધી તમે તેની કિમ્મત આંકી શકશો નહિ કાર્ય કરવાના અભાવને લીધેજ ઘણા સારા વિચારો દુનિયાનું મ્હો દેખતા પહેલાં નષ્ટ થઈ જાય છે.

કાંઇ તમને નવો વિચાર સૂઝે તો તેનાપર એકદમ કામે લાગજો. વધારે અનુકુળ વખતની રાહ જોઈ બેશી રહેશો નહિ; આખરે તેને પડતો મેલવાનો વખત આવે એટલું બધું તેનાપર વિવેચન ચલાવશો નહિ; એકદમ તેને હાથમાં લઇ લેજો. લોઢું ગરમ હોય તે વખતે જ તેનાપર ઘા કરવાની રીત પકડજો. વિચારો કોઇક જ વખત પ્રેરિત થાય છે. એકદમ તેમને પકડી લઈ કામ કરવા માંડજો. " જો તમે સત્યભાવમાં હો તો આ જ પળે કામે લાગજો. જે તમે કરી શકો, અગર તમે કરી શકો એવી તમારી માન્યતા હોય તેનો આરંભજ કરો. "

* * * * *

મ્હારે કાંઇ અત્રે એમ કહેવું નથી કે કાંઇ પણ વિચાર કર્યા વિના નવી વસ્તુઓમાં એકદમ ઝંપલાઈ પડવું. આવી બાબતોમાં બહુ વિચાર કરવો તેના કરતાં કાંઇ પણ વધારે ખરાબ નહિ હોય. ડાહ્યો માણસ દરેક નવું કાર્ય માથે લેતાં પહેલાં તેની બરોબર તપાસ કરી તેનો પૂરે પૂરો અભ્યાસ કરશે. નિષ્ફળતા કરતાં ફત્તેહના સંભવ વિષે તે ઘણી કાળજીથી તુલના કરશે અને પછી તે તેના નિર્ણયપર આવશે; અને જે નિર્ણયપર આવશે તેને તે વળગી રહેશે. જે તેના પ્રયત્નને તેનો ઠરાવ અનુકુળ હશે તો તે પછી બધા વિતર્ક અને સંશયને રજા આપી દેશે અને ખરા મનથી તે કાર્યને વળગી રહેશે. પછી તે પાછો ફરે અગર તેનું મન ડગે એ આશા તો રાખવીજ નહિ; પણ તે કાર્યને વિજયવંત પરિણામપર લાવવાને દૃઢ નિશ્ચય તેનામાં જોવામાં આવશે.

એટલું વળી યાદ રાખવું જોઇએ કે નવી ચીજો હમેશાં શરૂઆતમાં ફત્તેહ પામતી નથી. તેમને પાર પાડતાં પહેલાં પુષ્કળ નિરાશા અને દુઃખો તેમાં મિશ્રિત થએલાં

માલુમ પડે છે. અને અહીંજ ખરેખરી હિમ્મત અગર છાતીની જરૂર પડે છે. સાધારણ માણસો તરતજ તેને પડતું મેલે છે. નિરાશા અને નાસીપાસી તેને બહાર ધકેલી મેલે છે. વિશ્વાસ અને છાતીવાળો માણસજ ઠેઠ સુધી મંડ્યો રહે છે.

છાતીનું બળ કેટલું બધું હોય છે તે તો એક આશ્ચર્ય સમાન છે. દરેક માણસ જેણે ગમે તે ધંધામાં વિજય પર જીત મેળવી છે તેનામાં તે ગુણ હોય છે જ. તેનામાં તે કરવા જેટલી હિમ્મત હોય છે, અને તે જ્યાં સુધી પૂરૂં થાય ત્યાં સુધી તેને વળગી રહેવા જેટલું મનોબળ તથા છાતી તેનામાં હોય છે.

* * * * *

કદાચ થોડા વખતને માટે તમને મારી હોકીને બહાર કહાડવામાં આવે, સારામાં સારા માણસોની બાબતમાં પણ એમ બને છે—પણ જ્યાં સુધી તમે બહાર રહેતા નથી ત્યાં સુધી તેની કાંઈ ગણતી કરવા જેવી નથી. ફરીથી ઉભા થાઓ, તેના પર નવો મોરચો મેળવો અને નવા ઉત્સાહ અને સાધનોથી પહેલાં કરતાં પણ વધારે શ્રમથી તેની પાછળ પડો.

આપણી શક્તિનો વધારેમાં વધારે વિકાસ થવાને માટે નિરાશા અને નાસીપાસીની આપણને જરૂર છે. આપણું ખરૂં જોર, અને બળનું આપણને ભાન થવાને માટે જબરજસ્ત વિરોધની, કોઈક મહાન્ સંકટની ઘણી વખત જરૂર પડે છે.

આવી અડચણો આપણી હિમ્મતનું પ્રમાણ છે. જો આપણે તેના તાબે થઈ જઈએ તો મરી ગયા સમજવું, જો આપણે તેને ઓળંગી જઈએ તો આપણે જીત્યા એમ સમજવું. ભૂલો તમારાથી થાય એ સ્વાભાવિક છે, પણ નિષ્ફળતાને તાબે તમારે કદી થવું નહિ.

* * * * *

જે માણસ પરાભવને કબુલ કરે છે તેને બીલકુલ દમ વગરનો જાણવો. પછી હમેશાં તે બીકણ રહે છે, અને વિજયવંત કાર્યસિદ્ધિના પરિણામે ઉત્પન્ન થતા બળવાન વિશ્વાસના પ્રસાદથી તે દૂર રહે છે.

પોતાના કાર્યનો વિજય નિરખવો તેના સમાન પોતાના અચુકપણાની ખાત્રી આપનાર અને આગળ પ્રયત્ન ચલાવવાને ઉત્તેજન આપનાર માણસને માટે એકે વસ્તુ નથી.

સાહસિક બનો; હિમ્મત રાખો.

* * * * *

( "સિસ્ટમ" પુ. ૧૫. નં. ૧. )

## સ્વદેશીનો મહિમા વધારો.

શ્રી કૃષ્ણનો વિધ્વંસ કરવાને મથેલા કંસની માફક 'સ્વદેશી' નો નાશ કરવાને પ્રાણતોડ મહેનત કરનાર કેટલાક મહાનુભાવોને તથા શંકાશીલ વૃત્તિથી તેનો અનાદર કરનાર કેટલાક અમારા સ્વદેશમાજ જન્મેલા અમારા સ્વદેશી (!) બંધુઓને અમે આ 'સ્વદેશી' બાળકના આશ્ચર્યકારક વિકાસની નીચેની હકીકત તેઓના સંતોષ (!) માટે 'યથાયોગ્ય' પુરઃસર ભેટ કરીએ છીએ જેનો તેઓ કૃપાની રાહે સ્વીકાર કરશે એવી અમે આશા રાખીએ છીએ.

"સ્વદેશી હીલચાલના ટીકાકારો તે હીલચાલ વિશે ખુશી પડે તે જણાવે પણ એ તો નિર્વિવાદ વાત છે કે આ હીલચાલે દેશમાં ઉંડી જડ ઘાલી છે, અને ચોતરફ તે મક્રમ-પણે ફેલાતી જાય છે. લોકોની ઉંડી લાગણીપર જે હીલચાલનું બંધારણ રચાયલું હોય તે હીલચાલ પ્રતિકુળ સંજોગો છતાં સંપુર્ણ રીતે ખીલી નીકળ્યા વગર રહેતી નથી. તેને મળતો વિરોધ તો તેને વધુ ઝડપી બનાવે છે. સ્વદેશી હીલચાલે દેશને ઘણો લાભ કર્યો છે. આ હીલચાલ માટે શ્રમ ઉઠાવનારાઓને ઉત્તેજન આપે તેવી બાબતો તથા આંકડા નીચે પ્રમાણે છેઃ—છેલ્લા ૩ વરસમાં બંગાળે અનુક્રમે ૫૬ લ.ખ, ૬૨ લાખ, તથા ૧૬૩ લાખ રૂપૈયાનું મુંબઈથી સ્વદેશી કાપડ ખરીદયું હતું. સાધારણ રીતે વિલાયતી કાપડના મહુરતના સોદા ૪૦ થી ૫૦ હજાર ગાંસડીના થતા હતા તે ગયા અકટોબર માસમાં દુર્ગાપૂજાના તહેવાર દરમ્યાન ફક્ત ૧૦ હજાર ગાંસડી માટે થયા હતા. મુંબઈમાં દીવાળીના તહેવાર દરમ્યાન સ્વદેશી કાપડની ઓછામાં ઓછી ૩૦૦૦૦ ગાંસડીનું વેચાણ થયું હતું જે આંકડો આગલા વરસોના આંકડા કરતાં ઘણો મોટો છે. વળી ગયા માર્ચ માસે પુરા થયેલા વરસ દરમ્યાન હીંદની સ્વદેશી મીલોની થાપણમાં સુમારે એક કરોડ અઢી લાખ રૂપીયાનો વધારો થયો હતો. ગયા અકટોબર સુધીના ૭ માસમાં આગલા વરસના તે અરસા કરતાં રૂપીઆ ૩૫૦૧૪૪૩૭નું ઓછું પરદેશી કાપડ આયાત થયું હતું. સને ૧૯૦૮ ના વરસમાં મુંબઈએ ૪૬૦૦૦૦૦૦ વાર તથા બંગાલે ૭૬૫૦૦૦૦૦ વાર કાપડ આયાત કર્યું હતું જ્યારે આગલે વરસે તેઓએ અનુક્રમે ૭૬૪૦૦૦૦૦ તથા ૧૦૧૦૦૦૦૦૦ વાર કાપડ આયાત કર્યું હતું."

( ' બંગાળી ' ઉપર થી. )

## સૂચના.

અમે અમારા દ્વિતીય વર્ષના આરંભમાં જણાવ્યું હતું કે આ વર્ષમાં અમે ચાર ફાર્મ દર માસે અમારા ગ્રાહકોને આપીશું, પણ, અંક ૪, ૫, અને ૧૦ માં વિષયો વધી જવાને લીધે અમે તે પ્રત્યેક અંકમાં અર્ધું ફાર્મ વધારે એટલે સાડાચાર ફાર્મ આપ્યાં હતાં. આ પ્રમાણે એકંદર અમે દોઢ ફાર્મ વધારે આપ્યાં છે. તે કારણને લીધે, તેમજ અમે અમારા માસિકને બહાર પાડવામાં ત્રણેક અઠવાડીઆ મોડા પડી જવાને લીધે પુનઃ નિયમન્તર થવાને આ વખતના અંકમાં એક ફાર્મ ઓછું આપ્યું છે, એટલે આ અંક ત્રણ ફાર્મનો થયો છે, જેને માટે અમારા ગ્રાહકોની અમે ક્ષમા માગીએ છીએ.

વ્યવસ્થાપક, ઉદ્બોધન.

## વિશેષ.

અમારા ગ્રાહકોને અમે નમ્ર સૂચના કરવા રજા લઈએ છીએ કે કેટલાક અનિવાર્ય કારણોને લીધે અમારા ગ્રાહકો તરફ આ માસિક મોકલવામાં તથા તેનું લવાજમ ઉઘરાવવામાં અમે અનિયમિત થએલા હતા માટે જે ગૃહસ્થોને જે જે અંક ન મળ્યા હોય તે તેઓ મંગાવી લેવા કૃપા કરશે તથા જેમણે લવાજમ ન મોકલ્યું હોય તેઓ કૃપા કરીને મોકલાવી દેશે. જે ગૃહસ્થો તરફથી લવાજમ બે વખત આવ્યું હશે તેઓ અમને લખી જણાવશે એટલે તેમનું વધારાનું લવાજમ આવતા વર્ષ ખાતે લઈ જવામાં આવશે. જે મિત્રમંડળ પુસ્તકાલયો અમારૂં માસિક મંગાવે છે તેમાંના જેઓને જે અંક ન મળ્યો હોય તે કૃપા કરીને મંગાવી લેશે. ભવિષ્યમાં નિયમસર કામ લેવાની અમે વ્યવસ્થા કરી છે.

એજ વિજ્ઞપ્તિ—

વ્યવસ્થાપક, ઉદ્બોધન.

---



---

---

પ્રા. "ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ"—અમદાવાદ.

Registered No. B. 680

# ઉદ્બોધન




असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय । बृहदारण्यक. १. ३. २८.
कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन । श्रीमद्भगवद्गीता. अ. २.

पुस्तक २. अंक १२. | તંત્રવાહક અને પ્રકાશક, એક યુવક વર્ગ. | संवत १९६५ चैत्र, एप्रील १९०९.

વિષયાનુક્રમ



વાર્ષિક લવાજમ અગાઉથી રૂ ૧-૦-૦ ટપાલ ખર્ચ ૦-૪-૦

**ઓગણીસમા સૈકામાં ઔદ્યોગિક પ્રવૃત્તિ.**

જો કે ઓગણીસમા સૈકાની શરૂઆત ફ્રેન્ચવિપ્લવના વિગ્રહોથીજ થાય છે, તોપણ શાસ્ત્રીય શોધો એક પછી એક થવાથી વ્યાપારિક અને ઔદ્યોગિક પ્રવૃત્તિઓનું બળ એટલું વધી જાય છે કે સાહજિક યુદ્ધલોલુપતા દબાઇ જઈ સર્વત્ર વ્યાપાર અને ઉદ્યોગનું સામ્રાજ્ય સારી રીતે જામે છે. વરાળ–યંત્રની શોધ થવાથી એક માણસને સો માણસનું, બલકે હજારો માણસનું કામ કરવાની શક્તિ મળે છે. તેથી અસંખ્ય વસ્તીવાળા હાથની સાળોથી કામ કરતા હિંદુસ્તાન જેવા દેશની સાથે હરીફાઇ કરી શકવાની તાકાદ ઇંગ્લંડ જેવા જુજ વસ્તીવાળા દેશમાં આવે છે. આ સૈકામાં ઘણા દેશોમાં વિપ્લવો થાય છે પણ તે એવું ગંભીર સ્વરૂપ ધરી શકતા નથી કે જેમાં હજારો માણસોની ખુવારી થાય અને ઘણા દેશોનો વ્યાપાર–ઉદ્યોગ થોડા પણ સમય માટે મંદ પડી જાય. હવે તમામ સુધરેલા દેશો પોતપોતાની વચ્ચે થતા કલહોને યુદ્ધથી પતવવાની ઇચ્છા નથી ધરતા, પણ સુધરેલા રાજ્યોનું પંચ (International Arbitration Courts) નીમી પોતાના ઝગડા પતાવે છે. આ પ્રમાણે બધા દેશો હમણાના વખતમાં પોતાનો વ્યાપાર અને ઉદ્યોગ વધારવાની કાળજી ધરાવે છે અને વ્યાપારવિશારદ વાણિયાની માફક કોઈ બીજો ધોલ મારે તો ધોલ ખાવી પસંદ કરે છે પણ ધોલનો બદલો વાળતાં પોતાના વ્યાપારને ધોકો લાગશે એવી બીકથી ચુપચાપ બેસી રહે છે. સર્વત્ર શાસ્ત્રીય કેળવણી ઘણા માણસો લેછે અને નવીન શોધખોળ કરવા ખંતથી હજારો મનુષ્યો પોતાની આખી જીંદગી સુધી મહેનત કર્યા કરે છે. આ સૈકામા જર્મની, ઇંગ્લંડ, અને અમેરિકાનાં એકત્ર રાજ્યો વેપાર ઉદ્યોગમા સર્વોત્તમ પદવી પ્રાપ્ત કરે છે.

× × + × ×

**એશીઆની જાગૃતિ**

ઓગણીસમા સૈકાના પાછલા અર્ધ ભાગમા જીવનકલહમા પછાત પડી ગયેલા એશીઆ ખંડની એક પ્રજા, દુનિયાને અંજાવી નાંખે તેવા પરાક્રમો અને કલાકૌશલ્ય દેખાડી દુનિયામા પ્રથમ પંક્તિમાં ગણાતી મહાન્ પ્રજાઓમાં ઘણો ઉંચો દરજ્જો પ્રાપ્ત કરે છે. "એશીયન પ્રજાઓમાં સંપ, સાહસ અને શૌર્યનો અભાવ છે તેથી એશીઆના સઘળા દેશો યુરોપીયન પ્રજાઓના સુખને માટે લાકડા કાપનાર અને પાણી ભરનાર મજુરીઆ (Hewers of wood and drawers of water), તરીકે વૈતરૂ કરવા સરજાએલા છે " એવું અભિમાન સાથે બોલનાર યુરોપીયન દેશોનો ગર્વ ઉતરે છે. યુરોપમાં બધા કરતાં વધારે સરસાઇ ધરાવનાર દેશોના બજારમાંજ, જાપાન પોતાની બનાવટનો માલ, સોંઘા દરથી વેચે છે, અને તેઓને પોતાના દેશમાં પોતાનો માલ વેચી શકવા નાલાયક બનાવે છે. યુરોપના સર્વ દેશોમાં સૌથી વધારે યુદ્ધવિશારદ રૂશીયાને, એક નહી પણ અનેક લડાઇઓમાં, સ્થળ ઉપર જ નહી પણ જળ ઉપર પણ, હરાવી જાપાન એવી ઉત્તમોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરે છે કે

**જાપાનનો ઉદય અને પીળો ભય**

દુનિયાનું મોટામાં મોટું રાજ્ય પણ જાપાનથી બીતાં શીખે છે; તેમ છતા લડાઈમાં હુંશીઆરી બતાવવાથી જાપાનને જે કીર્તિ મળે છે તે જાપાનની વ્યાપારિક અને ઔદ્યોગિક કૌશલ અને તેણે

સંપાદન કરેલી આબરૂ સાથે સરખાવતા ઝાંખી પડી જાય છે પીળી પ્રજા એ નામથી ળખાતી જાપાન અને ચીનની પ્રજામાં ઐક્ય થાય અને તેઓ આધુનિક હથિયારોથી સજ્જ થાય તો આખી દુનિયાને ભારે પડે એવા વિચારથી નહી, પણ તેઓ વ્યાપારમાં બધી ગોરી પ્રજાઓને હફાવી નાખે એવા ભયથી હમણાના વખતમાં પીળો ભય (Yellow peril) એવા શબ્દો ગોરી પ્રજાઓના મુખમાથી નીકળતા આપણે સાંભળીએ છીએ. જાપાનને સર્વોત્કૃષ્ટ પદવી વ્યાપારિક અને ઔદ્યોગિક કુનેહથી પ્રાપ્ત થઇ છે. તેવીજ રીતે જો ભારતવર્ષને સર્વોત્કૃષ્ટ પદવી પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો ભારતવર્ષના દરેક વતનીએ પોતાના જાતિભેદ અને ધર્મભેદ ભુલી જઇ દેશની ઔદ્યોગિક સ્થિતિ સુધારવા માટે યાહોમ કરીને ઝંપલાવવુ જોઇએ.

**ભારતવર્ષની હાલની સ્થિતિ,**

" કેટલાક કર્મો વિષે ઢીલ નવ થાયે
" શંકાભય તો બહુ રોજ હામને ખાએ,
" હજી સમય નથી આવીએ કહી દિન ગાળે
" જન બહાનું કરે નહી સરે અર્થ કો કાળે;
" ઝંપલાવવાથી સિદ્ધિ લોઇ ભય ભાગે
" યાહોમ કરીને પડો ફતેહ છે આગે "

[ નર્મદ ]

આ પ્રમાણે નર્મદાશંકર ઝમકમય શબ્દોમા ભારતવાસીઓને ઘણાં વર્ષની ઘોર નિદ્રા છોડી દઇ જાગૃત થવા પ્રેરે છે; તેથી પરિણામ વિષે બહુ વિચાર કરી વખત ગુમાવવો અને બગાસા ખાધા કરવા એ આળસુ અને પ્રમાદી માણસોને મરિજ યોગ્ય છે. આપણે ઘણા વખત સુધી આળસ અને પ્રમાદને તેઓનું સામ્રાજ્ય આપણા ઉપર જમાવવા દીધું છે, પણ તેમાં આપણે અવનતિની પરાકાષ્ઠાએ પહોચી ગયા છીએ. જે ભારતવર્ષ હજારો લાખો બલ્કે કરોડો રૂપિયાનો માલ યુરોપના દેશમા મોકલતું હતું તે ભારતવર્ષને કરોડો રૂપિઆનો માલ પરદેશથી મંગાવવો પડે છે. જે ભારતવર્ષ ઘણાજ બારીક સુતરનું સુશોભિત અને ચિત્તાકર્ષક કાપડ બનાવી યુરોપના અમીર ઉમરાવોને ઢાકતું હતુ તે ભારતવર્ષને દર વર્ષે ચાળીસ કરોડ રૂપિયાનું કાપડ પરદેશોમાથી વ્હોરવું પડે છે. જે હાથીની અંબાડીએ બેસી બધાનો શિરોમણિ ગણાતો હતો તેને આજે પગે ચાલવું પણ અશક્ય થઇ પડ્યુ છે ! કાળ ! તારી ગતિ અકળ છે. પણ તારૂ નામ દઇ પુરૂષાર્થનો ત્યાગ કરનારાં મનુષ્યો પોતાને હાથેજ પોતાનો વિનાશ વ્હોરી લેછે. માણસો પોતાના આચરણોથીજ અધમ અથવા ઉચ્ચ દશાએ પહોચે છે.

**અને તેનું કર્તવ્ય**

" लोके गुरुत्वं विपरीततां वा
" स्वचेष्टितान्येव नरं नयन्ति। "

( हितोपदेश. )

" આ દુનિયામા પોતાનાજ આચરણથીજ માણસને મોટાઇ અથવા છોટાઇ મળે

છે. " તેથી આપણેજ હવે આપણી નિદ્રા છોડી કર્તવ્ય કરી આપણી ઉન્નતિ આપને હાથે કરવાનો યત્ન કરવો જોઇએ.

+ + + + +

આનંદની વાર્તા એ છે કે આપણા દેશના સુભાગ્યે દેશના ઉદય માટે અહર્નિશ મહેનત કરનાર અગ્રેસરોએ દેશની ઔદ્યોગિક સ્થિતિ સુધારવા માટે, દર વર્ષે રાષ્ટ્રીય સભાની સાથે, ઔદ્યોગિક પરિષદ્ ભરવાનો રિવાજ છેલ્લાં ચાર વર્ષથી શરૂ કર્યો છે. કેટલાક માણસો આ બાબત વિષે એવી તકરાર વાજબી રીતે કરી શકશે કે વર્ષમા એક દિવસ ભેગા થઈ, ભાષણો કરી, મિષ્ટાન્નને ઇન્સાફ આપી આખા વર્ષને માટે વીખરાઇ જવાથી દેશનું દળદર ઓછું થઈ શકવાનું નથી. આ માણસોની દલીલમાં સર્વાંશે સત્ય સમાએલું છે. પણ, ઔદ્યોગિક પરિષદ્ના પ્રવર્તકોએ રાષ્ટ્રીય સભાની માફક નાતાલના તહેવારોમા ભેગા થઇ ભાષણો કરી બાર મહિના માટે કુંભકર્ણની નિદ્રા લેવાની શોચનીય પદ્ધતિ સ્વીકારી નથી. તેઓએ ઔદ્યોગિક પરિષદ્ના કાર્યથી ભારતવર્ષના દરેક ભાગના લોકો વાકેફ થાય અને પોતાની ઔદ્યોગિક સ્થિતિ સુધારવા માટે પ્રેરાય એવો બંદોબસ્ત કર્યો છે. તેઓએ બારે માસ ઔદ્યોગિક ચળવળ ચાલુ રાખવા માટે એક કમીટી નીમી છે. તેના સેક્રેટરી અમરાવતીવાળા મી. મુધોલકર છે, અને તેના એસીસ્ટન્ટ સેક્રેટરી મી. સી વાય. ચિંતામણિ છે. સાધારણ રીતે એસીસ્ટન્ટ સેક્રેટરી હિંદુસ્તાનના દરેક ભાગમાં મુસાફરી કરે છે, દરેક સ્થળે ભાષણો આપે છે, અને અમુક પ્રદેશમાં અમુક ઉદ્યોગ ખીલાવી શકાશે એવી પ્રત્યક્ષ ખાત્રી મેળવવા યત્ન કરે છે. મી. ચિંતામણિ પોતાના દેશના કાર્યને માટે એટલા આત્મભોગ આપનારા છે કે તેમની તબીઅત ઘણી વખતે બીમાર થઈ જાય છે તે છતાં ઔદ્યોગિક પરિષદ્નો સંદેશો હિંદુસ્તાનના દરેક ખુણામાં પહોંચાડવામાં જરીકે ખામી પડવા નથી દેતા. મી. ચિંતામણિ જેવાજ દેશને માટે તન મન અને ધનથી સતત પ્રયાસ કરનારા હજારો સુપુત્રો ભારતવર્ષના ઉદરે જન્મ લ્યો એવી જગન્નિયંતા પ્રભુને પ્રાર્થના કરવી અત્રે ઉચિત છે.

ઔદ્યોગિક ચળવળ:

સુરત કોંગ્રેસનું જે શોચનીય પરિણામ આવ્યું તેનાથી જરીકે હિંમત હાર્યા વિના તુરતજ મી. ચિંતામણીએ ૧૯૦૮ ના વર્ષની પોતાની મુસાફરી શરૂ કરી. સુરતમાં ભરાએલી ઔદ્યોગિક પરિષદ્ના આઠમા ઠરાવથી મી. ચિંતામણિને ૧૯૦૮ ના વર્ષ માટે એસીસ્ટન્ટ સેક્રેટરી નીમવામાં આવ્યા હતા.

ઔદ્યોગિક પરિષદ્ના એસિસ્ટંટ સેક્રેટરીએ બજાવેલું કામ.

પહેલવહેલા મિ. ચિંતામણિ વડોદરે ગયા અને ત્યાં નામદાર ગાયકવાડ મહારાજા જેઓ હિંદુસ્તાનના ઉદય માટે ઘણી કાળજી ધરાવનાર મહારાજા છે તેમની તેમણે મુલાકાત લીધી. મહારાજાએ ઔદ્યોગિક પરિષદ્ના કાર્ય માટે સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવી અને જણાવ્યું કે " મારા રાજ્યના બધા ભાગોની ઔદ્યોગિક તપાસ કરવા હુકમ કરેલો છે " મહારાજાએ ઘણા સારા લાભ આપવાનું વચન આપી વડોદરા બેંક લીમીટેડની વડોદરામાં સ્થાપના કરી છે.

વડોદરાથી નીકળી મિ. ચિંતામણિ અમદાવાદમાં આવ્યા. રા. બા. લાલશંકર ઊમિયાશંકરના પ્રમુખપણા હેઠળ ગુજરાત ઇન્ડસ્ટ્રીયલ એસોશીએશનની સહાયથી એક સભા બોલાવવામાં આવી અને તે સભામાં મિ. ચિંતામણિએ "સ્વદેશી ચળવળ અને ઔદ્યોગિક પરિષદ્" એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

મી. ચિંતામણિ અમદાવાદથી નડીઆદ ગયા. ત્યાં ૫૦૦૦૦ ની થાપણથી સ્થાપવામાં આવેલી હાથની સાળોથી કાપડ વણનારી કંપની તેમણે નજરે જોઇ. આ કંપનીમાં ચેક, ટ્વીલ, શેત્રંજી, ધોતી, ખાદી, ટુવાલ, અને સાડીઓ વણાય છે. વળી તે કંપની હાથની સાળો બનાવી વેચવાનું કામ પણ કરે છે.

ત્રીજી ફેબ્રુઆરીએ મી. ચિંતામણિ નાગપુર ગયા અને ત્યાંથી કલકત્તા થઇને પટનાના ઇન્ડસ્ટ્રીયલ કૉન્ફરન્સના કાર્યમાં મદદ કરવા પટના ગયા. પટનામાં બેંગાલનું પહેલું ઇન્ડસ્ટ્રીયલ કૉન્ફરન્સ ભરવામાં આવ્યું હતું. પટનામાં ડીસ્ટ્રીક્ટ બોર્ડના તરફથી હુન્નર ઉદ્યોગનું શિક્ષણ આપનારી શાળા ચલાવવામાં આવે છે.

ત્યાંથી મી. ચિંતામણિ લખનૌ જઈ સંયુક્ત પ્રાંતની દ્વિતીય ઔદ્યોગિક પરિષદ્‌માં કાર્ય કરવા ગયા. આ પરિષદ્ ૧ લી માર્ચે ભરાઈ. ત્યાંથી બાંકીપોર જઇ પહેલી બીહાર ઔદ્યોગિક પરિષદ્‌માં ભાગ લીધો. ત્યાંથી મદ્રાસની સરકારે ઊટાકામંડ ખાતે ઔદ્યોગિક પરિષદ્ ભરી હતી તે પરિષદ્‌માં જઇ તેમણે મદદ કરી અને પછી માન્ગ્લોર, ટેલીચેરી, કેલીકટ, પાલઘાટ, કોઇમ્બતુર, સાલેમ, ટ્રીચીનોપલી, સેરીન્ગામ, તાન્જોર, નેગાપટમ, વેલોર, વીઝાગાપટમ, વીઝીયાનગ્રમ, ચીકાકોલ, વિગેરે મુખ્ય શેહેરોમાં ફરી ઔદ્યોગિક ઉન્નતિ સંબંધી વ્યાખ્યાનો આપ્યાં અને છેવટે મદ્રાસની રાષ્ટ્રીય કોંગ્રેસની સાથે ભરાનારી ઔદ્યોગિક પરિષદ્‌માં સહાય કરવા મદ્રાસ ગયા.

આ ઉપરથી વાચકોની ખાત્રી થઈ હશે કે ઔદ્યોગિક પરિષદ્‌ના પ્રવર્તકોએ પોતાનું કામ બારેમાસ ચાલી શકે અને આખા દેશના ખુણે ખોચરે હુન્નર-ઉદ્યોગનો સંદેશો પહોંચે એવી ગોઠવણ કરી છે. સુરતમાં ભરાયેલી ઔદ્યોગિક પરિષદ્‌માં પરિષદ્‌ની ઓફીસના ૧૯૦૮ ના વર્ષ માટેના ખર્ચ પેટે ૧૦૦૦૦ રૂપિયાની રકમ આપવા પ્રજા પ્રત્યે માગણી કરવામાં આવી હતી. પણ આ રકમના ત્રીજા ભાગથી થોડી વધારે રકમ મળી શકી છે. તેથી બે એસીસ્ટન્ટ સેક્રેટરી નીમી પરિષદ્‌નું કામ વધારે જોસથી ચલાવવાનો બંદોબસ્ત થઇ શકયો નથી. આ પ્રમાણે પરિષદ્‌ના જાતુના કામથી દેશને અસંત ફાયદો થવાનો સંભવ છે એ વિષયમાં બે મત હોઇજ શકે નહી. ધનવાન્ ગૃહસ્થોએ પરિષદ્‌ના કામ માટે પોતાની કોથળીઓ ખોલી સંકોચ રાખ્યા વિના પૈસાની મદદ આપવી. જોઇએ, કારણ કે, લક્ષ્મીવાળાઓ લક્ષ્મીની મદદ આપે અને વિદ્વાનો પોતાની વિદ્યાની મદદ આપે ત્યારેજ કાર્ય નિર્વિઘ્ને પાર પડે છે. તો આવા સ્વદેશોદયના કામમાં જે માણસ પૈસાદાર હોવા છતાં પોતાના પૈસાનો સદુપયોગ નહી કરે તો તે મનુષ્યદેહમાં અવતાર પામી ઉત્તમોત્તમ સુકૃત્ય કરવાની ઉમદા તક ગુમાવે છે એમ ધારવું અનુચિત નથી.

**ઔદ્યોગિક પરિષદ્ અને રાષ્ટ્રીય સભા.**

ઔદ્યોગિક પરિષદ્ અને રાષ્ટ્રીય પરિષદ્‌ના કાર્યમાં એક અગત્યનો ફેરફાર છે જે ઉપર ધ્યાનપુર્વક લક્ષ્ય રાખવાની ઘણી જરૂર છે. રાષ્ટ્રીય પરિષદ્‌ને પરદેશી રાજકર્તાઓ કનેથી હક માગવાનું કામ છે અને તે કામમાં ફતેહ મળવી યા ન મળવી તેનો આધાર રાજકર્તાઓમાં દયાની લાગણી ઉત્પન્ન થવી યા ન થવી તેના ઉપરજ છે. જો તેમના મનમાં દયા આવી તો કદાચ જેમ મેજપાસે ભોજન કરવા બેઠેલો સાહેબ કુતરા તરફ રોટલીના ટુકડા ફેંકે તેવી રીતે એકાદ બે નજીવા હકના ટુકડા ફેંકી ક્ષોભ પામતી પ્રજાને શાંત કરે. પણ ' ભીખના હાલ્લા શીંકે ચડે નહીં ' એ ન્યાય પ્રમાણે બે ચાર નજીવા હકના ટુકડા મેળવ્યાથી દેશનું દળદર ફીટે નહીં; પણ ઔદ્યોગિક પરિષદ્‌ના કામમાં ફતેહ મળવી યા ન મળવી તેનો સઘળો આધાર આપણા પોતાના ઉપર છે. હુન્નર ઉદ્યોગની બાબતમાં જે કાર્ય કરવાનું છે તે બધું આપણે જાતેજ કરવાનું છે અને જે કાર્યમાં આપણે જાતેજ મહેનત કરવાની હોય તેમાં જો આપણે હિમ્મત સાહસ અને ઉદ્યમ રાખીએ તો ફતેહમંદ થયા વિના નજ રહીએ.

न हि स्वयममृत्वा स्वर्गो लभ्यते ।

"આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય." તેટલા માટે આળસ નિદ્રા અને પ્રમાદનો ત્યાગ કરી આપણા દેશની ઔદ્યોગિક સ્થિતિ સુધારવા, દરેક સ્થળે નવી પ્રકારની વસ્તુઓની બનાવટ માટે કારખાના ખોલવા, ઝુંપડીના ઉદ્યોગો ( Cottage industries ) ખીલવવા ઇત્યાદિ ઘણાં કાર્યો કરવા આપણે રાતદિવસ મહેનત કર્યા કરવી જોઇએ.

\+ + + + +

**પ્રમુખ મી મુધોલકરના અમુલ્ય વિચારો.**

ચોથી ભારતવર્ષીય ઔદ્યોગિક પરિષદ્ ૧૯૦૮ ના વર્ષના નાતાલના તહેવારોમાં મદ્રાસ ખાતે ભરાઇ હતી. તે સભાના પ્રમુખ તરીકે મી. આર. એન. મુધોલકર જે ઔદ્યોગિક પરિષદ્‌ના સેક્રેટરી છે તેમને ચુંટી કહાડવામાં આવ્યા હતા. મી. મુધોલકર જેવા ઔદ્યોગિક સવાલોના ખાસ અભ્યાસીને પરિષદ્‌ના અધ્યક્ષની માનવંતી પદવી આપવામાં પરિષદ્‌ના સભાસદોએ ઘણુંજ ડહાપણ વાપર્યું હતું. મી. મુધોલકરે પ્રમુખ તરીકેના કાર્યમાં દરેક સભાસદને સંતોષ આપ્યો છે એટલુંજ નહી પણ નિરાશાના અંધકારમાં આશાનાં કિરણો પ્રસરાવી આખા દેશને ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાં હિમ્મત અને ધૈર્યથી આગળ વધવા પ્રેર્યા છે. પોતાના ભાષણમાં તેમણે ઉદ્યોગને લગતી દરેક બાબત ઉપર સંપૂર્ણ વિવેચન કર્યું છે. તેમના ભાષણની મુખ્ય વિગતો નીચે પ્રમાણે છે.

**હાલના સમયમાં અર્થ-પ્રાપ્તિની ઉપયોગિતા**

શરૂઆતમાં મી. મુધોલકર જણાવે છે કે આપણા પ્રાચીન મહર્ષિઓ લક્ષ્મીને તુચ્છ ગણતા હતા, અને તેથી તે સમયમાં સારા વિદ્વાન અને બુદ્ધિશાળી મનુષ્યો લક્ષ્મી મેળવવાની દરકાર નહોતા કરતા. ફક્ત હલકી પંક્તિના કારીગરો વેપાર ઉદ્યોગ તરફ લક્ષ્ય આપતા. પણ આ પ્રમાણે કરવાથી દેશમાં તત્ત્વજ્ઞાન અને મોક્ષને માટે આકાંક્ષા રાખનારાઓ ઘણી સંખ્યામાં ઉત્પન્ન થઇ શક્યા; પણ ઐહિક કાર્ય બીલકુલ નકામું છે

એવું ધારવામાં સમાયેલી ભૂલ પાછળના સમયમાં જોવામાં આવી. પાછળના સ્મૃતિકારો પુરૂષાર્થના ચાર ભાગ પાડે છે અને તેમાં અર્થ, અથવા, લક્ષ્મીપ્રાપ્તિને દ્વિતીય સ્થાન આપે છે. આ પ્રમાણે જુના અને નવા શિક્ષણની સંયુક્ત અસરથી હિંદુસ્તાનમાં ઔદ્યોગિક પ્રવૃત્તિ વધે છે અને રાષ્ટ્રીય લક્ષ્મી ( National Wealth ) માં વૃદ્ધિ કરવા તરફ બધાઓનું વલણ થાય છે. રાજકીય સ્થિતિ સુધારવા જેટલીજ અગત્યતા, હમણાના વખતમાં, લક્ષ્મીવૃદ્ધિને આપવામાં આવી છે અને પૂર્વના દેશોની સાધારણ જાગૃતિથી આપણામાં આપણી ઔદ્યોગિક સ્થિતિ સુધારવાનો ઉત્સાહ આવ્યો છે.

**સ્વદેશી હિલચાલ**

પછી મી. સુધોલકર સ્વદેશી ચળવળ ઉપર બે શબ્દ બોલે છે. પોતાના દેશના ઉદ્યોગોને સજીવન કરવા, ભુખે મરતા હજારો કંગાલ લોકોને કામે લગાડવા, દેશમાં ફરીથી જીવનનો સંચાર કરવા, અંતઃકરણ પૂર્વક યત્ન કરવો અને કરાવવો તે નવી ઉદ્ભવેલી સ્વદેશી ચળવળનો મુખ્ય ઉદ્દેશ છે. ભારતવર્ષમાં પરદેશી રાજ્ય હોવાને લીધે દેશના ધંધાઓના સંરક્ષણ માટે સંરક્ષણપદ્ધતિ પ્રમાણે પરદેશથી આવતા માલ ઉપર જકાતો નાંખવી અશક્ય છે; તેથી બીજા દેશોમાં સંરક્ષણ જકાતો ( Protective duties ) જે કામ કરે છે તે કામ કરવા સ્વદેશી ચળવળના અનુયાયીઓ મુખ્ય પ્રયત્ન કરે છે. જે દેશમાં નવા ઉદ્યોગો સ્થાપવા હોય તે દેશમાં નવા સ્થપાતા ઉદ્યોગોને રાજ્ય તરફથી અથવા પ્રજા તરફથી ઉત્તેજન મળવાની ખાસ જરૂર છે. કારણ કે ઘણાં લાંબા વખતથી સ્થપાઇને દ્રઢીભૂત થયેલા પરદેશના ઉદ્યોગો સાથે હરીફાઇ કરવી બીલકુલ અશક્ય હોવાથી જ્યાં સુધી કોઇ પણ પ્રકારની અસાધારણ મદદ ન આપવામાં આવે ત્યાં સુધી કોઇપણ માણસની નવો ધંધો શરૂ કરવાની હિંમત ન ચાલે, અને તેથી હિંદુસ્તાનના ઔદ્યોગિક પુનરૂદ્ધાર ( Industrial regeneration ) ની મુખ્ય કુંચી સ્વદેશી ચળવળ છે. તેથી હિંદુસ્થાનના દરેક વતનીએ મોજશોખને છેલ્લી સલામ કરી જાડી, મોંઘી, શોભા વિનાની, જેવી વસ્તુ દેશમાં બની શકે તેવીજ વસ્તુઓથી પોતાનો કારભાર ચલાવવાને યત્ન કરવો જોઇએ. જ્યારે સવાસો વર્ષ ઉપર ઇંગ્લંડ અને અમેરિકાના સંસ્થાનવાસીઓ વચ્ચે વિગ્રહ થવાનાં ચિન્હો દેખાયાં તે વખતે સંસ્થાનવાસીઓએ એક પૈસાની કિંમતની પણ પરદેશી વસ્તુને અમેરિકામાં નહી પેસવા દેવાની સખત પ્રતિજ્ઞા કરી હતી. તેવીજ રીતે આપણે પણ આપણા દેશનો ઉદ્ધાર કરવા માટે સ્વદેશી હિલચાલમાં તન મન અને ધનનું સમર્પણ કરી દઢ ટેક ધારણ કરવો જોઇએ. આત્મભોગ વિના કાંઈ કાર્ય થઇ શકતુંજ નથી. મારી જાતને એક પૈસાનું પણ નુકશાન ન થાય અને હું સ્વદેશભક્ત તરીકે પૂજાઉં એવી ખોટી લાલસા રાખનાર કેવળ મૂર્ખ છે. તેથી દરેક સ્વદેશપ્રેમી ગૃહસ્થે દેશના કાર્યમાં પોતાની જાતને, લક્ષ્મીને, બલ્કે સર્વસ્વને દેશયજ્ઞમાં હોમવા તૈયાર થવું જોઇએ.

મી. સુધોલકર સ્વદેશી હિલચાલ ઉપર બોલતાં એક ઘણીજ અગત્યની બાબત તરફ સઘળાઓનું ધ્યાન ખેંચે છે. સ્વદેશી હિલચાલ આપણા હૃદય માટે આપણા હાથમાં એક અત્યુત્તમ શસ્ત્ર છે પણ તે શસ્ત્રનો ઉપયોગ કરવામાં આપણે આપણું મગજ શાંત

રાખવું જોઇએ. કોઈ પણ પ્રકારના બીન જરૂરીઆત તોફાનો કરી સ્વદેશી હિલચાલને રાજ્યકર્તાઓના મનમાં દિલ્હી હિલચાલ તરીકે ગણાવવી એથી દેશને ફાયદા કરતાં નુકશાન ઘણું છે. તેથી આપણે મનઃસંયમ રાખી શાંત ચિત્તે સ્વદેશી ચળવળના ઉપાસક થઇ આપણી માતૃભૂમિના ઋણમાંથી મુક્ત થવા પ્રયત્ન કરવો જોઇએ.

પછી મી. મુધોલકર આપણી ઔદ્યોગિક સ્થિતિનો ખ્યાલ બતાવે છે. આપણો દેશ જેમાં પહેલા ખેતીવાડી અને ઉદ્યોગ બન્ને હતાં તેમાં હમણાં આપણે ફક્ત ખેતીવાડી ઉપર આધાર રાખનાર થઈ ગયા છીએ.આના પરિણામે આપણી ગરીબાઇમાં અત્યંત વધારો થયો છે. જ્યારે ઈંગ્લંડના લોકોની સરાસરી આવક ૪૧ પાઉંડ (૬૧૫ રૂપિયા) છે, ઓસ્ટ્રેલીઆના લોકોની સરાસરી આવક ૪૩ પાઉંડ (૬૪૫.૫ રૂપિયા) છે, ત્યારે આપણા દેશના લોકોની સરાસરી આવક ઘણોજ સ્થૂલ હિસાબ ગણતાં ફક્ત ૨ પાઉંડ (ત્રીસ રૂપિયા) છે. સર ચાર્લ્સ ઇલીઅટ પોતાના એક રીપોર્ટમાં કહે છે કે " અમારા ખેડુતોમાંથી અરધા ખેડુતો પોતાની ભુખને સંપૂર્ણ રીતે શાંત કરવી શું છે તે જાણતાં નથી.

**ઔદ્યોગિક નિરીક્ષણ**

મી. મુધોલકર આપણું ધ્યાન ખેંચે છે કે ખોરાકની ચીજોની કીમત ઘણી વધતી જાય છે. તેના કારણ તરીકે તેઓ બતાવે છે કે ખોરાકની ચીજોનું વાવેતર દહાડે દહાડે થોડી જમીન ઉપર થાય છે. તેથી વધારે જમીન ઉપર ખોરાકની ચીજોનું વાવેતર થવાની જરૂર છે અને શાસ્ત્રીય સાધનોની મદદથી આપણે એક એકરમાંથી જેટલો પાક લઈ શકીએ-છીએ તેથી વધારે પાક લેવાનો આપણે બંદોબસ્ત કરવો જોઇએ. પહેલાના વખતમાં એક એકર જમીનમાંથી આપણે વધારે પાક લેઇ શકતા હતા. અકબરના સમયમાં સંયુક્ત પ્રાંતોમાં એક એકર જમીનમાં ૧૧૪૦ શેર ઘઉં નીપજતા હતા, અને હમણાના સમયમાં તેજ જમીનમાં દરેક એકરે ફક્ત ૮૪૦ શેર ઘઉં પાકે છે. હિંદુસ્તાનમાં દરેક એકરે સરાસરી ૭૦૦ શેર ઘઉં પાકે છે અને ઇંગ્લંડમાં સરાસરી ૧૭૦૦ શેર ઘઉં પાકે છે. હિંદુસ્તાનમાં દર એકરે સરાસરી ૮૦૦ શેર ચોખા પાકે છે અને બાવેરીઆમાં ૨૫૦૦ શેર પાકે છે. હિંદુસ્તાનમાં દર એકરે સરાસરી ૬૦ થી ૭૦ શેર રૂ પાકે છે ત્યારે અમેરિકામાં દર એકરે ૨૦૦ શેર પાકે છે. આ ઉપરથી આપણને માલુમ પડે છે કે આપણે આધુનિક રીતો પ્રમાણે ખેતીવાડી કરી જમીનમાંથી વધારે પાક લેવો જોઇએ. ખેતીવાડીનું શિક્ષણ લેવા માટે ખેડુતના છોકરાઓને સવડ કરી આપવી જોઇએ. ૫૫ લાખ રૂપિયાના હાડકાં પરદેશ ખાતે જાય છે, અને આપણી જમીનમાં ફોસ્ફેટનો ભાગ કમતી થયો છે, તેથી હાડકાં પરદેશ જતાં અટકાવી તેમાંથી ખાતરો બનાવવાની ગોઠવણ કરવી ખાસ જરૂરની છે. રસાયણિક ખાતાંઓ ઉઘાડી સોઘો ગંધકનો તેજાબ ( Sulphuric acid ) પુરો પાડવામાં આવે તોજ ખાતર બનાવવાનું કામ સેહેલાઇથી થઇ શકે એમ છે. મી. મુધોલકર સરકારનું ધ્યાન ખેંચે છે કે તેમણે હવે નવી રેલવેઓ બાંધવામાં ખર્ચ ઓછું કરી નહેરકામમાં વધારે પૈસા ખર્ચવા જોઇએ છીએ. રેના રેકામાં મી. મુધોલકર જણાવે છે કે છેલ્લાં વર્ષોમાં સરકારે ૪૬ ક્રોડ રૂપયાનાં

**આપણા ખેતીના ઉદ્યમની ખામીઓ**

નહેરકામ કર્યાં છે અને ૩૪૬ કરોડ રૂપિયા ખર્ચી રેલવેઓ બંધાવી છે. પણ નહેર કામમાંથી સરકારને ૪.૬ ટકા વ્યાજ મળે છે અને રેલવેઓમાં ફક્ત ૧.૦૫ ટકા વ્યાજ મળી શકે છે.

ખેડુતોની ગરીબાઈ ઓછી કરવા માટે નીચે વર્ણવેલા ઉપાયો લેવાની મી. મુધોલકર ભલામણ કરે છેઃ—

૧. ખરી રીતે વ્યાવહારિક કેળવણી મફત આપવી.

૨. વ્યાજના યોગ્ય દરે ખેડુતો નાણાં મેળવી શકે તેને માટે દરેક સ્થળે ખેતીવાડીની બેન્કો સ્થાપવી.

૩. જમીનના કબજામાં વધારે સ્થિરતા કરી આપવી અને અમુક વર્ષો માટે મેહસુલ નહિ વધે એવી ખાત્રી સરકારે આપવી જોઇએ.

૪. જમીનનું મેહસુલ ઉઘરાવવાના રીવાજો થોડા ઢીલા કરી દુકાળના વખતમાં થોડી મેહસુલ લેવા અથવા મેહસુલ છોડી દેવાની સરકારે મેહરબાની કરવી જોઇએ.

**કાપડ વણવાનો ઉદ્યમ.**

આ પ્રમાણે ખેતીવાડીના સવાલ ઉપર સંપૂર્ણ વિવેચન કરી મી. મુધોલકર કાપડ વણવાના ઉદ્યોગને હાથમાં લે છે. હમણાં મેન્ચેસ્ટરના જેવી વરાળયંત્રથી ચાલતી મોટી મીલોના સ્થપાવાથી વધારે કાપડ વણી શકવાની શક્તિ આપણામાં આવી છે. પણ ધીમે ધીમે ખીલતા આ ઉદ્યોગના ઉપર સરકારે જે ૩॥ ટકાની જકાત નાખી છે તે ઘણી ગેરવ્યાજબી છે. મી. મુધોલકર હાથની સાળોનો ઉદ્યોગ ખીલવવાથી દેશને અગત્ય ફાયદો થશે એવો મત ધરાવે છે અને તે મતમાં કેટલું સત્ય સમાયેલું છે તે નીચેના કારણોથી જણાશે.

૧. ૫૦ થી ૬૦ લાખ માણસો હાથની સાળ ઉપર કામ કરી પોતાનું ગુજરાન ચલાવે છે તેમની સ્થિતિ સુધારવી જોઇએ.

**હાથની સાળો વધારવાની જરૂર.**

૨. મીલોમાં ૨૧૨૦૦૦ માણસો કામ કરે છે ત્યારે હાથની સાળો ઉપર ૨૭ લાખ માણસો કામ કરે છે.

૩. આપણે હયાત ૨૫૦ મીલોને વધારી ૫૦૦ કરીએ તો ફક્ત અઢી લાખ માણસો રોજીએગા થશે, પણ તેટલોજ પૈસો હાથની સાળો વધારવા પાછળ ખર્ચવામાં આવે તો અસંખ્ય ગરીબ માણસો રોટલાભેગા થાય. તેથી જુની હાથની સાળોમાં સુધારો કરી નવીન પદ્ધતિની હાથની સાળો દાખલ કરવા આપણે ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ. આટલાજ માટે ઔદ્યોગિક પરિષદ્ હાથની સાળોની હરીફાઇ કરાવે છે અને તેમાં વધારે સારૂં કામ કરનારા કારીગરોને ઇનામ આપે છે.

**ખનિજ સાધનો.**

ખનીજ ઉદ્યોગો ઉપર બોલતાં મી. મુધોલકર કહે છે કે ખનીજ ઉદ્યોગોની સ્થિતિ સુધારવા માટે લોઢાની ખાણો ખોલવાની પહેલી જરૂર છે. મી. જમશેદજી નસરવાનજી તાતાએ આ કામ હાથ ધરવાનો વિચાર

એ શાળાના છેલ્લા વાર્ષિક રીપોર્ટ ઉપરથી જણાય છે કે એની જુદી જુદી ઇમારતો, નિશાળનાં તાબાનાં કારખાનાં, શિક્ષકો અને વિદ્યાર્થીઓને રહેવાના મકાનો એ વિગેરે મળીને કુલ ૮૩ બંગલા હાલ નિશાળને તાબે છે. બધી મળીને ૨૩૦૦ એકર જમીન છે. એમાંની ૧૦૦૦ એકર જમીનમાં ખેડાણ થાય છે એમાં જુદી જુદી તરેહના પાક એવા ઉતારવામાં આવે છે કે એટલામાંથી વિદ્યાર્થીઓને બાગ બનાવવાની કળા, ફળ, ફુલ, ઝાડ, વેલે, શાકભાજી અને અનાજ વિગેરે ઉત્પન્ન કરવાનું જ્ઞાન થાય છે. કૃષિશાસ્ત્રની નવી પદ્ધતિસર અને ઉત્તમ પ્રકારની કેળવણી મળે છે. ઢોરોને પાળી, દહીં, દૂધ, ઘી, માખણ, મધ એ બધું બનાવવાની નવી નવી રીતે શીખવવાને માટે થોડીક જમીન ઘાસવાડી કાઢાડી છે. જમીનનો થોડોક ભાગ ઘોડાઓ ઉછેરવાને માટે અને થોડોક મરઘાં બતકાં ઉછેરવાને માટે રોક્યો છે. આ બધામાંથી બાકી રહેલી જમીન ઢોરોને ચરવા માટે જુદી રાખી છે.

આ ઉપરાંત યુનાઇટેડ સ્ટેટ્સની સરકાર તરફથી મળેલી ૨૫૦૦૦ એકર જમીનનો ઉપયોગ શાળા તરફથી કરવામાં આવે છે. એની કીંમત આશરે ૨૪૦,૦૦૦ રૂપીઆ હશે. આ નિશાળની પોતાની જમીન અને મકાનો વિગેરે થઇને શાળાની મિલ્કત ૨૫,૫૦,૦૦૦ રૂપીઆ થાય છે. બીજી એક નિશાળને બક્ષિસમાં મળેલી રકમ છે, જે વ્યાજ સાથે ૩૭,૧૩,૯૨૮ રૂપીઆની છે. એ ઉમેરીએ તો શાળાની બધી મિલકત કુલ ૬૫,૦૩,૯૨૮ રૂપીઆની થાય.

૧૯૦૭ માં નિશાળના પત્રક ઉપર ૧૬૪૮ વિદ્યાર્થીઓ હતા એમાં ૧૧૧૧ છોકરાઓ, અને ૫૩૭ છોકરીઓ હતી. ૩ આફ્રિકાથી, ૨ કેનેડાથી, એક બ્રીટીશ હોંડુરાસથી, ૩ નીકારાગુઆથી, ૩ સેન્ટ ક્રૂના ટાપુઓમાંથી, ૧ જાપાનથી, ૨ મેક્સીકોથી, ૨ ટ્રીનીદાદથી, ૨ બ્રીટીશ ગીનીમાંથી, અને ૭૬ વેસ્ટ ઇન્ડીઝમાંથી, એમ જુદે જુદે દેશોથી અસંખ્ય વિદ્યાર્થીઓ ત્યાં ગયા વર્ષમાં આવેલા હતા. યુનાઇટેડ સ્ટેટ્સના ૩૬ પ્રાન્તોમાંથી અને દેશ પરદેશના ૨૧ મુલકોમાંના વિદ્યાર્થીઓ ત્યાં હતાં. ૧૯૦૭ માં ત્યાં ૩૭ જાતના હુન્નરો શીખવવામાં આવ્યા હતા.

૧૯૦૪ માં વિદ્યાર્થીઓના હાથેજ ૯૦૦ એકર જમીન ખેડાયેલી હતી. એકલો બટાટાનોજ પાક ગણીએ તો ૬૫૦૦ બુશલ ઉતર્યો હતો. ગૌશાળામાં વિદ્યાર્થીઓએ ઉછેરેલી ૧૭૧ દુઝણી ગાયો હતી; અને વર્ષમાં કુલ ૧૬,૩૩૨ રતલ માખણ ત્યાં તૈયાર થયું હતું. સંચા વિભાગમાં ૧૨૪ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા. ત્યાં એમના ઉપયોગને સારૂ એક નવું ૭ "હોર્સ પાવર" નું એન્જીન ઉભું કરવામાં આવ્યું હતું; ૧૬ એન્જીનો બગડી ગયેલાં સુધાર્યાં હતાં અને આ વિભાગમાં ૧૬૩ લોઢાના પલંગો બનાવવામાં આવ્યા હતા.

દરજી કામમાં ૨૫૦ "સુટ્સ" વિદ્યાર્થીઓએ તૈયાર કર્યાં હતાં અને ૫૬૩ સુરવાલો બનાવી હતી. આ સિવાય પુષ્કળ પરચુરણ કામ કરેલું તે જુદું. સ્ત્રીઓની ફ્રોકો, ઝૂલો, ટોપીઓ વિગેરે બનાવવાના ખાતામાં ૧૪૬૨ વસ્તુઓ ગયા વર્ષમાં બનાવવામાં આવી હતી. ૧૩૦૦ ચીજો ડ્રેસ બનાવવાના ખાતામાં તૈયાર થઇ હતી. ૨૫૦૫ ચીજો

ભૂગોળમાં નદીઓને પ્રાંતોના વિભાગો મ્હોડે કરાવી નકશાના સ્થળો યાદ રખાવવામાં નથી આવતાં પણ જુદા જુદા દેશો અને મુલકોનું ઉપયોગી જ્ઞાન આપવામાં આવે છે. દેશ પરદેશના વેપાર ઉદ્યોગ,-અને જુદાં જુદાં સ્થળોએ આવેલી સૃષ્ટિની લીલાના સુંદર વર્ણન સાંભળતાં વિદ્યાર્થીઓ તલ્લીન થઇ જાય છે.

વિદ્યાર્થીઓ જાતે અવલોકન કરીને શીખે એવી શાળાની વિશાળ ભૂમિમાં અનેક તરેહની સગવડો છે. જુદી જુદી જાતની વનસ્પતિ, અને નાના પ્રકારનાં પ્રાણીઓ, ભિન્ન ભિન્ન તરેહની જમીન અને ટેકરા ટેકરીઓ તથા ખીણો એવું બધું ત્યાં ઘણું છે.

ટુંકામાં એ આખું સ્થળજ જાણે કોઈ ખુલ્લું પ્રદર્શન કે પ્રયોગશાળાના જેવું લાગે છે.

ઉદ્યોગશાળામાં પૃથ્વીની આપેલી ચીજો ઉપર-લોઢું, સાગ અને માટી વિગેરે ઉપર, મનુષ્ય કેવી કેવી કારીગરી કરી શકે છે તે પ્રત્યક્ષ જોઇ શકાય છે. આ બધું જોઇને વિદ્યાર્થીઓ વેદીઆ ઢોર જેવા પંડિત નહીં બનતા વિદ્યાકળાની સાથે દુનીયાદારીનું પણ પેડુઆ નજરનું જ્ઞાન મેળવે છે.

પોતાની જ નિશાળમાં એ જુવે છે કે માલ કેમ ઉત્પન્ન થાય છે, કેમ તૈયાર થાય છે, કેમ વેચાય છે અને રેલ્વે ઉપર કેમ ચ્હડાવવામાં આવે છે. ત્યાંથી કયે કયે રસ્તે કયા કયા મુલકમાં જાય છે અને કયા કયાંથી બીજો માલ આવે છે એ બધું એ સ્હેજમાં સમજી જાય છે આ જોયા પછી ભૂગોળમાં એને રસ પડે છે અને આ જ્ઞાન આગળ ઉપર એને વ્હેપાર ધંધામાં કામ લાગે છે. પૃથ્વીના ગુણ, એની ગતિ, ખંડો, જાત જાતના લોકો, મ્હોટાં રાજ્યો એ બધી વાતો પછીથી શીખવી એને ગમે છે. બંદરના કારણ એ જાણી જાય છે જે હોય છે તેનો વિચાર કરીને એને શોધી કાઢવું પડે છે કે પૃથ્વીના જુદા જુદા ભાગમાં તાપ અને ટાઢ એક સરખા કેમ નથી રહેતાં અને એક સ્થળ જ્યારે મ્હોટું વ્હેપારનું સ્થાન થઇ પડે છે ત્યારે બીજું ન્હાનું ગામડું કેમ રહે છે.

આ બધાના કરતાં ઉપયોગી કાર્ય, શાળાની ભૌતિક શાસ્ત્ર અને રસાયણ વિદ્યાની પ્રયોગશાળામાં થાય છે. [illegible] વિજ્ઞાનશાસ્ત્રના જ્ઞાનને માટે રાખ્યા છે. ભૌતિકશાસ્ત્રની પ્રયોગશાળામાં છેલ્લામાં છેલ્લી શોધોનાં કીમતી યંત્રો ગોઠવવામાં આવ્યાં છે, અને વિદ્યાર્થીઓ એ દ્વારા પોતાને હાથે જ્ઞાન મેળવી શકે એવી એમાં ગોઠવણ છે.

બીજા એક ખંડમાં મ્હોટું આલેખ્ય ચિત્રો દોરી શકે એવું એક યંત્ર રાખવામાં આવ્યું છે એનો ભૌતિક વિદ્યા, સુતાર વિદ્યા અને આરોગ્ય વિદ્યા શીખવતી વખતે બહુ ઉપયોગ કરવામાં આવે છે. એના સુન્દર ચિત્રો જોઇને એ બધી વિદ્યાઓ ઉપર એવો પ્રેમ ઉત્પન્ન થાય છે કે પછી એ પુરેપુરી શીખ્યા વગર રહેવું ગમતું નથી.

રસાયણ શાસ્ત્ર કોઇપણ વસ્તુનું વજન અને ગુણ સાથે પૃથક્કરણ કરતાં આવડે એટલે સુધી શીખવવામાં આવે છે આ બધી વિદ્યાઓ શીખવવામાં ઉદ્દેશ હોય છે. કોઇપણ જાતના હેતુ વગર આ જ્ઞાન આપવામાં આવતું હોય એમ નથી.

ભૌતિક વિદ્યાનું જ્ઞાન એટલાસારૂ આપવામાં આવે છે કે એથી ખેતીવાડી અને વ્યાપાર ઉદ્યોગમાં બહુ નફો થાય—છોકરા છોકરીઓ બન્નેને રસાયણ વિદ્યાના સારા જ્ઞાનથી ખેતરોમાં, લુગડાં ધોવામાં અને ઘરકામ તથા વેપારમાં બહુ લાભ થાય છે.

સાહિત્યનું જ્ઞાન પણ એકલું પોપટીયા જ્ઞાન ન થઇ જાય એને માટે ખાસ કાળજી રાખવામાં આવે છે. વિદ્યાર્થી તરીકે એને એવી રીતે રહેણી કરણી રાખવી પડે છે કે, મોટા થએ એ બધી ટેવો એને ફાયદો કરેછે. દરેક ચીજ એવીરીતે ગોઠવાઇ છેકે વિદ્યાર્થી કોઇપણ ધંધો શીખે છે તે વખતે એને એ શીખવા માટે બધું ખર્ચ જાતે કમાઇને આપવું પડે છે. ઔદ્યોગિક ખાતાનો ઉદ્દેશ સ્ત્રી કે પુરૂષ ગમે તે વિદ્યાર્થીને બરાબર કેળવવાનો છે. ત્યાં વસ્તુઓ કેમ બનાવવી એ બાબત ભાષણો આપવામાં નથી આવતાં પણ એ ચીજો જાતે બનાવીને એની વિગતવાર બારીકીઓ જોવી પડે છે. હાથે બનાવવાના ન્હાના ન્હાનાં હુન્નરો, સુતારી કામ, ખરાદીનું કામ, લુવાર કામ, છાપવાનું કામ, મુદ્રાયંત્ર ફેરવવાનું કામ, ઘોડાઓના સામાન બનાવવાનું કામ, ગાડીઓ સુધારવાનું કામ, રંગારી કામ, લાઇન માંપવાનું કામ, વરાળ યંત્રો ગોઠવવાનું કામ, મીકેનીકલ અને વિજળીક એન્જીનીઅરનું કામ, ધાતુ ગાળવાનું કામ, બુટ બનાવવાનું કામ, ઇંટો બનાવવાનું કામ, સાગોળ દેવાનું કામ, ભઠ્ઠી કરવાનું કામ, ટીનનાં પતરા બનાવવાનું કામ, દરજી કામ, ખેતીવાડી ખાતાના કે સાદા નકશા બનાવવાનું કામ એ બધા કામ હાથેજ કરાવરાવીને શીખવવામાં આવે છે; અને એમાં સંપૂર્ણ પ્રવિણતા વિદ્યાર્થીઓ મેળવી શકે છે. બીજું, આ બધાં ખાતામાં નકામી ચીજો બીનજરૂર બનાવવામાં આવતી નથી, પણ જેના વેચાણથી સારો ફાયદો થાય એવી લોકોને ઉપયોગી વસ્તુઓજ બનાવવામાં આવે છે, આથી વિદ્યાર્થીને ઘણો લાભ થાય છે. એકતો એ ખાત્રીથી સમજી શકે છે કે એની ચીજો બજારમાં પોસાય છે. એના નફાના પૈસામાંથી એ પોતાની ફી, લુગડા, ચોપડીઓ ખાધાખર્ચ અને રેહેવાનું ભાડું બધું કાહાડી શકે છે અને થોડોક ભાગ શાળાના ફંડમાં વધારી આપે છે. જે જે ચીજો એ બનાવે છે અને વેચે છે એની આવક જાવકનો હિસાબ એને જાતે રાખવો પડે છે એટલે, એથી ચોપડા લખતાં અને હિસાબ કિતાબ રાખતાં પણ સાથે સાથે એને આવડી જાય છે.

આવું સારૂં જ્ઞાન મેળવીને જે જે વિદ્યાર્થીઓ આ શાળામાંથી પાસ થઇને જાય છે તેઓ, અથવા થોડું ભણીને જાય છે એઓ પણ લોકોને અને દેશને બહુ ઉપયોગી નીવડે છે. તેઓ સ્વતંત્રપણે પોતાનું ગુજરાન ચલાવે છે અને ઘણા જણને રોજી આપી શકે છે. એમાંથી કેટલાંક બીજી આજ શાળાની જાતની ૧૦ નિશાળો જુદે જુદે ઠેકાણે કાહાડી છે, એમાં ૪૦૦૦ વિદ્યાર્થીઓ તરેહ વરેહવારના હુન્નર શીખે છે, અને સ્વતંત્રતા તથા આત્મગૌરવ સાચવી પોતાનું જીવન સુખમાં વ્યતિત કરી શકે એવી શક્તિ મેળવે છે. બીજા ૨૦૧ વિદ્યાર્થીઓ દેશની જુદી જુદી શાળાઓના ન્હેપર અને ઘર કામની કેળવણીના વર્ગોમાં શિક્ષકો નીમાયા છે. અને ઘણાક મૂળ રહીશોને કેળવવા અને સુધારવાના ઉદ્દેશથી ઠેક આફ્રીકા સુધી ગયા છે અને ત્યાં તેઓએ આવી શાળાઓ કાહાડી છે.

આટલું છતાં આ શાળાથી લોકોને જે જે લાભ થયા છે એની ખરી કીંમત તાર.

વળી મુશ્કેલ છે. એના હજારો વિદ્યાર્થીઓ—સ્ત્રીઓ અને પુરૂષો—જનસમાજને બહુજ ઉપયોગી અને મદદ રૂપ થઈ પડ્યા છે. જાતે પૈસાદાર, આબરૂદાર અને નીતિવાન હોવાથી એઓના ઉપર લોકો બહુ વિશ્વાસ રાખે છે. ત્યાં કેળવાયલી સ્ત્રીઓ ઘણી કન્યાશાળાઓની મ્હોટી મ્હેતીજીઓ થઇ પડી છે. ત્યાં તેઓ કન્યાઓને ન્હાના ન્હાના ઘરના ઉદ્યોગ, બાગબગીચા બનાવવાની રીત, દૂધ, ઘી તૈયાર કરવાનાં કામ અને માંદાની માવજત કરતાં શીખવે છે. એમનાં શીખવેલાં બાળકો પાછાં મ્હોટાં થાય છે ત્યારે પોતે શીખેલા ઉદ્યોગોથી પોતાનું ભરણપોષણ મેળવી શકે એટલી હોશીયારી મેળવે છે. શીવણકામ, ટોપી, બુટો વિગેરે બનાવવાનું કામ, રાંધવાનું, ધોવાનું, સાડીઓ ગુંથવાનું, ટોપલીઓ, સાવરણીઓ બનાવવાનું અને સાબુ બનાવવાનું એવાં એવાં કામની આવડતથી એમને આબરૂભેર ગુજરાન ચલાવવામાં જરાએ હરકત પડતી નથી.

ત્યાં ભણેલી સ્ત્રીઓ ઘર કામમાં, રાંધવામાં, સ્વચ્છતા સાચવવામાં, તન્દુરસ્તીના નિયમ પાળવામાં, માંદા માણસોની સારવાર કરવામાં, અકસ્માત વખતે દાક્તરી મદદ આપવામાં વિગેરેમાં એવી હોશીયાર નીવડે છે કે પરણ્યા પછી ઘર ચલાવવાની એમની આવડતનાં બહુ વખાણ થાય છે. તેઓ છોકરાં સારી રીતે ઉછેરી શકે છે અને કોઇ મ્હોટે ઘેર ઘરસંભાળ સારૂ રહેતા એમને બહુ મ્હોટા પગાર મળે છે. પોતાનાં ઘર બહુ શોભાયમાન બનાવે છે. ફુલ, વેલીઓથી શણગારે છે અને બગીચામાં ફળફળાદિ તથા શાકભાજી બનાવીને ઘરની ઉપજ કરી આપે છે..

છોકરીઓ શાળાના ઔદ્યોગિક ખાતામાં કે ઘરકામની કેળવણી આપનારા ખાતામાં શિક્ષણ લેતી વખતે જાત મેહેનતથી શરીરને ઠીક કરી શકે છે છતાં એમને પદ્ધતિસરની શરીરશાસ્ત્રને અનુસરતી શરીરનાં બધાં અવયવ પુષ્ટ થાય એવી કસરત આપવામાં આવે છે. બધા છોકરાઓને કસરત કરતી વખતે એક તરેહનો સરખો ડ્રેસ પેહેરવો પડે છે અને પૂર્ણ રીતે કેળવાયલો કસરતમાસ્તર એમને લશ્કરી કવાયત શીખવે છે. છોકરા છોકરીઓ બન્નેને માટે એમને કોઇ મારવા આવે તો પોતાનો બચાવ કરી શકે, દરેક કામ ચાલાકી અને ચપળતાથી છૂટથી થઇ શકે, શરીરનો બાંધો આનંદ ઉપજાવે એવો અને દીલચાલ સુન્દર બનાવી શકે એ ઉદ્દેશ કસરત કરાવતી વખતે ખાસ ધ્યાનમાં રાખવામાં આવે છે.

હજારો સ્ત્રી પુરૂષોને આ રીતે બુકર ટી વૉશીંગટને કેળવી નિર્વ્યસન અને સદાચારથી રેહેવાની ટેવ પાડી કરકસર ઉદ્યોગ અને પરોપકાર કરતાં શીખવ્યા છે. યુનાઇટેડ સ્ટેટસના જુદા જુદા ભાગમાં તો એ લોકો ફેલાઇ ગયા છે એટલુંજ નહિ પણ દૂરના મુલકના સીધી લોકોને પણ કેળવવા તેઓ ઘણે છેટે ગયેલાં છે. એઓ જ્યાં જ્યાં ગયા છે ત્યાં એમના કામની અસર બહુ ફળદાયી નીવડી છે.

ભારતવર્ષના લોકોનો ઉદ્ધાર કરવાની લાગણી ધરાવનારા દેશભક્તોને માટે આ ચરિત્રમાંથી ઘણું શીખવાનું મળે એવું છે.*

(સંપૂર્ણ.)

*૧૯૦૮ ના જુલાઇના મોડર્ન રીવ્યુમાંના સેઇન્ટ નીહાલસીંગના લેખ ઉપરથી ભાષાન્તર.

# ભારતવર્ષમાં પ્રજાકીય વિદ્યાલય.

( અનુસંધાન ગત અંક, પૃ. ૩૪૦ થી. )

જાણવા જોગ વાત એ છે કે યુરોપના સર્વ વિદ્યાલયો પ્રજાના કાબુ ત[illegible] સરકારથી સ્વતંત્ર છે. પણ અત્રેના વિદ્યાલયો આ નવીન કાયદાથી કેવળ સરકારી ખાતાં જેવાં થઈ ગયા છે અને તેથી પ્રજાનો લાભ જોવાય એ વાત શંકિત લાગે છે. દેશને અનુકુળ થાય ને દેશીયોને સ્વાશ્રયી બનાવે તથા દેશની સેવા કરવાની સ્વાભાવિક ઇચ્છા તેમના મનમાં ઉત્પન્ન કરે એવા ધોરણ ઉપર પ્રજાના ( દેશીયોના ) સ્વતંત્ર કાબુ નીચે ચાલતા વિદ્યાલયોની હાલ જરૂર છે. બંગવાસી બંધુઓ આ વાત સારી રીતે સમજ્યા છે અને તેવી કેળવણી અપાય તેવાં વ્યવહારૂ પગલાં ભરવાનો તેમણે શુભ આરંભ કર્યો છે. આપણા વિદ્યાલયો પરિક્ષક ( *Examining* ) તેમજ અધ્યાપક ( *Teaching* ) હોવાં જોઇએ. એક વર્ષ ઉપરાંતથી બંગ બન્ધુઓએ એવું વિદ્યાલય સ્થાપવાની હીલચાલ હાથ ધરી, તથા તેને સાદું તથા વ્યવહારૂ રૂપ આપી, તેની યોજના નીચે મુજબ કરી છે. "પ્રથમ તો બંગવાસીઓએ "બંગાળના સુશિક્ષિત-વિદ્વાન્ અને " પ્રજાના અગ્રણીઓની બનેની " બેંગોળ કાઉન્સીલ ઑફ એજ્યુકેશન " નામની સભા સ્થાપી છે અને તેને ૧૮૬૦ ના ૨૧ મા અકટ પ્રમાણે નોંધાવી છે. પ્રજાકીય ધોરણ ઉપર તથા પ્રજાના સ્વતંત્ર કાબુ તળે સાહિત્યની, શાસ્ત્રીય વિષયોની, કળાકૌશલ્યની, તથા ધંધાની કેળવણી આપવાનો તથા તેને ઉત્તેજન આપવાનો એ સભાનો મુખ્ય હેતુ છે. પ્રાથમિક (Primary)-માધ્યમિક (Secondary) તથા ઉંચી કેળવણી હાલ જે ધોરણો ઉપર આપવામાં આવે છે તેનાથી વિરૂદ્ધ રીતે કેળવણી આપવાનો આ સભાનો હેતુ નથી પણ તેનાથી નિરાળા રહી ઉક્ત ધોરણ ઉપર આ વિદ્યાલય કેળવણી આપશે. આ વિદ્યાલય સ્વદેશનું જ્ઞાન, તેનું સાહિત્ય તેનો ઇતિહાસ અને તેના તત્વજ્ઞાનના શિક્ષણ ઉપર ખાસ લક્ષ્ય આપશે અને તે સાથે પૂર્વના દેશના વતનીઓના જીવનના અને વિચારના ઉત્તમ તત્વોના અભ્યાસ ઉપર તથા પાશ્ચાત્ય લોકોના જીવનના જે ઉત્તમ અને આપણા વ્યવહારને અનુકુળ હશે એવાં તત્વોના અભ્યાસ ઉપર પુરતું ધ્યાન આપશે તથા તે સાથે અભ્યાસકોના મનમાં સ્વદેશ માટે શુદ્ધ પ્રેમ-ભક્તિ તથા તેની સેવા બજાવવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થાય એવા શિક્ષણનો અભ્યાસક્રમમાં ખાસ સમાવેશ કરશે. ઉક્ત સભાએ દશલાખ રૂપૈયાની ત્રણ મોટી બક્ષિસો મેળવી છે જેની વાર્ષિક આવક રૂ. ૩૬૫૦૦) ની થાય છે અને દર માસે રૂ. ૧૨૦૦) ની આવક થાય એટલી બીજી માસિક મદદો મેળવી છે. આ ફંડ સભાને પોતાનું કામ શરૂ કરવાને પુરતું છે અને અમે અંતઃકરણ પૂર્વક ઇચ્છીએ છીએ કે તેમના આ શુભ પ્રયત્નનું ફલ તેમને સત્વર પ્રાપ્ત થાઓ અને તેમાં આવતાં વિઘ્નો દૂર થાઓ. ઉક્ત સભાએ અભ્યાસક્રમની યોજના પણ ઘડી કહાડી છે અને તે યોજના પ્રમાણે પ્રાથમિક-માધ્યમિક તથા ઉંચી કેળવણી આપવા " બેંગોળ નેશનલ કાલેજ અને સ્કુલ " એ નામથી કલકત્તામાં નિશાળ તથા કાલેજ સ્થાપવાની ગોઠવણ કરી છે. આવા અપૂર્વ વિદ્યાપીઠની યોજનાની મુખ્ય ખુબી-

ઓ તથા જાણવાજોગ બાબતોનું સંક્ષિપ્ત અવલોકન હવે અમો કરીશું. પ્રથમતો આ યોજનામાં શારીરિક અને નૈતિક કેળવણી માટે તેમજ મતમતાંતરને નિરાળા રાખી, કેવળ સાર્વજનિક ધાર્મિક કેળવણી આપવા માટે ગોઠવણ રાખેલી છે.

એ તો જગજાહેર વાત છે કે દેશને લગતી, શાસ્ત્રીય વિષયોને લગતી, ધંધાદારીને લગતી અને કળાકૌશલ્યને લગતી કેળવણી હાલ ઇંગ્રેજી ભાષ દ્વારા અપાય છે માધ્યમિક શાળાઓમાં તથા કોલેજોમાં તમામ વિષયો ઇંગ્રેજીમાં શિખવાય છે. બી. એ. માં પાસ થયેલા અગર વકીલની પરીક્ષામાં પસાર થયેલા વિદ્વાન ગણાતા દેશીયો પોતાની ભાષામાં તે તે વિષયો ભાગ્યેજ સમજાવી શકશે, સ્વભાષાનું જ્ઞાન તેમનું ઘણું ઓછું હોય છે. અમુક વિષયો શિખવાને ઇંગ્રેજી ભણવુંજ પડે છે. માટે તે મુશ્કેલી દૂર કરવાના ઇરાદાથી તથા પરભાષામાં શિખવામાં ફોકટ ગુમાવાતા વખતને બચાવવાની શુભ ધારણાથી આ સભાએ તેની નિશાળોમાં તમામ શિક્ષણ સ્વભાષા (Vernacular) દ્વારા આપવાનો નિયમ કર્યો છે.

(અપૂર્ણ.)

---

## આપણી અવદશા !

ખોરાક વસ્ત્ર અને રહેવાનું સ્થળ એ પ્રત્યેક મનુષ્યને અત્યંત ઉપયોગના સાધનો છે; ખોરાક એ સઘળા પ્રાણી માત્રનો જીવનઆધાર છે અને તેથી ઘણાક દેશોમાં ખેતીવાડી એ મુખ્ય ધંધો ગણાય છે અને વેપાર રોજગાર એ સઘળાં એથી ઉતરતી પંક્તિના સાધનો છે. અસલના આર્યો પોતાના ખોરાક પૂરતું કંઈ પણ મેળવતા, તેઓ અજ્ઞાન, સ્થિર રહેઠાણ વિનાના અને નગ્ન અવસ્થામાં હતા, માત્ર તેઓને ખાવા પીવાનું જ્ઞાન હતું અને તેથી તેવીજ સ્થિતિમાં અમુક વર્ષો લગી રહ્યા તે પછીની સુધરેલી પ્રજા પોતાને મન ગમતો અમુક ધંધો પસંદ કરતી અને ધંધા પ્રમાણે વણકર, સુથાર લુહાર ઇત્યાદિ વર્ણભેદ પડેલા આપણે જોઈએ છીએ, અને અસલના આર્યો કરતાં આજે મહેનત વડે સંપાદન કરેલાં વિશેષ સુખ રૂપ સાધનો ભોગવીએ છીએ. વેદ ઉપરથી જણાય છે કે અસલના આર્યો મુખ્યત્વે કરીને ખેતી કરતા અને ઢોર રાખતા તેમ હુન્નરનું સાધારણ જ્ઞાન તેમને હતું. ડા. વીલ્સન લખે છે કે—"તેઓ માટીના ગોળ વાસણ વાપરતા, લોઢાનાં હથીઆરથી લડતા, ત્રાંબા સોનાનાં ઘરેણાં પહેરતા અને અસલના ઇજીપ્શિઅન લોકોની પેઠે લડાઈમાં રથમાં બેસી લડતા, શિલ્પ વિદ્યામાં પણ કુશળ હતા અને ગ્રીક અને રોમન લોકોની પેઠે તેઓ મૂર્તિપૂજક હતા.

હિંદુસ્થાન આગલા જમાનામાં વેપાર અને ઉદ્યોગથી જાગતું હતું અને ઘણાક દેશો જોઈતા માલ માટે હિંદુસ્થાન ઉપર આધાર રાખતા તે એટલે સુધી કે રોમ, યુનાન અને એશિયા માઈનરના કાંઠાનાં બારકસો નગદી આપીને માલ લઈ જતાં. હિંદુસ્થાનની કેટલીક કારીગરી લાંબા વખતથી અદ્યાપિ પર્યંત વખણાય છે ઢાકાનું મલમલ અસલથી તેની કુમાશ અને ઉત્તમ વણાટ માટે વખણાય છે. તેના તાર એટલા તો પાતળા હોય છે કે

જમીન ઉપર ઝાકળ હોય એટલી વહેલી સવારમાં તે કાંતવામાં આવતા, કારણ કે, સૂર્યના સમાર પણ પ્રકાશથી તંતુઓ તૂટી જાય. એક જાતનું મલમલ એવું બનતું કે તેને જો પાણીમાં મુકવામાં આવે તો તે જાણે અદૃશ્ય થઈ ગયું હોય એમ જણાતું. આ જાતના મલમલને અંગ્રેજ લોકો, Flowing water 'વહેતું પાણી' એવી પ્રશંસા કરતા, અને એક બીજી જાતનું મલમલ બનતું તેને "woven air" એટલે વણેલો વા કહેતા. કાશ્મીરની શાલો દુનિયામાં હજુ સુધી વખણાય છે. નામદાર પ્રીન્સ ઓવ વેલ્સ હિંદુસ્થાનની મુલાકાતે પધાર્યા તે વખતે અર્પણ કરેલી ભેટો લંડનમાં પ્રદર્શનમાં મુકવામાં આવી હતી તે વસ્તુઓની ઉત્તમ કારીગરીથી ત્યાંની યુરોપી પ્રજા છક પામી ગઈ હતી.

પાછલા સૈકાથી હિંદુસ્થાનની ઉત્તમ કારીગરી પછાત પડી ગઇ. ઢાકામાં અસલના જેવું ઉત્તમ મલમલ હવે બનતું નથી. દીલ્હીની ગાદીએ જ્યારે મુસલમાન બાદશાહો રાજ્ય કરતા ત્યારે ઢાકાના મલમલને તેમ ઇતર કારીગરીને સારી રીતે ઉત્તેજન મળતું, પરંતુ તે વખતના રાજા રજવાડા ગયા અને તે વખતની કારીગરી પણ દિવસે દિવસે ઝાંખી પડી ગઇ. તે પછીના હિંદુ રાજાઓ અને નવાબ સાહેબો ઘણુંખરૂં સોના મોતીના અલંકાર પહેરવાથીજ માત્ર આનંદ પામતા અને ઠાઠમાઠ અને ભભકા પાછળ અસંખ્ય દ્રવ્ય ખર્ચતા. અંગ્રેજ રાજકર્તાઓ ઘણુંખરૂં સાદો પોશાક પહેરે છે અને પ્રજાનો પૈસો અમલના સાર્વજનિક ઉપયોગને માટે ખર્ચે છે, તેથી ત્યાં સોના રૂપાના ઘાટ ઘડનાર કારીગરોનો ભાવ ભક્તે નહિ જેવો પુછાય છે. હિંદુસ્થાનમાંથી ઘણા લાંબા વખતથી પુષ્કળ કાપડ પરદેશ ખાતે જતું અને આ કાપડ પહેલવહેલું કાલીકટ બંદરેથી મોકલવામાં આવેલું તેથી વિલાયતમા કેલીકો વિગેરે નામથી પુષ્કળ વપરાતું અને પૃથ્વી ઉપરના બીજા સઘળા દેશો સાથે હરીફાઇ કરી શકતું. ૧૭૮૫ મા એન્ડમન્ડ કાર્ટરાઇટ નામના અંગ્રેજે વરાળ યંત્રની મદદથી કાપડ વણી શકાય એમ શોધી કહાડયું. આ યંત્રની મદદથી ચાર માણસો સાળથી જેટલું કાપડ વણી શકે તેટલું એક દિવસમા તૈયાર થાય છે. આ પ્રમાણે જ્યારથી સસ્તો અને શોભિતો માલ બનવા લાગ્યો ત્યારથી હિંદુસ્થાન તેઓની હરીફાઈ કરવાને અશક્ત થઈ પડયું છે, અને માથમતા બનાવવાનું આપણા હાથમાંથી યુરોપના લોકના હાથમાં ગયું છે, અને એમ થવાથી હાલમાં આપણી દુર્દશા થવાના કારણ રૂપ કેટલાએક દેખાવો અને બનાવો નજરે પડે છે અને કેટલા એક મનતા આવે છે.

આ પ્રકારે હિંદુસ્થાનની પડતી દશાનાં બીજાં પણ કેટલાંએક કારણો છે. અસલના કારીગરો પોતાના ધંધાની ખીલવણી કરવાને યત્ન કરતા નહી અને પોતાના બાપદાદાઓના સાધનોને વળગી રહેતા.

બીજું કારણ–વેદધર્મનું ઉલ્લંઘન અને તેના યોગે ઊપજેલી અવિદ્યા, સ્વાર્થબુદ્ધિ અને કુસંપ જેથી ક્ષત્રી વર્ગની એક પ્રકારની પનોતી બેઠી.

ત્રીજું–ધર્મદ્વેષી મ્લેચ્છોનો અમલ કે જેમણે જબરજસ્તીથી ધર્મલજ્જા પ્રાણ અને પૈસા ટકાનો અંત આણ્યો.

ચોથું–બાળલગ્ન; બાળકોને નાનપણમાં પરણાવી દેવાનો રીવાજ અસલથી ચાલ્યો આવે છે. ડાહ્યા અને વિચારવંત મનુષ્યો તેથી નીપજતા ગેરફાયદા સમજે છે છતાં

વારંવાર તેમ કર્યા જાય છે. બાળપણ કે જે વિદ્યાભ્યાસ કરવાનો સમય છે તે વખતમાં અજ્ઞાન બાળકોને લગ્ન રૂપ ધુસરીથી સંસારવ્યથામાં ખેંચાવું પડે છે. હાલનો જમાનો એટલો તો બારીક છે કે કંઇ પણ ઉન્નતિ રૂપ વિદ્યાકળા સંપાદન કર્યા સિવાય સંસાર વેવાર ચલાવવામાં અખડાઈ જવું પડે છે અને આખી જીંદગી પર્યંત નિર્ધન અવસ્થામાં રહેવું પડે છે.

પાંચમું–નકામો ખર્ચ; લગ્નમાં અને બીજા કેટલાક તહેવારમાં પુષ્કળ પૈસો ખર્ચી નાંખવામાં આવે છે. લોકોની મિથ્યા પ્રશંસાની ખાતર કેટલાક વર્ષોની એકઠી કરેલી કમાણી થોડાક દિવસમાં પાણીની માફક ખર્ચી નાખવી અને લાખો રૂપીઆના દારૂખાનામાં દેવતા મુકવો અને પરદેશીઓને ન્યાલ કરવા એનાથી બીજી મૂર્ખાઈ શી ? ઉડાઉ ખર્ચ અને મિથ્યા જનપ્રશંસા બન્નેની રાખ જેવાં છે. અનાજ ઉત્પન્ન કરવાને બીવાનો અમુક જથ્થો હોવો જોઇએ તે પ્રમાણે પૈસા પેદા કરવા માટે અમુક દ્રવ્યની પણ જરૂર છે. માબાપ પોતાના છોકરાના લગ્નની પાછળ જેટલો પૈસો ખર્ચે તેટલો તેમના વિદ્યાભ્યાસમાં ખર્ચે તો ભવિષ્યમાં તેમનું ઉત્તમ શ્રેય થાય. આતો પૈસો ફેંકી દેવામાં આવે છે અને સામાન્ય લાભ પણ ગુમાવે છે.

છઠું–કરજ; ગરીબ મજુરોની મહેનતથી અને કરકસરથી એકઠી કરેલી બધી કમાણી દેવામાં જાય એ ઘણું દીલગીર થવા જેવું છે. હિંદુસ્તાનની ઘણી ખરી પ્રજા આ દશાને આધીન છે. તેઓ માત્ર ખેતીના આધારથી કંઈક જીવે છે, તેઓનો પાક લેણદારો ઘણી ઓછી કીમતમાં લઈ જાય છે અને પ્રત્યેક વર્ષે કરજનો બોજો વધતો જાય છે. ઘણાંક રાજ્યો અને સંસ્થાનો દેવું વધી જવાથી પરહસ્ત કે સરકાર હસ્ત થયાં છે અને હજુ કેટલાક તાલુકદારી ગામો જપ્તીમાં છે. સાધારણ કરજદારો હાલના વખતમાં મહેનત મજુરી કરી લેણદારનું દેવું પતાવવા ફક્ત પોતાની જાતે મુક્ત છે, નહી તો તેનું સઘળું માલકીપણું લેણદારને સ્વાધીન છે. લગ્ન અને ભોજનવરામાં ખર્ચ વધુ થાય છે માટે તે ખર્ચ બને તેટલો કરકસરથી કરવો અને દેવાના બોજાથી બનતા પ્રયાસે મુક્ત રહેવું.

સાતમું–પરદેશ ગમન માટે જ્ઞાતિબંધન, યુરોપી પ્રજા, ઓસ્ટ્રેલિયા, આફ્રિકા, અમેરિકા, એમ પરદેશમાં ફરવાથી અનેક પ્રકારની વિદ્યાકળા અને અખૂટ દ્રવ્ય ભંડારથી જગ જાહેર થઈ. આપણે માટે જ્ઞાતી બંધનનો મજબુત કોટ હોવાથી આર્યસ્થાનથી પણ દૂર જઇ શકતા નથી; વળી કેટલાક તો પોતાના ઈલાકાની સરહદ પણ છોડી જતા નથી અને તેથી કેટલેક સ્થળે વસ્તીના પ્રમાણમાં ફેરફાર રહેલો છે, જેમ કે બંગાળા અને અયોધ્યામાં દરેક સ્કવેર માઇલે આશરે ચારસે માણસની વસ્તી છે અને આસામમાં માત્ર ઇકોતેર માણસની વસ્તી છે, અને બ્રિટીશ બરમામાં માત્ર એકત્રીસ માણસ દરેક સ્કવેર માઈલ વસે છે.

આઠમું–હરામખાઉને ઉત્તેજન, કામ કરવાને અશક્ત અને અનાથ ઉપર દયા રાખવી અને તેમનું રક્ષણ કરવું એ સ્તુતિપાત્ર છે પણ હરામનું ખાઈ મર્સીદે સુનાર

અને પાડા જેવું શરીર વધારનારને કંઈ પણ આપવું એ વિશેષ અનીતિ રૂપ છે. આપણા આર્યભાઇઓ વિશેષ દયાવાન હોવાથી હિંદુસ્થાનમાં ભીખ માગી ખાનારની વસ્તી વિશેષ વધતી જાય છે. આથી અનર્થ ઘણા થાય છે, આ લોકો ગામેગામ રખડી ખાય છે અને ભીખ માગી ખાઇ જીવવું એ તેમનો એક જાતનો ધંધો મનાયો છે. આથી હિંદુસ્થાનની ઘણી જમીન પડીઆણ રહે છે અને આ ભીખારીઓ શ્રીમંતોને બોજારૂપ છે અને દુષ્કાળના કારણરૂપ છે. જો આ રખડતા ભીખારીઓને ઉદ્યોગે લગાડવામાં આવે તો ઉદ્યોગની કમાણીમાં બચાવ થાય અને હિંદુસ્તાનની દોલત વધે.

નવમું--ઉદ્યોગ સંબંધે ભુલ ભરેલા વિચારો. હસ્તકળા આપણે ધિક્કારીએ છીએ. કીર્તિલોભ સંબંધે ગ્લેડ્સ્ટન કહે છે કે-" કદમની કસોટી એ સૌથી શ્રેષ્ટ આનંદભુવન છે અને સરકારની નોકરી કરવી એમાં સમગ્ર જનમંડળનું હિત સમાયેલું છે અને લેકોની સંખ્યા જોઇએ તે કરતાં વિશેષ નહી હોવી જોઇએ, અનાજ વસ્ત્ર અને રહેવાનું સ્થળ એ પ્રતિદિન ક્ષય થનારાં છે. પ્રજા માત્ર કદમની કસોટીથી ધનવાન થતી નથી. કારીગરી ખેતીવાડી અને વેપાર તરફ પુરતું ધ્યાન આપવાથી આજે વિલાયત આબાદી ભોગવે છે." હિંદુસ્થાનની સુધરેલી પ્રજા વિલાયતની આબાદ પામેલી પ્રજાને ભુલી જાય એ પણ હિંદુસ્થાનની જનમંડળની સ્થિતિ આ કારણથી દબાયલી છે તે નહિ જડવાનું કારણ છે. આ ઉપરાંત હિંદુસ્થાનની ગરીબાઇનાં કારણો કેટલાક અયોગ્ય સાંસારિક રીત રીવાજોને લીધે છે અને કેટલાક સામાન્ય છે. દરેક સ્થળે ઉદ્યોગી હસ્ત પૈસાદાર બનાવે છે, અને ઊધણુરી ફાટાતુટાં ચીથરાં પહેરે છે. છાકટો અને અસહકારી કટ ગરીબ દશામાં આવે છે એમ દરેક દુર્ગુણથી તેની ચોકસ ખરાબી છે.

**દેશની આબાદી માટે હવે તો નીતિથી અને ધર્મથી ઉદ્યોગ કરવો અને નુકશાનકારક રીતરીવાજોથી દુર રહેવું એ સુલભ રસ્તો છે. પરદેશી માલ નહિ લેતાં પરદેશી યંત્રો અને સાંચાકામનો લાભ લેઇ હજારો સ્વદેશીઓને રોજી આપવી.** વઢવાણથી ચાલતી કેટલીક કાપડની મીલો નીકળવા પામી છે એ હિંદના સદ્ભાગ્યની વાત છે, પણ જ્યાં સુધી સ્વદેશી માલને ઉત્તેજન મળે નહિ ત્યાં સુધી આ મીલોનું કામ ધમધોકારે ચાલે નહિ. લગભગ જમીનના મહેસુલ જેટલું અઢાર કરોડ રૂપીઆની કીમતનું કાપડ હિંદુસ્થાન ખાતે આવે છે. આટલી કીમતનું કાપડ સ્વદેશમાંથીજ વપરાય તો કેટલો બધો ફાયદો થાય ! ! વળી હિંદુસ્થાનમાં કાચ અને માટીનાં વાસણો અને લોઢાનાં હથીઆરો બનાવવાનાં કારખાનાં નીકળે તો એકંદર ઘણોજ લાભ થાય.

રશિયન બાદશાહ પીટર ધી ગ્રેટ વિલાયત ગયો ત્યારે એક સાધારણ સુથાર લુહાર અને હોડી બનાવનાર તરીકે કામ કરતો અને સ્વદેશી પ્રજાને પોતાની જાતનો ઉત્તમ દાખલો આપી શીખવતો. ઘણા સ્વદેશીભાઇઓ વિલાયત જાય છે, અને સીવીલ સર્વીસની પરીક્ષા પસાર કરે છે અગર તો બેરીસ્ટર થઇ આવે છે. એ પણ એક સારી વાત છે, છતાં વિલાયતના સાંચા કામનું સારી રીતે જ્ઞાન ધરાવતા હોય તો એથી હિંદુસ્થાનને અત્યંત લાભ થાય ખરો. લાયક અને બુદ્ધિમાન પુરૂષો દરેક ખાસના ખાતાથી સહેલાઇથી માહિતગાર બને છે.

આપણા દેશના કારીગરો એટલા બધા ગરીબ થઈ ગયા છે કે તેઓ વિલાયતી સાંચા ખરીદ કરવાને તદન અશક્ત છે. વિલાયતમાં પૈસાદાર ગૃહસ્થો કારખાનામાં લાખો રૂપીઆ ખર્ચે છે અને હજારો મનુષ્યોને રોજી આપે છે. આ પ્રમાણે ઓછા ભાવથી ઉત્તમ કારીગરી સચવાય છે અને લાભકારક બદલો વળે છે.

સીલોનના સરમહુકુમાર સ્વામીએ વિલાયતમાં ભરાએલી સાયન્સ કોન્ફરન્સ વખતે એવી ઉમેદ દર્શાવી હતી કે મારા સ્વદેશનો એક હિંદુ ખલાસી એક હિંદી કપ્તાનના અધિકાર નીચે કલકત્તા અગર મુંબાઈમાં મારા સ્વદેશીભાઈઓએ બનાવેલી એક સ્ટીમર ન્યુયોર્ક અગર લંડનના બારામાં લંગર કરે, એવો સમય ક્યારે આવશે? જો આવી ઉમેદ પાર પાડવી હોય તો સ્વદેશીભાઈઓ વેપાર અને કારીગરી પ્રતિ પુરતું લક્ષ આપો!! તથાસ્તુ !!!

---

## ભોજ અને મૃગયા.

મેરતુંગાચાર્ય નામે એક પ્રસિદ્ધ જૈન પંડિત થઈ ગયા છે.

સંવત ૧૩૬૧ મા એમણે **प्रबन्धचिन्तामणि** નામનું એક પુસ્તક લખેલું છે. તેમાં **विक्रम, भोज, सिद्धराज,** અને ***कुमारपाल*** વગેરે સંસ્કૃત કવિતાના ઉપાસક, રાજાઓને આશ્રિત અનેક કવિઓનું બહુ મનોહર વર્ણન છે. એ સિવાય, એ પુસ્તક ઇતિહાસની દ્રષ્ટિએ પણ બહુ મહત્વ વાળું છે. ઘણા ખરા પ્રાચીન સંસ્કૃત-કવિયોના સમયના નિરૂપણમાં એનાથી સહાયતા મળે છે. શ્રીમાન્ મેરતુંગાચાર્યે એ પુસ્તક લખીને સંસ્કૃત-સાહિત્ય તથા સંસ્કૃત-કવિતા-રસિકો ઉપર બહુ ઉપકાર કર્યો છે. તે **प्रबन्धचिन्तामणि** વાચવાને અને તેની મનોહરતાની સાથે સાથે પોતાનું ઐતિહાસિક જ્ઞાન વધારવાને, **उद्बोधनना** સંસ્કૃતજ્ઞ પાઠકોને વિનતિ છે.

ઉપર કહેલા પુસ્તકમાંથી, મહારાજા **भोज** અને કવિ **धनपाल**ના મનોરમ અને શિક્ષાપ્રદ પ્રબંધનું વર્ણન નીચે આપેલું છે. પ્રથમના રાજાઓ કેવા ગુણગ્રાહી, અને પંડિત લોકો કેવા સ્પષ્ટવક્તા તથા ભયરહિત હતા, અને એમનામાં કેવું આત્મિક બળ હતું, તે વાચકવૃન્દના ધ્યાનમાં આવશે.

એકવાર રાજા **भोज** શિકાર કરવાને ગયા હતા, ને **धनपाल** કવિ એમની સાથે હતો. રાજાજીએ હરિણ અને શૂકર તરફ બાણ તાકીને કહ્યું—

" किं कारणं नु धनपाल मृगा यदेते,
व्योमोत्पतन्ति विलिखन्ति भुवं वराहाः ?"

હે ધનપાલ, શું કારણ છે કે હરિણો તો આકાશ તરફ કૂદે છે, અને શૂકરો જમીન ખોદે છે?

કવિયે ઉત્તરમાં કહ્યું કે—

" देव त्वदस्त्रचकिताः श्रयितुं स्वजाति-
मेके मृगाङ्कमृगमादिवराहमन्ये "॥

હે રાજન્, આપના શસ્ત્રથી ડરીને, પોતાની જાતિનો આશ્રય લેવાને હરિણ તો મૃગાંક એટલે ચંદ્રના મૃગની તરફ ઉપર જવાની કોશિશ કરે છે, અને સુવર જમીન ખોદીને પાતાળમાં પોતાના પૂર્વજ આદિવરાહની શરણે જવાનો યત્ન કરી રહ્યા છે. સર્વ પ્રાણી દુઃખમાં પોતાનાજ માણસની સહાયતા ખોળે છે.

પણ એટલામાં રાજાજીએ બાણ વડે એક મૃગને વીંધી નાખ્યું, અને એનું વર્ણન કરવાને સારૂ કવિની તરફ જોયું. હરિણની આર્ત દશા જોઇને કવિનું કોમળ હૃદય પીગળી ગયું. તે આવેશમાં આવી બોલી ઉઠ્યો—

" रसातलं यातु तवात्र पौरुषं,
कुनीतिरेषा शरणो ह्यदोषवान् ।
निहन्यते यद् बलिनापि दुर्बलो,
हहा महाकष्टमराजकं जगत् ॥ "

આપની વીરતા રસાતલમાં જાવ; જે નિર્દોષ અને શરણાગત નિર્બલ પ્રાણીને બળવાન્ થઇને મારી નાંખવામાં આવે, તે કુનીતિ છે. અરેરે ! બહુ દુઃખની વાત છે ! શું, સંસારમાં કોઇ રાજા નથી, કે જે આ અન્યાયને રોકે !

આથી ક્રુદ્ધ થઇ રાજાએ કહ્યું કે, એ, આ શું બોલે છે ? કવિએ ઉત્તર દીધો કે-

" वैरिणापि हि मुच्यन्ते प्राणान्ते तृणभक्षणात् ।
तृणाहाराः सदैवैते हन्यन्ते पशवः कथम् ॥ "

મૃત્યુસંકટ સમયે મુખમાં તૃણ લેવાથી, શત્રુ પણ મારતો નથી. ત્યારે સર્વદા તૃણ ખાનારા આ નિરપરાધ પશુઓને કેમ મારવામાં આવે છે ?

આ અપૂર્વ યુક્તિ સાંભળી, રાજાના હૃદયમાં અદ્ભુત પ્રકારની દયાની લાગણી થઇ આવી, અને એમણે એ સમયથી મરણ પર્યન્ત શિકારનું વ્યસન મૂકી દેવાનો સંકલ્પ કર્યો.

એ પછી જ્યારે તેઓ નગર તરફ પાછા આવતા હતા, તે સમયે એક સ્થળે યજ્ઞમંડપ જોવામાં આવ્યો. ત્યાં યૂપ સાથે બલિદાનનાં બકરાંઓને બાંધેલાં હતાં, તેમાંનાં કેટલાંક બેંબેં કરતાં હતાં તેમની દીનવાણી સાંભળીને રાજાજીએ કવિને પૂછ્યું કે આ પશુઓ શું બોલે છે ? ધનપાલે કહ્યું, ધ્યાન દઇને સાંભળો.

" नाहं स्वर्गफलोपभोगतृषितो नाभ्यर्थितस्त्वं मया,
सन्तुष्टस्तृणभक्षणेन सततं साधो न युक्तं त्वया ।
स्वर्गं यान्ति यदि त्वया विनिहता यज्ञे ध्रुवं प्राणिनो,
यज्ञं किं न करोषि मातृपितृभिः पुत्रैस्तथा बान्धवैः ॥ "

બકરો કહે છે કે—હે ભદ્ર યાજ્ઞિક, મને સ્વર્ગનું સુખ ભોગવવાની ઇચ્છા નથી, હું સ્વર્ગમાં જવા ચાહતો નથી, ત્યાં મને મોકલવાને મેં વિનતિ નથી કરી, હું હમેશાં તૃણનું ભક્ષણ કરીને પ્રસન્ન રહું છું. સ્વર્ગના સુખાસ્વાદની મને ઇચ્છા નથી તો તમે મને જબરાઇથી ત્યાં મોકલવા કેમ ચાહો છો ! કહેવું પડે છે, માટે માફ કરજો, જો ખરેખર તમારા

હાથથી યજ્ઞમાં મરેલાં પ્રાણી સ્વર્ગમાં જાય છે, તો એક કામ ન કરો ! તમારાં પિતા પુત્ર અને ભાઈઓને મારી સ્વર્ગમાં મોકલી દોની ! શું તેઓ સ્વર્ગે જાય, તે નથી ચાહતા ! શું તેઓ નરકે જાય, એમ ચાહો છો !

રાજાએ ફરીને પૂછ્યું કે આ શું ? કવિરાજે કહ્યું કે,

" यूपं कृत्वा पशून् हत्वा कृत्वा रुधिरकर्दमम् ॥
यद्येवं गम्यते स्वर्गे नरके केन गम्यते ॥ "

યૂપ બનાવી, એની સાથે બાંધેલાં પશુઓના રુધિરની નીક વહેવડાવી, જો સ્વર્ગની પ્રાપ્તિ થતી હોય, તો નરકમાં જવાને બીજું શું સાધન હશે? પણ

" सत्यं यूपं तपो ह्यग्निः कर्माणि समिधो मम ।
अहिंसामाहुतिं दद्यादेवं यज्ञः सतां मतः ॥ "

સત્યનો યૂપ, તપનો અગ્નિ, અને કર્મોની સમિધા બનાવી, એમાં અહિંસાની આહુતી આપવી, એ યજ્ઞ સત્પુરુષોને અભિમત છે.

આ વર્ણન અહિં સમાપ્ત થાય છે, પણ એના સંબંધમાં એક વાત લખવા જેવી જે લાગે છે, ને એ છે કે જે સમયનું આ વર્ણન છે, તે સમયમાં સત્ય વેદવિદ્યાનો લોપ હતો, ને તેથી અજ્ઞ મનુષ્યો યજ્ઞમાં પાપીમાં પાપી કામ જે હિંસા, તે કરતાં અચકાતા નહીં ને તેથીજ જૈન પંડિતે જે યજ્ઞનું સ્વરૂપ છેલ્લા શ્લોકથી આપ્યું છે તે યથાર્થ છે, કારણ પ્રાચીન ઋષિમુનિઓએ કદાપિ કોઈ યજ્ઞમાં કોઈ નિમિત્તે હિંસાની રજા આપી નથી. હાલમાં ઘણા મનુષ્યોમાં એવો ખ્યાલ ભરાઈ ગયો છે કે પૂર્વ કાલમાં અવશ્ય યજ્ઞમાં હિંસા થતીજ પણ આ ભ્રાન્તિજ છે. હા, જ્યારથી દ્રાવિડ, તેલંગાદિ અનાર્ય લોકનું પ્રાબલ્ય વધ્યું ને વેદપ્રચારની પ્રણાલી તૂટી, ત્યારથીજ વેદના સત્ય અર્થનો અભાવ થતો ગયો, ને લોકો સ્વચ્છન્દી, માંસાહારી થતા ગયા; તેની સાથે વામમાર્ગાદિ નવીન પંથોના પ્રવર્તકોએ પોતાની શિશ્નોદરની તૃપ્તિ અર્થે અનેક ગ્રંથો બનાવી હિંસા પ્રવૃત્ત કરી છે. વેદમાં તો—

(૧) पशून् पाहि । યજુઃ ૧–૧; પશુઓની રક્ષા કરો;

(૨) गां मा हिंसीः । યજુઃ ૧૩–૪૩; ગાય, એટલે પશુ માત્રની હિંસા નહિ કરો;

(૩) अविं मा हिंसीः । યજુઃ ૧૩–૪૪; બકરાની હિંસા નહિ કરો;

(૪) मा हिंसीरेकशफं पशुम् । યજુઃ ૧૩–૪૮; એક ખરીવાળા પશુની હિંસા ન કરો; ઇત્યાદિ મૂળ સંહિતામાં અનેક વચનથી હિંસાનો નિષેધ છે, પણ હિંસાનું વિધાન કરનાર એક પણ મંત્ર છે નહિ. જે વેદ જોવાની સ્વયં મહેનત લેશે, તેને આ લખાણની પ્રતીતિ થશે.

અન્ય ગ્રંથોનાં થોડાં પ્રમાણ લખવાથી વિશેષ પ્રતીતિ થશેઃ—

ना कृत्वा प्राणिनां हिंसां मांसमुत्पद्यते क्वचित् ।
[illegible] मांसं विवर्जयेत् ॥ મનુ ૫-૪૮।

પ્રાણીઓની હિંસા કર્યા વિના માંસ મળતું નથી, અને પ્રાણીઓનો વધ કરવાથી નરકે જવાય છે, માટે માંસનો પરિત્યાગ કરવો જોઇએ;

વળી મહાભારતના શાન્તિપર્વનો ૩૪૫ મો અધ્યાય વાંચવા લાયક છે. ત્યાં કહ્યું છે કે—

अजेन यष्टव्यमिति प्राहुर्देवा द्विजोत्तमान् ।
स च छागोऽप्यजो ज्ञेयो नान्यः पशुरिति स्थितिः ॥ ६ ॥

એટલે અજ વડે યજ્ઞ કરવો, અને તે અજને છાગ કહે છે. છાગનો અર્થ અજ્ઞ માણસ બકરો ન સમજી લે, એટલા માટે નીચે પ્રમાણે તે સ્પષ્ટ કરે છે,—

बीजैर्यज्ञेषु यष्टव्यमिति वै वैदिकी श्रुतिः ।
अजसंज्ञानि बीजानि छागं नो हन्तुमर्हथ ॥ ७ ॥

અજનો અર્થ બીજ લેવાનો છે. કંઇ બકરાને મારી હોમવાનું વિધાન નથી. વધારે સ્પષ્ટ શબ્દોમાં કહિયે, તો અજનો અર્થ ત્રણ વર્ષના જૂના ચોખા, ને છાગનો અર્થ સુગન્ધયુક્ત હવનસામગ્રી છે, એમ પૂર્વમીમાંસાના છઠ્ઠા અધ્યાયમાં કહેલું છે.

વળી કેટલાક ભોળા લોકો એમ પણ સમજે છે કે સત્યયુગમાં યજ્ઞમાં હિંસા થતી હતી, તે ભ્રાન્તિ દૂર કરવાને નીચેનું પ્રમાણ બસ છે,—

इदं कृतयुगं नाम कालः श्रेष्ठः प्रवर्त्तितः ।
अहिंस्या यज्ञपशवो युगेऽस्मिन्न तदन्यथा ॥
नैष धर्मः सतां देवा यत्र वध्येत वै पशुः ।
इदं कृतयुगं श्रेष्ठं कथं वध्येत वै पशु ॥

સત્યયુગ, જે શ્રેષ્ઠ યુગ ગણાય છે, તેમાં યજ્ઞમાં પશુની હિંસા નહોતી થતી. સાધારણ બુદ્ધિથી વિચારતાં જણાશે કે અધમકાળ જે કલિયુગ, તેમાં પશુહિંસા નિન્દ્ય ગણાય છે, તો તેવું નિન્દ્ય કર્મ ઉત્તમકાળમાં પ્રશસ્ય શી રીતે ગણાય ? તો હિંસાપ્રતિપાદક વચનો કેમ ઘણે ઠેકાણે દૃષ્ટિગોચર થાય છે? આનો ઉત્તર શાન્તિપર્વમાં આ પ્રમાણે છે,—

सुरा मत्स्या मधु मांसमासवं कृशरौदनम् ।
धूर्तैः प्रवर्त्तितं ह्येतन्नैतद् वेदेषु कल्पितम् ॥

દારૂ, માંછલાં, માંસ વગેરેનું પ્રતિપાદન કરનારા નાસ્તિક મૂર્ખ ધૂર્ત લોકજ છે, એ લોકોએ બનાવટી શ્લોકો લખી માન્ય પુસ્તકોમાં ઘાલી દીધા છે, એ નક્કી સમજવું. આ વિષય ઉપર વેદ તથા મીમાંસાનાં પ્રમાણો સાથે એક ખાસ નિબંધ લખવાનો હોવાથી. આજ અહિંજ અટકીશું.

# * જીવન સાફલ્યની જૂદી જૂદી માન્યતા.

જૂના સમયના મનુષ્યો તેમજ હાલના સમયના પણ ઘણા ખરા મનુષ્યોની હેવી માન્યતા છે કે સંસારમાં તેજ માણસ તરી પાર ઉતર્યો કે જેણે પાંચ પૈસા એકઠા કર્યા છે, થોડા ઘણા જે પોતાનો વાડી વિસ્તાર છે તેને પરણાવ્યાં પરતાવ્યાં છે ને ન્યાતજાતમાં વાહ વાહ બોલાઈ છે ને મરતી વખત પાછળ વારસામાં પાંચ પચીસ હજાર મૂકતા ગયા છે. આ જીવન સફળ થઈ ગયું. જો વાડીવિસ્તારમાં પુત્ર પ્રાપ્તિ ના હોય ને માત્ર પુત્રીજ હોય તો કાંઈક ઉણું કહેવાય ને પછી જો નિર્વંશજ રહી જવાયું તો તો જીવન એળે ગયું. જીવન સફળ કરવા સારૂ એક સ્ત્રીથી પુત્ર પ્રાપ્તિ ના થઈ તો બીજી ને બીજીથી નહી તો ત્રીજી એમ કરીને વંશવૃદ્ધિ થઇ એટલે ભવસાગર ઉતરી ગયા. વળી હેવી પણ માન્યતા છે કે જે મનુષ્ય મનુષ્યવસવાટથી દૂર અરણ્યમાં જઈ મઢુલીઓ બાંધી કપિલા ગાયના મધુર પય તથા ફલફલાદિનોજ આહાર કરી પરમાત્માની ખોળમાંજ જીવન પૂર્ણ કરે તેનું જીવ્યું સાર્થક છે. વળી હેવી પણ માન્યતા છે કે રણમાં પાછાં પગલાં ના કરતાં સ્ત્રી પુત્રાદિક સર્વસ્વના ભોગે પોતાના દેશની ખાતર પ્રાણનો ભોગ આપે તેનુંજ જીવ્યું સફળ છે. સ્પાર્ટન પ્રજા આજ ધોરણ ઉપર ચાલતી હતી ને આપણો રજપુતોનો ઈતિહાસ પણ એજ નિયમ બતાવે છે. વળી એ પણ માન્યતા છે કે જે પુરૂષ સાહિત્ય સંગીત કલાવિધાનમાં પારંગત હોય, જેણે લોકોપયોગી એક વા અનેક પુસ્તક રચ્યા હોય તેનોજ જન્મારો સફળ છે. પાશ્ચાત્ય દેશોમાં હેવી માન્યતા છે કે દુનિયાના સઘળા વ્યાપારને જે પોતાને હસ્તક કરે તેજ તેની માતાનો ખરો પુત્ર છે અથવા તો પ્રજાનો નેતા બને, દુનિયા ઉપરના દેશો જીતે, નબળા દેશોને ગળી જવાની કળામાં કુશળ હોય, જગતનો એક સામટો સંહાર કરે હેવું યંત્ર બનાવે, નવીન ઈચ્છાઓ ઉત્પન્ન કરે ને તેને સંતોષવા અનેક ચિત્ર વિચિત્ર ચીજો શોધીને બનાવે તેજ જગતમાં જીવ્યો કહેવાય. વળી જે મનુષ્ય પ્રકૃતિ ઉપર ઈશ્વર તુલ્ય સત્તા કેવી રીતે ભોગવાય તેની રીતો જણાવે તોજ તેની માની કુખ ના લજવાય. આમ અનેક માન્યતા ચાલી રહેલી છે, તો પછી ખરૂં જીવનસાફલ્ય કોને કહેવું તેનો વિચાર થઈ પડે છે. ત્યારે સફળ જીવન કોને કહેવાય, જીવનની

**જીવનની સફળતા કોને કહેવાય**

સફળતા આપણા લક્ષ્ય બિંદુના પ્રતિપાદનમાંજ માત્ર નથી રહેલી, અઢળક ધનની પ્રાપ્તિ કરવી, મહાન્ પદ્વિ મેળવવી, કે વિદ્વત્તા, વક્તૃત્વ શક્તિ, અથવા રાજ્યદ્વારી બાબતોમાં પ્રખ્યાત થવું એથીજ માત્ર જીવન સફળ થયું એમ માનવું તે વાસ્તવિક નથી. આવી રીતે ખ્યાતિ મેળવવામાં જીવનસાફલ્ય હોય પણ ખરૂ ને ના પણ હોય. હામાંનું એક પણ સાધન આપણે સંપાદન કર્યું હોય છતાં જીવન તો એળેજ ગયું હોય. નીતિના નિયમ વિરૂદ્ધ વર્તન કરી પુષ્કળ પૈસો મેળવ્યો હોય, ગુલામને છાજતી ખુશામત કરી માન મર્તબો ઈલકાબ વિગેરે પ્રાપ્ત કર્યું હોય, વિદ્વત્તા અને મહાન્ પદ્વિનો ઉપયોગ માત્ર પોતા-

* આ લેખ ગુજરાત સાહિત્ય સભા આગળ વાંચવામાં આવ્યો હતો.

નાજ સ્વાર્થી ઉત્કર્ષમાં થયો હોય તો તે જીવન સફળ થયું એમ માનવું એ ભૂલ ભરેલું છે. હાલી પ્રાપ્તિને કાંઈક અંશે જીવન સફળ થયું છે એમ માની લેઇએ તો ભલે; બાકી ખરેખરી સફળતા તો આત્મશ્રદ્ધા રાખી ખીલાવેલી આત્મશક્તિઓનો નીતિને રસ્તે ઉપયોગ કરવામાંજ રહેલી છે. મનુષ્યને આપેલી બુદ્ધિનો સદુપયોગ કરવામાંજ મનુષ્યત્વ રહેલું છે. કેહેવત છે કે સોના કરતાં શાણપણ સારૂં. નીતિના ભોગે લાભ થાય તેના કરતાં લાભ ના થાય તેજ સારૂં છે. હિંદુસ્થાનના ઇતિહાસમાં લોર્ડ ક્લાઇવના વખતનાં અમીચંદની વાત આપણે જાણીએ છીએ. તે માણસ જાતે ઉદ્યમી, ખંતીલો ને કરકસરીઓ હતો. બાપદાદાનો ધંધો વેપારનો હતો તેથી ઉમ્મર લાયક થતાં વેપારમાં જોડાયો ને બાર વરસની અંદર બે કરોડ રૂપીઆ કમાયો. જન્મથી એનો ઉદ્દેશ પૈસોજ હતો. એ ઉદ્દેશ પાર પડયો એટલે શું જીવન સફળ થયું? એક પાઇ પણ નીતિથી કમાયો નહોતો. આપણા મર્હુમ ટાટાનો દાખલો આ સાથે સરખાવીએ. એનો પણ ઉદ્દેશ વેપાર કરી પૈસો કમાવવાનો હતો પણ ફેર એ હતો કે એક પોતાનેજ સારૂ કમાતો અને એકઠા કરતો જ્યારે બીજાએ જગતમાં જન્મી એજ પણ લીધું હતું કે પૈસો પરઉપકાર સાથેંજ કમાઇશ. મનુષ્યને આખી દુનિયા ઉપરનું રાજ્ય મળે ને પોતાના આત્માનું સુખ ખુએ તેથી શો ફાયદો? જીસસ ક્રાઈસ્ટે કહ્યું છે કે He is not rich who lays up much, but he who lays out much. અમેરિકામાં Lawrence કરીને એક મરચન્ટ પ્રીન્સ થઈ ગયો જે પરસેવો ઉતારીને એક વખત સાત લાખ ડોલર કમાયો ને સાતે લાખ ડોલરની લોકોપયોગી કામમાં સખાવત કરી. તેણે કહ્યું છે કે Make all you can, Save all you can, Give all you can.- પુત્રાદિકને કરોડો રૂપીઆનો વારસો આપી જઇએ તેના કરતાં દૃષ્ટાંતથી મહાન્ ગુણોની છાપ તેમનાં કુમળાં હૃદય ઉપર પાડી ખરૂં મનુષ્યત્વ શેમાં રહ્યું છે તેનો વારસો મૂકી જઇએ તો દુનિયાને કેટલો લાભ થાય! મનુષ્ય એકલે હાથે પોતાનું જીવન સફળ ક્વચિતજ કરી શકે છે. બીજાની સહાયતાની પણ જરૂર છે. જગતમાં જે જે મહાન્ શોધો થઇ છે તેના શોધકે જગત્ ઉપર ઉપકાર કર્યો છે, પણ એમના ઉપર જગતે પણ ઉપકાર કર્યો છે. નવાં નવાં યંત્રોને નવી નવી વિદ્યા એકજ પુરૂષથી નથી ઉદ્ભવ્યાં. સેંકડો વર્ષથી ગત જમાનાના પુરૂષોનું તત્સંબંધી જ્ઞાન કામે લગાડવાથીજ ફતેહ મળેલી છે જીવન સફળ કરવા પુરૂષને જેટલી બીજાની જરૂર છે તેટલીજ સ્ત્રીની સહાયતાની જરૂર છે. પુરૂષ એકલે હાથે જગતને જીતવાને સામર્થ્યવાન્ નથી. જન્મથીજ પુરૂષની આત્મશક્તિઓની ખીલવણી

સ્ત્રીની સાહાયતાની જરૂર.

સ્ત્રીને હાથેજ થાય છે. સ્ત્રી ધારે તો પુરૂષને દેવ બનાવે છે ને તે ધારે તો તેને દાનવ બનાવે છે. સ્ત્રી ધારે તો પુરૂષને બાયલો બનાવે છે ને તેજ જો ધારે તો પુરૂષને મર્દ બનાવે છે. મહાત્મા કબીરજીનો દુહો છે કેઃ—

નારી નિન્દા મત કરો નારી નરકી ખાણ
નારીસેં ઉત્પન્ન ભયે ધ્રુ પ્રહ્લાદ સમાન.

જીવન સફળ કરવામાં હિમ્મત—નૈતિક માનસિક બળની ખાસ આવશ્યકતા છે.

**નૈતિક માનસિક બળની આવશ્યકતા.**

જેમ રણભૂમિમાં હિમ્મતની જરૂર છે તેમજ આપણી હમેશની જીંદગીમાં પણ તેની જરૂર છે. પ્રામાણિક થવામાં પણ તેની જરૂર છે. દુનિયાની મોહમાયામાં અને લાલચો સામા બાથ ભીડવામાં, સત્યવક્તા થવામાં તથા આપણેજ માનથી તેવા થવાનો ઢોંગ ના કરવામાં હિમ્મતની જરૂર છે. મનુષ્ય સમજે છે ખરો કે આમ આમ કરવું તેજ સારૂં છે, છતાં તેમ કરવાની તેનામાં પુરતી હિમ્મત નથી. કાયા હોવાનો મનુષ્ય પોતાની ફરજ સમજતાં છતાં દૃઢ ઠરાવથી પોતાના સત્ય નિયમને અડગ રીતે વળગી રહેતો નથી. મોટાં મોટા પરાક્રમ કરવાના ઘણાએ સંકલ્પ બંધાય છે, પણ તે માત્ર શબ્દોમાંજ સમાઈ રહે છે. કાર્ય કરવા કલ્પના કરતાં છતાં તે કદી યત્ન પામતાં નથી. આ બધું નિષ્ફળ થવાનું કારણ તપાસવામાં આવે તો નૈતિક માનસિક બળની ખામી છે. સંસાર વ્યવહારમાં ને ધંધા રોજગારમાં મ્હોએથી વાતોના તડાકા મારી કરતાં કરી બતાવવું એજ સારૂં છે. જેને આપણે નાત જાત અને સંસાર વ્યવહાર કહીએ છીએ તેની વિકારી અસરો આપણને થતી અટકાવવાને કોઇ મોટા બળની જરૂર નથી. રૂઢી જોગણી ગમે તેટલી હઠીલી છે પણ તેની સત્તા કાંઈ એવી વેરી નથી. ઘણા નાતની મોટાઇ અને ડોળદમામમાં, ઘણા જ્ઞાતિ રીવાજના બંધનમાં અને ઘણા પોતાના જ્ઞાતિભાઇઓના મતમતાંતરની બેડીમાં સંકડાઇને પડેલા છે. તેમાં એવા તો થોડાજ હશે કે જે ચાલતી પ્રથાની બહાર દૃષ્ટિ ફેરવીને વિચાર કરે, પોતાની જ્ઞાતિની હદની બ્હાર વધીને કાંઈ પણ કૃત્ય કરી શકે અને પોતાની વ્યક્તિના વિચાર અને ક્રિયાને સ્વતંત્રપણે જાહેર કરી અમલ કરે. આફ્રિકાના જંગલી લોકોના રીવાજ તથા ચીનાઓના રીવાજ વાંચી, સાંભળી કે જોઇને આપણે તેમની મશ્કરી કરીએ છીએ પણ આપણા પોતાનાજ ઘરમાં, નાત જાતમાં તો નજર કરી જુઓ કે કેટલી કઠંગી રૂઢીઓ આપણામાં છે અને એજ રૂઢી દેવી આખા હિંદુસ્થાનમાં અંબાભવાનીની જાગતી જ્યોતની પેઠે ભપે ઝળહળી રહી છે અને પોતાના રાતા પીળા બળતાથી વિશ્વને બાળી રહી છે. નૈતિક માનસિક બળની ખામી ક્યાં સુધી જણાશે ? હાથીના ચાવવાના જૂદા અને દેખાડવાના જૂદા. ઘરમાં બતાવવાનો વિચાર જૂદો ને જનસમૂહને રાજી કરવાને બાપણુમાં જાહેર કરવાનો વિચાર જૂદો. નીતિ બળની નામશેષ સર્વત્ર પ્રસરી રહી છે. આ વાતને પ્રત્યાઘાત સરખાજ હોય. ઉચ્ચ પંક્તિના મનુષ્યોમાં ઢોંગ અને જે કાળે જેવી ગરજ તે પ્રમાણે વર્તવામાં આવે તો પછી નીચલા વર્ગના મનુષ્યમાં પણ એવોજ ખોટો ડોળને ઢોંગ કેમ ના આવે. મનુષ્ય પોતે જેવો હોય તેવાજ બતાવવાની તેનામાં છાતી હોવી જોઇએ. પરાયા મનુષ્યના પ્રતિધ્વનિ રૂપ નાજ થવું જોઇએ. જેટલે દરજ્જે આત્મશ્રદ્ધાને માનસિક બળ ઓછું તેટલે દરજ્જે જીવન સફળ થવામાં ખામી આવે છે નૈતિક માનસિક બળ જેનામાં છે તેજ ખરો નર છે, તેજ દુનિયાને દોરે છે, ને તેના ઉપર અમલ ચલાવે છે. તે નરનું જીવન જાગતી જ્યોત માફક હરદમ ઝળઝળતું રહે છે. તેનું ચરિત્ર સદાચરણમાં રહે છે. તેના વિચાર, તેનું ચૈતન્ય ને તેની છાતી ભવિષ્યમાં થનારી પ્રજાને સ્ફુરણાયમાન કર્યા કરે છે. પ્રત્યેક કાર્યમાં જે માણસ દૃઢ સંકલ્પવાળો હોય છે તેની સામા ભલે આખું લશ્કર સજ્જ થઇને ઉભું હોય તોપણ તે પોતા-

ના હૈયાને પાકું પથ્થર જેવું કરીને જેમ ભીમસેન દુઃશાસન સામો રણમાં ભેટવા ગયો હતો તેમ તે પણ સામો બાથ ભીડતો અને પંન્જ ઠોકતો ચાલ્યો જાય છે. જે માણસોએ જગતને પ્રચંડ બળથી અસર કરી છે તેઓ કાંઈ વિશાળ બુદ્ધિવાળાજ હતા એમ છેજ નહિં. પણ દૃઢ નિશ્ચયના અને કાર્ય સિદ્ધ કરવામાં સહનશીલ શક્તિવાળા હતા. રોક્યા રોકાય નહીં ને જીત્યા જીતાય નહીં એવા નિશ્ચયથી પોતાના કાર્યમાં દોરાતા હતા. જીવન સફળ કરવામાં આત્મસંયમની પણ જરૂર છેજ જીવન સફળ કરવાને પૈસો જોઇતો નથી, નથી જોઇતી હુંશીઆરી કે નથી જોઇતી કીર્તિ, નથી જોઇતી સ્વતંત્રતા કે નથી જોઇતું આરોગ્ય કે નથી જોઇતી કોઈ શારીરિક શક્તિ, પણ માત્ર એક આત્મશ્રદ્ધા રાખીને લક્ષ્ય બિંદુએ પહોંચવાને આત્મશક્તિઓનો ખરે વખતે એકજ બિંદુ ઉપર સચોટ જમાવ કરવારૂપી ભક્તિનીજ જરૂર છે.

**જીવન સફળ થવામાં ખામીઓ કઈ છે.**

જીવન સફળ થવામા ખામીઓ નડે છે, પણ જે રસ્તે આપણી બુદ્ધિનું સ્વાભાવિક વલણ આપણને સમજાય તેજ રસ્તે આત્મશ્રદ્ધા રાખી ધીરજ ને ખંતથી ઉદ્યોગ નિરંતર કર્યા કરીએ તો લક્ષ્યબિંદુએ કોઇક દીવસ તો પહોંચીએજ. પરંતુ આપણી કહેવાતી કેળવણી એવી છે કે આપણને ખણાખરાને કિઓ રસ્તો બુદ્ધિને રૂચિકર છે તેજ શરૂઆતથી સમજાતું નથી, તેથી પછી જે કાંઈ વચ્ચે અકસ્માતમાં આવી ગયું તે ઝડપી લઇએ છીએ ને તેમાં પણ સિદ્ધિ થાય કે ના થાય પણ આપણું આર્યમન એક જાતનો સંતોષ-માની બેશી રહે છે.

**ખરી કેળવણીની જરૂર.**

જીવન સફળ કરવા સારૂ ખરી કેળવણીની જરૂર છે. સ્કુલ કે કોલેજમાં ભણી ઉતર્યા એટલે કેળવણી લીધી એમ મ્હારૂં કહેવું નથી. એવી કેળવણી હોવી જોઇએ કે જે આપણી બુદ્ધિને શુદ્ધ કરી તીવ્ર બનાવે, આપણા સ્વભાવને સુધારે, આપણા હૃદયને પ્રેમમય બનાવે ને મનુષ્યને છાજતી રીતભાતો શીખવે જેથી કરીને જગતમાં રહી શકીએ ને જગતને ભાગે ના પડીએ. બી. એ. કે એમ. એ. થઈ પાંચ પચાસની નોકરી લઇએ, બે, ચાર કલબોમાં સભાસદ થઇએ, જેની ને તેની સાથે ફાવતું ના આવતાં ગાળો દઈ તું તાં કરી ચેત પ્રકાશીએ તે કેળવણી ના કહેવાય. તુલસીદાસે કહ્યું છે કેઃ—

> પ્રભુતાકો સબકો ચહે, પ્રભુકો ચહે ન કોઇ
> તુલસી જો પ્રભુકો ચહે, આપહી પ્રભુતા હોઇ.

પણ હેવા અણુઘડ સાથે કામ પડતાં મનુષ્યે તો એજ દીલાસો લેવો કેઃ—

> જીનમેં જીતની બુદ્ધિ હય, ઇતના દેત બતાય
> ઇસસે બુરા ન માનીએ બ્હોત કહાંસિ લાય.

છેવટે એજ કહેવાનું છે કે कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन। એ બુદ્ધિ રાખીને જેટલું નીતિને માર્ગે પરોપકારાર્થે કર્તવ્યકર્મ થાય તેટલુંજ જીવન સફળ થયું ગણાયે

---

राष्ट्रसूक्तम् ।

अहं सोममाहनसं बिभर्म्यहं त्वष्टारमुत पूषणं भगम् ।

अहं दधामि द्रविणं हविष्मते सुप्राव्ये यजमानाय सुन्वते ॥ २ ॥

અર્થ—( आहनसं ) શત્રુઓનો નાશ કરનારો અથવા શત્રુઓનો નાશ કરવાની ઇચ્છા રાખનારો, એવો જે પુરૂષ ( स + उमं ) ઉમાવાળો, અર્થાત્ વિદ્યાવાળો, [ કારણ કે કેનોપનિષદ્ ૩।૧૨ ના ભાષ્યમાં શ્રી શંકરાચાર્યે લખ્યું છે કે उमां विद्यामिति ઉમાનો અર્થ વિદ્યા થાય છે ], શાંત, ધૈર્યવાન્ અને ઐશ્વર્યવાન્ હોય છે તેને હું ( अहं ) વાગામ્ભૃણી ( વિદ્યારૂપી પરમાત્માની શક્તિ ) ( बिभर्मि ) ધારણ કરૂં છું પોષણ કરૂં છું અથવા ઉત્સાહિત કરૂં છું. વિદ્યાના યોગથી શત્રુઓને જીતવાનું સામર્થ્ય શરીરમાં આવે છે. તેવીજ રીતે જે કોઈ ( त्वष्टारं ) શિલ્પકળા જાણનારો યંત્ર, વિદ્યામાં પ્રવીણ હોય છે અને ( पूषणं ) પોષક અને ( भगं ) ધન વિદ્યા ઇત્યાદિ ઐશ્વર્યોથી યુક્ત હોય છે તે સઘળાની આ વિદ્યાના યોગથી ઉન્નતિ થાય છે. તેજ પ્રમાણે જે ( हविष्मते ) સર્વ પ્રકારના યજ્ઞોમાં અવશ્યપણે જોઈતા દ્રવ્યોને એકત્ર કરનાર અને તે દ્રવ્યોનું દાન કરનાર હોય છે, જે [ सुप्राव्ये ] પોતાની પાસેના સાધન વડે બીજાઓને સાહાય્ય કરે છે, જે ( सुन्वते ) ઐશ્વર્યની વૃદ્ધિ કરવાનો ઉપાય કરે છે, અને જે ( यजमानाय ) સજ્જનોનો સત્કાર તેમની સાથે મિત્રતા અને તેમના ઉપર પરોપકાર કરે છે તેમને (अहं) હું વાગામ્ભૃણી વિદ્યા (द्रविणं) ધન અને બળ (दधामि) આપું છું.

ભાવાર્થ—શત્રુઓનો નાશ કરનારા અથવા નાશ કરવાની ઇચ્છા રાખનારા વિદ્વાન્ ધૈર્યવાન્ અને ઉદ્યોગી પુરૂષ આ વિદ્યાના બળથી ઉત્સાહિત થાય છે. જે કોઈ શિલ્પશાસ્ત્રમાં પ્રવીણ, લોકોનું પોષણ કરનાર, ધનવાળા અને એવી બીજી સઘળા પ્રકારની સંપત્તિઓથી યુક્ત હોય છે તે સઘળાઓને આ વિદ્યાના યોગથી પોતાના કાર્યમાં પ્રેરણા થાય છે. તેવીજ રીતે જે લોકો કને પુષ્કળ સાધનો છે અને પોતાના સાધનોનો ઉપયોગ બીજા લોકોને મદદ કરવામાં કરે છે, જે ઉન્નતિને માટે મહાભારત પ્રયત્નો કરી રહ્યા છે, જે લોકો સજ્જનોની સાથે મિત્રતા કરી તેમનો તેમની યોગ્યતા પ્રમાણે સત્કાર કરે છે, જેઓ પરોપકાર માટે પોતાના સ્વાર્થનો ત્યાગ કરવા તૈયાર થયેલા છે તેવા સઘળા લોકોને આ વિદ્યાના સાહાય્યથી દ્રવ્યની પ્રાપ્તિ થાય છે.

( સંપૂર્ણ. )

# વિદ્યુત્

( ગત અંકથી અનુસંધાન. )

વિદ્યુત્ પ્રતિરોધકોને વિશ્લેષક એવી સંજ્ઞા આપવામાં આવી છે, કારણ કે કોઇ પણ પ્રવાહક વસ્તુમાં વિદ્યુતને રાખવી હોય તો તે પ્રવાહક વસ્તુને પ્રતિરોધક વસ્તુના હાથા હોવા જોઇએ. તેથી પ્રતિરોધકનો ઉપયોગ પણ્જે અમલનો ?? પ્રતિરોધક વસ્તુના પાયાવાળાં આસનો ઉપર પ્રવાહક વસ્તુઓને વિદ્યુદુત્તેજિત કર્યા પછી મુકવી જોઇએ અને તે પ્રમાણે મુકવામાં ન આવે તો વિદ્યુત્ તે પ્રવાહક વસ્તુમાથી અવિશ્લેષિત (uninsulated) આસનમાં પસાર થાય છે. અને આસનમાંથી તુરત પૃથ્વીમાં પ્રસરી જાય છે. તેથી કુદરતે પ્રતિરોધક અથવા વિશ્લેષક વસ્તુઓને ઉત્પન્ન કરીને વિદ્યુત્ના કાર્યનો પ્રત્યક્ષ અનુભવ કરી શકવાની બુદ્ધિશાળી મનુષ્યોને શકિત બક્ષી છે.

વિદ્યુતપ્રવાહક અને વિદ્યુતપ્રતિરોધક વસ્તુઓમાંની મુખ્ય વસ્તુઓને નીચેના કોષ્ટકોમાં આપી છે. વિદ્યુતપ્રવાહક વસ્તુઓના કોષ્ટકમાં જે વસ્તુમાં વિદ્યુતને પ્રસારવવાની શકિત વધારે હોય તેને પહેલી મુકવામાં આવી છે અને વિદ્યુત્ પ્રતિરોધક વસ્તુઓમાં જે વસ્તુમાં વિદ્યુત્ના પ્રવાહને અટકાવવાની શકિત વધારે હોય તેને પહેલી મુકવામાં આવી છે.

### વિદ્યુતપ્રવાહક વસ્તુઓ.

૧. સઘળી ધાતુઓ.
૨. સારી રીતે બાળેલો કોલસો.
૩. સક્ષાર દ્રાવણો. (Saline solutions.)
૪. કાચી ધાતુઓ.
૫. સમુદ્રનું પાણી.
૬. ઝરાનું પાણી.
૭. વરસાદનું પાણી.
૮. બરફ.
૯. ચૈતન્યયુકત ભાજીપાલો.
૧૦. શણ.
૧૧. ચૈતન્યયુકત પ્રાણિઓ.
૧૨. ભીની માટી અને પથરા.

### વિદ્યુત પ્રતિરોધક વસ્તુઓ.

૧. રાળ
૨. ગંધક.
૩. લાખ.
૪. કાચ
૫. અબરખ.

૬. રેશમ.
૭. ઊન.
૮. કોરો કાગળ
૯. ચામડું.
૧૦. આરસપહાણ.
૧૧. કપૂર.
૧૨. ચુનો.
૧૪. તેલ.

માણસનું શરીર ઘણુંજ સારૂં વિદ્યુત્પ્રવાહક છે. જો કોઈ માણસ કાચના પાયાવાળા આસન ઉપર ઊભો રહે અને તેને બીજો માણસ બીલાડીના ચામડાવતે મારે તો કાચના પાયાવાળા આસન ઉપર ઊભો રહેલો માણસ વિદ્યુદુત્તેજિત થશે અને તેના શરીરની પાસે આંગળીના પૃષ્ઠ ભાગને ધરવાથી વિદ્યુત્ સ્ફુલિંગો (તણખા) લેઇ શકાશે

જો કોઈ વિદ્યુદુત્તેજિત પ્રવાહકનો કોઇ બીજા પ્રવાહકં સાથે સ્પર્શ થાય તો બીજો પ્રવાહક પણ વિદ્યુદુત્તેજિત થશે; એટલે વિદ્યુદુત્તેજિત પ્રવાહકમાંથી બીજા પ્રવાહકમાં વિદ્યુત્ સંવહન (Conduction) ના સિદ્ધાંતે જશે જો બીજો પ્રવાહક પહેલા કરતાં ઘણો મોટો હોય તો પહેલા પ્રવાહકમાં વિદ્યુત્ એટલી ઓછી થશે કે તેમાં બીલકુલ વિદ્યુત્ નથી તેવો ભાસ થશે. તેટલા માટે કોઈ પણ પ્રવાહક પૃથ્વીને અડે છે તે પછી તેમાં વિદ્યુત્ નથી રહેતી એનું કારણ એ છે કે પૃથ્વી એક અત્યંત મોટો પ્રવાહક છે અને તેથી પૃથ્વીને અડનાર પ્રવાહકમાંથી સઘળી વિદ્યુત્ પૃથ્વીમાં ચાલી જાય છે.

જ્યારે હવા સુકી હોય છે ત્યારેજ વિદ્યુતના પ્રયોગો થઇ શકે છે, અને જ્યારે હવામાં ભીનાશ હોય છે ત્યારે વિદ્યુતના પ્રયોગો કરતાં ઘણી મહેનત પડે છે.

જો એક નાના બરૂના ગરના દડાને રેશમની દોરીથી લટકાવવામાં આવે તો તેને વિદ્યુતનું લોલક ( Electric Pendulum ) કહેવામાં આવે છે. જો રેશમની સાથે ઘસેલો કાચનો સળીઓ વિદ્યુતના લોલક પાસે લાવીએ તો તે દડો કાચના સળીઆ તરફ આકર્ષાય છે, અને કાચના સળીઆને અડે છે. પણ કાચના સળીઆને અડયા પછી કાચનો સળીઓ તે દડાને પ્રનોદન કરે છે. હવે ફલાલીની સાથે ઘસેલી લાખની લાકડીને વિદ્યુતના લોલકની પાસે લાવીએ તો દડો લાખની લાકડી તરફ આકર્ષાય છે અને લાખની લાકડીને અડે છે અડકયા પછી લાખની લાકડી તે દડાને પ્રનોદન કરે છે હવે વિદ્યુદુત્તેજિત કાચના સળીઆને તે દડા સાથે અડકાડીને પછી તે દડા પાસે વિદ્યુદુત્તેજિત લાખની લાકડીને લાવીએ તો લાખની લાકડી દડ ને આકર્ષે છે. વળી [illegible] દ્યુ ત્તેજિત લાખની લાકડીને દડા સાથે અડકાડીને તે દડા પાસે વિદ્યુદુત્તેજિત કાચનો સળીઓ લાવીએ તો કાચનો સળીઓ દડાને આકર્ષે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે [illegible] દ્યુતમાં બે પ્રકાર છેઃ રેશમ સાથે ઘસવાથી જે વિદ્યુત્ કાચના સળીઆમાં ઉત્પન્ન થાય છે તેને ધનવિદ્યુત ( Positive Electricity ) કહે છે અને ફલાલી સાથે લાખની લાકડીને ઘસવાથી

જે વિદ્યુત લાખની લાકડીમાં ઉત્પન્ન થાય છે તેને ઋણવિદ્યુત ( Negative Electricity ) કહે છે.

ઉપરના પ્રયોગોથી સિદ્ધ થાય છે કે ધનવિદ્યુત ધનવિદ્યુતને પ્રનોદન કરે છે અને ઋણવિદ્યુત ઋણવિદ્યુતને પ્રનોદન કરે છે. વળી ધનવિદ્યુત ઋણવિદ્યુતને આકર્ષે છે અને ઋણવિદ્યુત ધનવિદ્યુતને આકર્ષે છે, તેથી બન્ને પ્રકારની વિદ્યુત નીચેના નિયમો પ્રમાણે કાર્ય કરે છે.

૧. સરખા પ્રકારની વિદ્યુતો એક બીજાને પ્રનોદન કરે છે.

૨. વિરૂદ્ધ પ્રકારની વિદ્યુતો એક બીજાને આકર્ષે છે.

શાસ્ત્રજ્ઞ પુરૂષો એવું માને છે કે દરેક વસ્તુમાં ધનવિદ્યુત અને ઋણવિદ્યુત સરખા પ્રમાણમાં હોય છે. જ્યારે ધનવિદ્યુત અને ઋણવિદ્યુત કોઈ પણ પદાર્થમાં સરખા પ્રમાણમાં હોય છે ત્યારે તે પદાર્થ સ્વાભાવિક ( natural ) સ્થિતિમાં છે એવું કહેવામાં આવે છે. પણ ઘર્ષણાદિ ઉપચારોની મદદ વડે કોઈ પદાર્થમાં ધનવિદ્યુત ઋણવિદ્યુત કરતાં વધારે થાય છે ત્યારે તે પદાર્થને ધનવિદ્યુદુત્તેજિત ( Positively electrified ) કહેવામાં આવે છે. વળી જો કોઇ પદાર્થમાં ઋણ વિદ્યુત ધન વિદ્યુત કરતાં વધારે થાય છે ત્યારે તે પદાર્થને ઋણવિદ્યુદુત્તેજિત ( Negatively electrified ) કહેવામાં આવે છે. જ્યારે આપણે કાચને રેશમ સાથે ઘસીએ છીએ ત્યારે કાચમાંથી ઋણવિદ્યુત ઓછી થાય છે, અને રેશમમાં જતી રહે છે, અને ધનવિદ્યુત રેશમમાંથી કાચમાં જતી રહે છે; તેથી કાચ ધનવિદ્યુદુત્તેજિત થાય છે અને રેશમ ઋણવિદ્યુદુત્તેજિત થાય છે. તેવીજ રીતે જ્યારે લાખની લાકડીને ફલાલી સાથે ઘસીએ છીએ ત્યારે ઋણવિદ્યુત ફલાલીમાંથી લાખની લાકડીમાં જાય છે અને ધનવિદ્યુત લાખની લાકડીમાંથી જાય છે, તેથી લાખની લાકડી ઋણવિદ્યુદુત્તેજિત થાય છે અને ફલાલી ધનવિદ્યુદુત્તેજિત થાય છે.

હવે ધન વિદ્યુદુત્તેજિત વસ્તુને કોઈ સ્વાભાવિક પ્રવાહક વસ્તુની પાસે લાવીએ તો સ્વાભાવિક પ્રવાહક વસ્તુમાંની ધન વિદ્યુત, ધન વિદ્યુદુત્તેજિત વસ્તુના પ્રભાવથી ધકેલાય છે અને તે પ્રવાહકના દૂરના છેડા ઉપર જતી રહે છે, પણ તેમાંની ઋણવિદ્યુત, ધનવિદ્યુદુત્તેજિત વસ્તુના પ્રભાવથી તે પ્રવાહકના પાસેના છેડા ઉપર આવી જાય છે. ધનવિદ્યુત ઋણવિદ્યુતને આકર્ષે છે તેટલા માટે પ્રવાહકની ઋણવિદ્યુત ધનવિદ્યુદુત્તેજિત વસ્તુના આકર્ષણવડે બદ્ધ સ્થિતિમાં રહે છે તેથી જો તે પ્રવાહકના દૂરના છેડાને આપણે અડીએ તો પ્રનોદિત ધનવિદ્યુત હાથમાંથી પૃથ્વીમાં પસાર થઈ જાયછે અને પ્રવાહકમાં ઋણવિદ્યુત રહે છે. હવે આપણે ધનવિદ્યુત્તેજિત વસ્તુને પ્રવાહકથી દૂર લઇ જઇશું તો ઋણવિદ્યુત આખા પ્રવાહકમાં પ્રસરી જશે, અને પ્રવાહક ઋણવિદ્યુદુત્તેજિત થશે આ પ્રમાણે કોઈ પ્રવાહકને વિદ્યુદુત્તેજિત કરીએ તો તે પ્રવાહક નિદોહન (Induction) ના સિદ્ધાંતે વિદ્યુદુત્તેજિત થયો છે એવું કહેવામાં આવે છે. જો કોઇ પ્રવાહકને નિદોહનના સિદ્ધાંતે ઋણવિદ્યુત્તેજિત કરવો હોય તો ધનવિદ્યુત્તેજિત વસ્તુને તે પ્રવાહક પાસે લાવવી જોઇએ. વસ્તુને એટલી પાસે ન લાવવી કે તે વસ્તુની ધનવિદ્યુત અને પ્રવાહકની આકૃષ્ટ વિદ્યુત એક બીજા સાથે ભળી ન જાય અને વસ્તુ અને પ્રવાહક વચ્ચે વિદ્યુત્સ્ફુલિંગ ન દેખાય. પછી તે વસ્તુને પ્રવાહકની પાસે રાખીને પ્રવાહકના દૂરના છેડાને હાથ વડે અડ-

કરવું અથવા કોઈ બીજા પ્રવાહકની મદદથી તેનો પૃથ્વી સાથે સંબંધ કરવો. પછી ધન વિદ્યુત્તેજિત વસ્તુને પ્રવાહકથી દૂર લઈ જવી. એવીજ રીતે જો કોઈ પ્રવાહકને ધન-વિદ્યુત્તેજિત કરવો હોય તો તે પ્રવાહકની પાસે ઋણવિદ્યુત્તેજિત વસ્તુ લાવવી અને ઉપર વર્ણવ્યા પ્રમાણે કાર્ય કરવું.

આ પ્રમાણે સંવહન અને નિદોહનના સિદ્ધાંતો વડે પ્રવાહકને વિદ્યુત્તેજિત કરી શકાય છે. તેથી તે સિદ્ધાંતોના આધારે કોઈપણ પ્રવાહકને વિદ્યુત્તેજિત કરી શકે એવા અનેક પ્રકારનાં યંત્રો બનાવવામાં આવે છે. વિદ્યુતનાં કાર્ય અને ઉપયોગો એટલા બધા છે કે તે બધાનું વર્ણન વિદ્યુતના ખાસ પુસ્તકમાંજ થઈ શકે. આ લઘુ લેખમાં વિદ્યુત કેવી રીતે ઉત્પન્ન થાય છે અને કેવી રીતે એક વસ્તુમાંથી બીજી વસ્તુમાં પ્રસરે છે એનું ફક્ત દિગ્દર્શન કરવા ઉપરાંત વધારે ઈચ્છા નહોતી રાખી. આટલા દિગ્દર્શનથી અમારા વાચકો વિદ્યુતના પુસ્તકો વાંચી પ્રત્યક્ષ અનુભવ પ્રાપ્ત કરવા પ્રેરાશે એવી આશા છે.

(સંપૂર્ણ)

---

## આપણાં ખનીજ સાધનો.

ગતાંકથી અનુસંધાન પૃષ્ઠ ૩૫૨.

ઉપર વર્ણવી ગયા તે ખનીજોને ખોદી કાઢી ઉપયોગી બનાવવામાં રોકવી પડતી આપણી બીજા ઉદ્યોગો સાથે સરખાવી જોતાં ઘણી થોડી છે. આપણા દેશમાં કારીગર મજુરો પણ મળી શકે તેમ છે, અથવા તો પ્રથમ રોકાયેલા જૂજ કેળવાયેલા કારીગરો બીજા મજુરોને સહેલાઈથી કેળવી શકે તેમ છે.

હવે આપણે પૃથ્વી ઉપર ખાણો તથા ખનીજ ઉપજનો વ્યાપાર કેટલો બહોળો ચાલે છે તેનું ઉપરચોટીયું અવલોકન કરી જઈએ.

પ્રથમ, સુવર્ણની ખાણોની શોધ થયા પહેલાં આસ્ટ્રેલીયાની ખેદજનક સ્થિતિ વિષે બરાબર ખ્યાલ આણો. તેની પ્રાચીન સ્થિતિ સાથે આધુનિક સ્થિતિને સરખાવતાં માલુમ પડે છે કે, જાણે તે દેશનું રૂપાંતર ના થયું હોય !! ત્યાંની વસ્તી ઘણીજ ઝડપથી વધી ગઈ છે, સુવર્ણની ખાણોની શોધથી મહેનતુ મજુરોની મોટી સંખ્યા ત્યાં ભરાવા લાગી છે, અને જે જુદા જુદા ઉદ્યોગો ઘણીજ કઢંગી હાલતમાં હતા તેનો હવે અજાયબી પમાડે તેવો ઉત્કર્ષ થયો છે.

કાલીફોર્નિઆની પણ તેજ સ્થિતિ હતી. તે પણ તેવીજ આબાદી ભોગવે છે, માઈસોરની ખાણોમાંથી ધાતુઓના (slag) કચરામાંથી નીકળેલા ફાલતુ સુવર્ણ ઉપરાંત ૧૦૩૦૭૪ આઉન્સ જેટલો સુવર્ણનો જથ્થો કાઢવામાં આવ્યો છે.

૧૯૦૨ ની સાલમાં ૩૪ કરોડ રૂપીઆની કીંમતનું રૂપું નીકળ્યું હતું, જેમાં મેક્સીકો અને યુનાઈટેડ સ્ટેટ્સમાંથી ૭૦ ટકા જેટલું મળી આવેલું હતું. વળી તેજ સાલમાં ૧૯ કરોડ રૂપીઆનું ત્રાંબુ નીકળ્યું હતું જેમાં લગભગ અધો અર્ધ યુનાઈટેડ સ્ટેટ્સમાંથી, ૧/૧૦ જેટલું સ્પેનમાંથી અને ૧/૪ જેટલું મેક્સીકોમાંથી મળી આવ્યું હતું.

તેજ વર્ષમાં પ્લેટીનમ ધાતુની ઉપજ સોળ હજાર ટ્રાય અઉન્સ જેટલી હતી જેની કીંમત લગભગ પાંચ લાખ રૂપીઆ થાય, જેમાંથી ૯૦ ટકા જેટલું રૂશીઆમાંથી પુરૂં પાડવામાં આવ્યું હતું.

આવીજ રીતે આપણે ધાતુ વિનાના પદાર્થોની એક ટુંકી નોંધ કરીએ. × × ×... બર્મા અને આસામમાં ૧૯૦૨ ની સાલમાં ગ્યાસતેલની પેદાશ ૫૭૦ લાખ ગ્યાલન હતી જેમાં એકલા બર્માની ૫૪૦ લાખ ગ્યાલન કરતાં વધારે હતી.

બહારપ્રાંતમાં સુરોખાર (Salt-peter)ની સરેરાશ પેદાશ આશરે ફક્ત ૨૨૨૬૦૦ હંડ્રવેટ જેટલી થઈ હતી એમ જણાવવામાં આવેછે પણ તે ખોટી રીતે જણાવવામાં આવી હોય એમ લાગે છે, કારણ કે કલકતામાંથી સ્વચ્છ કરેલા સુરાખારની વાર્ષિક નિકાશ છેલ્લાં પાંચ વર્ષોમાં ૩૬૯૪૪૪ હંડ્રવેટ થઈ હતી. આ ઉપરથી મૂળ સ્થિતિના સુરાખાર નો જથ્થો ઘણોજ હોવો જોઇએ.– + + + + +

હિંદની આધુનિક સ્થિતિ જે જુદી જુદી પ્રજાઓ સાથે આપણે સંબંધમાં આવ્યા છીએ તેમની સાથે હરીફાઈમાં ઉતરવા આપણી પ્રજાને શક્તિ ધરાવતી જોવાની આશા-ભેર માગણી કરે છે; માટે સમસ્ત રાષ્ટ્રના હિંદવાસીઓએ એક સંપથી સહકારી મંડળીઓ સ્થાપી કામ કરવા તત્પર થઈ જવું જોઇએ.

આ આપણી રાષ્ટ્રિય ફરજ છે. અર્થશાસ્ત્રમાં એક પરિચિત કથન છે કે Demand for commodities is not a demand for labour માલ માટેની માગણી તે મજુરીની માગણી નથી. વળી આ પણ તેટલુંજ ખરૂં છે કે Demand for a particular commodity gives a stimulus to the production of that commodity. " અમુક માલની માગણી, તે માલ વધારે ઉત્પન્ન કરવાનો ઉત્સાહ આપે છે. " તેમજ આપણા પ્રયત્નો, આપણી જરૂરીઆતો અને ઇચ્છાઓને આધીન થયેલા છે. પણ જડ પ્રવૃત્તિનું બંધારણ કદીપણ ત્યાગ કે સંન્યાસ ઉપર બંધાયલું નથી. આપણે અવશ્ય કરીને સર્વ દિશા તરફ પ્રવૃત્તિ કરવા માટે સર્જાયેલા છીએ. અને આપણુને જીવનના પલ્લામાં નીચા નમી પડવાનું નથી. ફક્ત આપણે એકસંપ કરી સહકારી મંડળી દ્વારા મ્હોટા પાયા ઉપર પ્રયત્નો કરી, આપણી સ્થિતિ સુધારવાની મળતી દરેક તકનો સદુપયોગ કરી આપણું કર્તવ્ય બજાવવાનું છે. હિંદભૂમિમાં ઉત્પન્ન કરવાની શક્તિમાં વધારો કરવાની તેમજ બની શકે તે રીતે સુધારો કરવાની જરૂર છે.

એક હિંદવાસીની જરૂરીઆત ઘણીજ થોડી છે છતાં તેને બીજા ઉપર આધાર રાખવો પડે છે. તેને રહેવા માટે મકાન તથા સખત ટાઢમાંથી બચવા લુગડાંની જરૂર છે બીજું તેને ખેતી માટે ઓજારો અને ગુડ, વાસણ, કોસ, અને રાંધવાનાં સાધનોની જરૂર છે, તેમજ ઉપરાંત કેટલીક મોજશોખની ચીજો તેમજ અલંકારની જરૂર છે. પરં આ બધી જરૂરીઆતો પૂરી પાડવા જુદી જુદી જાતની દરેક પ્રવૃત્તિની જરૂર છે

આ બધી પ્રવૃત્તિઓમાં ખાણો અને ખનીજ પદાર્થો ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે તે કહેવું નિરર્થક ગણાશે. બીજા દેશના ખેડુતો તેમના ખાતર માટે કેટલીક ખનીજ વસ્તુઓ વાપરે છે.

જમીનમાંથી નાના ગાંઠના રૂપમાં મળી આવતી અદ્રાવ્ય (insoluble) ફોસ્ફેટની ખનીજોનું ચૂર્ણ કરી ગંધકના તેજાબ સાથે અજમાવીએ તો પાણીમાં ઓગળી શકે તેવી બની શકે છે, અને તેટલા માટે છોડવાઓના મૂળમાં સહેલાઇથી મળી શકે છે. આ ફોસ્ફેટ્સના ગઠ્ઠાની કેટલીક ખાણો ઉદેપુર અને ત્રીચીનોપોલીના ખડકોમાં મળી આવે છે.

જીપ્સમ અથવા તો ( Hydrated Calcium Sulphate ) ના ઘણા જુદા જુદા કામમાં ખાતર તરીકે વપરાય છે (Indigo) ગળીનો પાક ખૂબ વધારવો એવું હમણા માલુમ પડ્યું છે, તેથી જીપ્સમની વધુ માગણી થવાનો સંભવ છે. હિંદમાં ગળીના ખેડાણમાં રોકાયલા ખેડુતો અને બીજાઓને પાક ખૂબ વધારવા જીપ્સમની જરૂર પડશેજ. વળી જીપ્સમને બાળી ભસ્મ ( Calcine ) કરવાથી પ્લાસ્ટર ઓફ પારીસ બને છે, જે સાંધા કરવામાં તેમજ બીજા કામમાં ઘણીજ કીમતી ગણાય છે. માટીનાં વાસણ બનાવવા અને પોલીશ ( ચળકતા ) કરવાના કામમાં પણ આવે છે. ત્રીચીનોપલ્લીના માટીના ખડકોમાં ચીંગલપટ્ટની માંટીમાં અને દક્ષિણના કેટલાક ભાગમાં તે મળી આવે છે.

અસ્વચ્છ (Salt-peter) સુરોખાર, પડો તેમજ તંબાકુના ખાતર માટે ઘણીજ ઉપયોગી છે. આમાથી ઉત્પન્ન થતી આવક તપાસતાં માલુમ પડે છે કે આશરે ૪૭૩ લાખ રૂપીઆની કીમતનો સ્વચ્છ કરેલો સુરોખાર ૧૯૦૨-૦૩ વર્ષોમાં પરદેશ ખાતે હિંદમાંથી નિકાસ થયો હતો અને હિંદમાંથી નિકાસ થતી અગત્યતા ધરાવતી કોઈપણ રાસાયણિક વસ્તુઓમાં આ એકલીજ છે.

આ સિવાય આપણને ત્રાંબાના ( Pyrites ) પત્થરોની વિશાળ ખાણો માલુમ પડે છે, જેને જો ત્રાંબા તથા ગંધકની સંયુક્ત પેદાશ તરીકે ઉપયોગમાં લેવામાં આવે તો, તેમજ તેથી પણ આગળ ચાલતાં હિંદ અને તેના પડોશના દેશોની ફોસ્ફેટ્સની ખાણોમાંથી (Super-phosphtes) વધુ ફોસ્ફેટ્સવાળી બનાવવામાં આવે તો હિંદ માટે એક ઘણુંજ કમાવાનું સાહસ કરનારૂં સ્થળ ઉઘાડી શકાય.

હવે આપણી ખેતી તેમજ બીજા ઉદ્યોગોમાં જોઇતાં ઓજારો તેમજ યંત્રો બનાવવા માટે ધાતુની જરૂર છે.

લોઢું એ સૌથી ઉપયોગી ધાતુ છે. તેનાથી ઉપયોગમાં ઉતરતી ગજવેલ છે. લોઢાની ખાણો ઉપાડવાનું કામ પ્રથમ હિંદમાં હયાત હોય એમ જણાય છે. હિંદના ઘણા ભાગમાં લોઢાની વિશાળ ખાણો છે. હાલ કેટલાક સાહસિક નરવીરોએ લોઢાનું મોટું કાર્યાલય ખોલ્યું છે. લોઢાને શુદ્ધ કરવા જોઇતા કોલસાની ખાણો પણ પુષ્કળ છે, તેવડે તેમજ વિજળીની મદદ વડે તેને શુદ્ધ કરવાના કામમાં ફતેહ મળી છે, અને નિઃશંક પેદાશ સમયમાં ઘણોજ વધારો તથા સુધારો થશે, અને આશરે છ કરોડ રૂપીઆ લોઢાના તેમજ ગજવેલના ઓજારો ખરીદવા યુરોપમાં દરવર્ષે મોકલવા પડે છે તે અસ્ખલિત વ્યય બંધ થશે, અડસેરો કાઢતાં આશરે ૨૨ કરોડ રૂપીઆનું ત્રાંબુ અને ત્રાંબાની ચીજો ૧૯૦૪ માં હિંદમાં આયાત થઈ હતી. હિંદમાં ઉચી જાતના ત્રાંબાની ઘણીજ ખાણો છે અને તેમને જથ્થાબંધ શુદ્ધ કરી કાઢી શકાય તેમ છે. ત્રાંબાની કાચી ધાતુ મધ્ય પ્રાંતના ચાંદા

પ્રદેશમાં ઘણી જગાએ માલુમ પડે છે અને મુક્તા હસીલમાં ઓછામાં ઓછી ત્રણ જગાઓ છે જ્યાં પ્રાચીન સમયમાં આ ખાણોનું કામ ચાલતું હતું.

રજપુતાનાના સ્વતંત્ર સંસ્થાનોમાં કેટલેક સ્થળે ત્રાંબાની કાચી ધાતુ જડી આવે છે. અને અજમેરના બ્રિટીશ મુલકમાં ત્રાંબુ કાઢવાનું કામ ચાલે છે.

સીસાની બનાવટ પાશ્ચાત્ય દેશોમાં એક ઘણો આબાદ ધંધો થઇ પડ્યો છે. સીસું અને તેની બનાવટો આશરે ૨૫ લાખ રૂપીઆની ૧૯૦૦-૦૧ ની સાલોમાં હિંદમાં આયાત થઈ હતી. તે આંકડા બતાવી આપે છે કે આપણી શરેરાશ માગણી વધારે છે. સ્વાભાવિક રીતે એ સવાલ ઉઠે છે કે શું આપણા હિંદમાં સીસાની ખાણો નથી? અસલ શું આપણે સીસું કાઢતા નહોતા? આ પ્રશ્નોનો ઉત્તર મી. બાલ તેની "આર્થિક ભૂતળ" માં ઘણીજ બાહોશીથી આપે છે.

"જો કે હાલમાં હિંદમાં મોટા જથ્થામાં સીસાની ખાણો ઉપર કામ ચાલતું નથી તોપણ બીજી એવી એકે ધાતુ નહોતી કે જેની ખાણો ઉપર જથ્થાબંધ કામ ચાલતું હતું. આની સાબીતી દક્ષિણ હિંદમાં, રજપુતાના, બલુચિસ્તાન અને અફઘાનિસ્તાનની પ્રાચીન ખાણો, પૂરતી રીતે આપે છે. આની કેટલીક ખાણોમાં કાચી ધાતુ એટલા માટે શોધવામાં આવતી હતી કે તેની અંદર કેટલુંક રૂપું ભેળાયલું છે એવું તેઓ માનતા હતા." મદ્રાસ ઈલાકામાં કડાપા અને કરનુલ પરગણામાં અને બેલારી ટાપુમાં સન્ડુરની ટેકરીઓમાં સીસાની કાચી ધાતુ મળી આવતી. આપણે ફકત સંભાળપૂર્વક વિચારવાનું છે કે તે કાચી ધાતુને હિંદમા આપણા પૈસે તથા ચતુરાઈ વડે ફાયદાકારક રીતે કામમાં લઇ શકાશે કે નહિ.

પારો પાશ્ચાત્ય દેશોના ઉદ્યોગોમાં ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે. તે ઘણી કીમતી ધાતુ છે, અને તેનો કાચી ધાતુમાંથી તે સહેલાઇથી કાઢી શકાય તેમ છે. ૧૮૫૮ના વર્ષમાં મદ્રાસ સરકારને કાનાનોર આગળ લેટરાઈટની તળેટીમાં પારો છે તેમ જણાવવામાં આવ્યું હતું. ( Mining journal ) માઈનીંગ જરનલનો એક અંક વર્ણવે છે કે સીનાબાર ( Mercuric sulphide ) ની મોટી ખાણ ઉપીલ્સ ટેકરીમાં છે.

કલઇ અને પ્લેટીનમ હિંદમાં પુષ્કળ નીકળે છે. કલઇ, પાતારગડીયા અને બંગાળામાં હજારીબાગના મુલકમાં મળી આવે છે. પ્લેટીનમ જમનાના પ્રદેશમાં ટેર નદીમાં અને નૌરીશ આગળ કાબુલ નદીમાં મળી આવે છે. વળી બર્મામાં પણ નીકળે છે, તેવું જણાવવામાં આવ્યું છે.

૧૯૦૨-૦૩ માં હિંદમાં કાચ અને કાચના સામાનની આયાત આશરે ૯૫ લાખ રૂપીઆ જેટલી હતી. કાચ બનાવવામાં કાચો સામાન ચકમક, રેતી, સીસાની રાતી ભસ્મ (red lead) સ્વચ્છ કાર્બોનેટ ઓફ કેલસ્યમ, અને બેરીઅમ, સોડીઅમનો ખાર, પોટાશનો ખાર, મેન્ગેનીઝની ભસ્મ વીગેરે વપરાય છે.

ત્રીચીનાપલ્લીના પ્રદેશમાં ટેરા અને કાવેરીની વચ્ચે એક જાતની ધોળી માટીના થર છે જે ધાતુ વિગેરે ગાળવામાં વપરાતી ન ઓગળી શકે તેવી કુંડીઓ બનાવવાના

કામમાં આવે છે. વળી સ્વચ્છ ધોળી માટી દક્ષિણ આર્કટ પરગણામાં કડલોરની તળેટીમાં નીકળે છે. ધોળી સીલીકેનવાળી માટી રાજમહાલની ટેકરીઓમાં ઘણે ઠેકાણે મળી આવે છે, જે માટીનાં વાસણ બનાવવામાં સારી રીતે વાપરી શકાય. કેલ્શ્યમ સોડીયમ, પોટાશ્યમના ખારો હિંદના ઘણા ભાગની અમૂલ્ય ભૂમિમાં જથ્થાબંધ માલુમ પડે છે.

આપણા ઘણા લોકો જાણે છે તેમ હિંદમાં ઘણાજ જથ્થામાં અબરખ પણ ઉત્પન્ન થાય છે. પણ તે અજાયબ જેવું છે કે તેને માટે દેશમાં ઘણી થોડી માગણી છે. અબરખની બનાવટો વ્યાપારી અગત્યતા ધરાવતો એક ઉદ્યોગ છે, અને તે શોધી કાઢવા કામ લાંબા સમયથી બંગાળમાં થાય છે. હાલમાં મદ્રાસમા કેટલાક જથ્થામા નીકળે. ૧૯૦૪ ની સાલમાં તેની નિકાસ ૧૦૨૧ ટનની થઇ હતી, જેની કીંમત આશરે ૧ લાખની થાય.

મેન્ગેનીઝની પેદાશ થોડા વર્ષપર શરૂ થઈ જે ઇગ્લાંડ ખ રે ચઢે છે. હિંદ હાલમ મેન્ગેનીઝના ઉત્પાદક દેશ તરીકે બીજે નંબરે ગણાય છે. આની કાચી ધાતુ મધ્ય પ્રાંતમ પુષ્કળ મળી આવે છે.

આટલી બધી હિંદભૂમિની રસાળતા તેમજ પેદાશ છતાં તે અજાયબ જેવું છે કે હિંદ સૌથી ગરીબ દેશોની ગણત્રીમાં મુકાય છે.

હિંદુ રાજાઓની સાર્વભૌમ સત્તા પછી અને બ્રીટીશ શહેનશાહત પહેલાંની જે કાળી રાત્રીમાં હિંદને પસાર થવું પડયું છે તે સમયની આપણા ઉપ એક શ્રાપ તરીકે ગણાય છે, જેણે આપણા દેશના સર્વ ઉદ્યોગોનું સત્યાનાશ વાળ્યું છે. આ સ્વદેશી હિલચાલના દીવસોમા આપણે આ બાજુ તરફની ઔદ્યોગિક પ્રવૃતિની ખાસ જરૂરીઆત તરફ આપણા લોકોની આખો ઉઘાડવા સતત યત્ન ચલાવવો જોઇએ.

જોઈન્ટ સ્ટોક કંપનીઓ અને સહકારી સહાયક મંડળીઓ ઉભી કરી આપણી પ્રજાને આ બાબતમાં બારીક ધ્યાન લગાડવા મોટી રકમોની થાપણો ભેગી કરવી જોઇએ, અને આવી-મંડળીઓએ ઇંગ્લાડ, જર્મની અને અમેરીકાના નિપુણ નરો પાસેથી સલાહ લેવી જોઇએ

જાપાનમાં એકસપી પ્રયત્નોનો જલદી દેખાવ થવાથી તે દેશની આર્થિક સ્થિતિમાં જે મોટા ફેરફાર નજરે પડે છે તે સ્વાભાવિક રીતે મહાન્ વિપ્લવ ગણાય છે. ખેતીવાડી તેમજ રાષ્ટ્રીય પડતીનાં કરૂણી રહેલાં કાળાં વાદળાને તેણે અસરકારક રીતે વિખેરી નાંખ્યાં છે, એટલુંજ નહિં પણ તેમની સામાન્ય સ્થિતિ હમેશ કરતાં વધારે આબાદ છે. કારણ કે જાપાનીઓની થોડીજ જમીન છે છતા તેમાંથી પુષ્કળ ઉત્પન્ન કરે છે.

આપણી પાસે વિશાળ પ્રદેશ છે. આપણી ભૂમિ કનુ ધન છે, તો જો જાપાનીઓના સહકારીપણાના આત્માનું અનુકરણ કરવા શક્તિ ધરાવીશું તો જરૂર મહાનના શિખર ઉપર ચઢી આનંદ કરીશું. અસ્તુ.

ડવામાં આવે છે તેમણે પસંદ કર્યું નથી. ' આગળ વધનારાઓ ' ( Progressive એવું નામ જે મી. ગોખલે પસંદ કરે છે એમ આપણને જણાવવામાં આવ્યું છે ખરેખર વધારે સારૂં નામ છે. લોકોને આ નામ પસંદ આવતું નથી તેનું વળી બી કારણ તે પક્ષના કેટલાક લોકોએ પોતાના રાજકીય લક્ષ્યબિંદુ અને ઉદ્દેશ વિષે જે રહે ક્ષમા યાચવાની રૂઢિપર બોલવાનું પોગ ધાર્યું છે તેના લીધે છે. ખરૂં કહીએ નામને બાજુએ મેલતાં, આપણો ઉદ્દેશ શો છે ? પૂરેપૂરા શહેરી તરીકેના હક. હવે આપણને આવા હક મળી શકતા હોય ( અને તે, જ્યારે શક્તિમાં આપણે બ્રિટીશર બરોબર થઇએ અગર તેમને પણ ટપી જઇએ ત્યારેજ, બનવું શક્ય છે ) તો ખરે આપણે બ્રિટિશ સામ્રાજ્યની બહાર પોતાનું માન જાળવી જેટલે દરજ્જે બીજી પ્રજા શકે છે તેટલે દરજ્જે બ્રિટિશ સામ્રાજ્યમાં આપણે પણ રહી શકીએ. આપણા કહેવાનો અર્થ આ પ્રમાણે છે. સ્કોટલેન્ડ અને કેનેડાના વતનીઓને ફ્રેન્ચ અગર જર્મન લોક જેટલીજ તાબાની પ્રજાઓ સમજવી " ( અર્થાત્ તેઓ તાબાની પ્રજા નથી. ) "તેથ લોર્ડ મોર્લી ગમે તેમ કહે તો પણ જો આપણને બ્રિટિશ સામ્રાજ્યમાંજ જો સ્વરાજ મળે તો આપણી સ્થિતિ સ્કોચ, કેનેડીઅન, અગર વેલ્સમેન લોકોના જેવી થાય. પર કોઈક કદાચ એમ કહેશે કે ' બ્રિટિશ લોકો સ્કોચ ' અગર કેનેડીઅન જેવા આપણને થવા નહિ દે. ' આપણે તેનો સામો ઉત્તર એમ વાળીશું કે " ત્યારે શું તેઓ તમારું જુદું રાજ્ય સ્થાપવા દેશે ?-અને ખરેખર તમે બંડ કરીને તો ફતેહ નજ પામી શકો." વાસ્તવિક રીતે ક્રમથી પ્રાપ્ત થતા રાજકીય પરિણામનો આ સવાલ છે. અને અમારા મતમાં તો જો આપણને સ્વરાજ્ય મળી શકતું હોય તો એક રીતે જોતાં બ્રિટિશ મહા-રાજ્યની બહાર રહેવા કરતા અંદર રહેવું વધારે સારૂં છે. કારણ કે ભવિષ્યનો આદર્શ ચોખ્ખી રીતે પ્રજાઓની એકરુપી ( federation ) નો છે. પણ તેમ થતાં પહેલાં વિશ્વ-કલહ થાય તેમ છે, તે કલહને માટે ન્હાના પક્ષ કરતાં મોટા પક્ષના અંગ બનવું વધારે સારૂં છે. અને મહારાજ્યમાં રહી સ્વરાજ્ય પ્રાપ્ત કરવું તેનો અર્થ એવો થતો નથી કે એક પ્રજા બીજી પ્રજાની તાબેદાર બનીને રહે. તેટલા માટે રાજકીય બાબતમાં" વધારેમાં વધારે લાગણીવાળા માણસને માટે પણ બ્રિટિશ મહારાજ્યમાં રહેવામાં લગાર પણ માનહાનિ થવીજ જોઇએ એવું ધારવાનું કાંઇ કારણ નથી અને આ બધું છતાં બીજી કોઈ પણ પ્રજા જેટલું જ આપણે પણ તેને (માનને) ઉપજાવવા જેટલું કીધું છે. જ્યારે આપણને બ્રિટિશ મહારાજ્યમાં સ્વરાજ્ય મળશે ત્યારે આપણી પ્રજાની સખ્યા અને આપણાં સાધનો પ્રમાણે તેમાં સમાએલી બીજી કોઇ પણ પ્રજા કરતાં ઉતરતો દરજ્જો આપણે નહિ ભોગવીએ, ઉલટું આપણી સ્થિતિ તેનાથી નિરાળી જ થશે, અને આ સ્થિતિ જહાલ લોકોના ઉદ્દેશ કરતાં વધારે સારી છે, જો કે તે ઉપરથી જોતાં કદાચ એમ નહિ હોય.

" કેટલાક લોકો એમ ધારતા દેખાય છે કે બ્રિટિશ-સામ્રાજ્યમાં રહી સ્વાતંત્ર્ય મેળવી શકાય જ નહિ. તેઓ ભૂલ કરે છે. અમે તેનો દાખલો આપીશું. ઇંગ્લાંડમાં હકને માટે લડત ચલાવતી સ્ત્રીઓની આગેવાન મિસ પેન્કહર્સ્ટ એમ કહે છે કે, સ્વાતંત્ર્ય વિનાની જીંદગી શા કામની છે !" હવે જ્યારે તે હક માગનાર સર્વે આ પ્રમાણે કહે

છે ત્યારે તેનો અર્થ શું એવો થાય છે કે તેઓ ઇંગ્લાંડ સામે બંડ કરી કામરૂ દેશના જેવું જુદું સ્ત્રીઓનું રાજ્ય સ્થાપવા માંગે છે ? બેશક નહિ. તેઓને તો મહારાજ્યમાં જે પૂરેપૂરા શહેરી તરીકેના હક જોઇએ છે. આપણી સ્વાતંત્ર્ય માટેની બૂમ પણ મહારાજ્યમાં પૂરેપૂરા શહેરી તરીકેના હકને માટેની બૂમ જ સમજવી. બ્રિટિશ રાજ્ય સામે સખતમાં સખત ટીકાઓ કરતી વખતે પણ આપણે બંડ કરવાનું નથી ધારતા; કારણ કે તેમ કરવું તે આપણા સારામાં સારા હિતની વિરૂદ્ધ છે અને વિશેષમાં તે અમલમાં મેલી શકાય તેમ નથી; આમાંનું પાછળનું કારણ, જે માણસ હજી પણ આનાથી આગળ દલીલ ચલાવવા મરજી ધરાવે છે, તેનું મ્હોં બંધ કરવા સબળ છે. "

( ' મોડર્ન રીવ્યુ ' પુ૦ ૫, નં૦ ૩ ઉપરથી. )

---

**ગ્રાહકોને અગત્યની સૂચના**—'ઉદ્‌બોધન' નું ચાલુ વર્ષ બીજું પુરું થાય છે. હવે જેમની પાસે લવાજમ બાકી છે તેમણે તાકીદે મોકલી આપવાની કૃપા કરવી. મિત્રમંડલ પુસ્તકાલયો પૈકી જેમને જે જે અંકો નહિ મળ્યા હોય તે વિષે તાકીદે લખી જણાવવું તથા તેમના સરનામામાં ભૂલ થતી હોય તેની ખબર આપવી; કે જેથી વખતસર અને બરોબર અંકો મળતા રહે. ગામ અને પોસ્ટનાં અધુરાં નામ સરનામા ઉપર લખાતાં હોવાથી કેટલાક અંકો પાછા આવે છે તો જેમને અંકો નિયમિત નહિ મળતા હોય તેમણે પોતાનાં સરનામાં પૂરેપૂરાં લખી જણાવવાં. આ બારમા અંકમાં અગત્યના વિષયો વધી જવાથી શિરસ્તા કરતાં બે ફોર્મ વધારે આપ્યાં છે તે પણ ગ્રાહકોએ લક્ષમાં લેવું. વ્યવસ્થાપક—"ઉદ્‌બોધન", રીચીરોડ—અમદાવાદ.

---

## ઉદ્બોધનના પુસ્તક ૨ ( મે ૧૯૦૮ થી એપ્રીલ ૧૯૦૯ સુધી ) ના વિષયોનું સૂચિપત્ર.



## ઉદ્‌બોધનના પુસ્તક ૨ ( મે ૧૯૦૮'થી એપ્રીલ ૧૯૦૯ સુધી ) ના વિષયોનું સૂચિપત્ર.

